પુ. ૧૨ મું ]　　　　એપ્રિલ-જૂન : ૧૯૩૯　　　　[ અંક ૧

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશીરાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારું ત્રૈમાસિક

**The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.**

## નાનાંમોટાં તમામ દેશી રાજ્યો ઓછામાં ઓછું આટલું આપી શકે :

"૧. પૂર્ણ નાગરિક સ્વાતંત્ર્ય,—જ્યાંસુધી તેનો સીધી કે આડકતરી રીતે હિંસાને ઉત્તેજવામાં ઉપયોગ કરવામાં ન આવે. આમાં છાપાં ચલાવવાની અને હિંસાને ન ઉત્તેજનારાં છાપાં મંગાવવાની છૂટ આવી જાય છે.

૨. દરેક રાજ્યના પ્રજાજનોને મંડળ સ્થાપવાની અને તે તે રાજ્યોમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાની તરફેણમાં પ્રજામત કેળવવાની સ્વતંત્રતા.

૩. રાજ્ય બહારના હિંદીઓને, જ્યાંસુધી તેમની પ્રવૃત્તિઓ મજકૂર રાજ્યનો નાશ કરવાને સારુ યોજાયેલી ન હોય ત્યાંસુધી કશી રોકટોક વગર રાજ્યોમાં દાખલ થવાની સ્વતંત્રતા.

૪. રૂ. ૧૦ થી ૧૫ લાખની વાર્ષિક આવકવાળાં રાજ્યોમાં આવકના દશમા ભાગ સુધી અને કોઈપણ દાખલામાં વાર્ષિક ત્રણ લાખ રૂપિયાથી વધુ નહિ એવી મર્યાદા રાજાના અંગત ખરચ (દા. ત. મહેલના ખરચો, મોટરગાડીઓ, તમાશાઓ, રાજાના મહેમાનો ઇ.) ઉપર મૂકવી, સિવાય કે એવા ખરચોની બાબતમાં કે જે સ્પષ્ટપણે નિર્દોષ કરેલી જાહેર ફરજો બજાવવાને અંગે થયા હોય.

૫. ન્યાયખાતુ સ્વતંત્ર, સ્થાયી અને તમામ પ્રકારની દખલગીરીથી મુક્ત રહે. આ બાબતમાં એકસરખો અમલ અને કડક નિષ્પક્ષપાત જળવાય એટલા સારુ જે પ્રાંતમાં રાજ્ય આવેલું હોય તે તે પ્રાંતની હાઈકોર્ટમાં અપીલ કરવાની જોગવાઈ રહે. હાઈકોર્ટોનું નિયમન કરનારા કાયદામાં ફેરફાર કર્યા વગર આ કદાચ શક્ય ન હોય, પણ હું માનું છું કે જો રાજાઓની સંમતિ હોય તો તેવો ફેરફાર સહેલાઈથી થઈ શકે."

—ગાંધીજી



---

તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

# અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ.

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૨ મું] એપ્રિલ-જુન: ૧૯૩૯ [અંક ૧

## કાઠિયાવાડની જમાને લગતા ઠરાવોની હકીકત

ઈ. સ. ૧૭૫૨-૫૩ માં સોરઠ, હાલાર, ગોહેલવાડ અને કાઠિયાવાડ પ્રાંતની વહેંચણ બાબત શ્રીમંત પંતપ્રધાન સાથે પહેલી વખત ગોઠવણ કરવામાં આવી હતી. અને તેને લગતો જે ઠરાવ કરવામાં આવ્યો હતો તેમાં સરકાર તરફથી મિ. સી. જે. અરરકીને, સરકારના ડેપ્યુટી સેક્રેટરી તરીકે સહી કરી હતી. આ અસલી ઠરાવ પેશ્વા અને કંપની સરકાર વચ્ચે થયેલો હતો પરતુ તેનો અમલ પૂરેપૂરો થયો હોય એમ જણાયું નથી. પણ ત્યાર પછી ઈ. સ. ૧૮૦૨-૩ માં કાઠિયાવાડ અને મહીકાંઠાની વહેંચણી સંબંધી પેશ્વા સરકાર અને ગાયકવાડ વચ્ચે ફરી ઠરાવ થયેલો જણાય છે. આ અરસામાં પેશ્વા પાસેથી ગાયકવાડ સરકાર, મુલકોનો ઇજારો રાખતા હતા. અને એવી રીતે જ્યારે અમદાવાદનો પહેલો ઇજારો પૂરો થયો ત્યારે ૧૮૦૨-૩ માં વહેંચણીનો ઠરાવ તૈયાર કરવામાં આવ્યો હતો. પરતુ ૧૮૧૪ માં અમદાવાદનો બીજી વખતનો ઇજારો પૂરો થયો અને બાજીરાવ પેશ્વાએ કાઠિયાવાડ અને અમદાવાદના પ્રદેશનો કારભાર પોતાના હસ્તક લીધો ત્યાં સુધી ૧૮૦૨-૩ વાળો ઠરાવ મજુર રહ્યો હોય એમ જણાતું નથી. તેમ તે ઠરાવ પેશ્વા સરકારને મોકલવામાં પણ આવેલો નહીં. આ ઠરાવનું જે લખાણ કરવામાં આવ્યુ હતુ તેમાં ગાયકવાડ અને પેશ્વાની વચ્ચે કાઠિયાવાડ તથા મહીકાંઠાની વહેંચણીની એકદર રકમ લગભગ તેર લાખ ઉપરાંતની થતી હતી. જેમાં રેવાકાંઠાના સંસ્થાનોનો સમાવેશ થતો ન હતો. આ ઠરાવ નીચે પણ સરકારના ડેપ્યુટી સેક્રેટરી મિ. અરરકીનની સહી છે. પરતુ આ ઠરાવની પાછળ મિ. ચેપલેન જેઓ તે વખતે દક્ષિણ વિભાગમાં કમિશનર હતા તેણે લખ્યું છે કેઃ—

"ઇ. સ. ૧૭૯૦-૯૧ થી આરબી સન ૧૨૦૩ માં (ઈ. સ. ૧૮૦૩) જ્યારે ગાયકવાડે ત્રણ ચાર વરસ પહેલાં પેશ્વાની સત્તા કાઢી નાંખી અને આ બે સંસ્થાનના ભાગની અંદર લખ્યા પ્રમાણે વહેંચણ કરી ત્યાં સુધીના કાઠિયાવાડને લગતા દફતરમાં કાગળો નથી."

"આ કાગળો, સન ૧૨૧૫ હીજરી ઈ. સ. ૧૮૧૪-૧૫ સુધી જ્યારે રેસીડેન્ટે અમદાવાદનો ઇજારો ફરી વખત રજુ કર્યો ત્યાં સુધી અને કાઠિયાવાડમાંના પોતાના બધા હક સાડાચાર લાખ રૂપીઆની અસલ રકમ માટે સનદમાં લખી આપ્યા ત્યાં સુધી, આપી દીધા કે તે ઉપર સહી કરેલી જણાતી નથી."

પરતુ ઈ. સ. ૧૮૦૭-૮ માં કાઠિયાવાડના તાલુકદારો સાથે ફેલ જામીનના દસ્તાવેજો કરવામાં

આપ્યા તે પહેલા આ વહેચણીની બાબત નક્કી કરી નાખવામા આવી હોય એમ જણાય છે ફેલ જામીનનો દસ્તાવેજ, ચાલુને માટે જમાબધીનુ લખત અને તે બાબતના જમાનનો દસ વરસની મુદતનો દસ્તાવેજ એક સરખી રીતે અને એક જ વખતે તાલુકદારો પાસેથી કરાવી લેવામા આવ્યા છે આ તાલુકાઓ નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| ઝાલાવાડના | ૫૩ |
| કાઠિયાવાડના | ૫૫ |
| મચ્છુકાંઠાના | ૨ |
| હાલારના | ૨૬ |
| સોરઠના | ૩ |
| બરડાનો | ૧ |
| ગોહિલવાડના | ૨૭ |
| ઉંડ સરવૈયા | ૨૩ |
| બાબરીઆવાડ | ૩૩ |
| ઓખામંડળ | ૧ |

ઉપરના તાલુકાઓના તાલુકદારોની પાસેથી જે દસ્તાવેજો (ફેલ જામીન, જમાબધી અને જમાનતી મુદત સબધી) કરાવી લેવામા આવ્યા તેઓને ગાયકવાડ સરકારે અને બ્રિટિશ સરકારના એજન્ટે પોતાની સહી કરીને એક યાદી આપી હતી જેને સામાન્ય રીતે જુદી ચુકવતીની યાદી તરીકે ઓળખી શકાય આવી યાદી લીંબડીના રાજ્યને આપવામા આવી હતી પણ એ સિવાયના બધાને લગભગ એક સરખી યાદી આપવામા આવી હતી એમ જણાય છે એ યાદીનો મુસદ્દો અમે આ નીચે એટલા માટે આપ્યો છે, કે જેને તાલુકદારો પોતાના સેટલમેન્ટ કે કરારપત્રી તરીકે ગણે છે આ મુસદ્દા ઉપર બ્રિટિશ સરકારના એજન્ટની સહી થયેલી છે

### તાલુકા ની ચુકવતીના બદોબસ્તની કલમબંધીની યાદ

**કલમ ૧લી** ચાલુને માટે બારવટીનો એ પરવાનો આપવો જોઈએ કે મારા સરહદમા જતા આવતા લશ્કરથી હરકત ન થાય

**કલમ ૨ જી** ફીરતબધીના પૈસા અગાઉની પેઠે આપવા છે

**કલમ ૩ જી** મારા તાલુકામાથી જનાર લશ્કર, મારા ગામમા એક સાહેબ અગર ચોકીઆત બેસારે, તેને ખોરાક ચઢી દસ્તુર પ્રમાણે મળશે

**કલમ ૪ થી** વસુલાતનો બદોબસ્ત થયા પછી લુટાયેલા માલનુ વળતર આપવુ છે

**કલમ ૫ મી** સરકારે મારા ભાયાતની ચુકવતીનો પહેલાની પેઠે જુદો બદોબસ્ત કરવો અને તે બાબત મને જવાબદાર ગણવો નહીં

**કલમ ૬ ઠ્ઠી** મારા ભાયાત કે ભાગીદારોએ કરેલી ફરીઆદથી દસ્તાવેજમા લખેલી મારી કોઈપણ મિલકત જે મારા કબજામા હોય તેને સરકાર ગેરવાજબી હરકત કરશે નહીં અને તે મને ભોગવવા દેશે હુ જે કાંઈ હવે પછી કરીશ તે પ્રથમ સરકારની મજુરી લઈ કરીશ

**કલમ ૭ મી** સરકારને મારી કાંઈ ગેરચાલ માલુમ પડે તો તે વિષે ચેતવવા મને કાસદ મોકલવો અને તેનો જવાબ દેવા હુ ના પાડુ તો મારી ઉપર મોસલ કરવો

**કલમ ૮ મી** મારા તાલુકામા આસમાની સુલતાની થાય તો તે માટે સરકાર છુટ મૂકશે

**કલમ ૯ મી** ઉપરની કલમો મુજબ સરકારે ચલાવવુ અને હવે પછી ચાલુને માટે ચુકવતી બાબત સવત ૧૮૬૫ મા કરેલી કબૂલાત મુજબ હું વડોદરે વર્ષો વર્ષ કબૂલ કરૂ છુ તે મેં સારા દેશરત્નસાત, તથા આડજમાન આપ્યા છે તે પ્રમાણે ચાલીશ આ દસ્તાવેજ હુ પાણ તેના કર્નલ વોકર સાહેબે બાહેધરી થવુ એજ અરજ

ગાયકવાડ સરકારની સહી

સરકાર ઉપરની કલમ પ્રમાણે પાળશે

જે આર કરનાક
રેસીડેન્ટ

---

જે તાલુકદારોએ ઉપર મુજબ દસ્તાવેજો લખી આપ્યા તેને આ વખતે વડોદરાના રેસીડેન્ટ લેફટેનન્ટ

કર્નલ વોકરની સામી સહીથી નીચે મુજબ એક બીજો કાગળ આપવામાં આવ્યો હતો.

રાવશ્રી આનદરાવ ગાયકવાડ સેનાખાસખેલ બહાદુર વા...... તાલુકદાર......જત......વરસથી વડોદરા મુકામે હરસાલ તમારા તાલુકાની ચુકવતીનો બંદોબસ્ત કરવા સંબંધી તમારો ઠરાવ મજુર થયો છે માટે તમારે તમારા તાબાના પ્રગણાનુ ખાતરી રાખી રક્ષણ કરવુ સાથે જોડેલી યાદીમાં લખેલી કીરત મુજબ તમારે જમાબંધી અને ખરાજાતની રકમ દર વરસ ભરવી અને તમારા તાલુકામા કોઇ વરસ આસમાની સુલતાની થશે તો સરકાર તેનો વિચાર કરશે. આ કલમો પળાવવા મેજર વોકરને બાહેધર આપ્યા છે. તમે દસ વરસ સુધી વડોદરા મુકામે ચુકવતીનો બંદોબસ્ત કરવાના તમારા લખત મુજબ ચાલશો અને ત્યારબાદ ચલુને માટે તમારા ફેલજમાન અને આડજમાનના દસ્તાવેજ સિવાય એમનું એમ નિરંતર ચલાવશો તો તમને આ પરવાનાથી સરકાર કોલ આપે છે. તારીખ .....

ખરો તરજુમો.

જે. આર. કરનાક
રેસીડેન્ટ

---

## ઇ. સ. ૧૮૧૫ ના માર્ગની તા. ૧૫ મીએ મિ. એલ્ફીન્સ્ટને પેશ્વાની સરકારમાં કરેલી દરખાસ્તનો મુસદો.

પ્રથમ એવો રિવાજ હતો કે પેશ્વા અને ગાયકવાડ, કાઠિયાવાડ અને મહીકાંઠાની જમા એ પ્રાંતમાં લશ્કર મોકલી ઉઘરાવતા. આ રીત માફક ન આવી. કારણ કે લશ્કરનો ખર્ચ જમાની રકમમાથી બાદ થતો હતો. અને કાઠી લોકો આથી હમેશાં સામા થઇ મરાઠા તાબાના ગુજરાતના ભાગમાં હુમલા કરી હમેશાં વેર લેતા ગાયકવાડ કે જેઓ એ વખતે અમદાવાદના સરસુબા હતા તેમણે આવી ખરાબી બંધ પાડવાની મતલબથી પોતાની અને પેશ્વાની તરફથી ચલુને માટે બંદોબસ્ત કરવા ઠરાવ કરવો કે જેથી લશ્કર મોકલવાની જરૂર ન પડે અંગ્રેજ સરકારે પણ પોતાના મિત્ર પેશ્વા અને ગાયકવાડને મદદ આપવાના હેતુથી અને કાઠિયાવાડમાં જુની રીત પ્રમાણે જે ગેરબંદોબસ્ત ચાલતો હતો તેથી પોતાનાં ગુજરાતના સંસ્થાનને થતી હરકત મટે, માટે આવો બંદોબસ્ત કરવા એક મત થઇ ઠરાવ કરવો. એ મુજબ ઈ. સ. ૧૮૦૭ સંવત ૧૮૬૩ માં ઓનરેબલ કંપનીનુ લશ્કર અને ગાયકવાડના ઘોડેસ્વારોને કાઠીઆવાડમા મોકલ્યા, અને એ દેશના સરદારો સાથે ગાયકવાડના કારભારીઓએ ઓનરેબલ કંપનીની બાહેધરીથી કોલકરાર કર્યો, ત્યારથી આ બંદોબસ્તની અસર સારી થઈ જણાય છે. પછવાડેથી એવો જ બંદોબસ્ત મહીકાંઠામા થયો મહારાજા પેશ્વાએ જ્યારથી ગાયકવાડ પાસેથી અમદાવાદનો ઇજારો છોડાવ્યો ત્યારથી આયંદેને માટે શી રીતે વર્તવુ તે સબંધી એક યાદી કરવા જરૂર જણાય છે.

### કલમ ૧લી

ઓનરેબલ ઇસ્ટ ઇડિયા કંપની, જમાબંધી વસુલ કરવા બાબત પ્રથમ દસ વરસ સુધીના જમાન લઈ, કરાર કરે છે કે જો રાજાઓ જમા ન આપે તો મહારાજા પેશ્વાની જમા દસ વરસની આખર સુધીમાં તેઓના જમાન પાસેથી અમાર અપાવવી પેશ્વાએ તાલુકદારોના કામમાં કદી વચ્ચે પડવુ નહીં, એવો કરાર કરી વચન આપે છે, કે ઓનરેબલ કંપનીની જામીનગીરીમાથી થયેલા દસ્તાવેજો ખીન તકરારે પાળવા છે.

### કલમ ૨જી

તાલુકદારો પેશ્વાની જમાનો ભાગ આપવા પોતાના વકીલોને અમદાવાદ મોકલશે, પણ તાલુકદારો કે તેની રૈયત ઉપર સર સુબેદારે કોઈ પણ જાતનો દાવો ન કરતાં તેઓ ઉપર કાંઇ પણ હકુમત ચલાવવી નહીં.

### કલમ ૩જી

જો એમ માલમ પડશે કે કાઠિયાવાડ અને મહીકાંઠામાં મહારાજા પેશ્વાના તાબાની કાંઇ જગ્યા કે કીલ્લા છે તો તે જગ્યા અગર કીલ્લા મહારાજાને

સ્વાધીન થશે, પણ મહારાજાએ ખાસ જરૂર વગર ચાલુ રક્ષણ સારૂ તેમાં કિલ્લેદાર ન રાખવા અને અડખે પડખેના પ્રાંતના લોકોની દરમિયાન આવવા કીલ્લેદારને રજા ન આપવી.

### કલમ ૪ થી

પેશ્વાની જમા દસ વરસના ઠરાવ મુજબ અમદાવાદમાં ભરાશે. અને તેમાં કાંઇ અડચણ આવશે તો બ્રિટિશ સરકાર પૂરેપૂરી અપાવશે. મહારાજાએ એ દસ વરસમાં તાલુકદારો સાથેની કોઇ પણ બાબતમાં દરમિયાન આવવું નહિ. દસ વરસ પછી કોઈ તાલુકદાર પોતાની જમા નહીં આપે તો પછી અંગ્રેજ સરકાર તેના જવાબદાર નથી. તો પણ પહેલ.ની જેમ જમાને માટે જામીન અપાવવાના પ્રયત્નમાં પેશ્વા અને ગાયકવાડની સાથે સામીલ રહેશે, કે જેથી કરી વગર ખરચે જમા વસુલ થઇ શકે. જો જામીન ન અપાવી શકાય તો ગાયકવાડ ને પેશ્વાએ બનેએ પોતાની જમા વસુલ કરવા ભેળા થઈ કામ કરવુ અને તેમાં ખરચ થાય તે વહેંચી લેવો. પણ બ્રિટિશ સરકાર અને ગાયકવાડને કાઠિયાવાડમાં કાંઈ ફીતુર ઉઠવાથી પેશ્વા કરતાં કાંઇ ઓછુ નુકસાન નહીં થાય માટે મહારાજા પેશ્વાએ હાલના ઠરાવ પ્રમાણે જમા ઉઘરાવવી અને વધારેની માગણી ન કરવી જ્યા સુધી ઈમાનદારીથી જમા આપવામાં આવે ત્યા સુધી દેશમા લશ્કર ન મોકલનાં જુદા દસ્તાવેજોમાં દર્શાવ્યા પ્રમાણે ભોમીઆઓના જુના હકનું માન રાખવું.

### કલમ ૫ મી

વડોદરાનો બ્રિટિશ રેસીડેન્ટ કાઠિયાવાડનુ સમાધાન રાખવાના હેતુથી અને તાલુકદારોએ કરેલા ઠરાવો પાળવા સબંધી કાંઈ જાહેર કરે તો તે ઉપર સર સુબેદારે ધ્યાન આપવું,

(સહી) એમ એલ્ફીન્સ્ટન
પુનાનો રેસિડેન્ટ

---

**મી. એલ્ફીન્સ્ટને રજુ કરેલા મુસદ્દાની અવેજી તા. ૫ મી એપ્રિલે પેશ્વા સરકાર તરફથી કરેલ દરખાસ્તનો મુસદ્દો.**

સરકાર અને ગાયકવાડની વાર્ષિક જમા, ભોમીઆ અને જમીનદારો પાસે લેણી થયાથી એ બન્નેનું લશ્કર કાઠિયાવાડ અને મહીકાંઠામાં જતું. તેથી જ્યારે ભગવંતરાવ ગાયકવાડ અમદાવાદના સર સુબેદાર હતા ત્યારે તેણે ગાયકવાડના લશ્કરની સાથે કાઠિયાવાડ અને મહીકાંઠામાં સરકારનું લશ્કર મોકલ્યું. તે વખતે એટલે હીજરી સન ૧૨૦૭ માં ભોમીઆઓએ ઓનરેબલ ઈસ્ટ ઈંડીયા કંપની મારફત બને સરકારને અરજ કરી કે જમાબધી ઉઘરાવવા સારૂ કાઠિયાવાડ અને મહીકાંઠામાં સરકાર અને ગાયકવાડનું દર વરસ લશ્કર આવે છે તેથી અમને તે વખતે ઘણુ જ દુ:ખ વેઠવુ પડે છે, માટે અમો નિયમસર દર વરસ જમા આપવા દસ વરસ સુધીનો દસ્તાવેજ કરી આપીએ છીએ તે મુદત પૂરી થયા બાદ અમે લશ્કરી હુમલાની મુશ્કેલીમા આવ્યા વગર નવેસરથી બંદોબસ્ત કરી આપશું. આ અરજ ઉપરથી અમદાવાદના સરકારી અધિકારી અને ગાયકવાડે વિચાર કર્યો કે કાઠિયાવાડ અને મહીકાંઠાની જમા વસુલ કરવા દર વરસે બનેના લશ્કરને જવુ પડે છે તેથી લશ્કરના પગારનો ખર્ચ વેઠવો પડે છે. વળી ગુજરાતના બને પ્રગણાઓમાં ભોમીઆઓ લુટફાટ કરે છે તેથી દેશની આબાદીને પણ અડચણ પહોચે છે. અને ભોમીઆઓ સાથે દસ્તાવેજ કર્યાથી લશ્કર મોકલ્યા વિના જમાની રકમ વસુલ થઈ શકશે. તથા ગાયકવાડને, સરકારનાં પ્રગણાંને તેમજ ઓનરેબલ કંપનીની બટાલીઅનના પગાર માટે મુકરર કરેલી જમીનને ભોમીઆઓ હરકત કરતા બધ થશે. આ વાતનો વિચાર કરી દસ વરસની મુદતની જમા બધી આપવા ઓનરેબલ ઈગ્લીશ કંપનીને જામીન લઈ ભોમીઆઓને દસ વરસ સુધીના દસ્તાવેજો કરી આપ્યા અને ભોમીઆઓએ કરી આપેલા દસ્તાવેજો કબૂલ કર્યા

ગયા હીજરી સન ૧૨૧૪ ની આખરે દસ્તાવેજમાં કરેલી મુદતનાં સાત વરસ પૂરાં થયાં. આ સાત વરસમાં જમાબધી નિયમસર-અમદાવાદના સર

સુબેદાર અને ગાયકવાડને ઠરાવ પ્રમાણે લશ્કર મોકલવાની જરૂર પડતાં,—અંગ્રેજ સરકાર મારફત આપે ગયા છે. આ વરસમાં સરકારે અમદાવાદની સુબેદારી ઉપરથી ભગવંતરાવ ગાયકવાડને ખેસવી ત્ર્યંબકજી ડેંગલેને એ હોદ્દો આપ્યો. પણ સરકારના અધિકારી અને ગાયકવાડે કરી આપેલા દસ્તાવેજથી ઠરેલી રકમ હજી ત્રણ વરસ બાકી છે. તે બ્રિટિશ રેસીડેન્ટ મી. એલ્ફીન્સ્ટન જાહેર કરે છે કે સરકારે દસ્તાવેજ પાળવાં જોઈએ. એ દસ્તાવેજની મુદતનાં બાકી ત્રણ વરસના ઠરાવ માટે આ યાદી કરી આપવામાં આવી છે.

## કલમ ૧ લી

અમદાવાદ તાલુકાના માજી ઈજારદાર ભગવંતરાવ ગાયકવાડે ભોમીઆઓને જ્યારે પરવાના કરી આપ્યા અને તે વખતે ભોમીઆઓ પાસેથી બ્રિટિશ સરકાર માર્ફત જે દસ્તાવેજો કરાવ્યા તે અસલ કાગળો તેણે સરકારને સોંપવા અને તેણે છાની બક્ષિસ તરીકે પૈસો એકઠો કર્યો હોય અગર દરબાર ખર્ચ અને એવીજ બીજી રકમો, દસ્તાવેજમાં ઠરેલી રકમ ઉપરાંત ઉઘરાવી હોય તેનો હિસાબ આપવો. ભોમીઆ, જમીનદારોએ અમદાવાદ જઇ સરકારના અધિકારી પાસે રજુ રહેવું અને ત્રણ વરસ આ દસ્તાવેજનો અમલ ચાલુ રહેશે તેમાં તેઓએ અંગ્રેજ સરકારની જામીનગીરીથી કબુલ કરેલા પૈસા આપવા. સિવાય અંગ્રેજ સરકારની જામીનગીરીથી દસ્તાવેજમાં ઠરેલી રકમ ઉપરાંત બક્ષિસ અને દરબાર ખર્ચની બાબત આપવાની જે તેઓને ટેવ છે તે તેઓએ આપવી.

## કલમ ૨ જી

ભોમીઆ તરફના વકીલો એ અમદાવાદમાં સરકારના અધિકારીઓ પાસે ચાલુ રહેવું અને દર વરસે કરાર પ્રમાણેના પૈસા તથા બક્ષિસ અને દરબાર ખર્ચ વગેરે અમદાવાદની તીજોરીમાં ભરી તેની પહોંચ લેવી. એ સિવાય તેઓને હરકત થશે નહીં. તેઓએ સરકાર મરજી પ્રમાણે ચાલવું.

## કલમ ૩ જી

કાઠિયાવાડ અને મહીકાંઠામાં જે કોઈ સરકારના કીલ્લા હોય તે તેના સામાન સહિત સરકારને હવાલે કરવા. તેમાં તેના રક્ષણ સારૂ સરકાર તરફથી કીલ્લેદારો રહેશે. પણ કીલ્લેદારે રૈયત ઉપર જુલમ કરવો નહીં. અને ભોમીઆએ પણ કીલ્લેદાર તરફ ગેરરીતે વર્તવું નહીં.

## કલમ ૪ થી

જુદા દસ્તાવેજોમાં લખ્યા મુજબ ભોમીઆઓનો અસલ વહીવટ પાળવો એવી મરજી બતાવ્યાથી તે પ્રમાણે અસલ વહીવટ શું છે તેનો તપાસ કરી નક્કી થયે તે મુજબ હુકમ આપવામાં આવશે.

## કલમ ૫ મી

જમા આપવામાં અંગ્રેજ સરકારના જામાનીપણા પર વિચાર કરતાં કાઠિયાવાડ અને મહીકાંઠાના ભોમીઆ જમીનદારમાં કાંઈ તકરાર ઉઠે તો વડોદરાના બ્રિટિશ રેસીડેન્ટે, ભોમીઆઓને અમદાવાદ સરકારના અધિકારીઓ પાસે લઈ જઇ તેઓનો મતભેદ જાહેર કરવો અને સરકારને ઘણુ કરી ફાયદો થાય તેવી રીતે બન્નેએ ચાલવુ.

## કલમ ૬ ઠ્ઠી

સરકારના પ્રગણામાંથી ઘાસદાણાની બાબતના પૈસાનો ગાયકવાડ જે દાવો કરે છે તે પૈસા ગાયકવાડને ન આપવા. ભોમીઆએ પોતાની નિયમિત જમા ઉપરાંત સરકારને ઘાસદાણાના પૈસા આપવા.

## કલમ ૭ મી

દર વરસનો ઠરાવ પૂરો થયા બાદ હાલના દસ્તાવેજથી ઠરેલી રકમ કરતાં ઓછી જમા ન લેવી, પણ તપાસ કરી જોતાં જેટલી વધુ વસુલ કરી શકાય તેટલી કરવી.

( ખરો તરજુમો ) ( સહી ) એમ. એલ્ફીન્સ્ટન
પૂનાના રેસીડેન.

# કચ્છના મહારાઓશ્રી અને તેમના ભાયાતો

( લેખક રા. રા. શ્રી લક્ષ્મીચંદ દેવચંદ )

હિન્દુસ્તાનનાં બધા દેશી રાજ્યો માહેના ભાયાતો કરતાં કચ્છ રાજ્યના ભાયાતોનો તે રાજ્ય સાથે અનોખો અને અનેરો સંબંધ છે અને તે સબધે કેટલુક નવીન હોવાથી વાંચકોને રસપ્રદ થાશે તેવા હેતુથી નિચેની હકીકત લખવામાં આવી છે. *

કચ્છ રાજ્ય સાથે અંગ્રેજ સરકાર સંધીથી જોડાયા તે કેવી ખાસ કીસમનો છે તે સમજવા સારૂ અંગ્રેજ સરકાર આ દેશના સમાગમમાં આવ્યા તે પહેલાં આ દેશની કેવી સ્થિતિ હતી તે સમજવાની ખાસ આવશ્યકતા છે.

## કચ્છમાં જાડેજાઓનું આગમન.

જાડેજા રાજપૂતો ઇસ્વીસનની પદરમી સદીમાં સિંધમાંથી કચ્છ દેશમાં આવી વસેલા છે તેઓ આ દેશમાં આવ્યા તે પહેલા આ દેશના પશ્ચિમ ભાગ ઉપર ચાવડાઓનુ સ્વામીત્વ હતુ પરંતુ તેમને જાડેજા રાજપૂતોએ ટુક સમયમા જ કાબુમાં લઈ હાંકી કાઢ્યા તેમજ કચ્છના મધ્ય ભાગમા વસતા કાઠીઓને તાબે કરી આ દેશ છોડવાની ફરજ પાડી

કચ્છનો પૂર્વ ભાગ જે વાગડના નામથી પ્રસિદ્ધ છે તેમાં વાઘેલા રાજપુતો હતા તેના ઉપર પણ જાડેજા રાજપૂતોએ પોતાની સત્તા જમાવી પરંતુ ચાવડાઓ તથા કાઠીઓની માફક વાઘેલાઓને આ દેશમાંથી સદંતર નાબુદ કરી શકયા નહિ. જાડેજા સરદારો પ્રથમ જામના ઉપનામથી ઓળખાતા. પરંતુ કચ્છમાં પહેલા રાવ ખેંગાર કે જેણે ૧૫૮૦ માં રાજ્ય કર્યુ ત્યારથી તેઓ રાવશ્રીના નામથી પ્રસિદ્ધ છે.

ભાયાત શબ્દનો અર્થ ભાઈઓનો સમુદાય એવો સાધારણ અર્થ નિકળી શકે. એ શબ્દ ઉપરથી જે ધોરણ જોવામાં આવે છે તે થોડા કે ઘણા અંશે સઘળા રાજપૂત રાજ્યમાં ચાલે છે અને તેનું વર્ણન ટોડસાહેબે તેમના રાજસ્થાન ભા. ૧ ના પાને ૧૭૩-૭૪ મે નીચે જણાવ્યા મુજબ સરસ રીતે કર્યુ છે.

" સઘળી મોટી જાગીરોમાં ટીલાટે પોતાના દીકરાઓ, ભાઈઓ અને નજીકના જેટલા સગાઓ હોય તેમના ખર્ચના માટે બંદોબસ્ત કરવો પડે છે. તે જાગીરની વાર્ષિક પેદાશ સાઠ કે એંશી હજારની હોય તે જાગીરના બીજા ભાઈ અથવા ફટાયાને ત્રણથી ચાર હજારની પેદાશ વાળું ગામ મળે છે. તે બાપુકુ અથવા બાપ પાસેથી મળેલું કહેવાય છે. તે સિવાય જે પોતાના રાજાધિરાજના દરબારમાં અથવા પરદેશમાં જઈ પૈસો મેળવવા પ્રયત્ન કરે છે. નાના ભાઈઓને પણ તેજ પ્રમાણમાં ભાગે પડતી પાંતી મળે છે. ફટાયામા પણ ગીરાસની વહેંચણ થાય છે અને તેમની પણ નાની ભાયાત થાય છે. કેટલાક રાજપૂત રાજ્યોમાં ઉપર કહ્યા મુજબ ફટાયામાં એટલી હદ સુધી વહેંચણ થાય છે કે દેશનું સંરક્ષણ કરવુ અશકય થઈ પડે છે અને સાધારણ આબાદીમાં ખલેલ પડે છે. કેટલાક ફટાયામાં એટલે સુધી વહેંચણ થાય છે કે ગીરાસની પાંતી પણ થઇ શકે નહિ, તેમ

* પ્રસ્તુત લેખમાં મિ. જોન વાયલી જેઓ હિન્દી સરકારના અંડર સેક્રેટરી તરીકે ઈ. સ. ૧૮૬૭ ની સાલમાં હતા તેઓના લેખનો આધાર લેવામાં આવ્યો છે તેઓ એક બાહોશ અને ઉંડી દષ્ટિ વાળા અને પ્રખર અભ્યાસી હતા તે લખવું અસ્થાને નહીં ગણાય.

તેમાંથી એક માણસનું ગુજરાન પણ ચાલી શકે નહિ. પરંતુ આ વહેંચણનો રીવાજ મોટા રાજ્યમાંથી જુદી પડી ગએલી ખંડણી ભરનારી જાગીરો કે જે દેશમાં સ્થળે સ્થળે આવેલી છે તેમાં, કચ્છના જાડેજાઓમાં, કાઠિયાવાડની કોમોમાં અને પશ્ચિમના રાજપૂત રાજ્યોની સરહદ ઉપર આવેલાં ગુજરાતનાં રાજસ્થાનોમાં જેવો ચાલે છે તેવો મોટા રાજ્યમાં ચાલતો નથી. જાગીરોના ભાગલા કરી જે નાના નાના ભાગોમાં આ દેશમાં વહેંચણ થાય છે તેઓ ભાયાતોના નામથી ઓળખાય છે અને ફ્રાંસમાં ફ્રીરેજના ધોરણને લીધે જે સમુદાય બને છે તેને મળતું આવે છે. જ્યારે કોઇ રજપૂત ઉમરે પહોચે છે ત્યારે તે કહે છે કે મારો ભાગ આપો. ગીરાસનો ભાગ આ પ્રમાણે તેમના કટકે કટકે એટલી હદ સુધી વહેંચાઈ જાય છે કે તેઓ બધા કંગાલ થઈ જાય છે. કચ્છ અને કાઠિયાવાડના ભાયાતોમાં હદ ઉપરાંતની અતિશય વહેંચણ થવાને લીધે તેમનામાં દીવાની તકરારો અગર ગુન્હાઓ ઉત્પન્ન થાય છે અને એવા લોકો કંગાલ હાલતને આધીન થાય છે. રાજપૂતોમાં બાળહત્યા થવાના મુખ્ય કારણોમાં આ પ્રમાણેની બારીક વહેંચણ અને પોતાની કુવરીઓ દાયજો મેળવવાની મુશ્કેલી નડે છે"

## કચ્છના મહારાઓશ્રીના તાબાના જાગીરદારો

ઉપર લખેલ હકીકત ઉપરથી જે વાતો ઉત્પન્ન થાય છે તે પૈકીના એક એક જેમાંથી તેઓનો મુળ પુરૂષ ઉત્પન્ન થયો હોય તેજ વંશમાથી તેના ભાયાતો નીકળ્યા હોય છે. કચ્છના મહારાઓશ્રી જાડેજા છે. એટલે તેમના ભાયાતો પણ જાડેજા હોય એ સ્વાભાવિક છે અને તાબાના જાગીરદારોનો મોટો ભાગ જાડેજા ભાયાતોનો છે. તો પણ તે ઉપરાંત બીજા તાબાના જમીનદારો પણ છે, જેવા કે વાઘેલા રજપુતો. એ વાઘેલા રજપુતો કચ્છમાં જાડેજાઓ આવ્યા તે પહેલાંના વખતથી કચ્છમાં આવી વસેલા કુટુંબોના વંશજો છે.

## રાઓશ્રી દેશળજી પહેલા તથા તેમના ભાયાતો સાથેનો સંબંધ

રાઓશ્રી ગોડજી પછી રાઓશ્રી દેશળજી આઠમી પેઢીએ થયા. કેપ્ટન વૉલ્ટરના કચ્છના ઇતિહાસમાં તેમનું રાજ્ય સુખી અને આબાદ હતું તેવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ક્રૂરતા અને જુલમાટ ભરેલું વર્તન રાઓશ્રી દેશળજીના સમયમાં સદંતર નાબુદ થયું હતું. રાઓશ્રી અને તેમના ભાયાત વચ્ચેના સંબંધ માટે કેપ્ટન વૉલ્ટર સાહેબ લખે છે કે,

"રાઓશ્રી પોતાના હોદા અને મહેસુલ વધારે હોવાને લીધે જે સર્વોપરી સત્તા મેળવી છે તે કરતાં વધારે આધિપત્યનો દાવો તેઓશ્રી પોતાના ભાયાતો ઉપર કરતા લાગતા નથી. રાઓશ્રીના હજુરીઆની દરમ્યાનગીરી સિવાય તેમની હજુરમાં આવવા જવાની છુટ હતી તેમનો ખાનગી સંસાર વહેવાર સાદો હતો તેટલો જ સાદો અને ભભકા રહિત તેમનો પોશાક હતો. તેમના ભાયાત અને વંશ પરંપરાના નોકરો જેઓ સબળા લડવૈયા હતા તેમની નિમકહલાલી અને પ્રીતિમાં વિશ્વાસ હોવાથી કાંઇ નિયમિત લશ્કર કે પરદેશી સીબંધી હજુ કચ્છમાં દાખલ થવા પામ્યા નહોતા. બધા જાડેજા સરદારોને થોડા સમય પહેલાં તેમનાં ગામ મળી ગયાં હતાં અને આ વખત સુધી (ઇ સ. ૧૭૧૬) સગપણના બંધનો હજી ભાગ્યે જ છુટા થયા હતા. જેથી તેઓ પોતાના સામાન્ય સરદારોને તાબે રહેવાને ટેવાઈ ગએલા હતા તથા તેઓ તેનો હુકમ ઉઠાવવાની ફરજ સમજતા હતા."

રાઓશ્રી અને તેના તાબાના વાસ્તવિક જાગીરદારો વચ્ચે મિત્રાચારીનો વહેવાર રાખવાનું અને પરસ્પર સહાયતા આપવાનું ધોરણ હજુ ચાલુ હતું અને તેથી તેમનું સૌનું હિત સાથે સમાયેલું હતું અને સાંપ્રત કાળમાં દરેક જાગીરદાર પોતાના પાડોશી જમીનદારને દુશ્મન તરીકે ગણે છે તેથી તે વખતે ઉલટું જ હતું અને તેઓ એક બીજાને એટલા બધા આદરભાવ આપતા કે તેવું જોઈને હાલ આપણને નવાઇ લાગે.

પહેલા રાઓશ્રીથી તે દશમા રાઓશ્રી કે જેઓ સને ૧૭૭૮ મા સ્વર્ગવાસ પામ્યા હતા ત્યા સુધી કચ્છના સાધારણ કારોબાર વિષે એટલુ કહી શકાય કે જુદા જુદા રાજાઓએ આખા દેશ ઉપર પોતાનો કાબુ બેસાડેલો જણાય છે તેમાના કેટલાક વિષય લોલુપતાની આફતને લીધે ઓછો રુઆબ રાખી શકતા હતા અને કેટલાએક જેઓ રાજ્યમા સત્તા મેળવવાના આગ્રહી હતા તેનો મજબુત રોફ બેઠો હતો

## રાઓશ્રી રાયધણજી તથા દેશની સ્થિતિ

રાઓશ્રી રાયધણજી ઇ સ ૧૭૭૮ ની સાલમા કચ્છની ગાદીએ આવ્યા આગલા રાજ્યમા સિંધ સાથે લડાઇ ચાલેલી હતી તેથી દેશ ઘણો દુર્બળ થઇ ગયો હતો અને આ નવા રાજા પોતાના પૂર્વાધિકારીઓ જે સૌથી ખરાબ નિવડતા હતા તેમના કરતા પણ મુર્ખાઇ અને દુર્ગુણમા વધી જાય તેવા હતા રાજ્યકારભાર એટલી શિથિલતાથી ચાલ્યો કે કેટલાક ટીલાટ અને જાગીરદારો દરબારશ્રીની સત્તાને નામના જ તાબે રહ્યા અને જાનમાલના રક્ષણનો તો આ રાજ્યમા અંત આવી ગયો

## હંસરાજ અને ફતેહમહમદ

રાઓશ્રી રાયધણજી ઘેલેદીલ થઇ ગયા તેથી સને ૧૭૮૬ મા તેમને જાપતામા રાખવામા આવ્યા એટલે બે આશામીઓએ દેશની રાજ્યસત્તા છીનવી લઈ પોત પોતાનામા વહેંચી લીધી તેમાનો એક મુસલમાન જમાદાર ફતેહમહમદ દૈવયોગે લડવૈયો થઇ પડયો હતો અને બીજો રાજ્યનીતિમા કુશળ એવ હંસરાજ નામનો એક હિન્દુ હતો જમાદાર ફતેહમહમદનુ મુખ્ય થાણુ રાજ્યધાની શહેર ભૂજમા હતુ અને હંસરાજ માંડવીમા રહેતો હતો આ બે માણસોના કબજાથી તટસ્થ રહીને પોતાનો લાગ જોતા કચ્છના જાગીરદારોએ પોતાની જાગીરોમા પોતાની સ્વતંત્ર સત્તા મક્કમ કરી અને તેમને ફાવ્યુ તેમ તેઓ નીતિભ્રષ્ટ થઇને વર્તવા લાગ્યા અગ્રેજ સરકારે કચ્છ દેશ સાથે રાજકીય સબંધ જોડવો શરૂ કર્યો ત્યારે દેશમા આ પ્રમાણેનુ અંધેર પ્રવર્તતુ હતુ

## ફતેહમહમદ અને હંસરાજ શેઠ સાથે કરાર

લડાઈ કરનારા પક્ષો તરફથી કુપની સરકારની મદદને માટે કેટલીક અરજીઓ અગાઉ મળેલી પણ મદદ કરવામા મના કરી હતી પરન્તુ આ વખતે માડવી બદરમા ચાચીઆઓની દરિયાઈ લુટો અને નવેસર વસેલા કાઠિયાવાડના પાશ્ચિમાત્ય પ્રગણાઓમા વાગડના લુટારાઓના હુમલાઓ એટલા તો અસહ્ય થઈ પડયા કે કોઈ પણ પ્રકારે દરમ્યાનગીરી કરવામા વિલબ કરવો અશક્ય હતો જેથી ઈ સ ૧૮૦૯ ના અકટોબર માસમા જમાદાર ફતેહમહમદ તથા હંસરાજ પાસેથી જુદા જુદા કરારો લખાવી લેવામા આવ્યા તે કરારની રૂએ પોતાના રમકડા જેવા રાજાઓ તરફથી ચાચીઆપણુ નાબુદ કરવા તથા રણ ઓળગીને કાઠીયાવાડમા જે ચડાઇઓ થતી તે બધ કરવા દરેક સેનાપતિ બધાયો

## કરારોની નિષ્ફળતા

આ કરારોનો હેતુ નિષ્ફળ ગયો કારણ કે ચાચીયાપણુ તથા વાગડના લુટારા તરફથી આગળના માફક લુંટો ચાલી રહી અગ્રેજ સરકાર તરફથી વારવાર સમજુતી આપવામા આવી પણ તેના ઉપર ભૂજ કે માડવીમા કયાય ધ્યાન આપવામાઆ વ્યુ નહિ

## રાઓશ્રી ભારમલજીનુ તખ્તનશીન થાવુ' હુસેનમીઆ તથા ઇબ્રાહીમની પ્રબળતા

સને ૧૮૧૩ ના અક્ટોબર માસમા જમાદાર ફતેહમહમદ, હુસેનમીંઆ તથા ઇબ્રાહીમમીંઆ નામના બે દીકરા મુકી મરી ગયો તે પછીના માસમા રાઓરાયધણજી સ્વર્ગવાસી થયા બે વારસોની વચ્ચે ગાદીની તકરાર પડી તેમાનો એક મરહુમ રાઓશ્રીનો અનૌરસ પુત્ર હતો અને બીજો ઔરસ ભત્રીજો હતો મુસલમાન પક્ષને લીધે અનૌરસ પુત્રને ગાદીને માટે પસદ કરવામા આવ્યો સને ૧૮૧૪ની જાન્યુઆરીમા રાઓશ્રી ભારમલના નામથી તેને યથાવિધિ તખ્તનશીન કરવામા આવ્યા વારતવિક સત્તા ઇબ્રાહીન તથા હુસેનમીંઆ આ

ભોગવતા હતા અને રાઓશ્રી તથા તેનો પિત્રાઇ લધુભાઇ અદીવાન જેવા તેમના હાથમા હતા

### કેપ્તાન મેકમરડનું પ્રથમ આગમન જાડેજાઓની રાજ્ય તરફ વર્તણુંક

સને ૧૮૧૪ના એપ્રિલ માસમા વાગડના લુટારાના ઉપર દાબ રાખવાને સમજુત આપવાના હેતુથી જમાદાર હુસેનમીઆની મુલાકાત લેવા માટે કાઠિયાવાડથી કપ્તાન મેક મરડ સાહેબને મોકલવામા આવ્યા, કપ્તાન મેક મરડુએ આ મુલાકાતના પરિણામે ખાત્રીપૂર્વક જણાવ્યુ કે વાગડ ઉપર અકુશ નાખવાનુ કામ કચ્છ દરબારની શક્તિ ઉપરાતનુ છે આ પ્રસગે જાડેજા જાગીરદારો વિશે જે નોધ આપી છે તે અગત્યની છે તેણે લખ્યુ છે કે ઠાકરડાઓને નરમ પાડવામા જેટલો વખત લાગે તે દરમ્યાન મોટા ઠાકોરોને સમજાવી તેમની સામેલગીરી મેળવી શકાય નહિ કારણ કે પોતાના સરખા જમીનદારોની સત્તા ખુચવી લેવામા કે ઓછી કરવામા કચ્છ દરબારને મદદ આપવી એ જાગીરદારોના ધોરણ વિરૂદ્ધ તેમજ વળી તેમના હકમા હાનીકર્તા નીવડે

### સરકારનું છેવટનું કહેણ અને જાડેજા જાગીરદારોનો ઓલો

સને ૧૮૧૪ ના અકટોબર માસમા ઇબ્રાહીમમીઆનુ ખૂન થયુ અને તે પછીના જાન્યુઆરી માસમા તેના નાના ભાઇ હુસેનમીઆના હાથમાથી સત્તા છુટાઇ ગઇ ત્યારબાદ રાઓ સાહેબના દરબારમા જે માણસોના હાથમા અમલ આવ્યો તેઓ અગ્રેજ સરકારના દુશ્મન નિવડયા તેમને સત્તા મળતા શરૂઆતમા તેમણે જે કામો કર્યા તેમાનુ એક કામ એ હતુ કે રાજધાનીના શહેરમાથી અગ્રેજ સરકારના દેશી પ્રતિનિધીને કાઢી મુકવામા આવ્યો ત્યારબાદ થોડા સમયમા વાગડના લુટારાઓ અગાઉ કરતા પણ વધારે ઉદ્દત બની જતા કાઠિયાવાડમા કપ્તાન મેક મરડની છાવણી ઉપર હલ્લો કરી લુટી અને અગ્રેજ સરકારથી જ્યારે સહન થઈ શકયુ નહિ ત્યારે ખીજવાઇને સને ૧૮૧૫ ના નવેમ્બર માસમા રાઓશ્રી ભારમલજીને છેવટનુ કહેણ મોકલ્યુ અને પોતાની માગણીઓનો સ્વીકાર સતોષકારક રીતે કરવા માટે ચોવીસ કલાકની મુદત આપી વળી રાજ્યના જાડેજા જાગીરદારોને મનાવી લેવા માટે એક જાહેરનામુ ફેરવવામા આવ્યુ તેમા તેને ખાત્રી આપવામાં આવી કે રાઓસાહેબ વિરૂદ્ધ જે પગલા ભરવાના છે તેમા તેઓ હાથ નહિ નાખે ત્યાસુધી અગ્રેજ સરકાર તેમના હક માન્ય રાખશે વળી કચ્છ રાજ્યમા જાડેજા જાગીરદારોના મોભાને જે રાજ્ય ભાયાતનુ શબ્દ લગાડવામા આવેલ છે તે શબ્દ વડોદરાના રેસીડેન્ટ તરફથી જે કાગળ સાથે સદરહુ જાહેરનામુ મુબઇ સરકારની મજુરી માટે મોકલવામા આવ્યુ હતુ તે કાગળમાનો હતો તે રેસીડેન્ટે લખ્યુ છે કે તેઓ માનકારી જાગીરદારો છે અને રાજ્ય વૃક્ષની એક શાખા છે

### ભાયાતોની અનુમતીથી રાઓશ્રી ભારમલજી ગાદી ઉપર ઇ. સ ૧૮૧૬ ના કોલકરારો

તા ૧૪ મી ડીસેમ્બરે અગ્રેજ સરકારનુ લશ્કર કચ્છમા પેઠુ અને તુરત જ અજાર લીધુ પછી તેણે ભુજ તરફ કૂચ કરી ભુજમા તેમને કોઈ સામે થયુ નહિ લશ્કરની સાથે આવેલ પોલિટિકલ અમલદાર કેપ્ટન મેક મરડ પ્રથમ તો કાઇક સદેહમા પડયા કે કચ્છના કાયદેસર રાઓ તરીકે ભારમલજીને કે તેમના પિત્રાઈ લધુભાને ગણવા આથી તેમણે પોતાના તબુમા મુખ્ય જાડેજાઓ પૈકી પદર જણાને ભેગા કરી તેમને પૂછ્યુ કે ગાદી ઉપર ભારમલજીને બેસાડવામા આવે તો તમારા લોકોને પસદ છે એ સરકાર જાણવા માગે છે તેઓ સર્વાનુમતે ભારમલજીના લાભમા બોલ્યા, તેથી કપ્તાન મેક મરડુસાહેબ રાઓશ્રી ભારમલજી સાથે કોલકરાર કરવા લાગ્યા તા ૧૪ જાન્યુઆરી ૧૮૧૬ ના કોલ કરારોથી મહારાઓએ પોતાની રૈયતે કાઠિયાવાડમા કરેલી લુટફાટથી થએલી નુકશાની પૂરતી રીતે વરતી આપી, અને આયદે તેવા હલ્લાઓ અને ચાચીઆપણુ અટકાવવા બધાયા અને અગ્રેજ સરકારને અજાર

શહેર તથા તેના તાબાના ગામો સુપ્રત કર્યા પરન્તુ તે કોલ કરારોમાં આ લખાણને ઉદ્દેશીને કામ લાગે એવી અને ધ્યાનમાં રાખવા જોગ હકીકત ૮ મી અને ૧૩ મી કલમમાં લખેલ છે. કલમ ૮ મી અન્વય રાઓશ્રી ભારમલજીના રાજ્યની અવ્યવસ્થિત સ્થિતિ ધ્યાનમાં લઈને તથા ઉપલી શરતો મદદ વગર રાઓશ્રી ભારમલજીથી પળી શકે એમ નહોતું માટે જે ગામો રાઓશ્રીના નોકરોએ દગાથી પચાવી પાડયા હતા તેમની પાસેથી તે લઈ મહારાઓશ્રીની સત્તા હેઠળ પાછા મુકવાને અંગ્રેજ સરકાર બંધાઇ. કલમ ૧૩ મી જે ૮ મી કરતાં પણ વધારે અગત્યની છે તેમાં નીચે પ્રમાણે લખેલું છે.

નામદાર કંપની સરકારના પ્રતિનિધિએ રાઓશ્રીની રાજ્યધાનીમાં રહેવું કારણ કે કરાર કરનાર રાજ્યો વચ્ચે જે તકરારો ઉઠે તે સર્વનો નિવેડો સુલેહ સંપથી લાવી શકાય. એ પ્રતિનિધિએ જ રાઓશ્રીના ભાયાત અને પ્રધાન વચ્ચે ઉઠતી ફર્યાદ સાંભળવી નહિ પણ રાવ સા. ના હુકમ અન્વય સરકાર એ બાબતમાં યથાશક્તિ ઉત્તમ સલાહ આપશે. તહનામું થઈ રહ્યા બાદ તરત જ ૮મી કલમમાં કહેલી શરત પાળવા માટે અંગ્રેજ સરકારે વાગડમા લશ્કર મોકલી આપ્યું અને ફેબ્રુઆરી માસ પૂરો થાતાં આ તાલુકાની પમલું રાઓશ્રીને સંપૂર્ણ રીતે તાબે કરી આપવામાં આવ્યું.

મહારાજાધિરાજ મહારાઓશ્રી ભારમલજીને (અંજાર સિવાય) ના રાજ્યનો બીજા તકરારી કબજો હમણાં પ્રથમ જ મળ્યો અને સુમારે વીશ વરસ સુધી અંધેર ચાલ્યા પછી રાઓશ્રીના વંશજોનો ફરી અમલ શરૂ થયો.

### કપ્તાન મેકમરડુ પહેલાં બ્રિટિશ રેસીડન્ટ

રાઓશ્રી ભારમલજીનો વહીવટ થોડા વખત સુધી અને ઘણો ખરાબ રીતે ચાલ્યો. તેમણે પોતાના રાજ્યના અમલદારો અને ખાનગી સલાહકારો હલકી પંક્તિના તથા ખરાબ ચાલના માણસોમાંથી પસંદ કર્યા હતા તેઓ અતિશય મદિરાપાન કરતા તથા દરેક પ્રકારનું દુર્વ્યસન આચરવા લાગ્યા. પોતાના પિત્રાઇ ભાઇ લધુભાને મારી નાખ્યો અને અંગ્રેજ સરકારનું અપમાન કર્યુ છેવટે તેમનામાં ઉન્મત્ત અવસ્થાના ખરેખર ચીન્હ જણાવા, દેશના જાગીરદારો વિશે કહીએ તો તેમની સત્તા સર્વ પ્રકારે લુંટવી, એવો તેણે પોતાનો હેતુ બાંધ્યો. મુખ્યત્વે કરી ભાયાતોના કુટુંબમાં કલેશ ઉત્પન્ન કરી તથા જે પક્ષથી રાઓશ્રીની મદદ માગી પોતાની સ્વતંત્રતા ખોવા ઇચ્છે તેની તરફેણ કરીને તેમના અખત્યારો છીનવી લેવાનો તેમનો આશય હતો. અંગ્રેજ સરકાર સાથે સંધી થાતાં તેને જે હિંમત આવી હતી તેથી તેમને આ કામમાં ઘણું ઉત્તેજન મળ્યું. વળી એથી ઉલટું ભાયાતો તાબામાંથી નીકળી જવા લાલચ રાખતા હતા એવું માનવાને સારો આધાર છે. ઈ. સ. ૧૮૧૬ ના જુન માસમાં વાગડ પ્રગણાની સ્થિતિ વિશે મુંબઇ સરકારને લખતાં કેપ્ટન મેકમરડુ લખે છે કેઃ–

(અપૂર્ણ)

# કાઠિયાવાડના બીન અખત્યારી તાલુકદારો અને ભાગદારોને ચેતવણી અને વિજ્ઞપ્તિ

( લેખકઃ રાણાશ્રી જોરાવરસિંહજી, દેવળીઆ તાલુકદાર; પ્રમુખ બી. અ. તા. ભા. એસો. )

હિંદના ભાવી બધારણનું ઘડતર લાંબા વખતથી એરણ ઉપર મુકવામા આવેલ છે. પક્ષકારો પોતપોતાના હિત વાસ્તે જુદી જુદી જાતના ઘાટ ઘડવાના સ્વપ્ના સેવે છે તે વાસ્તે જુદી જુદી જાતની રૂપરેખાઓ દોરી તેનુ પ્રચાર કાર્ય કરી રહ્યા છે. બ્રિટિશ સરકાર તરફથી Federation (સમુહતંત્ર) ની યોજના બહાર પાડવામા આવી છે. તે હિતકર છે કે કેમ તેના અંગે ઉહાપોહ થએ। થાય છે. સમુહતંત્રમાં રાજાઓ પણ સામેલ થવાના હોવાથી પોતાના સ્થાપિત હકો સાચવવાની વેતરણમા પડયા છે. તે જ પ્રમાણે કાઠિયાવાડના બીન અખત્યારી તાલુકદારો પણ પોતાનું અસ્તિત્વ અને સ્વતંત્રતા ટકાવી રાખવા મહેનત કરે છે.

બ્રિટિશ સરકારનુ કાઠિયાવાડમાં આવાગમન થયુ તે પછી કર્નલ કીટીંજના વખતમાં રાજ્યોમાં વર્ગીકરણ કરવામાં આવ્યું જે તાલુકાઓ અમુક ભાગદારોની અંદર ભાઈએ ભાગના રિવાજ મુજબ વ્હેંચાઈ ગયા હતા, તેમનાં વાસ્તે તે તાલુકદારો ભાગદારોની સંમતિથી તેમની વતી અખત્યાર ચલાવવાનુ એજન્સીએ ( બ્રિટિશ સરકારે ) માથે લીધું અને તે તંત્ર સરળતાથી ચલાવવા વાસ્તે ભૌગોલિક દ્રષ્ટિએ જુદા જુદા બાર થાણાઓ બાંધ્યા. હિંદના વાસ્તે Federation ( સમુહતંત્ર ) રચાય છે તે વખતે આવી એજન્સીઓ નીકળી જશે અને તેથી બીન અખત્યારી તાલુકદારો ભાગદારો વાસ્તે હિંદના નવા બંધારણને અનુલક્ષીને ત્રણ રસ્તાઓમાથી એક રસ્તો ગ્રહણ કરવાનો રહેશે તે રસ્તાઓ નીચે પ્રમાણે—

૧ પોતાના વાસ્તે કોન્ફીડરેશન ( સયુક્તતંત્ર ) રચવું.

૨ કોઇ રાજ્ય સાથે જોડાઈ જવું.

૩ જીલ્લાની સાથે એટલે બ્રિટિશ હિંદ સાથે જોડાઈ જવુ.

દરેક થાણાના શિક્ષિત અને સમજુ તાલુકદારો ભાગદારોએ લાંબી વિચારણા અને મંત્રણા પછી નિર્ણય કર્યો કે પોતાના વાસ્તે પોતાનુ એક જુદુ સ્વતંત્ર તંત્ર રચવુ તે જ હિતાવહ છે અને તેથી કોનફીડરેશન ( સંયુક્તતંત્ર )ની યોજના ઘડવામાં આવી, તે બંધારણ લગભગ ત્રણ ચાર વર્ષ પહેલાં સરકારમાં રજુ કરી આપવામાં આવેલ છે જે હાલ બીજી સ્કીમો સાથે હિંદી સરકાર પાસે વિચારણામાં પડેલ છે તેમ એજન્સી અમલદારો જણાવે છે.

મોટી માછલી નાની માછલીને ગળી જાય તે કુદરતી નિયમ છે. તે પ્રમાણે હિંદનુ તંત્ર ફરવાનું છે, તેવે વખતે નાના તાલુકદારોને પોતાનાં રાજ્યો સાથે ભેળવી દેવાને સારો મોકો રાજ્યો છે તેમ માની જુદા જુદા રાજ્યોએ જુદી જુદી જાતના તહનામા બહાર પાડી જુદી જુદી જાતનાં પ્રચારકાર્ય પોતાના માણસોથી અને hireings ( ભાડુતો )થી શરૂ કર્યા છે. કોનફીડરેશનની યોજના નુકસાનકારક છે, તેવું જ્યાં સુધી બતાવવામાં આવે નહિ ત્યાં સુધી તાલુકદારો ભાગદારો બીજો રસ્તો ગ્રહણ કરવા વિચાર પણ કરે નહિ તે દીવા જેવી વાત છે. તે કારણે સંયુક્તતંત્રની યોજના નુકસાનકારક છે તેમ ઠસાવવાનું કાર્ય ગતિમાં મુકવાની રમત મંડાઇ. તે ભાગ ભજવવામાં

પ્રમાણે હાલનુ થાણા ખર્ચ વધતુ હોવાથી આપણને વિમાસણ થવાનુ કારણ રહેશે નહિ

(૪) આઠ લાખ રૂપિયા એજન્સી નભાવવા મધ્યસ્થ સરકાર આપે છે તે ખર્ચ તાલુકદારો ભાગ દારોને ભોગવવો પડશે તે બાબત—આ રકમ એકલા બીન અખત્યારી તાલુકાઓના થાણા ચલાવવાના વાસ્તે ખર્ચવી પડતી નથી, થાણાનુ ખર્ચ તો તાલુકદારો ભાગદારો ભોગવે છે પરન્તુ આખી કાઠિયાવાડ એજન્સી ચલાવતા તેના નીભાવાય આ રકમ સરકારને આપવી પડે છે, અને તેમા તો મોટા યુરોપીઅન અમલદારોના પગાર વગેરેનો પણ સમાવેશ થઈ જાય છે ફેડરેશન આવતા એજન્સી નીકળી જશે તો પછી તે કારણે એજન્સીના તત્રનુ ખર્ચ સરકારને ભોગ વવાનુ રહેશે નહિ એજન્સીના નીભાવ વાસ્તે થતુ ખર્ચ અટકી જશે તો પછી તેનુ લેવાણુ કરવાનુ પણ કાઇ કારણ સરકારને રહેશે નહિ

ઉપજના ૪૫ થી ૫૦ ટકા કોનફીડરેશન બનાવતા ખર્ચાઇ જશે તેવો જે પ્રચાર થાય છે તે ખોટો ભય ઉત્પન્ન કરવાની ચાલબાજી છે કોનફીડરેશન જો અમલમા આવશે તો તે તત્રનુ જેમ બને તેમ ઓછુ ખર્ચ તાલુકદારો ભાગદારોને ભોગવવુ પડે તેવી ગોઠવણ કરવાનુ તેમજ આર્થિક સ્થિતિને અસર ન થાય તે જોવાનુ કાર્યકરો ચોક્કસ વિચારશે વાસ્તે તે સંબંધે ભડકવાનુ કાઈ કારણ નથી

બીજો હાઉ એ ઉભો કરવામા આવે છે કે સ ૧૯૩૫ ના કાયદામા Instrument of accession (પ્રવેશ નામા)મા કોનફેડરેશનનો પહેલો જે પ્રમુખ ચુટવામા આવશે તે પ્રમુખ કાયમનો બનશે અને તે કોનફેડરેશનનો રાજા અને સત્તાધિશ બની જશે મારા સમજવા પ્રમાણે તે ભિતિ પણ અસ્થાને છે—

અને ૧૯૩૫ના કાયદાના પાર્ટ ૨ ની છઠ્ઠી કલમનો જે ઉલ્લેખ કરવામા આવેલ છે તેમા કોણ કોણ સહીઓ કરી શકશે તે બાબત ૧૧ ૭ તેમા એમ જણાવેલ છે કે—

"A declaration shall not be valid unless it is the declaration of the ruler himself, but, subject as aforesaid references in the act to the ruler of a State includes references to any persons for the time being excercising the powers of the ruler of the State whether by reason of the ruler's minority or for any other reason"

આ પેરેગ્રાફનો એ અર્થ થઈ શકે કે રાજાઓ *જેમ પ્રવેશનામામા સહી કરી શકશે તે જ પ્રમાણે* રાજાની સગીરાવસ્થાને લઇ થોડા વખતના વાસ્તે જેની પાસે સ્ટેટનો અધિકાર હશે તે સહી કરી શકશે તેમજ બીજા કોઈ કારણથી પણ તે સહી કરી શકશે

અલબત્ત આ લખાણનો માયનો સ્પષ્ટ નથી—પરન્તુ 'બીજા કોઈ કારણથી તે સહી કરી શકશે" નો અર્થ વિશાળ થઈ શકે તેમ છે કોઈ સયુક્તતત્ર રચવામા આવે અને તેનો પ્રમુખ જે થોડા વખતના વાસ્તે નિયુક્ત થયેલ હોય તે પણ આ પ્રવેશનામામા સહી કરી શકે તેમ અર્થ ઘટાવવો હોય તો પણ તેમ ઘટે તેમ છે

વળી સ૦ ૧૯૩૫ નો કાયદો ઘડવામા આવ્યો તે વખતે હિંદુસ્તાનમા મર્યાદિત સત્તાના રાજાઓ તાલુકાઓ અને બીન અખત્યારી તાલુકાઓ છે તે કાયદો ઘડનારના ખ્યાલ બહાર હોય તે વાત માની કેમ શકાય? 'For any other reason' (બીજા કોઈ કારણથી) એ શબ્દો તે કલમમા ઉમેરેલ છે તે તે કારણે જ ઉમેરેલા હોવા જોઈએ તેમ અનુમાન ખેચી શકાય તેમ છે આ કાયદો બહાર પાડવામા આવ્યો તે પહેલા દેશી રાજ્યોના કોન્ટ્રાકટો અને તહનામાઓની તપાસણી કરવા તેમજ દેશી રાજ્યોની વસ્તુસ્થિતિ નીહાળવા ઇગ્લાડથી ડેવીડસન કમિટીને હિંદુસ્થાન મોકલવામા આવી હતી તે કમિટીની રૂબરૂ રાજકોટ મુકામે કાઠિયાવાડના બીન

અખત્યારી તાલુકદારો ભાગદારોનુ ડેપ્યુટેશન ગયુ હતું તે ડેપ્યુટેશનની વતી તે કમીટી સાથે વાતચીત કરનાર પણ હુ હતો લગભગ અર્ધો કલાક ઉપરાત વાતચીત થઈ હતી આપણે કદીપણુ કોઈ રાજ્યના તાબામા નહોતા બીજા રાજ્યો અને તાલુકાઓની માફક સ્વતંત્ર હતા કર્નલ કીટીંજના વખતમા થાણા-ઓની ગોઠવણ કરવામા આવી એટલે તે વખતથીજ એકજ જાતનુ તંત્ર રચવામા આવ્યુ અને તે તંત્રનો અખત્યાર અમારી વતી એજન્સીએ ચલાવવાની ગોઠવણ કરવામા આવી છે વગેરે વગેરે મુદ્દાઓ સમજાવવામા આવ્યા હતા તેમજ મે પણ જણાવ્યુ હતુ કે ફેડરેશન આવે તો એજન્સી નીકળી જશે જેથી હાલ જે અખત્યાર એજન્સી ચલાવે છે તે અમારા પોતાથી ચલાવવા અમો માગીએ છીએ અને તે વાસ્તે કોનફીડરેશન રચવાનુ કામ ગતિમા છે આ સર્વ બાબતો તે કમીટી સમક્ષ રજુ કરવામા આવી હતી અને તેવી તે કમીટી પાસે ખાસ નોધ પણ કરાવી હતી ફેડરલ ધારાસભાની બન્ને ચેમ્બરોમા તોપ-સલામીવાળા રાજ્યોના વાસ્તે અમુક સંખ્યાની સીટો (જગ્યાઓ) મુકરર કરવામા આવેલ છે તેજ પ્રમાણે બીન તોપ-સલામી રાજ્યો અને અખત્યારી તેમજ બીન અખત્યારી તાલુકાઓને વાસ્તે લોઅર ચેમ્બરમા પાચ અને અપર ચેમ્બરમા બે તેમ સીટો (જગ્યાઓ) નિયુક્ત થયેલ છે તે એજ સૂચવે છે કે આવા રાજ્યો અને તાલુકાઓના ફેડરેશનને અવલબીને કોનફીડરેશન જેવા તંત્રો ઉભા થાય તો તેના પ્રમુખને પ્રવેશનામા વખતે સહી કરવામા વાધો આવે નહિ અને તે કારણે 'for any other reason' (બીજા ગમે તે કારણથી) તેવા શબ્દો તે કલમમા ઉમેરાયા હોવા જોઈએ

વળી આ પ્રશ્ન એકલા બીન અખત્યારી તાલુકા-ઓને લાગુ પડે છે તેમ નથી આ પ્રશ્ન તો બીજા કલાસના રાજાઓની માફી બીન અખત્યારી તાલુકદારો ભાગદારોને લાગુ પડેલ છે જેમ આપણા તરફથી કોનફીડરેશન રચવામા આવેલ છે તે પ્રમાણે તે રાજ્યોને પણ કોનફીડરેશન જેવુ તંત્ર રચવુ પડશે પ્રમુખ કાયમનો સત્તાધિશ બની ન જાય તે જેમ આપણે કદાપી ઇચ્છતા નથી તેમ અખત્યારી તાલુ-કાઓ જે તંત્રો રચશે તેનો પ્રમુખ પણ કાયમનો સત્તાધિશ બની ન જાય તેની સભાળ તેઓ રાખશે અને તેથી તેની જાતનો મહોબત પ્રમુખ પ્રવેશનામામા સહી કરે તે પહેલા તેઓ કરાવશે તે સ્વાભાવીક છે આપણા સદર પ્રશ્નનો પણ તેજ રીતે નીવેડો લાવી શકાશે વાસ્તે પ્રમુખ કાયમનો સત્તાધિશ બની જાય તેવી ભિતી રાખવાને કાંઈ કારણ નથી

તે ઉપરાત જો પ્રવેશનામામા મર્યાદીત સત્તાવાળા રાજ્યો અને તાલુકાઓના માલીકો પોતાના રાજ્ય અને તાલુકાઓ તરફથી સહીઓ કરી શકશે તો આપણા તાલુકાઓના જેટલા તાલુકદારો છે તેઓ પણ તેજ મીસાલે સહીઓ કરી શકશે

ઉપરની સર્વે બાબતોનુ મનન કરવાથી ચોખુ સમજી શકાય તેવુ છે કે પ્રવેશનામામા સહી કરવાથી પ્રમુખ કાયમનો સત્તાધિશ બની શકશે નહિ વળી તે સગાથે એ પણ જોડાજોડ જોવાનુ છે કે આપણા તરફથી કોનફીડરેશનનુ જે બધારણ સરકારમા રજુ કરવામા આવેલ છે તેમા એવો પ્રબધ કરવામા આવેલ છે કે એક પ્રમુખ ત્રણ વર્ષથી વધારે રહી શકે નહિ ત્રણ વર્ષે પ્રમુખ ફરે તેવુ બધારણ બાધવામા આવેલ છે, ત્યારે પ્રવેશનામામા સહી કરવાથી પ્રમુખ કાયમનો સત્તાધિશ બની જાય તેવી ભિતિ રાખવી અસ્થાને છે

આપણા કોનફીડરેશન વિરૂદ્ધ જે પ્રચાર કાર્ય થઈ રહેલ છે તેમા એવો પણ ગોળો ગેડવવામા આવ્યો છે કે કોનફીડરેશનના પ્રમુખને બે હજાર રૂપીયા માસીક પગાર તરીકે મળશે આ વાતમા કાંઈ સત્ય કે તથ્ય નથી સયુક્ત તંત્રનુ કાર્ય જે કાર્યકરો ધપાવી રહ્યા છે તે નિઃસ્વાર્થ વૃત્તિથી નહિ પણ સ્વાર્થ બુદ્ધિથી કરે છે તેવુ જો બતાવવામા આવે તો હાલ જે શ્રદ્ધાથી કાર્યકરો તરફ તાલુકદારો ભાગદારો જોઈ રહ્યા છે તેમા ઉણપ આવે અને તેને લઇ રાજ્યોમા ભેળવવા વાસ્તે જે કાર્યકરોને તે રાજ્યો તરફથી છોડવામા આવેલ છે, તેમને, તેમના કામમા સરળતા

પ્રાપ્ત થાય, તેવા આશયથી આવુ પ્રચારકાર્ય હાથ ધરાયેલ હોય તેમ સમજી શકાય છે જેને પોતાની જ્ઞાતિ અને વર્ગનું હિત સાધવાનુ ધ્યેય હોય તે કદાપી લક્ષ્મીની લાલચમા જકડાતો નથી આપણા દેશનુ હિત સાધવાના વાસ્તે જે મુખ્ય વ્યકિતઓ બહાર આવેલ છે તેમણે કેટલો ભોગ આપેલ છે? તેજ પ્રમાણે પોતાના વર્ગનુ હિત જેને હૈડે હોય તેવી વ્યકિતઓ આવા ક્ષુલ્લક સ્વાર્થમા દોરવાશે નહિ તે નિ ઃસંદેહ વાત છે હિંદુસ્થાનમા જે પગાર આપવામા આવે છે તેવો મોટો પગાર કોઈપણ દેશમા આપવામા આવતો નથી પુજ્ય મહાત્માજી તો ખુદ વાઈસરોયને પણ માસીક પાચસો રૂપીયાથી વધારે પગાર આપવાના મતના નથી નવા તંત્રમા પગારનો ભાર વધારે પડતો ન બને તે કારણે મહાસભાના સભ્યોનુ જે પ્રધાનમડળ જે જે પ્રાંતોમા બનેલ છે તેમનો પગાર માસીક રૂપીયા પાચસોથી વધારે રાખવામા આવેલ નથી જ્યારે એવુ ધોરણ બ્રીટીશ પ્રાંતોમા સ્વીકા રવામા આવેલ છે ત્યારે કાઠીયાવાડના રાણાના કોન ફીડરેશનના પ્રમુખને માસીક બે હજાર રૂપીયા પગારના મળશે તેવુ કહેવુ તે તાલુકદારો ભાગ-દારોને ભ્રમમા નાખવાની ચાલબાજી નથી તો બીજુ શુ કહેવાય? કોનફીડરેશનનું જે બધારણ બાધવામા આવેલ છે તેમા ધારાસભા રાખવામા આવેલ છે કોનફીડરેશનનુ બજેટ તેની સમક્ષ મુકવાનો અને તેની પાસેથી તે મજુર કરાવવાનો પ્રબધ તેમા કરવામા આવેલ છે એ ઉપરથી ચોખુ સમજી શકાય તેવુ છે કે પ્રમુખને પોતાના મોભા પ્રમાણેનો ખર્ચ નભાવના વાસ્તે જોઈતી જુજ રકમ પગાર તરીકે આપવામા આવશે જેમ બને તેમ કોનફીડરેશનનો ખર્ચ ઓછો આવે તેવી જાતનો કાયદાનો નેમ છે તેની ખાત્રી આપવા હુ તૈયાર છુ

લીંમડાના ભાગદાર ગોહેલશ્રી રણજીતસિંહજીએ "મહીયાવાડના અભાગા તાલુકદાર ભાઈઓને" તેના નામથી વડોદરાની તરફદારી કરતી પત્રિકા બહાર પાડી છે કોનફીડરેશન લાભને બદલે હાનીકારક નીવડશે અને વડોદરાની સાથે ભળતા લાભ થશે તેવો તેમા મુખ્ય સૂર છે તેમા જણાવેલ બાબતો વજુદ વગરની અને અવળે રસ્તે દોરનારી છે તે ઉપરની દોરવેલ હકીકતથી જોઇ શકાય તેવુ છે

શ્રી રણજીતસિંહજીએ જ્યારે પત્રિકા બહાર પાડી છે ત્યારે તેમનો પરિચય આપવાની પણ આવશ્યકતા ખરી શ્રી રણજીતસિંહ મારા અગત મિત્ર સદ્‌ગત ગોહેલશ્રી ભાવસિંહજીના પુત્ર છે દસ હજાર રૂપીઆ ઉપરની જાગીર છે બુદ્ધિશાળી અને શકિતવાન યુવાન છે મારા તરફ તેમનો ભાવ છે વડીલ તરીકે તેઓ મને લેખે છે માણસ સયોગોનો દાસ છે તે પ્રમાણે તેમનો કરૂણ કિસ્સો છે કોનફીડરેશન જ્યારે રચવાની શરૂઆત કરવામા આવી ત્યારે તેની તરફેણમા તેમનો સક્રિય ભાગ હતો કારણવશાત્ તેમને કોનફીડરેશનના મતથી જુદુ પડવુ પડયુ તેથી તેમનું હૃદય તો દુભાતું હોવુ જોઇએ તેમ હુ તેમને બાળપણથી ઓળખતો હોઈ માનુ છુ કોનફીડરેશન રચવાથી જ આપણી સલામતી અને ઉદ્ધાર છે તેમ ઘણી વખત તેમણે મને કહેલ હતુ પહેલાની મીટીંગોમા તેઓએ તે પ્રમાણે પોતાનું માનસ પણ દેખાડયુ હતુ પરતુ સયોગોને લઇ કોનફીડરેશન વિરૂદ્ધ તેમને ઉચ્ચાર કરવો પડતો હોય તો તેમના તરફ રોષ બતાવવાના બદલે તેમને પ્રભુ સન્મતિ આપે અને તેમનું કલ્યાણ કરે તેમ વડીલ તરીકે હુ તો તેમને આશી-ર્વાદ જ આપુ

શ્રી રણજીતસિંહજીએ આપણા કોનફીડરેશન તરફની લાગણી ઓછી કરવા અને ભ્રમમા નાખવા પોતાની પત્રિકામા જે હકીકતો દોરવી છે તેમાં એવી પણ હકીકત જણાવેલ છે કે દુધરેજના રાણાશ્રી કરણસિંહજીએ એક જુદુ બધારણ રચેલ છે અને તે સરકારમા રજુ કરતી વખતે આપણા બધારણ સામે આક્ષેપ કરેલ છે તે જે આક્ષેપો કરેલ છે તે તેમની પત્રિકામા દોરવ્યા છે શ્રી કરણસિંહજીનું બધારણ કચરાની ટોપલીમા ફેંકી દેવા જેવુ છે તે બતાવતા પહેલા મારે એ હકીકત બહાર લાવવી જોઇએ કે

શ્રી. કરણસિંહજીનું બંધારણ જે ધારાશાસ્ત્રીએ લખેલ છે તેજ ધારાશાસ્ત્રી પાસે આપણા કોનફીડરેશનની રૂપરેખા દોરાવી હતી હાલની સ્થિતિ ને સંયોગને લઇ થોડા ઘણા ફેરફારો તે રૂપરેખામાં કરવામાં આવેલ છે. પરન્તુ મુખ્ય વસ્તુ તો તે જ રહેલ છે, જ્યાં પત્રિકામાં જણાવ્યા પ્રમાણે લખાયું હોય તો તે કેટલું હાસ્યજનક છે તે સહેજ જોઈ શકાય તેવું છે. શ્રી. કરણસિંહજીના બંધારણમાં ઘણી ખામીઓ છે પરંતુ તેમાં એક તો એવી અનિશ્ચિનિય બાબત છે કે કેબી-નેટનો પ્રમુખ, જેનો સીથી મોટો ગીરાસ હોય તે બને અને તેને વાઈસરોયની મજુરી સિવાય દુર કરી શકાય નહિ. કાયમનો પ્રમુખ ન બની જાય તે વાસ્તે આપણા તરફથી આટલી કાળજી રાખવામાં આવે છે, ત્યારે શ્રી. કરણસિંહજીના બંધારણમાં તો કાયમનો પ્રમુખ થાય છે અને તે પણ જે મોટો ગીરાસદાર હોય તે. પછી ભલે તે બુદ્ધિવાળો હોય કે અર્ધદગ્ધ-સામર્થ્યવાળો હોય કે નિર્માલ્ય. પોતાના હિતને વાસ્તે બંધારણમાં આવી જાતનો પ્રબંધ કરવામાં આવેલ છે તેમ પણ કહી શકાય તેમ નથી કારણ કે શ્રી. કરણસિંહજીનો એવો મોટો ગીરાસ નથી. સાધારણ ગીરાસ છે. છતાં આ પ્રમાણેની ગોઠવણ થઈ છે તો તેમાં કાંઈક ભેદ હોવો જોઈએ. જો પોતાની સ્વયં-સ્ફુર્ણાથી તેવું બંધારણ બનેલ હોય તો તેમાં બુદ્ધિ અને દીર્ઘ દ્રષ્ટિ વપરાયાનું જોવામાં આવતુ નથી તેમ કહેવામાં ઓઝપ ખાવાની જરૂર નથી. શ્રી. કરણસિંહજીના બંધારણને કેવો આવકાર મળ્યો છે તે હવે તપાસીએ. અમુક પાંચ છ તાલુકાઓમાંથી અમુક તાલુકદારો, ભાગદારોએ સહી કરી છે. બીનઅખત્યારી તાલુકદારો ભાગદારોની હજારોની સંખ્યામાંથી ફક્ત પચીસથી ત્રીસ સહીઓથી વધારે સહીઓ બની શકી નથી. તેમાં પણ કેટલીક તો એવી સહીઓ થઇ છે કે પોતાનો વિચાર હોય કે નહિ પરન્તુ અંદર અંદરના સગપણને લઇને શરમ ન છોડી શકાવાથી સહીઓ કરવામાં આવેલ છે આ બંધારણ ઇચ્છનિય નથી અને આગળ ઉપર મુશ્કેલીવાળું નીવડે તેવું છે, તેમ સમજાયાથી કેટલાક સહીઓ કરનાર તાલુકદારો ભાગદારોએ તે સહીઓ પાછી ખેંચી લેવા સુધી પણ તત્પરતા બતાવી હતી. આપણને આપણી જમીન જાગીર એટલે રોટલો અબાધિત રાખવો છે અને તેથી આપણી એસોસીએશન તરફથી જે કોનફીડ-રેશનનું બંધારણ બાંધવામાં આવેલ છે તેનાથી બીજું કોઈ બંધારણ હિતકર દેખાતું હોય તો તે સ્વીકાર-વામાં દુરાગ્રહ હોઇ શકે નહિ. તેથી શ્રી. કરણસિંહજીને તેમના બંધારણને અંગે વાટાઘાટ કરવા એકત્રિત થવા ઘણી વખત કહેવરાવવામાં આવ્યું છતાં તે તરફ હજી સુધી તેમણે દુર્લક્ષતા જ બતાવી છે. લીંબડાની તાજેતરની પહેલી મીટીંગ વખતે પણ તેમને તેમનું બંધારણ સમજાવવા ખાસ બોલાવવામાં આવ્યા હતા. આમંત્રણ શ્રી. રણજીતસિંહજી તરફથી આપવામાં આવ્યુ હતું. છતાં તે મીટીંગમાં તેમણે હાજરી આપી નહિ. મીટીંગમાં તેમના બંધારણની એક પછી એક કલમો વાંચી, તે બંધારણ સ્વીકારતા કેટલો ગેરલાભ છે તે મારા તરફથી બતાવી દેવામાં આવ્યું હતું. તે બંધારણ ઉપયોગી નથી પરન્તુ આપણી નોન જ્યુરીડીકશનલ તાલુકદારો ભાગદારોની એસો-સીએશન તરફથી જે કોનફીડરેશનની રચના કરવામાં આવી તે જ હિતકર છે તેમ સર્વના ગળે ઉતરી ગયું હતું અને તેવો જ ધ્વનિ તે સભામાં પડી રહ્યો હતો. શ્રી. રણજીતસિંહજીએ પણ તેવું વલણ બતાવ્યું પરન્તુ તે પછી થોડા જ વખતે શ્રી. રણજીતસિંહજી વડોદરાના નાવમાં બેઠેલા જોવામાં આવ્યા. શ્રી. રણજીતસિંહજી વડોદરા તરફથી પ્રચાર કાર્ય કરતા હોવાથી અને વડોદરા તરફથી તહનામાની ઘટના બહાર પડેલ હોઈ તાલુકદારો ભાગદારો, તે વમળમાં ચડી ન જાય તે વાસ્તે વસ્તુ સ્થિતિ સમજાવવા સોનગઢ થાણામાં મીટીંગ રાખવા શ્રી. રણજીતસિંહજીના પિત્રાઈ ભાઇ ગોહેલ શ્રી. જાલમસિંહજી અને બીજા ભાઇઓ તરફથી મને આમંત્રણ થતાં લીંબડા મુકામે જ મીટીંગ રાખ-વામાં આવી હતી. તે મીટીંગમાં લાઠીના મુખ્ય કારભારી સાહેબ અને વડોદરાના કાર્યકરો હાજરે

હતા શ્રી રણજીતસિંહજીએ વડોદરાની તરફદારી કરતું ભાષણ વાચ્યુ હતું શ્રી કરણસિંહજીના બધારણ સામે પણ તેમની પત્રિકામા જે હકીકત દર્શાવી છે તે તે વખતે દર્શાવી હતી મારા તરફથી તેના સચોટ રદીયા આપવામા આવ્યા હતા વડોદરાની ઘટના જે બહાર પાડવામા આવેલ છે તે જો સ્વિકારવામા આવે તો તાલુકદારો ભાગદારોનો નાશ—નજર વેગમા છે તે તે ઘટનાની કલમોનો અર્થ બતાવી જેમ સમજવામા આવ્યુ હતુ તે જ પ્રમાણે શ્રી કરણસિંહજીના બધારણની પોકળતા પણ બતાવવામા આવી હતી શ્રી રણજીતસિંહજી પાછી તે જ બાબત પોતાની પત્રિકામા દર્શાવે છે તે જે આ હકીકત જાણતા નથી તેવા આપણા વર્ગના ભાઇઓને અવળે રસ્તે દોરવવાની તેમની તરકીબ હોય તેમ હુ માનુ છુ

### (૨) કોઇ રાજ્ય સાથે જોડાવું કે કેમ ?

આ બાબતમા મારા તરફથી લેખીત અને જાહેર ભાષણોથી ઘણુ જ કહેવામા આવેલ છે હાલના તબક્કે રાજ્યોની તરફદારી કરનારો મારો વિચાર થતો નથી તેમા આપણને લાભ નથી આપણી સ્થિતિ તેથી ટકી રહેવાની નથી તેમ હું માનુ છુ જુદા જુદા રાજ્યો જુદા જુદા પ્રલોભનો બતાવી પોતાનામા આપણા તાલુકાને ભેળવી દેવા પ્રયત્ન કરી રહ્યા છે તેમા ભોળવાઈ જવાથી આપણે અને આપણી ભવિષ્યની પ્રજાનો આપણે નાશ નોતરીએ છીએ તેવા પ્રલોભનોમા ભોળવાતા પહેલા જે ગીરાસદારો હાલ રાજ્યોના તાબામા છે તેમની સાથેનો તે રાજ્યોનો વર્તાવ તપાસવો ઘટે છે તે ગીરાસદારો સાથેના આપણા સગપણ સબધ અને સહવાસથી આપણે એટલું તો જોઇ શક્યા છીએ કે જે ગીરાસ અને હકો તેમને હતા તે કેટલેક અંશે તેમના હાથમાથી સરી ગયા છે કાઠિયાવાડમા શાતિ સ્થપાય અને ઝઘડા ઉભા ન થાય તે વાસ્તે રાજ્યો અને ગીરાસદારોની વચ્ચેના હકોનો નિર્ણય કરવા બ્રિટીશ સરકારે ( એજન્સીએ ) રાજસ્થાનીક કોર્ટ સ્થાપી હતી એક બીજાના હકોના હકપત્રક તે કોર્ટથી આપવામા આવ્યા હતા થોડો વખત સુધી શાંતિ રહી પણ પછી કાળના વહેવા સાથે તે હકપત્રકના પાલન કેવી રીતે થયા છે અને ગીરાસદારોને કેવા અને કેટલા નુકસાન ખમવા પડયા છે તે હવે તો જગજાહેર વાત છે તમામ રાજ્યો સ્વાર્થને લઇ પોતાના લાભના વાસ્તે અન્યાય કરવા સુધી અચકાતા નથી તેમ હુ કહી શકતો નથી પરન્તુ રાજ્ય અને ગીરાસદાર પક્ષકાર હોય ત્યા શુદ્ધ ન્યાય કેવી રીતે સભવે ? માની લઈએ કે રાજ્યની નીતિ ન્યાયી છે પરંતુ કોઈ પ્રશ્નમા રાજ્યની એક માન્યતા બંધાઇ ગઇ હેય અને તે રાજ્યની જ કોર્ટમા ગીરાસદારને તે પ્રશ્નનો ફેંસલો મેળવવો પડતો હોય ત્યા રાજ્યની માન્યતા ભુલ ભરેલ છે તેમ ગીરાસદાર ક્યાથી સાબીત કરી શકે ? એમ કહેવામા આવે છે કે કોઈ પ્રશ્નની અદર ગીરાસદાર રાજ્યના ફેંસલાથી નાખુશ થયો હોય તો સરકારમા અપીલ કરવાની તેને છુટ છે કહેવા કથવામા અને કાગળ ઉપર મુકવામા આ શબ્દો સુદર લાગે છે પણ રાજ્યમાથી ફેંસલો મેળવ્યા પછી અપીલ કરવાની તે ગીરાસદારની સ્થિતિ અને તાકાત રહે છે કે કેમ તે જેને જેને આવા પ્રસગો પ્રાપ્ત થાા છે તેના દાખલાઓથી જોઈ શકાય છે રાજ્યોની કોર્ટોમા એટલા લાંબા વખત સુધી કેસો ચલાવે છે કે ગીરાસદાર તેટલા વખતમા એટલો નીચોવાઈ જાય છે કે તે ઉભો રહેવાને પણ શક્તિવાન રહેતો નથી તો પછી રાજ્યના વિપુલ સાધનો સામે અપીલમા ઉતરવુ તે વધારે પાયમાલ થવા જેવુ છે આની આ રીતે ગીરાસદાર વર્ગ દિવસે દિવસે ઘસાતો જાય છે અને તેનો ગીરાસ અને હક તેના હાથમાથી એક યા તો બીજા કારણે સરી જતા જોવાય છે

રાજાઓનુ એક હથ્થુ શાસન હોવાથી મન ગમતા કાયદાઓ ઘડવામા આવે છે યા તો હકપત્રના શબ્દોનો અર્થ ગીરાસદારોની ગરીબીનો લાભ લઈ પોતાને રૂચે તેવા કરાવવાને રાજ્યો શક્તિમાન થાય છે હમણા થોડા વખતથી વારસાનો સવાલ

એવી રીતે ઘટાવવામાં આવેલ છે કે આપણને તો તે અન્યાયની પરાકાષ્ટા જ દેખાય. કોઈ ગીરાસદાર અપુત્ર ગુજરી જાય તો તેનો વારસો સગોત્રીને બદલે પોતાને મળે તેમ રાજ્યો પ્રયત્ન કરે છે અને ઘણા કિસ્સામાં તો તેઓ ફાવ્યા પણ છે. કોઇ રાજા અપુત્ર મરી જાય ત્યારે સરકાર તેના નજીકના સગોત્રીને વારસામાંથી બાતલ કરતી નથી. જ્યારે રાજ્યો આવા કિસ્સામાં ગીરાસો ખાલસા કરે છે. આવા દાખલા તાજેતરમાં ઘણા બન્યા છે અને હજી બન્યે જાય છે. વારસદારને વારસો મળે નહિ અને રાજ્ય તે ગીરાસ તફડાવી જાય તે શું ન્યાય છે? આવા આવા કકળાટ તો ઘણા છે અને તે એક હથ્થુ શાસનને આભારી છે. જ્યાં સુધી એક હથ્થુ અને આપખુદ સત્તા રહેશે ત્યાં સુધી આવી સ્થિતિ રહેવાની તે ચોક્કસ વાત છે.

મનસ્વીપણે કેવા કાયદા ઘડવામાં આવે છે તે જો જોવું હોય તો એક મોટા રાજ્યમાં એવો કાયદો અમલમાં છે કે કોઈ ગીરાસદાર ફોજદારી ગુન્હામાં આવે અને તેના અંગે તેને સજા થાય તો તેનો ગીરાસ ખાલસા કરવામાં આવે છે. આથી વિશેષ જુલ્મ બીજો શો હોઇ શકે? ગીરાસદાર સિવાય બીજા વર્ગના માણસો ફોજદારી ગુન્હામાં આવે તો કાયદામાં જણાવેલ સજા તેમને કરવામાં આવે પરંતુ તેમની માલ મિલકત ખાલસા કરવામાં આવતી નથી. જ્યારે ગીરાસદારને તો સજા આપવા ઉપરાંત તેનો ગીરાસ એટલે માયા મુડી પડાવી લેવામાં આવે છે. આ તે જ બતાવે છે કે રાજ્યને ગીરાસની ભુખ છે અને તે ભુખને યેનકેન પ્રકારે ભાંગવી છે. તેમાં ન્યાય અને નીતિને એક બાજુ છજા ઉપર ચડાવી દેવા સુધી પણ તેમને હરકત નથી. રાજદ્રોહ જેવા ગુન્હામાં પણ મિલકત ખાલસા કરવા જેવી નીતિ બ્રિટિશ સરકાર અખત્યાર કરતી નથી. ભોઇકા થાણાના કંથારીયાના રાણાશ્રી સરદારસિંહજી રવાભાઈ કે જેઓ બેરીસ્ટર છે અને હાલ પેરીસમાં રહે છે. તેમના પર રાજદ્રોહનો આરોપ આવ્યો હતો તે ઉપરથી તેમના પિતાની હૈયાતિ બાદ શ્રી સરદારસિંહજીને અને તેમના પુત્ર પરિવારને ગીરાસના વારસામાંથી બાતલ કરવાનો હુકમ થયો હતો. શ્રી. સરદારસિંહજી ગુન્હેગાર હોય તો તેમને સજા થવી જોઇએ પણ તેમના પુત્રને ગીરાસના વારસામાંથી બાતલ કરવા ન જોઇએ, તેવી અરજ કરતાં તેવો હુકમ થઇ આવ્યો છે. આ પ્રમાણે રાજદ્રોહ જેવા ગુન્હામાં પણ બાપની ભુલથી દીકરાને કે વારસદારને સહન કરવું પડતું નથી ત્યારે અહિંયા તો ગીરાસદારે સાધારણ ગુન્હો કર્યો હોય તો ગીરાસ ખાલસા કરવામાં આવે છે. ગુન્હાઓના વાસ્તે સજાઓ કરવામાં આવી છે. બીજા તમામ વર્ગના માણસો ઉપર કાયદા પ્રમાણે અમલ થાય છે ત્યારે તેજ ગુન્હા વાસ્તે ગીરાસદાર વર્ગને સજા મળવા ઉપરાંત તેમનો ગીરાસ ખાલસા કરવામાં આવે છે તેનાથી બીજો ભયંકર અન્યાય કયો કહેવાય? આવી જાતના ધારા ધોરણ ઘડાય તે ગીરાસ ગડપ કરી જવાની નીતિ નહિ તો બીજું શું?

આવી જાતનો કાયદો અને ધોરણ વડોદરા રાજ્યમાં પ્રચલિત છે. હું ભાવનગરમાં પોલીસ કમીશ્નર હતો ત્યારે વડોદરા પ્રાંતઅમરેલી, એને ભાવનગર રાજ્યના કુંડલા, લીલીયા વગેરે મહાલોની સરહદો લાગેલી હોઈ આ કાયદા અને ધોરણનો અમલ ગીરાસદારોના ઉપર કેવી રીતે થતો હતો તેની જુદી જુદી વાતો મારા સાંભળવામાં આવતી. લાખાપાદર થાણાને પોતાનામાં ભેળવી દેવા વાસ્તે ત્યાંના તાલુકદારો ભાગીદારોને સમજાવવા વડોદરા મથી રહ્યું હતું, તેથી તે થાણાના સમજુ તાલુકદારો ભાગદારોએ લાખાપાદર થાણામાં મીટીંગ ભરી વસ્તુસ્થિતિ સમજાવવા મને બોલાવવા બે તાલુકદાર ભાઈઓને મારી પાસે મોકલેલ અને તેથી હું ત્યાં ગએલ હતો. લાખાપાદર થાણાની પાસે આવેલ વડોદરા તાબાના ગામોના ગીરાસીઆઓની શું સ્થિતિ અને ફોજદારી ગુન્હાઓમાં આવી જતાં તેમનો ગીરાસ કેવી રીતે ખાલસા કરવામાં આવે છે તેનો કાળો કકળાટ જે મારા સાંભળવામાં આવ્યો તેનો ત્રાસ હજી મારા મગજમાંથી ખસતો નથી આવા કાયદાથી ગીરાસદારોની શું દયાજનક સ્થિતિ થઈ ગઈ છે તે, વખતે શ્રીમંત નામદાર ગાયક-

થોડ સરકારના ખ્યાલમાં પણ નહિ હોય પરંતુ જે આ કાળા કાયદાથી ગીરાસદાર વર્ગને ત્રાસ છે તે અવર્ણનિય છે અને તેમાંથી રાહત આપવા તેઓ નામદારે ધ્યાન આપવું ઘટે છે. વડોદરાના મહેરબાન દીવાન સાહેબ રાજદ્વારી કુનેહવાળા અને દયાળુ કહેવાય છે, તેઓ સાહેબે આ કાયદા બાબતમાં અને વારસાના ધોરણ બાબતમાં તપાસ કરવો ઘટે છે. આવા કાયદાના ઓઠા નીચે ગીરાસદારોના ગીરાસ તેમના હાથમાંથી સરી જાય છે તે અટકાવવું જોઇએ છીએ. તેમજ આવા કાયદાથી જે જમીન જાગીરો રાજ્યમાં ભળી ગઈ હોય તે તેમના માલિકોને પાછી સોંપવી જોઇએ. આમ થાય તો જ ન્યાય આપ્યો કહેવાશે.

### (૩) જીલ્લાની સાથે એટલે બ્રિટિશ હિંદ સાથે જોડાવું કે કેમ?

આપણા કોનફીડરેશનનું તંત્ર રચવાનો નિર્ણય તા. ૧૯-૧૨-૧૯૩૫ની મીટીંગમાં કરવામાં આવ્યો. તે મીટીંગમાં મારા ભાષણની અંદર જીલ્લાની સાથેના અંગના મારા વિચારો બતાવ્યા છે. જીલ્લાની સાથે જોડવામાં આપણને લાભ નથી, તેમ તેમાં બનાવવામાં આવ્યું હતું. તાલુકદારો, જાગીરદારો, ઇનામદારો, વગેરે ગીરાસદારોના વાસ્તે જીલ્લામાં કડક કાયદાઓ થતા જોવામાં આવે છે. અને તેથી હાલના તબક્કે, જીલ્લાની સાથે જોડાવું તે સલામતીવાળું છે તેમ હું કહી શકુ નહિ. પરંતુ જીલ્લાની સાથે જોડાતા જીવનની સ્વતંત્રતા રહેશે તે વાત, ચોક્કસ છે તો જ્યારે એક હથ્થુ શાસનથી ચાલતા ગમે તે રાજ્યની સાથે જોડાતા જીલ્લા જેટલી સ્વતંત્રતાનું વાતાવરણ અનુભવી શકાય નહિ તે પણ તેટલે દરજ્જે સ્પષ્ટ વાત છે.

કાઠિયાવાડ રાજકીય પરિષદે જીલ્લાની સાથે જોડાવાનો ઠરાવ કર્યો છે અને તે ઠરાવની અંદર પ્રજા વર્ગની સહીઓ કરાવી તે સરકારમાં રજુ પણ કરી દેવામાં આવેલ છે તેમ સમજવામાં આવે છે. તાલુકદારો ભાગદારોના અને પ્રજાના એકબીજાના માની લીધેલા સ્વાર્થને લઇ દૃષ્ટિકોણ સૌ સૌના જુદા હોય તે સ્વાભાવિક છે, શુદ્ધ હેતુ જ્યાં હોય ત્યાં તેની અવગણના કોઇથી કરી શકાય નહિ પણ, એક બીજાના હક અને આજીવિકા ઉપર તરાપ મારવાની વૃત્તિ જો કોઇના તરફથી દાખવવામાં આવે તો તેનું પરિણામ વર્ગ વિગ્રહમાં જ સંભવે. આવો વર્ગવિગ્રહ અટકાવવા અને સુલેહશાંતિ જાળવવામાં તાલુકદારો ભાગદારો તેમજ પ્રજાવર્ગે બહુ જ દીર્ધ દૃષ્ટિ વાપરવાની જરૂર છે. પ્રજાવર્ગે એમ કહેવા બહાર પડતો હોય કે હિંદના નવા બંધારણમાં આત્મનિર્ણય કરવાનો પ્રજાને પણ હક છે તો આપણને સતોષ થાય તેવો નિચોડ લાવવાની વૃત્તિ તેમના તરફથી દાખવવામાં આવે તો તેનો અવરોધ કરવાનું કારણ નથી. પ્રજા વર્ગે પણ એક જાતનો નિર્ણય કરતા પહેલાં આપણા અસ્તિત્વનો વિચાર કરવો ઘટે છે. આપણે લાંબા કાળથી અખત્યાર ભોગવેલ નથી, તે ભોગવવાનો મોહ આપણને છે નહિ. આપખુદ સત્તા મેળવવાની આપણી લેશ પણ ઇચ્છા નથી. આપણે તો આપણો રોટલો અબાધિત રાખવો છે, એટલે આપણી જમીન, જાગીર અને તેના અંગના આપણા હકોની સલામતી જોઇએ છીએ આપણી પ્રજાને આપણે આપણા ભાંડરૂ તરીકે જ લેખીએ છીએ. પ્રજા તાજી તો આપણે પણ તાજા એમ આપણે માનીએ છીએ, તેમના હિતમાં આપણું હિત છે, તેમ આપણે લેખીએ છીએ. આપણી આવી જાતની સદભાવના પ્રજા તરફ છે તો તેવી જ રીતે પ્રજાએ પણ તેવો જ વર્તાવ આપણા તાલુકદારો તરફ રાખવો જોઇએ અને તો જ શાન્તિ એકબીજાની વચમાં રહી શકે. હિંદના નવા બંધારણની રચના થઈ રહેલ છે, તેમાં જો આપણી સાથે હાથમાં હાથ મેળવી આપણી જમીન જાગીરની માલીકીની એટલે આજીવિકાની અને તેના અંગના આપણા હકની સલામતી સાચવવાનો પ્રબંધ રચવા પ્રજાવર્ગ તત્પરતા બતાવે તો, આપણને કોનફીડરેશન (સંયુક્તતંત્ર)થી બીજે નંબરે જીલ્લાની સાથે જોડાવાનો વિચાર કરવામાં હરકત હોય તેમ મને દેખાતુ નથી.

ઉપરના ત્રણ પ્રશ્નોનો ઉલ્લેખ કર્યા પછી હાલ

જે જાતનું વાતાવરણ છવરાઈ ગયું છે તેના અંગના ખુલાસા કરવા તે યોગ્ય છે કે જેથી ખરી વસ્તુ-સ્થિતિનો ખ્યાલ આવે. વડોદરા જ પોતાનામાં તાલુકાઓ મેળવવા માગે છે તેમ નથી, પરંતુ વડોદરા સિવાય લાઠી, ભાવનગર, નવાનગર, જસદણ વગેરે રાજ્યો પણ તેવી તજવીજમાં બહાર પડયા દેખાય છે. તે દરેક રાજ્ય આપણને સાથે ભેળવવાનાં બધારણ બાંધી પોતાની તરફેણની હિમાયત કરે છે. નવાનગર તરફથી તાજેતર union (સંગઠ્ઠન) જેવી મોટી યોજના બહાર પાડવામાં આવેલ છે. તેના અંગનું પ્રચારકાર્ય પણ તે સ્ટેટ તરફથી શરૂ કરી દેવામાં આવેલ છે. જેને સંબંધ નથી એવા ગીરાસદાર ભાઇઓ તરફથી સદર યોજનાની તરફદારી કરતી પત્રિકાઓ પણ બહાર પડી છે અને પડે છે. હુ પણ એટલું તો કહી શકું કે વડોદરાની ઘટના કરતાં આ બંધારણમાં છુટછાટ જોવાય છે. નામદાર મહારાજા જામસાહેબ બહાદુર ઉમદા સ્વભાવ, જ્ઞાતિપ્રેમી અને ઉચ્ચ ભાવનાવાળા નરેશ લેખાય છે. કોઈ ગીરાસદાર અપુત્ર ગુજરી જાય તો તેનો ગીરાસ રાજ્યમાં ખાલસા કરવાનો હુકમ થોડા વખત પહેલાં ત્યાં અમલમાં હતો તેમાં ફેરફાર કરવામાં આવેલ છે અને તેવો ગીરાસ રાજ્યમાં નહિ મેળવતા તેના સગોત્રીને સોંપવો તેમ તાજેતરમાં જ તેઓ નામાદારે ફરમાન કરેલ છે. આ દાખલાથી તેઓ નામદારની શુદ્ધ ન્યાય આપવાની વૃત્તિ છે તેમ જોઇ શકાય છે અને તેથી ખરેખર તે રાજવિને અંતરના અભિનંદન ઘટે. પરંતુ જોવાનું એ રહે છે કે ગમે તેટલો આદર્શ રાજવિ હોય અને શુભ કરવાની ગમે તેટલી ધગશ અને તમન્ના તે નરેશને હોય છતાં એકહથ્થુ અને આપખુદ સત્તાથી ચાલતા તંત્રમાં ભળવાનો વિચાર કરવો તે લાભદાયક છે કે કેમ તે જોવાનું ખાસ રહે છે. મનુષ્ય સ્વભાવ એવો છે કે એક ભાવના અને વિચાર આજ હોય તે આવતી કાલ રહેશે કે કેમ તે સવાલ છે. આજ જે ભાવના હોય તેને અનુસરીને તેવા કાયદાકાનુન ઘડવામાં આવે પરંતુ બીજી જાતનું વાતાવરણ અને સંયોગો ઉભા થાય ત્યારે તેના તે જ વિચારો રહે કે કેમ તે શંકા છે. જે કાયદા અને કાનુન આગળ ઘડેલ હોય તે ઘડીના છઠ્ઠા ભાગમાં ભુંસી નાખતા અચકાતું પડે નહિ તેવા એકહથ્થુ અને આપખુદ સત્તાથી ચાલતા રાજ્યની સાથે ગમે તેવી બાંહેધરીઓ આપવામાં આવે છતાં પણ તેના ઉપર વિશ્વાસ મુકવો તે જોખમ છે. નાના અને મોટાના જોડાણમાં બાંહેધરીની બાંધેલી કિલ્લેબંધી મોટાના વારને રજ્જુ (દોરડા) જેવી છે. તે કલમોના અર્થ પોતાના લાભમાં કરાવવા મોટાઓ ફાવે છે અને જો સંયોગ સાનુકૂળ દેખાય તો તે કાગળોને scrap of papers ચીથરા જેવા ગણવામાં પણ બાધ આવતો નથી.

જસદણ સ્ટેટે જ્ઞાતિ ભાવના પ્રદિપ્ત કરતું બંધારણ ઘડયુ છે, તે બધારણમાં બીજી ગમે તે બાબતો બતાવેલ હોય તેના ગુણદોષમાં ઉતર્યા સિવાય એક બાબત નજર આગળ એ તરી આવે છે કે જસદણ રાજવિ કાયમના માટે બંધારણના અધિષ્ઠાતા અને તે બધારણમાં જોડાનાર તાલુકદારો ભાગદારોના અને તેમની ભવિષ્યની પ્રજાના વંશપરંપરાના ભાગ્યવિધાતા બને છે. એકત્રિત તંત્ર રચવાની ઇચ્છા હોય ત્યાં નાના મોટાની ભાવના શા વાસ્તે હોવી જોઇએ? હાલના જસદણ રાજવિ હુંશીયાર અને ભાવનાશાળી કહેવાય છે. પરંતુ જ્યારે કોઈ નબળા મનના રાજકર્તા થાય તે વખતે જોડાનાર તાલુકદારો ભાગદારોની સ્થિતિ વિષમ બને તે કુદરતી છે. વળી રાજદ્વારી ક્ષેત્રમાં જ્ઞાતિભાવના શા વાસ્તે પોષવી જોઈએ? જે કાયદાઓના લાભ અને હાની સરખી રીતે તમામને ભોગવવાના હોય છે ત્યાં જ્ઞાતિતત્વ ઘુસાડવું તે પોતાને જ નબળા પાડવા જેવું છે, તે સર્વ તાલુકદારો ભાગદારોએ ખાસ વિચાર કરવા જેવું છે. વળી જેટલું સુખ અને શાન્તિ સરખે સરખાના જોડાણમાં હોય તેટલું સુખ અને શાન્તિ મોટાની સાથેના જોડાણમાં ન હોય પછી ભલે તે એક જ્ઞાતિના હોય છતાં મળી શકે નહિ. સામાજીક સગપણ જેવી બાબતમાં પણ સરખી

સ્થિતિના જોડાણમા જેટલુ સુખ મળે છે તેટલુ મોટાના જોડાણમા સુખ દેખાતુ નથી, તો પછી રાજકીય ક્ષેત્રમા મોટાની સાથેના જોડાણમા શુ લાભ મેળવી શકાય ? જે ગીરાસદારભાઈઓ રાજ્યોના તાબામા છે અને જેના રાજાઓ પોતાની જ્ઞાતિના અને કુટુમ્બના છે તેમના દાખલાથી જોઈ શકાય છે કે તેમને કેટલુ સુખ છે ? વાસ્તે જ્ઞાતિભાવના તરફ ઢળવાથી અને જે યોજનામા સરમુખત્યારપણુ રાજાનુ રહેતુ હોય તેવી યોજના સ્વીકારવી તે ઝંપાપાત ખાવા જેવુ છે હિન્દુસ્થાનનુ ભાવિ કોમી ભાવનાને લઈ સુધરી શકતુ નથી ત્યા તો હિંદુ અને મુસલમાનનો સવાલ છે જ્યારે અહિયા તો આવા બધારણથી એક જ્ઞાતિ બીજી જ્ઞાતિથી જુદી પડે છે ગીરાસ ધરાવનાર તમામ જેને એકજ વાતાવરણમા રહેવાનુ છે, જ્યા તમામ કોમના તાલુકદારો ભાગદારોને સાથે રહી કાયદાકાનુન ઘડવાના છે, અને સર્વને સરખી રીતે અસર કરશે અને જ્યા પોતાનું ઘર પોતાને ચલાવવાની સ્થિતિ પ્રાપ્ત થાય છે, ત્યા એક જ્ઞાતિને લાભ અને બીજાને નુકશાન થશે તેવો વિચાર વટિક કરવો તે પોતાની જાતને અવળે માર્ગે દોરવા જેવુ છે. આપણો ગીરાસદાર વર્ગ એક છે, તેમા જ્ઞાતિ કે કોમી ભાવનાના તત્વ શા વાસ્તે ઘુસાડી દેવા જોઈએ ? તેવી ભાવના ઘુસાડવાના પ્રયત્ન થતા હોય તો તે કાર્ય કરનારની ગમે તે રાજદ્વારી બાજી છે તેમ સમજવામા આચકો ખાવા જેવુ નથી

વળી પિતૃરાજ્યો પણ પોતાનામા આપણને જોડવા વાસ્તે તજવીજ કરતા જોવામા આવે છે તે પ્રયત્નમા અમુક જુજ આપણા ભાઈઓમાથી સાથ આપતા દેખાય છે જુદાજુદા પત્રો અને જ્ઞાતિના માસિકોમા પણ તેવા લેખ આવે છે હમણા તાજેતરમા જ સંદેશ અને 'ક્ષત્રિય મિત્ર'મા એજન્સી થાણા તાના ભાગદારના નામથી લેખ આવેલ છે આપણી કોન્ફીડરેશનની સ્કીમ ઘડાઈ તે વખતથી 'ક્ષત્રિય મિત્ર'મા રાજપૂતના તખલ્લુસથી પિતૃરાજ્યોની તરફદારી કરતા લેખો આવવા લાગ્યા હતા. તે લેખો સમલાના રાણાશ્રી જીવણસિંહજી જેઓ લીંબડીના રેવન્યુ કારભારીના હોદ્દા ઉપર છે તેઓ મોકલતા હતા, તેમ ભોઇકા થાણાના ગામ જાખણની મીટીંગની અંદર તેઓશ્રીએ પોતે જણાવ્યુ હતુ તેમ જ વળી વઢવાણ કાંપમા ત્રણ ચાર માસ પહેલા આપણી એસોસીએશનની મીટીંગ હતી તે પહેલા ત્રણ ચાર દિવસે 'સંદેશ' પત્રમા પિતૃરાજ્ય સાથે ભળી જવુ તે આવકારદાયક અને લાભકારી છે તે મતલબનો લેખ આવ્યો હતો તે કેટલુ અવળે રસ્તે દોરનાર પ્રચારકાર્ય છે તે મારા તરફથી તે લેખના શબ્દેશબ્દનુ પદચ્છેદ કરતા અને પિતૃરાજ્યોની ન્યાયનીતિ અને ધોરણો વગેરે બતાવવાનુ શરૂ કરતા, શ્રી જીવણસિંહજીએ એકાએક ઉભા થઈ એકરાર કર્યો કે તે લેખ તેમનો પોતાના છે તે ઉપરથી પણ જોઈ શકાશે કે શ્રી જીવણસિંહજી પિતૃરાજ્યની તરફેણમા પ્રચારકાર્ય કરી રહ્યા છે. શરૂઆતથી અદ્યાપિપર્યંત તેઓ લીંબડીના અધિકારપદે છે તેજ વાતાવરણમા રહેલ હોવાથી પિતૃરાજ્યની સાથે જોડાવાનુ માનસ તેમનુ ઘડાયુ હોય તો તેમા નવાઇ પામવા જેવુ નથી શ્રી જીવણસિંહજી શુદ્ધ હૃદયી છે એટલે તેમના કાર્યમા ઉતરપીંડી જેવી વસ્તુનો અભાવો છે, તે મારો જે તેમની સાથનો પરિચય છે તેનાથી અને જે કાંઈ હુ તેમના વાસ્તે સાભળુ છુ તેનાથી કહી શકુ છુ. એક હથ્થુ અને આપખુદ સત્તાવાળા ગમે તે રાજ્યની સાથે ભળવુ તે નુકશાનકારક છે તેમા પોતાની અને પોતાના ભવિષ્યની પ્રજાની ખુવારી છે તે તેઓશ્રીને દાખલા દલીલથી બતાવી આપ્યા છતાં પિતૃરાજ્યની તરફદારી કરતુ પ્રચારકાર્ય તેમના તરફથી છોડી દેવામા આવતુ નથી તે શોચનિય છે. આવુ જે પ્રચારકાર્ય થાય તેના તરફ દુર્લક્ષ બનાવવુ જોઈએ અને તેવી તાલુકદાર ભાગદાર ભાઈઓને મારી ખાસ સલાહ છે

પિતૃરાજ્ય પિતૃરાજ્ય એવા બણગા ભલે ફુકવામા આવતા હોય, પરતુ બ્રિટીશ સરકારનું

(ઇસ્ટ ઇંડિયા કંપનીનું) આવાગમન કાઠિયાવાડમાં થયું ત્યારે પિતૃરાજ્યની સાથેનો આપણો સંબંધ કેવો અને કેટલો હતો તે આપણું કોનફીડરેશન બાંધવામાં આવ્યું ત્યારે તા. ૧૯–૧૨–૧૯૩૫ના રોજ મારા ભાષણમાં બતાવ્યું હતું. ભાષણમાંનો તે ફકરો દોરવવાથી આપણી અને પિતૃરાજ્યની સ્થિતી સમજી શકાશે. તે ફકરો નીચે પ્રમાણે છે:—

"ઇસ્ટ ઇંડિયા કંપની સાથે કાઠિયાવાડ પ્રાંત રાજકીય સ્થિતિમાં જોડાયો ને વખતે કાઠિયાવાડના નાના મોટા તમામ રાજ્યો અને તાલુકાઓ જે સ્વતંત્ર હતા તેમણે પોતાના વ્યક્તિગત તહનામા અને કોલકરારો તે કંપની સરકાર સાથે કર્યા. આ તહનામા તે સુપ્રસિદ્ધ Walker settlement (વોકર સેટ-મેન્ટ). આ ઉપરથી સર્વ કોઇ સમજી શકશે કે નાના રાજ્યો યા તો તાલુકાઓ પોતાની સ્વતંત્રતા ઇસ્ટ ઇંડિયા કંપની સાથેના જોડાણને લઈને મેળવી શકયા છે તેમ નથી. પરંતુ તેઓ તો પહેલેથી જ સ્વતંત્ર છે. આપણા તાલુકાઓમાંથી કેટલાક તાલુકાઓ કોઇપણ રાજ્યથી ઉતરી આવેલ નથી. જ્યારે કેટલાક તાલુકાઓ રાજ્યમાંથી ઉતરી આવેલ છે. આવી રીતે જેમ તાલુકાઓ રાજ્યમાંથી ઉતરેલ છે તેમ ઘણા રાજ્યો પણ અમુક રાજ્યોમાંથી ઉતરી આવેલ છે, તે રાજ્યો જેમ મુળ રાજ્યમાંથી જુદા પડી સ્વતંત્ર થયેલ છે તેવી રીતે આપણા તાલુકાઓ પણ જુદા થઇને સ્વતંત્ર રહેલ છે એટલે કે મુળ રાજ્યની સાથે જેમ બીજા રાજ્યોને જેવો અને જેટલો સંબંધ છે તેવો અને તેટલો સંબધ આપણા તાલુકાઓને જે રાજ્યમાંથી તે ઉતરી આવેલ છે તેની સાથે છે. આથી વિશેષ કોઇ પણ જાતનો તાલ્લુક તે રાજ્ય સાથે તે તાલુકાઓને નથી, જેવી રીતે તે રાજ્યો જેટલા સ્વતંત્ર છે તેવી જ રીતે આપણા તાલુકાઓ ભલે નાના છે પરંતુ પહેલેથીજ સ્વતંત્ર છે અને સ્વતંત્ર હોવાથી જ આપણા વડવાઓ કંપની સરકાર સાથે સીધા કોલકરાર કરવાને શક્તિ-માન થયા છે."

ઉપર પ્રમાણેની આપણી સ્થિતિ છે, તે ઉપરથી ખ્યાલ આપી શકે તેમ છે કે પિતૃરાજ્ય તરીકે જે ધ્રાંગધ્રા કે જે ઝાલાઓનું મુખ્ય રાજ્ય છે તે લીંબડી વઢવાણ વગેરે રાજ્યોને પોતાની નીચે લાવવા હકદાર હોય તો જ બીજા ગણાતા પિતૃરાજ્યો આપણને તેમની સાથે જોડવા હકદાર બની શકે. આપણને અને પિતૃરાજ્યોને રાજકીય બાબતોમાં કાંઈ તાલ્લુક નથી જેવી રીતે તેઓ પોતાનું ભાવિ ઘડવાને મુખત્યાર છે, તેવી જ રીતે આપણે પણ તેટલેજ દરજ્જે આપણું ભાવિ ઘડવાને મુખત્યાર છીએ.

લાઠીએ પણ પોતાની સાથે પોતાના ભાઇઓને જોડાવા કરારો બહાર પાડયા છે. બીજા રાજ્યો આપણા તાલુકાઓને મેળવવા ઇચ્છા ધરાવતા હોય ત્યારે લાઠી પણ તેવી ભાવના ધરાવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશુ નથી. સર્વને સ્વાર્થ છે તેમ લાઠીને પણ હોય તે કુદરતી છે–પરંતુ લાઠીની સ્થિતિ ફેડરેશનમાં આપણા જ જેવી છે. વળી એટલું નાનું છે કે જે આઠ દશ તાલુકાઓને પોતાની સાથે મેળવવા તે ઇચ્છે છે, તે ધારો કે તેની સાથે જોડાય તો પણ તેની સ્થિતિમાં ફેરફાર થાય તેમ નથી અને તેથી લાભને બદલે લાઠીને તો નુકશાન ભોગવવાનું જ બને. પરંતુ બીજો કોઈ સ્વાર્થ લાઠીને તે તાલુકાઓ પાસેથી મેળવવો હોય તો તે જુદી વાત છે.

પોતાનામાં મેળવવા જે રાજ્યો પ્રયત્ન કરી રહ્યા છે તે દરેક રાજ્યને આપણને લાલચમાં નાખવાની એક કાંકરી બાબત સાંપડી ગઈ છે. અને તે એ કે હમણાં તાજેતરમાં ગીરાસ વેચાણનો જે ધારો એજન્સી તરફથી બહાર પાડવામાં આવેલ છે તે કાઢી નાખવામાં આવશે તેમ તેઓ કહેવાને બહાર પડ્યા છે. પરંતુ તેવા લાલચના વમળમાં પડવા જેવું નથી. હાલ જે ગીરાસદારો રાજ્ય નીચે હોય તેમના વાસ્તે જુદો કાયદો તેમ કેટલા વખત સુધી નભે? વખતના વહેવા સાથે આવા કાયદામાં ફેરફાર કરવામાં આવે જ. જો તેમ ન કરવામાં આવે તો તેનું પાલન બરાબર થાય જ નહિ. ૯૭ના રાજ્યોની સત્તા સ્વિકારવામાં આવી નથી તે પહેલાં તો આવા વેચાણ વખતે પોતાને પણ વેચાણ રાખવાનો હક

મળશે જોઈએ તેવી રાજ્યો તરફથી માગણી થાય છે તો પછે તેની સત્તા સ્વીકાર્યા પછી તે જાહેરખબરીનુ કેવી રીતે પાલન થાય તે સહેજે વિચારી શકાય તેમ છે ધારો કે અઘાટ વેચાણ ગીરાસ ન લેવામા આવે પરન્તુ વટાતર લેવામા તો બાદ આવે નહિ અને એવી રીતે જે જમીન કબજામા આવેલ હોય તે પાછી મુળ માલિકને મળી શકે કે કેમ તે કાયદો અણ ઉકેલ્યો જ રાખવો ઠીક છે મારી આપ સર્વ તાલુકદારો ભાગદાર ભાઈઓને એજ વિનતિ છે કે ગીરાસ વેચાણ રદ કરવાની ખોળાધરી રાજ્યો આપવાને તૈયાર છે, તેવી જ રીતે આપણુ કોનફીડરેશન જ્યારે ત્યારે આપણે પણ આપણા કાયદા ઘડવાના હકદાર બનશુ, અને આપણી ધારાસભાની અંદર પહેલો પ્રશ્ન જે ચર્ચાશે તે ગીરાસ વેચાણ રદ કરવાનો પ્રશ્ન ચર્ચાશે તે આપણે એક જ કલમના ઝાટકે રદ કરી શકશુ આપણે આપણા હાથથી જે વસ્તુ બનાવી શકીએ તેમ છીએ, તેની ખેળાધરી કે જેના ઉપર કાયમનો વિશ્વાસ મુકતા વિચાર કરવો પડે તેમ છે, તેવા બીજાની પાસેથી, એટલે રાજ્યની પાસેથી મેળવવી અને તે કારણે તે રાજ્યની સાથે જોડાવાનો વિચાર કરવો તેનાથી વધારે મુર્ખતાનુ બીજુ પ્રદર્શન કયુ?

હિંદના નવા બંધારણથી જેવો પ્રશ્ન આપણને આવી પડેલ છે તેવો જ મર્યાદિત અખત્યાર ભોગવતા રાજ્યો અને તાલુકાઓને પણ વિચારવાનો બનેલ છે તેમને પણ કેટલાક રાજ્યો પોતાનામા ભેળવવાના સ્વપ્ના સેવે છે જેમ આપણા ત્રણ થાણાઓને પોતાનામા ભેળવવા વડોદરાએ માગણી કરી હતી તેવીજ માગણી વડોદરા રાજ્ય તરફથી તેમના વાસ્તે પણ કરવામા આવી હતી તે બાબે એજન્સી તરફથી આપણો વિચાર જાણવા પુછાણ થયુ હતુ તે જ પ્રમાણે તેમને પણ પુછવામા આવ્યુ હતુ તેમના તરફથી વડોદરાને રોકડો જવાબ મળી ગયો છે તેમ સમજવામા આવેલ છે વડોદરાને જેમ જવાબ મળી ગયો તેમ બીજા કોઈ રાજ્ય તરફથી તેમના વાસ્તે પ્રયાસ કરવામા આવે તો પણ હુ નથી ધારતો કે તેઓ તેવી લાગણી બતાવે કોઈ પણ રાજ્યની સાથે જોડાવામાં પોતાનુ હિત નથી તેમ તેઓ માને છે તેજ પ્રમાણે આપણને પણ કોઈ રાજ્ય સાથે જોડાવામા લાભ નથી તે ધ્યાન બહાર કાઢવા જેવુ નથી

ગમે તે પ્રલોભનો ગમે તે રાજ્ય તરફથી બતાવવામા આવે છતા તેમા આપણો ઉદ્ધાર નથી આપણો ઉદ્ધાર આપણા હાથમા છે અને તે આપણા કોનફીડરેશનથી આપણને મળશે આપણા કોનફીડરેશનથીજ આપણુ સગઠન નવુ થાય છે, તેવા ભૂલાવામા પડવાનુ નથી કર્નલ કીર્ટીંજના વખતમા થાણા બધારણ અને આપણુ એક તંત્ર રચવામા આવ્યુ ત્યારથી જ આપણુ સગઠન થએલ છે તે સગઠનને પોણીસો વર્ષના વાયરા વાઈ ગયા અને હવે આપણને સરકાર વખતે જુદા કરવા માગે તો તો આપણે સજ્જડ વાધો ઉઠાવી શકીએ તેવી આપણી સ્થિતિ છે આપણા થાણાનુ ક્ષેત્રફળ ૨૪૦૦ સ્કેવર માઈલ્સ લગભગ છે વસ્તીના લગભગ અઢી લાખની છે એટલે જો આપણે આપણુ કોનફીડરેશન રચવા શક્તિવાન થઈએ તો જુનાગઢ, જામનગર અને ભાવનગર સિવાય બીજા ગમે તે મોટા રાજ્ય કરતા પણ આપણુ તંત્ર મોટુ બને તે મોટા રાજ્યો પોતાના રાજ્યના વાસ્તે જેટલા હિતના સાધનો મેળવી શકે તે પ્રમાણે આપણને અને આપણી પ્રજાને પણ તેવા સાધનો મળી રહે આપણી આજીવિકા ખેતી ઉપર છે અને જો આપણે આપણુ તંત્ર ચલાવતા થઈએ તો તેની સુધારણાર્થે તમામ સાધનો આપણે મેળવી શકીએ. તેવા સાધનો મેળવવામા પૈસાની તગાસ આપણે બેન્ક સ્થાપીને ટાળી શકીએ આપણા ગીરાસ ચાસની તકરારમા ન્યાય આપણને એટલો મોંઘો પડયો છે કે આપણી પાયમાલી થવાનુ તે પણ એક મુખ્ય કારણ છે, તે Arbitration Board ન્યાય મડળથી મટાડી શકીએ આ પ્રમાણે આપણા હિતના ઘણા સાધનો આપણે મેળવી લઈએ અને તેથી આપણી સ્થિતિમા સુધારો થાય તે બિન

શકતી વાત છે. વળી આપણા હાથથી આપણું તંત્ર ચાલતું હોય તો ઘણાજ કરકસરથી આપણે તે તંત્ર ચલાવી શકીએ તે કુદરતી છે હાલ જે જે આવકો આપણને મળતી નથી તે પણ મળવા લાગે. આપણી પ્રજા અને આપણા વાસ્તે જુદા જુદા ઉદ્યોગો પણ હાથ ધરાય અને તેને લઇને આપણા તંત્રને તે મારફત પણ આવક આવવા લાગે અને આપણા તંત્રમા કોઈ પણ માણસ નિરૂદ્યમી ન રહે તે વાસ્તે તંત્ર-વાહકોનુ તે તરફ લક્ષ કાયમ રહ્યા જ કરશે જેમ હાલ બ્રિટીશ હિંદમા મહાસભાવાદીયો જે જે પ્રાંતના તે તંત્રવાહકો બન્યા છે તે તે પ્રાંતોના હિતને વાસ્તે જંપતા નથી તે જ પ્રમાણે આપણા તંત્રવાહકો પણ તેવી જ રીતે કામ કરશે અને એક પણ જણ આપણા તંત્રમા દુખી રહેવો જોઈએ નહિ તેવી એ સર્વ સભાળ રાખશે.

ઉપરનાથી જોઈ શકાય તેવુ છે કે આપણી આશાઓ જો આપણે તમામ થાણાઓનું એક કોનફીડરેશન બાંધવા શક્તિવાન થઇએ તો જ ફળીભુત થઇ શકે જુદા જુદા થાણાઓના ભાગલા પાડીને તેવા તંત્ર રચવા તે આપણને આર્થિક દષ્ટિએ પણ નુકશાનકારક છે, આપણે સર્વ ભેગા હોઈએ અને જે મોટા પ્રમાણમા આપણી સ્થિતિ સુધારવા વાસ્તે આપણે પગલા ભરી શકવાને શક્તિવાન થઈ શકીએ તેટલા પ્રમાણમા બળ ઓછુ બનતા તેવા પગલા ભરી શકીએ નહિ તેમજ બધાના સગઠનથી આપણે અને આપણી પ્રજા ઉચ્ચ પ્રકારનો ન્યાય મેળવવા પણ ભાગ્યશાળી બનીએ જેટલી પ્રગતિ અને ઉન્નતિ, કેળવણી, ઉદ્યોગ અને ખેતીવાડી વગેરેમા સાથે રહેવાથી આપણે મેળવી શકીશુ, તેટલી પ્રગતિ અને ઉન્નતિ જુદા જુદા થવાથી સાધી શકાશે નહિ. ચોટીલા થાણાના ભાઇઓ કે જેઓ જુદું બંધારણ બાંધવાની તરફેણમા છે તેમને મારી એજ વિનતિ છે કે તમામના સગઠનથી જે હિત અને સુખ આપણે સાધી શકીશુ અને આપણી સ્વતંત્રતા જાળવી શકશુ તે જુદા પડવાથી હરગીજ આપણે મેળવી શકશુ નહિ એકજ સ્થિતિના અને એકજ વર્ગના આપણે તાલુક-દારો ભાગીદારો છીએ ત્યાં ગ્નાતિ ભાવનાને અવકાશ આપવાથી આપણુ હિત આપણે સાધી શકવાના નથી આવી ભાવનાને લઇને જસદણ જેવા બધારણો બહાર આવ્યા છે અને તે આપણને નુકશાનકારક છે તેમ હું તો સચોટ રીતે માનનારો છુ

છેવટમા મારી સલાહ આપ સર્વ ભાઇઓને છે કે આપણા કોનફીડરેશનથી જ આપણો ઉદ્ધાર છે. કોઈ પણ રાજ્યની સાથે વ્યક્તિગત ભળતાં આપણો નાશ જ છે રાજ્યોના પ્રચારકાર્ય તરફથી એવુ સમજાવવામા આવે છે કે રાજ્યોની સાથે ભળવામા વિચારણા અને મંત્રણાની જેમ વહેલી શરૂઆત કરવામા આવે તેમ લાભ છે. વ્હેલી વાટાઘાટ થશે તેમ લાભવાળા હકો આપણને મળશે તેવુ સમજાવવામા આવે છે. વસ્તુસ્થિતિ સમજ્યા નહિ હોઈ, તેવી ડાયરાસાહી વાતો થતી સભળાય છે. મારે આપ સર્વ ભાઈઓને ભાર દઈને વિનતિ કરવાની કે આવી આવી રાજદ્વારી રમતો ઉપર ધ્યાન આપશો નહિ આપણે આપણા કોનફીડરેશનની સ્કીમ સરકારમાં રજુ કરી છે તેનો હજી સુધી આપણને જવાબ મળ્યો નથી. જ્યા સુધી હિંદના ફેડરેશનનુ બંધારણ અમલમા મુકવાનું નક્કી ન થાય ત્યા સુધી તેવો જવાબ આપણને મળી શકે નહિ એ ઉઘાડી વાત છે આપણા કોનફીડરેશનને નામંજુર કર્યાની હકીકત બહાર પાડવામાં આવતી હોય તો તે તદ્દન ગલત વાત છે, આપણા અને અખત્યારી તાલુકાઓનો એક્જ પ્રશ્ન છે. તેમનું જે થાશે, તે આપણુ થાશે, વાસ્તે કોઈપણ જાતની હમણા ઉતાવળ નથી હજી તેવો વખત આવી પહોચ્યો નથી વાસ્તે Wait & See (થોભો, અને જુઓ) એ સુત્ર ગ્રહણ કરવામાજ ડહાપણ છે, વળી સાથોસાથ એ પણ મારી વિનંતી છે કે ગમે તે સ્થિતિ ઉભી થાય પરતુ સાથે રહેવામા જ આપણી અને આપણી ભવિષ્યની પ્રજાની સલામતી છે આપણે પેઢીઓ વર્ષોથી ભેગા છીએ તે હવે જુદા પડવુ નથી સાથે જ રહીશુ અને સાથે જ જીવશુ તેવો જ આપણે નિર્ણય કોનફીડરેશન રચીને કર્યો છે કે તેનો બરોબર અમલ થાય તે વાસ્તે તેના પ્રયત્નમા સક્રિય ભાગ લઇ આગળ ધપો તેવી મારી અભ્યર્થના છે તા. ૨૭-૯-૩૮.

# શ્રીમાન્ વિજયશંકર ગૌરીશંકર ઓઝા

( લેખકઃ-શ્રીયુત ગુલાબરાય ગોવિંદરાય દેશાઈ )

વિજયશંકર ગૌરીશંકર ઓઝાનો જન્મ અમદાવાદ જીલ્લાના ગોઘા ગામમા ઇ સ ૧૮૩૭ સંવત્ ૧૮૯૪ ના માર્ગશીર્ષ શુદી નવમીને દિવસે થયો હતો એમના જન્મ વખતે એમના પરમ પૂજ્ય દેશ પ્રસિદ્ધ પિતા મરહુમ ગૌરીશંકર ઉદયશંકર ગોઘામા રહેતા હતા અને એમની સાંસારિક સ્થિતિ પણ સામાન્ય હતી પાચ વર્ષની ઉમ્મરે શ્રી વિજયશંકરભાઈ ગોઘાની ગામઠી નિશાળે બેઠા અને તેમા જેટલો અભ્યાસ કરાવવામા આવતો હતો તેટલો તેમણે પોતાની સ્મરણશક્તિ બહુ તીવ્ર હોવાથી બે વર્ષમા પૂરો કર્યો અને ત્યારબાદ ત્યાની સરકારી ગુજરાતી નિશાળમા દાખલ થયા તે વખતે અભ્યાસના ધોરણો મુકરર થયા નહોતા, એટલે શિક્ષકો પોતાની મુનસફી વાપરી યથેચ્છ વિષયો શિખવી શકતા હતા, અને તેથી ગુજરાતી નિશાળમા બીજા વિષયોની સાથે ઉચ્ચ ગણિત ભૂમિતિ ખગોળવિદ્યા વિગેરે વિષયો શિખવવામા આવતા હતા. છતાં, વિજયશંકરની બુદ્ધિ અને ધારણાશક્તિ અસાધારણ હોઈ તેઓ એ વિષયોમા પણ બહુ સારી રીતે આગળ વધી શક્યા અને પરીક્ષા વખતે ઇનામો મેળવવામા પણ ફતેહમદ નીવડ્યા હતા તેમજ પરીક્ષકોનો પોતાના અભ્યાસ માટે બહુ સારો અભિપ્રાય સંપાદન કરી શક્યા હતા એમના સહાધ્યાયીઓ તરીકે પણ પોતાના કાકાઈ ભાઈ રા જયંતિલાલ વેણીલાલ જેવા બાહોશ વિદ્યાર્થીઓ હતા, એટલે એમના સહવાસનો લાભ પણ એમને મળ્યો હતો ગુજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી અભ્યાસ તે વખતે ગોઘામા કે આસપાસમા અંગ્રેજી શાળાનો અભાવ હોવાથી ગોઘાના તે વખતના પાદરી સાહેબો રેવરન્ડ વોલેસ મેકી વગેરે પાસે થોડો વખત કર્યો હતો, પરન્તુ એમા તેઓ સમય અને સ્થિતિની પ્રતિકૂળતાને લઇને બહુ આગળ ચાલી શક્યા નહોતા

ર રા રા વિજયશંકરભાઇ સોળ વર્ષની ઉમ્મરના હતા ત્યારે એટલે સ ૧૯૦૯ મા પોતાના પુજ્ય પિતા કાઠિયાવાડના મે પોલીટીકલ એજન્ટ સાહેબની કોર્ટમા દરબારી વકીલનુ કામ કરતા હતા, તેમના તાબામા પ્રથમ કારકુન તરીકે નીમાણા, ત્યાર પછી થોડો વખત મુલ્કી દફતર ખાતામા કામ કર્યું, અને પછી સ ૧૯૧૦ મા કુડલા મહાલના સયુક્ત વહીવટદાર નિમાણા, પરન્તુ તેઓએ વસુલાત ખાતાનુ કામ બહુ સતોષકારક રીતે બજાવ્યુ એટલે થોડી મુદ્દત પછી તે વખતના મહારાજા સાહેબ સર જશવતસિંહજીએ તેમને તેજ મહાલના સ્વતત્ર વહીવટદાર બનાવ્યા, અને ત્યારબાદ સ ૧૯૧૩ મા કુડલામાં જે પગાર મળતો હતો તેથી બમણો કરી મહુવા જેવા પહેલા નબરના મહાલમા વહીવટદાર બનાવ્યા એ વખતે એ રાજ્યમા વસુલાતી અધિકારીની નિમણુક નહોતી, તેથી વહીવટદારોનો દરબાર હજુર સાથે સીધોજ સંબધ રહેતો હતો વળી રા વિજયશકરભાઈ પોતે વહીવટ ખાતાનુ કામ મહેસુલ વસુલ કરવા પૂરતુ જ છે, પરન્તુ ખેડુતોની અને ખેતીની આબાદી વધારવાનુ નથી અગર ગૌણ રીતે છે, એવા સાકડા અભિપ્રાયના નહોતા, તેથી ખેડુત અને ખેતીની સ્થિતિ તરફ તેઓ જ્યા જતા, ત્યા ઘણીજ ખત અને ધીરજથી સતત પ્રયત્ન કરતા હતા મહુવા મહાલની ઘણી જમીન પડતર હતી, તે નવા ખેડુતોને બોલાવીને આપી, તેમજ જુના ખેડુતોને પણ હરેક રીતે તેઓ ખેતીના કામમા પાવરધા બને એવા મીસનના

સાધનો યોજી આપતા હતા. મહુવા મહાલમાં વાડીઓ કરવા માટે જમીનો ઈજારે આપવાની ગોઠવણ કરી બહારથી ખેડુતોને બોલાવીને પડતર જમીન ખેડાવી અને નવાં ગામો પણ વસાવ્યાં, બંદર સુધી તેમજ બીજે સ્થળે સડકો બાંધી તેમજ નાણાંની સગવડ કરી આપી લોકોને વેપારની પણ સરળતા કરી આપી. તેથી વેપારીઓ તળ મહુવામાં રહેવા લાગ્યા, અને વેપારમાં મહુવા બહુ જામી ગયું અને ગામડું મટી શહેર બની ગયું. રાજુલા અને પીપાવાવનાં બંદરો પણ તેમણે ચાલતાં કર્યાં. અને એ રીતે પોતાના તાબાના મહાલમાં હરેક સ્થળે આબાદી વધારી લોકો અને વેપારીઓ સુખશાંતિમાં રહી શકે, એવો પ્રબંધ બાંધ્યો. તેથી નામદાર મહારાજ સર જશવંતસિંહજી બહુ જ પ્રસન્ન થયા અને એમને રૂ. ૨૦૦૦) ઇનામ તરીકે આપ્યા.

૩. કેળવણીનો પ્રસાર વધારવા તરફ એમને પુરી ચીવટ હતી; એટલે મહુવામાં પોતે સાત વર્ષ વહીવટદાર તરીકે રહ્યા તે દરમ્યાન ગુજરાતી નિશાળો ગામડાંઓમાં પણ બની શકયા મુજબ સ્થાપી અને ખુદ મહુવામાં તો છોકરાઓ માટે તેમજ કન્યાઓ માટે પણ શાળાઓ સ્થાપી હતી. એ શાળાઓનો અભ્યાસ કેવો ચાલે છે, તેનો તપાસ કરવા માટે વખતો વખત પોતે એ શાળાઓની મુલાકાત લેતા હતા અને પરીક્ષાઓ લઇ છોકરાઓને તેમજ છોકરીઓને ઇનામો આપી કેળવણીમાં આગળ વધવા માટે ખાસ ઉત્તેજન આપતા હતા.

૪. મહુવેથી એમની બદલી પાછી કુંડલે વહીવટદાર તરીકે કરવામા આવી હતી, કારણ કે ત્યાં તેઓ પ્રથમ ટુંક વખત રહ્યા હતા, તે દરમ્યાન એમણે આબાદીનાં જે બીજ વાવ્યાં હતાં, તે એમની ગેરહાજરીમાં પ્રોત્સાહક તેમજ ઉદ્‌ભાવક સામગ્રીના અભાવે કર્માઇ જવા લાગ્યાં હતાં, અને તેથી એમની હાજરીની ત્યાં ખાસ જરૂર જણાઈ હતી. કુંડલામાં પણ પોતે એટલીજ ખંત અને ઉત્સાહથી પોતાનું કાર્ય બજાવ્યું, જેથી ખેડુત અને ખેતીની સ્થિતિ સુધરી ગઈ; એટલુંજ નહિ પણ ત્યાં પોતે જળાશયો બંધાવ્યાં ઉપરાંત સંસ્કૃત પાઠશાળા સ્થાપી તેમજ સદાવ્રતો ચાલુ કર્યાં; જે પૈકી તળ કુંડલામાં શ્રી કાશીવિશ્વનાથની પાઠશાળા હજી ચાલુ છેઃ અને ત્યાંનું તેમજ બિલેશ્વરના ધામનું સદાવ્રત પણ પોતાના ઘરના ખર્ચથી હજી સુધી નિભાવી રાખેલ છે. ધન્ય છે એવા નોકરોને કે જેઓ રાજધર્મ અને પ્રજાધર્મ ઉભયનું સમત્વ કરી રાજ્ય અને રૈયતની વચ્ચેનો એખલાસ વધારે છે અને પરિણામે પોતાને માટે ઉભય પક્ષમા વિશ્વાસ અને આદર ઉપસ્થિત કરે છે. સ્વદેશી નોકરો અને અમલદારો રાખવાનો આ એક મોટો ફાયદો છે. મહારાજા સર જસવતસિંહજી દેવલોકમા સીધાવ્યા બાદ પાટવી કુંવર મહારાજા તખ્તસિંહજી નાની ઉમ્મરના હતા; સબબ અહીં રાજ્યતંત્ર ચલાવવા માટે સંયુક્ત કારભારીયો (Joint Administrators) નીમાણા; તે વખતે રા. રા. વિજયશંકરભાઈની વસુલાત ખાતાની વાકેફગારી અને કુશળતાને લઇને મે. પરસીવલ સાહેબ, વડા એડમીનીસ્ટ્રેટરે એમને રાજ્યના વસુલાત ખાતાના અધિકારી તરીકે માસિક રૂ. ૫૦૦) ના પગારથી નીમ્યા. અને વહીવટદારોનો દરબાર હઝુર સાથે સીધો સંબંધ હતો, તે મટાડી દઈ એમને વસુલાતી અધિકારીના તાબામા સોંપ્યા. હીસાબ ખાતું, આબાદી ખાતું, તરી ખુશકી જકાતખાતુ—એ બધાં ખાતાં પણ એમને જ સોંપવામાં આવ્યાં, અને તે તમામ ખાતાંઓનું કામ ઘણી ખબરદારી અને હુશીઆરીથી બજાવી પોતાના ઉપરીઓને સંપૂર્ણ સંતોષ આપ્યો. પોતે જાતે મહાલોમાં પોતાના આસિસ્ટંટો સાથે ફરવાનુ રાખ્યું અને થાણદારો, પટેલો, મુખીઓ વગેરેની નીમણુકોનો પ્રબંધ બાંધી દીધો. હીસાબની પધ્ધતિમાં પણ જોઇતો સુધારો કરી એ ખાતાને ઘણા સારા પાયા ઉપર મુકી દીધું. પોતે જાતે જ્યાં જ્યાં જાય તે સ્થળોનાં કામો ત્યાં ને ત્યાં આટોપી લેવા લાગ્યા. તેથી તુમારો પડતર ન રહેતાં કામ પણ જલદી ફેસલ થવા લાગ્યાં; ખેડુતોની આબાદી અને ખેતીની સુધારણા તરફ

અત્યંત નજર પહોંચાડી પ્રયત્નશીલ થવા લાગ્યા. પડતર જમીન બહુ જ થોડી રહી, ખેડુતોને વિશ્વાસ ઉત્પન્ન થવા લાગ્યો એટલે નિશ્ચિતપણે ખેતી કરવા લાગ્યા. કુવાઓ નવા બંધાવવા માટે તેમજ જુના હોય તે સુધારવા માટે તેમને મદદ આપવાનું શરૂ કર્યું. કેટલેક ઠેકાણે ભાલમાં અને અન્ય સ્થળોએ તળાવો બંધાવી લોકોને તથા ઢોરોને પાણીની મુશ્કેલીમાંથી દૂર કર્યાં.

૬. એમના કામથી જોઈન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબો બહુ ખુશી થયા અને તેને લઈને ભાગબટાઇની પદ્ધતિ મહેસુલની વસુલાતને અંગે પ્રચલિત હતી, તે બદલી ખાતાબધીનું ધોરણ દાખલ કરવાનું કામ પણ રા. રા. વિજયશંકરભાઇને જ સોંપવામાં આવ્યું. એ કામ પણ એમણે બહુજ ચીવટથી અને સંતોષકારક રીતે બજાવ્યું; જેથી રાજ્યને તેમજ ખેડુતોને બંનેને લાભ થયો અને ઉભય પક્ષનું વ્યાજબી હિત જળવાયું. નાળિએરી વગેરેનાં વાવેતરો કરાવી મહુવા, ગોપનાથ વગેરે સ્થળોએ પ્લાન્ટેશનો સ્થાપ્યાં. તેમજ ફળાઉ ઝાડો અને ખેતરમાં તેમજ સડક ઉપર ઝાડો વવરાવવાનો પ્રચાર પણ લોકોને સમજાવીને શરૂ કરાવ્યો. સંવત્ ૧૯૩૪માં રાજ્યમાં વરસાદને અભાવે મોટો દુકાળ પડ્યો, તે વખતે લાખો રૂપિયાનુ ખર્ચ કરી લોકોની પાસે ખેતરે ખેતરે નવા કૂવાઓ ગળાવ્યા તેમજ જુના હતા તે સમરાવ્યા. એના પરિણામે પ્રથમ તો તેઓએ પોતાના ઉપરીઓની પણ થોડો વખત નારાજી વહોરી, પણ અંતે તે રૂપિયા ઉગી નીકળ્યા અને રૈયતને તેમજ રાજ્યને ઘણો લાભ થયો અને પીતનો દર ચઢાવી એ રૂપમાં, ધીરેલ રૂપિયા વસુલ કર્યા; એટલે ઉપરીઓની ખાતરી થઈ કે એમણે જે કર્યું હતું, તે દીર્ઘદૃષ્ટિ વાપરીને શુભ હેતુથી જ કર્યું હતું.

૭. ઉપરની હકીકતથી હરેક સુજ્ઞ વિવેચક સમજી શકશે કે એઓ પ્રગણાઓમાં ફરતા હતા, તેથી રાજ્યને તેમજ રૈયતને ઘણો સગીન લાભ થતો હતો. એઓની દૃષ્ટિ કેટલાક અમલદારોની માફક મહેસુલની બાબતમાં રાજ્યનું તાત્કાળિક હિત સાધવામાં ઉપલકીયો યશ પ્રાપ્ત કરવા તરફ નહોતી; પરંતુ ખેડુતોનું હિત સાથે સાથે જાળવી રાખીને જ રાજ્યની તીજોરી માટે ઘટતાં નાણાં વસુલ કરવા તરફ હતી. એઓ અંગ્રેજી ભણ્યા નહોતા. છતાં પોતાની પાસે પોતાના વિશ્વાસુ અને કાર્યદક્ષ આસિસ્ટંટ દેસાઇ મગનલાલ ગોવિંદરામ હતા તેમની દ્વારાએ અંગ્રેજીમાં લખાયેલ રેવન્યુખાતાને લગતા પુસ્તકોથી તેમજ બ્રિટીશ રાજ્યના તે સબંધી ધારાધોરણો અને પદ્ધતિથી વાકેફ થઈ સારામારનો વિચાર કરી અહીંની પરિસ્થિતિને અનુકૂળ અને બંધબેસતાં આવે તેવાં ધોરણે દાખલ કરતા હતા. એમના સરક્યુલરો હજી સુધી જે અમલદારો વાંચે છે, તેઓ એમની નૈસર્ગિક બુદ્ધિ અને કાર્યદક્ષતાને માટે સંતોષ જાહેર કર્યા વિના રહેતા નથી.

૮. ગામડાઓમાં વળતરની ચોકીનો પ્રબંધ પણ પોતેજ શરૂ કર્યો અને તેથી ચોરીઓ થતી ઘણે ભાગે અટકી ગઈ અને લોકોના જાનમાલનું રક્ષણ સુવ્યવસ્થિત રીતે થવા લાગ્યું. વહીવટદાર હતા, ત્યારથી જ નિશાળો સ્થાપવાનું કામ શરૂ કર્યું હતું. તે ક્રમ વસુલાતી અધિકારી તરીકે પણ ચાલુ રાખ્યો અને પોતે પરીક્ષા લઇ ઇનામ આપતા હતા. ધર્મ તરફ પણ પોતાને અડગ શ્રદ્ધા હતી. એટલે દેવાલયો વગેરે પ્રાચીન હોય તેને સમારવાનું તથા નવા બાંધવાનું કામ પણ ચીવટથી કરવા લાગ્યા, મુસાફરોને માટે ધર્મશાળાઓ પણ જ્યાં જરૂર જણાય ત્યાં બંધાવવાની ગોઠવણ કરી. મહાલોમાં અને થાણાઓમાં ઉતારાઓ બાંધવાની પણ યોજનાઓ કરીને તેનો અમલ કર્યો

આ ઉપરથી તેઓનો અધિકાર અને કાર્યો કેવાં ઉજ્વળ અને યશસ્વી હતાં, તે સ્પષ્ટ જણાઈ આવે છે. મહુવામાં અને કુંડલામાં તો વજલભાઈ સાહેબનું નામ ઘરગથ્થુ જેવું થઇ પડ્યું છે. મહુવાના ભવ્ય વિપુલ વાવેતરનો વિચાર એમને સુઝ્યો, અને એ વાવેતર જોઇ તાજુબ થનાર પ્રેક્ષક આજે મહુવાને કાઠિયાવાડના કાશ્મિરની ઉપમા આપે છે. સંયુક્ત કારભારીઓ પોતાના રિપોર્ટમાં એ સંબધમાં લખે છે—"*Much*

is owing to the cordial assistance of Mr. Vajeshanker, the head of the Revenue Department, who first suggested the Mahuva plantation and who has taken a strong personal interest in the work." (વસુલાત ખાતાના ઉપરી મિ. વજેશંકર જેમણે પ્રથમ મહુવાના વાવેતરનો વિચાર સુઝાડ્યો અને જેઓ પોતે તીવ્ર અંગત રસિક વૃત્તિથી એ કાર્ય કરે છે, તેમની અંતઃકરણની મદદને લીધે મુખ્યત્વે કરીને આવું સારૂં પરિણામ આવી શક્યું છે.) સંખ્યાબંધ કુવા ગળાવી તથા તળાવ ખોદાવી સંસ્થાનની આબાદીમાં વધારો કરવામાં આવ્યો. જ્યાં પાણીનું નામ ન હતું, ત્યાં આજે પીત્તમોલ કરવામાં આવે છે, અને મહુવા મહાલના કોટડા ગામમાં તો ૩૨ કોશ એકી સાથે ચાલે એવો માતબર કુવો છે! આથી મિ. પર્સિવલ સાહેબે વિજયશંકરજીની કુશળતા કરેલી ઉત્તમ પ્રશંસાનું હાર્દ આપણે સમજી શકીએ છીએ. શ્રીમાન ગૌરીશંકરને એક પત્રમાં એ સાહેબે લખ્યું હતું કે—"I read Vajalbhai's Report for 1876–77 with much interest. I hope he will leave a memorial himself in thousand of wells and lacs of fruit trees planted by the people. (૧૮૭૬–૭૭ સાલનો વજલભાઈનો રિપોર્ટ વાંચતાં મને ઘણો રસ પડ્યો. લોકોએ બાંધેલા હજારો કુવાઓ અને વાવેલાં લાખો ફળનાં ઝાડો—એ પોતાનું સ્મારક એઓ પોતાનેજ હાથે મુકી જશે એવી મને આશા છે). ભાગબટાઈની પદ્ધતિને બદલે ખાતાબંદીની પદ્ધતિ ભાવનગર સંસ્થાનમાં દાખલ કરવામાં આવી, તેને અંગે પણ રા. વિજયશંકરજીએ અથાગ શ્રમ લીધો હતો, અને એ પદ્ધતિની ફતેહનો મુખ્ય યશ એમને જ આપવામાં આવતો. સંયુક્ત કારભારીઓ એ વિષે પોતાના રિપોર્ટમાં લખે છે કે—" The success of the the settlement is mainly due to the unwearied exertion of Mr. Vajeshanker Gowrishanker (આ નવી પદ્ધતિની ફતેહ મુખ્યત્વે કરીને મિ. વજેશંકર ગૌરીશંકરના અથાગ પરિશ્રમને લીધે છે). એ રીતે વસુલાતી અધિકારી તરીકે પોતે લગભગ દશ વર્ષ રહ્યા, તે દરમ્યાન રાજા, પ્રજા, ખેડુત, વેપારી સર્વની પ્રીતિ સંપાદન કરવાને સમર્થ બન્યા હતા.

૯. સં. ૧૯૭૫માં મહારાજા તખ્તસિંહજી ગાદીનશીન થયા, તે વખતે પોતાના પરમ પૂજ્ય પિતાશ્રી ગૌરીશંકર એમના દિવાન નીમાણા. પરંતુ વૃદ્ધાવસ્થાને લીધે એઓ થોડી મુદત પછી પોતાના ભાણેજ શ્રીયુત ગ. રા. શામળદાસ પરમાનદદાસને દિવાનપદ સોંપી નોકરીમાંથી નિવૃત્ત થયા, તે વખતે રા. રા. વિજયશંકરભાઈ નાયબ દિવાનના પદ ઉપર નીમાણા અને એમના તાબામાં હિસાબીખાતું, તીજોરી, લશ્કરીખાતું, જુનું દફતર ખાતું એટલાં ખાતાં સોંપાણાં અને અન્ય ખાતાંઓ ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું પણ તેમને સુપ્રત થએલું હતું. પોતે જે જે કામ હાથ ધરતા હતા તે બહુજ ચીવટથી કરતા. પોતાની શારીરિક સ્થિતિ મૂળથીજ બહુ સારી ન હતી, છતાં પથ્ય ઉપચારોથી શરીરને જાળવી મનોબળના ટેકાથી પોતાના કામમાં બિલકુલ વાંધો આવવા દેતા નહિ. અને નાયબ દિવાન તરીકે પણ મહાલોમાં ફરી સંતોષકારક કામ બજાવવા લાગ્યા. પોતે જ્યાં જ્યાં ફરતા હતા તે મહાલોમાં અને ગામોમાં જે જે લોકોપયોગી યોજનાઓ પોતાને જરૂરની લાગતી હતી, તે તે સ્થાપવા અને અમલમાં મુકવા માટે દરબાર હજુરમાં રિપોર્ટ કરી મોકલતા હતા. રાજ્યની ઉપજમાં વધારો થવાની કેટલીક વકી હતી, તે સંબંધમાં પણ વખતો વખત લખાણો કરી દરબાર હજુરનું લક્ષ ખેંચતા રહેતા હતા; એટલે એમને પોતાને સોંપાયેલ ખાસ ખાતાંનાં કામ બાબતમાં તેમજ અન્ય ખાતાંઓને લગતી એમના તરફની થતી સૂચનાઓ બાબતમાં પણ નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજી વખતો વખત સંપૂર્ણ સંતોષ જાહેર કરતા હતા. આવી રીતે બબ્બે રાજ્યાધિશોને પોતાની વફાદારી ભરેલી તેમજ નેક નિષ્ઠાથી કરેલ નોકરીથી પ્રસન્ન રાખવાનો પ્રસંગ

પ્રાપ્ત થયો, એ રા વિજયશંકરભાઈની બુદ્ધિ અને કામ કરવાની શક્તિનુ સ્પષ્ટ સૂચન કરે છે

૧૦ પોતે નાયબ દિવાન હતા, ત્યારે મે. કરનલ વાટસન સાહેબ રાજસ્થાનિક કોર્ટના અધ્યક્ષ સ્થાને હતા તેઓએ કાઠિયાવાડનો ઈતિહાસ લખવાનું કામ હાથ ધરેલ હતુ, તેને અંગે ભાવનગરનો પણ ઈતિહાસ લખવાનો હતો એટલે એ કામને માટે એઓ સાહેબે રા વિજયશંકરભાઈ ની રાજ્ય પાસે માગણી કરી પોતાની સાથે રાખ્યા હતા એ સંબંધમા કેટલાએક જુના શિલાલેખો, સિક્કાઓ, તામ્રપત્રો, વગેરેની શોધો કરવાનો અવકાશ મળતા પ્રાચીન શોધો કરવા તરફ રા વિજયશંકરભાઈની વૃત્તિ વળી, અને રફતે રફતે એ બાબતમા એમનો શોખ એટલો બધો વધી પડયો અને તેઓની લાગણી એટલી બધી તીવ્ર થઈ ગઈ હતી કે તેના સંબંધમા કહેવાય છે કે– 'એકવાર તળાજા પાસે પીપરાળી ગામે તેઓ વસુલાતી અધિકારી તરીકે ગયા હતા તે વખતે તેઓના જાણવામા આવ્યુ કે નદીને સામે કાંઠે પાળીયા ઉપર અમુક લેખ છે, તે જોવાને ગામ પાસેની નદીમા પુર આવ્યા છતા તારાની મદદ લઈને પણ તેઓ સામે પાર જળમા ભીંજાઈને પણ ગયા અને તે લેખની નકલ કરી લીધી " ભાવનગર રાજ્યમા એમ જૂનુ શોધખાતું પોતે સ્થાપ્યુ અને પ્રાચીન લિપિના વાકેફગાર પંડિતોને રાખી પોતે શિલાલેખો વગેરે ઉપરના લખાણો ઉકેલવા લાગ્યા અને એ લેખોની ખાસ લિપિ કેમ વાચવી તેને માટે પુસ્તક તૈયાર કરાવ્યુ, તેમજ કાઠીયાવાડ, ગુજરાત રજપુતાના વગેરે સ્થળોએ તે વિષયના નિષ્ણાત પુરૂષોને મોકલી પ્રાચીન સંસ્કૃત તથા ફારસી લેખોની નકલોનો સગ્રહ કરાવ્યો તથા તે સઘળા લેખો એકઠા કરાવી સુપ્રસિદ્ધ પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી જેવા વિદ્વાન પાસે તેના ભાષાન્તરો કરાવી આખા સંગ્રહના 'ભાવનગર પ્રાચીન લેખસંગ્રહ' એ નામથી બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે જે પુસ્તકો પુરાતત્ત્વવેત્તાઓને બહુ અમુલ્ય થઈ પડયાં છે ઉપરાંત પોતાની વાડીએ એક સંગ્રહસ્થાન જૂના લેખો સિક્કાઓ વગેરેનુ સ્થાપ્યુ તે સગ્રહસ્થાન જોવા માટે મોટા મોટા અંગ્રેજ તેમજ યુરોપીઅન અમલદારો અને સુપ્રસિદ્ધ ગૃહસ્થો તથા એ ખાતાના કુશળ દેશી વિદ્વાનો પણ આવતા હતા તથા હજી પણ આવે છે એ સંગ્રહસ્થાનના સંબધમા વીઝીટર્સ બુકોમા બહુ પ્રશંસાત્મક ટીકાઓ લખાએલ છે એમની એ ખાતાની કુશળતા અને માહીતિને લીધે નામદાર સરકારે તેમને મુબઈની યુનીવરસીટીના જીવન પર્યંત ફેલો નીમ્યા હતા એક સાધારણ કેળવાએલ ગૃહસ્થને આવુ માન મળે, એ એમની નૈસર્ગિક શક્તિના માપનુ ખાસ સૂચન કરે છે

૧૧ મહારાજા સર તખ્તસિંહજીએ દિવાન અને નાયબ દિવાનથી રાજ્યતંત્ર ચાલતુ હતુ તેને બદલે કાઉન્સીલની ગોઠવણ કરી, તે વખતે રા રા વિજયશંકરભાઈ ને નાણા પ્રકરણી ખાતાના સભાસદ રૂ ૮૦૦) ના પગારથી નીમ્યા અને એ અધિકાર ઉપર રહી એમણે હિસાબી ખાતાની ચાલતી પદ્ધતિમા કેટલાએક અગત્યના સુધારા વધારા કર્યા તેમજ રાજ્યની બચત રકમમા કાયમી વધારો થઈ ઘણુ સારૂં રીઝર્વ ફંડ એકઠુ થાય એવી ગોઠવણ કરી આ ગોઠવણો બીજા કાઉન્સીલરોને બહુ અનુકૂળ ન આવી અને તેથી તેઓએ વાધો પણ ઉઠાવ્યો, છતા પ્રથમ તો રા વિજયશંકરભાઈ નો અભિપ્રાય અને યોજના નામદાર મહારાજા સાહેબને ઉચિત અને ફાયદાકારક જણાતા તેમણે તેજ અભિપ્રાય માન્ય રાખ્યો બચત નાણામાથી સરકારી લોનો લેવાનો પ્રથા પાડયો અને એવી રીતે દર વર્ષે અમુક અમુક લોનો ચડત વ્યાજમાથી અને પ્રતિવર્ષ ઉપજમાથી ખર્ચ જતા જે રકમ વધે તેમાથી લેવાનો રવૈઓ દાખલ રાખ્યો પરંતુ આખર એ રીતિ બહુ લાબો વખત ચાલુ રહી ન શકી તેથી રાજ્યની તીજોરીમા જોઈતા નાણાની જમાવટ મોડા વર્ષોની સામે પહોચી વળવા પુરતી થઈ શકી નહિ

૧૨ સ ૧૯૫૬ ના મહાન દુષ્કાળને વખતે નાણાની તગી બહુ જણાવા લાગી, ત્યારે અન્ય

રાજ્યોને તો બ્રિટિશ સરકાર પાસેથી અગર અંગ્રેજ કંપનીઓ પાસેથી વ્યાજનો ભારે દર આપીને પણ નાણાં લેવાની ગોઠવણ કરવી પડી હતી પરંતુ એવા બારીક સમયમાં ભાવનગર રાજ્ય તરફ રા વિજયશંકરભાઈ અને એમના નાનાભાઈ સ્વ પ્રભાશંકરભાઈએ પૂર્ણ વફાદારી બતાવી અને હરકોઈ દેશી કંપની દ્વારાએ રૂ ૩૦) લાખ જેવડી મોટી રકમ રાજ્યને અપાવવાનું સાહસ તેઓએ પોતાને શિર ઉપાડી લીધું, અને એ જોખમ આબાદ રીતે પાર ઉતાર્યું વ્યાજનો દર પણ બીજાઓના પ્રમાણમાં બહુજ ઓછો હતો, અને એકંદર રીતે એ ઉભય ભાઈઓએ પોતે દરમ્યાન રહી બીજાઓ પાસેથી પોતે નાણાં લઈને સ્ટેટને પુરાં પાડયાં આ કામથી શ્રીયુત સર પ્રભાશંકર પટ્ટણી જેઓ તે વખતે રાજ્યમાં મુખ્ય સેક્રેટરી તરીકે હતા, તેઓને તેમજ ખુદ નામદાર મહારાજા સાહેબને પોતાના જુના અમીરોએ રાજ્યને સંકટ વખતે કરેલ સાહાય્યથી એટલી બધી પ્રસન્નતા થઈ કે એઓએ અમુક વખત પછી મુ શ્રી વજેશંકરભાઈને મુખ્ય દિવાનનું પદ આપ્યું અને જે નાણાં એમણે ધીર્યાં હતાં એ પાછાં ભરી દેવા બાબતમાં જે ગોઠવણ અને સરત હતી તેનો અક્ષરશ અમલ કરી મુકરર કરેલ મુદતમાં એમનાં નાણાં વ્યાજ સહિત પાછાં આપી દીધાં આવી મદદ રાજ્યના વતની જુના નોકરો અને અમીરો કરી શકે એટલે આ ઉપરથી સ્વદેશી તત્વને રાજ્યતંત્રમાં દાખલ કરવાથી અને એની સલાહ લઈ ચાલવાથી પણ કેટલા લાભો થાય છે, તે સહજ સમજાય તેમ છે

૧૩ રા વિજયશંકરભાઈ મુખ્ય દિવાન થયા, ત્યારે એમની અવસ્થા પાકટ થઈ ગઈ હતી, એટલે લાંબો વખત એ પદ ઉપર રહી શકયા નહિ છતાં એ અવસ્થાએ પણ થોડો વખત પોતે રહ્યા તે દરમ્યાન રાજ્યનું હિત જાળવવા તરફ એમનો ઉત્સાહ યુવાવસ્થાના જેવો અને એટલો જ હતો રેલવે વેચી નાખવાનો પ્રશ્ન ઉભો થયો હતો, તે વખતે એમણે તેમજ નાયબ દિવાન શ્રીયુત સ્વ હરિલાલભાઈએ સખત વાંધો ઉઠાવ્યો હતો અને તેથી એ પ્રશ્ન બંધ થઈ ગયો હતો પોતે મહાલોમાં પણ ફરવા નીકળ્યા હતા અને જ્યાં જ્યાં ગયા ત્યાંના જુના ખેડુતો, વેપારીઓ વગેરે એમને જોઈ બહુજ રાજી થયા હતા વર્ષ દોઢ વર્ષ એ પદ ઉપર રહી અવસ્થાના કારણને લઈને પોતાનાથી કામ બની શકયું નહિ એટલે ફારક થઈ ગયા

૧૪ દિવાનપદ છોડયા પછીથી પોતે ભાવનગરમાં બહુ થોડું રહેતા હતા પોતાના ઈનામી ગામ તુરખાબાજ ઘણે ભાગે રહેતા હતા અને થોડો થોડો વખત મુંબઈ અગર અન્ય સ્થળોએ રહેતા હતા તુરખા એમના પૂજ્ય પિતાને ઇનામમાં મળ્યું તે વખતે સારી સ્થિતિમાં નહોતું, ઉપજ પણ બહુ ઓછી આવતી હતી, પરંતુ પોતે રફતે રફતે ખાસ ધ્યાન આપી તેને કેળવીને એવું આબાદ કર્યું કે અત્યારે એ એક નમુનેદાર ગામ થઈ પડયું છે, ખેતરે ખેતરે કુવાઓ કરાવ્યા, પાળાઓ બંધાવ્યા, ગામની હદમાં ચારે દિશાએ ઝાડો રોપાવ્યાં, ઉતારો પણ ભવ્ય બાંધ્યો અને હોજ તેમજ મંદિરો પણ બંધાવ્યાં છે ભાગ બટાઈનો વહીવટ પોતે ત્યાં રાખેલ છે અને કેળવણી માટે નિશાળ પણ સ્થાપેલ છે મતલબ કે ગામને એકંદર રીતે એટલું બધું સુધારી દીધું છે કે કાળ દુકાળે પણ ખેડૂતોને પીતથી રહેઠાણ લેવાને તેમજ ઢોરોનો અને પોતાના કુટુંબોનો નિભાવ કરવામાં વાંધો આવતો નથી આ પરિણામ રા વિજયશંકરભાઈની ચીવટ અને બાહોશીને આભારી છે

૧૫ એમની શારીરિક સ્થિતિ કાયમ મંદ રહેતી હતી, છતાં હમેશ ફરવા હરવાનો નિયમ રાખ્યો હતો તેથી તેમજ નિયમિત રીતે દવાના સેવનથી શરીરને જાળવી શકયા હતા, અને લગભગ એંશી વર્ષે પોતાનું શરીર પડયું, ત્યાં સુધી મુસાફરી કરવામાં વાંધો આવતો નહિ તેમજ પોતાની સ્મરણ શક્તિ તથા બુદ્ધિ શક્તિમાં પણ બિલકુલ હ્રાસ થયેલો જોવામાં આવતો નહોતો એમની સ્મરણશક્તિ તો

લગભગ એમના પૂજ્ય પિતાશ્રીના જેટલી તીવ્ર અને અકુંઠિત હતી

૧૬ તેઓશ્રીની સખાવત પણ પુષ્કળ હતી પોતે પાઠશાળાઓ, સદાવ્રતો, જળાશયો, પાણીના પરબો, તેમજ વેદશાળાની સ્થાપના કરી, તે તે સંસ્થાઓના કાયમી નિર્વાહ માટે પોતાના વીલમા (ઇચ્છાપત્રમાં) પાકો બંદોબસ્ત બની શક્યા મુજબ કર્યો છે, એટલું જ નહિ પણ તેઓશ્રી ગુપ્તદાન પણ ઘણું કરતા હતા તેમણે હરદ્વારમા એક દવાખાનુ બધાવ્યુ છે ઋષિકુળમા પણ સારી રકમ એનાયત કરેલી છે ભાવનગરના મહાલમા વિકટર નામના ગામમા પણ એક દવાખાનુ બધાવ્યુ છે કાશીમા સેન્ટ્રલ હિંદુ કોલેજમા મોટી રકમ આપી વેદાતના અધ્યાપકની જગ્યા સ્થાપી છે અને તેથી તેઓ હિંદુ યુનીવર્સીટીની સેનેટના એક સભ્ય હતા મતલબ એમની સાર્વજનિક ઉદારતાનુ માપ ઉપરોક્ત હકીકતથી સ્પષ્ટ થાય છે સ્વજ્ઞાતિ બધુઓને માટે પોતાના પિતાના સ્મારક ફન્ડમાથી સ્કોલરશીપો સ્થાપી છે વિદ્યાર્થીઓને તેમજ વિધવાઓને પણ ખાનગી મદદ સારી આપતા હતા અને એ સિવાય જ્ઞાતિફન્ડમા રૂા ૫૦૦૦)ની રકમ આપેલ છે તથા નાગર જીમખાનામા પોતાના પૂજ્ય પિતાશ્રીના સ્મરણાર્થે ગૌરીશકર સેન્ટ્રલ હૉલ બાધવા માટે મોટી રકમ બક્ષીસ આપી હતી, અને મકાન ખુલ્લુ મુકવાની ક્રિયા પોતાના ખર્ચે નામદાર મહારાજા સાહેબને હાથે કરાવી હતી નડિયાદમા ઑર્ફનેજમા પણ બહુ સારી રકમ આપી હતી અને મરહુમ નામદાર મહારાણી સાહેબે રાજપૂત કન્યાઓ માટે શાળા સ્થાપી છે તેમા રૂા ૮૦૦૦)ની રકમ આપી હતી પોતાની હયાતિ બાદ પણ સ્વજ્ઞાતિય વિદ્યાર્થીઓ તથા વિધવાઓ માટે કેટલીક વ્યવસ્થા કરી ગયા છે. મતલબ કે જ્ઞાતિહિત સાધવા તરફ પોતાનું લક્ષ કેટલું હતુ અને જ્ઞાતિને સહાય કરવી એ કર્તવ્ય કેટલું આવશ્યક છે, એની સહજ પ્રતિતી આપણને મળી શકે છે તેની સાથે અન્ય જ્ઞાતિઓનું અને જનસમાજનુ શ્રેય સાધવા તરફ પણ પોતાની વૃત્તિ વિમુખ નહોતી એમ પણ દેખાઈ આવે છે

૧૭ પોતાના પ્રતાપી અને પ્રતિભાશાળી પિતાને વેદાતનું રહસ્ય જાણવા સારૂ અને પ્રત્યક્ષ રીતે તેનો સાક્ષાત્કાર કરવા તરફ મૂળથી જ અભિરૂચિ હતી, એટલે પોતે પણ એમના સહવાસથી એ વ્યાસગ પ્રાપ્ત કર્યો હતો, અને પોતાના નિત્યકર્મના એક ભાગ તરીકે વેદાતના ગ્રથોનુ શ્રવણ મનન કરતા રહેતા હતા, છેવટ મોક્ષપ્રાપ્તિ ચતુર્થાશ્રમનો સ્વીકાર એ બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમીને માટે આવશ્યક છે, એવી પણ એમની દૃઢ આસ્થા હતી, તેથી આતુર સન્યસ્ત ધારણ કરી એ દશામા પોતાના દેહનો વિલય થાય, એ પરિણામ માટે પોતે સપૂર્ણ રીતે ઉત્સુક હતા સબબ પોતે જ્યા જ્યા ફરતા હતા ત્યા પણ સન્યસ્તવિધિના પાના પોતાની સાથેજ રાખતા હતા પોતાનુ મનોબળ જબરદસ્ત હતુ, એટલે મુબઇમા પોતાને ઇન્ફ્લ્યુએન્ઝાના વ્યાધિની હરકત વરતાણી કે તુરત ગૃહ તરફ પ્રયાણ કરવાનો સકલ્પ સિદ્ધ પણ કર્યો ભાવનગરમાં આવી કુટુબીઓને સર્વને મળી પોતાના પુત્ર ચિ હરિભાઇ વગેરેની સમ્મતિ લઈ પોતે આતુર સન્યસ્ત ધારણ કરી સવત્ ૧૯૭૫ના આશ્વિન શુદી ૧૦ ને રોજ સવારના દસ વાગ્યા પછી પોતાની સ્વેચ્છાથી આસન ઉપર સ્થિત થઈ સમાધિ કરી દેહનો વિલય કર્યો અને પોતાની વાડીમા, પોતાના પિતાની સમાધિની સાનિધ્યમા જ પોતે ભૂમિભૂત થયા નામદાર મહારાજા સાહેબને એ બાબતની જાણ થતા પોતે વધારાનુ ગેઝેટ બહાર પાડી દીલગીરી પ્રદર્શિત કરી અને એમના માનમા કોર્ટો અને ઓફીસો એક દિવસ બધ રાખી એમનામા રાજ્યભક્તિ અને ભાવના એટલી અચળ અને ઉત્કૃષ્ટ હતી કે નામદાર મહારાજા સાહેબના વચનને માન આપી વર્તવુ અને એમનું અહર્નિશ શ્રેય ઇચ્છવુ એજ તેઓ પોતાનુ અને પોતાના કુટુબનુ પરમ કર્તવ્ય માનતા હતા નામદાર મહારાજા સાહેબ પણ એમના તરફ એવોજ સદ્ભાવ રાખતા હતા અને એમને જ્યારે જ્યારે મળતા ત્યારે બહુજ સન્માન આપતા હતા.

૧૮. યૌવનાવસ્થામાં જ સંગ્રહણી-આદિ યાપ્ય વ્યાધિથી તેઓનું શરીર સતત અસ્વસ્થ રહેતું હતું, અને વૃદ્ધાવસ્થામાં તો તેજ કારણથી તબિયત બહુ નાજુક થઈ ગઈ હતી. છતાં ધર્મ ઉપર તેઓની એટલી બધી શ્રદ્ધા હતી, નિયમિતપણું જાળવવા તરફ તેઓની એટલી બધી કાળજી હતી અને શાસ્ત્રશ્રવણનો એટલો બધો વ્યાસંગ હતો, કે એટલી ઉમ્મરે એવી શરીર સ્થિતિમાં તેઓ પોતાનું જે આહ્નિક-જીવન ગાળતા, તે જોઈને આશ્ચર્ય થયા વિના રહે નહિ. નિત્ય નિયમિત સમયે જ બ્રાહ્મમુહૂર્તમાં જાગૃત થતા હતા, નિયમિત સમયેજ સ્નાન સંધ્યા અને પાઠપૂજા કરતા હતા, વિદ્વાન અને કર્મકુશળ બ્રાહ્મણો પાસે સંધ્યા અને અનુષ્ઠાન કરાવતા હતા, નિયમિત સમયેજ સવારે અને સાંજે દેવદર્શને તેમજ ફરવા જતા હતા. વ્યવહારિક કાર્ય મધ્યાન્હ પછી એકાદ બે કલાકમાં આટોપી દેતા હતા, અને ત્યારપછીનો કાળ શાસ્ત્રનું શ્રવણ અને મનન કરવામાં ગાળતા હતા. તે કાર્યક્રમમાં કોઈ દિવસ માત્રનો તફાવત આવવા દેતા ન હતા તેમના પ્રતાપી પિતાશ્રી ગગાભાઈ સાહેબની જેમ તેઓને વેદાંત ઉપર બહુ અભિરૂચિ હતી, છતાં પોતે કૌટુંબિક કારણોથી સંન્યાસાવસ્થા ધારણ કરી શકયા નહતા. તેથી ગૃહસ્થાશ્રમીને કરવાના કર્મકાંડ ઉપરથી બિલકુલ શ્રદ્ધા ઓછી કરી ન હતી. વિદ્યા તરફ અને વિદ્વાનો તરફે તેઓની મમતા અપૂર્વ હતી. ખરા વિરાગવાળા અભ્યાસીઓ પાસેથી તેઓ વેદાંતનું શ્રવણ કરતા હતા, અને તેનો યથાર્થ મર્મ સમજી લીધો હતો. વિદ્વાનોને વખતો વખત મદદ આપતા હતા, તેઓનાં પુસ્તકો પણ છપાવી આપતા હતા. સ્વામી ચિદ્ઘનાનંદજીકૃત ભગવદ્ગીતા, ભાવપ્રકાશ નામની શ્લોકબદ્ધ ટીકાવાળી શ્રીમદ્ભગવદ્ગીતા, બ્રહ્મનિષ્ટ સ્વામી શ્રી શાન્ત્યાનંદજીના ગ્રંથો વગેરે અનેક ગ્રંથો તેઓએ છપાવ્યા છે. વે. મૂ. જયાનંદ શુકલ પાસે ચારે વેદોનાં સંપૂર્ણ આહ્નિકો ગુજરાતી ભાષાંતરો સાથે તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યાં છે. વિદ્વાનોને આશ્રય આપવો, તેમની કદર કરવી અને પ્રસંગવશાત્ વિદ્યાવિનોદ કરવો એ એમનું રૂચિકર કર્તવ્ય હતું. તેઓશ્રીને જ્યારે મુખ્ય દિવાનનું પદ મળ્યું ત્યારે તળાજાવાળા વિદ્વાન્ મહાદેવ પંડયાએ કહ્યું હતું કે-

> श्रीगौरीशङ्करनयोदधिरुल्लासे ।
> लोलत्तरङ्गरयलङ्घितदीर्घदेशः ॥
> दृष्टैव त्वां विजयशङ्करशीतरश्मिम् ।
> श्रीभावसिंहनृपमंत्रिपदे निषण्णम् ॥

ભાવાર્થ—શ્રીમન્મહારાજા ભાવસિંહજીના મુખ્ય દિવાનના પદ ઉપર નિમાયેલા વિજયશંકરરૂપ ચંદ્રને જોઈને શ્રીમાન ગૌરીશંકરનો રાજનીતિરૂપ સમુદ્ર ઉલ્લાસ પામ્યો અને પોતાનાં મોજાંથી વેગે કરીને મોટા પ્રદેશને ઉલંઘન કરી ગયો. મતલબ મોટા દિવાન ગગાભાઈ સાહેબનો હર્ષસાગર છલકાઈ ગયો અથવા તેઓએ રાજસેવા કરવામાં, રાજ્યનો વિસ્તાર અને પ્રતિષ્ઠા વધારવામાં જે રાજનીતિ વાપરી હતી, તે કરતાં પણ વધારે સરસ રાજનીતિ વાપરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો.

૧૯ રા. ગ. વિજયશંકરભાઈનું શરીર લગભગ ૮૧ વર્ષની ઉમ્મરે શાંત થયું, એટલે એમણે આયુષ્ય પણ સંપૂર્ણ ભોગવ્યું; અને તદુપરાંત તેઓએ પોતે તો વ્યવહાર તેમજ પરાર્થ અને પરમાર્થ બની શકયા પ્રમાણે સંપૂર્ણ રીતે સાધી પોતાના જીવનનું સાર્થકય પણ કર્યું. સબબ તેઓશ્રીને માટે તો બિલકુલ ખેદ કરવાનું પ્રયોજન નથી: પરંતુ એમના જેવા અને સદ્ગત શ્રી વિઠ્ઠલદાસ જેવા ઉપયોગી અને ઉદાર વૃદ્ધો જ્ઞાતિને જે સમયમાં એમની સહાય અને ટેકાની જરૂર હતી એ વખતે રહ્યા નહિ, એ ખાતે ક્ષોભ થાય એ સ્વભાવિક છે. એમના જવાથી જ્ઞાતિએ એક ધુરંધર અગ્રણી ખોયા છે, રાજ્યે જુના અનુભવી કાર્યદક્ષ નોકર અને સલાહકાર ગુમાવેલ છે. રા. રા. શ્રી દેવશંકર વૈકુંઠજી ભટ્ટે તેઓના ગુણોની પ્રસંશા કરતાં લખ્યું છે કે-

૯ (મનહર)

વિશ્વમાં વિશેષ જેઓ વિવેકથી વખણાય,
જનમાં સુજનતાનો નમુનો ગણાય છે
યત્નથી સુધારે કામ, ન્યાયનુ નિવાસધામ
પ્રભુ કેરી મહેર જેના ઉપરે જણાય છે,
કરનો ઠરાવ કરનારા કર શોભિતા છે
રક્ષણ પ્રભુનું થતાં હરકતો હણાય છે
ગૌરીશંકર પુત્રના સુશીલ સુજનતાથી,
વારે વારે ચિત્ત ગુણ ગાવાને તણાય છે

૯

એવા મહાન્ પુરૂષની ખામી કોઈ રીતે પણ ન પુરાય તેમ હોવાથી ગમે તેટલુ ધૈર્ય રાખતા પણ હૃદયને આશ્વાસન મળી શકતુ નથી, પરતુ દેહ તો નાશવત છે અને તેથી નાશ પામે તેમા બીજુ શુ થઈ શકે? બાકી એમનો દાખલો લઈ એમના જેવા થવાનુ અને એમના ઉત્તમ ગુણો ધારણ કરવાનું આપણા યુવકો ખાસ ઉત્સાહ અને ખતથી પ્રયત્ન કરે તો આ જીવનચરિત્ર લખવાનો હેતુ કઈક અશે સફળ થયો ગણાય

---

# શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ

## (અભેલું)

વડોદરા રાજ્યના સુવિશ રાજવી શ્રીમત પ્રતાપસિંહ મહારાજ એમનો જન્મ અષાઢ સુદી પ્રતિપદા શાકે ૧૮૩૦ તા ૨૯ જૂન ૧૯૦૮ સવારે ૪-૫૫ વાગે મોતીબાગ રાજમહેલમા થયો હતો

આ વખતે વડોદરાના તે વખતના મહારાજા શ્રી સર સયાજીરાવ પૂનામા મુબઇના ગવર્નર સાહેબના મહેમાન તરીકે રહેતા હતા દિવાન કેરશાસ્પજી રૂસ્તમજી એમણે રાજપૌત્રના જન્મની શુભ અને આનદદાયક ખબર તારથી શ્રી સયાજીરાવને આપી હતી તેમજ આનાપત્રિમનો ખાસ વધારો પ્રસિદ્ધ કરી આ શુભ સમાચાર તેમણે પ્રજાને જાહેર ર્યા હતા આ આનદદાયક ખબર જાણતા જ ગવર્નર સાહેબે શ્રી સયાજીરાવને અભિનદન આપ્યુ હતું, તેમજ અનેક રાજાઓ, સરદારો, દરબારો, શેઠ શાહુકારો નાગરીકો વગેરેએ કે મહારાજ સાહેબ ઉપર અભિનંદન તારો અને પત્રોનો વરસાદ વરસાવ્યો હતો

શ્રીમત પ્રતાપસિંહ મહારાજના પિતા શ્રી યુવરાજ ફત્તેસિંહરાવને પુત્ર જન્મથી ઘણો આનદ થયો હતો પોતાની જ્ઞાતિના રિવાજ મુજબ મોતીબાગના રાજમહેલના પગથીયા ઉપર સુવાસિની સ્ત્રીઓ પાસે દૂધ રેડાવવામા આવ્યુ હતુ પાચમા દીવસથી હાથી ઉપરથી ખાડ વહચવાની શરૂઆત થઇ હતી આ કામ માટે વડોદરા શહેરના બે ભાગ પાડી તે દરેક ભાગમા સ્વતત્ર રીતે હાથી ઉપરથી ખાડ વહેચાઈ હતી તા ૧૦ જુલાઈ ૧૯૦૮ના રોજ ના રેસીડન્ટને ખાડ આપવાનો સમારભ થયો હતો, અને આ કામ માટે દિવાન કેરશાસ્પજી તથા હિમત બહાદુર આનદરાવ મોટુ સાજન લઈ રેસિડન્સીમા ગયા અને ત્યા પ્રથમ રેસિડન્ટ અને બીજા અમલદારોને ખાડ અને પાનસોપારી આપી હતી

રાજપૌત્રના જન્મોત્સવના શુભ પ્રસગને લીધે વડોદરાના તોપખાનાએ એકવીસ તોપોની સલામી આપી હતી

પૂનાનો મુકામ ન લબાવતા શ્રી સયાજીરાવ મહારાજ પૌત્રમુખ જોવા માટે તરતજ વડોદરે આવ્યા રિવાજ પ્રમાણે મગલ સ્નાન કરી તેમણે દેવપૂજા

પૂરી કરી અને પૌત્રમુખાવલોકન માટે મોતિબાગ રાજ મહેલમા ગયા પૌત્રમુખ જોઈ શ્રીમત સયાજી-રાવને ઘણો આનદ થયો તે વખતના લેખક આ દાદા અને પૌત્રના દર્શનનો પ્રસગ અવર્ણનીય હતો એવી નોધ કરી છે. વશવૃદ્ધિથી દરેકને ઘણો આનદ થાય છે, તો પછી શ્રીમંત સયાજીરાવ મહારાજને કેમ ન થાય ?

મહારાષ્ટ્રીય સમાજમા તેરમા દિવસે છોકરાનુ નામકરણ કરવાનો રિવાજ છે, તેને અનુસરીને પૌત્રનુ જાતકર્મ અને નામકરણ કૈ. શ્રીમંત મહારાજા સ હેબે ઘણી ધામધુમથી કર્યું. *શ્રી યુવરાજ ફત્તેસિંહરાવનો* વિચાર છોકરાનુ નામ 'વિક્ટર' રાખવાનો હતો કે શ્રીમંતે પોતાના જ્યેષ્ટ પુત્રની ઈચ્છાને માન આપી પૌત્રનુ નામ 'પ્રતાપસિંહ" રાખ્યુ 'વિક્ટર" એ અંગ્રેજી શબ્દનો ધ્વનિ આ નામમા હોઇ તેમા પિતાના નામનુ 'સિંહ' એ અભિધાન પણ આવી ગયુ છે નામકરણ સમારભ વખતે કે શ્રીમત મહારાજા સાહેબે ઘણા ગરીબોને અન્નદાન અને વસ્ત્રદાન કર્યું, તેમજ એજ દિવસે લક્ષ્મીવિલાસ રાજમહેલમા એક ભવ્ય દરબાર ભર્યો હતો તેમા ના રેસિડન્ટ સાહેબ આવ્યા હતા.

( ૨ )

રાજપૌત્રના જન્મ મહોત્સવના સમારંભના મગલ વાદ્યોના સ્વર બધ થતા પહેલા જ શ્રીમત યુવરાજ ફત્તેસિંહરાવને યમરાજાએ ઘેરી લીધા તેમને આ યમપાશમાથી છોડાવવા સારૂ મોટા મોટા ધન્વતરીઓએ માનવી પ્રયત્નોની પરાકાષ્ટા કરી, પણ છેવટે પ્રભુની ઇચ્છાનુસાર યુવરાજ સાહેબ સ્વર્ગવાસી થયા આથી આખુ વડોદરા રાજ્ય જ નહી પણ હિંદુસ્થાન શોકસાગરમા ડુબી ગયુ હતુ આ વખતે શ્રી સયાજીરાવ મહારાજનો કીર્તિસૂર્ય મધ્યા-હ્નમા હોઈ પોતાના સપૂર્ણ તેજે તપતો હતો શ્રી સયાજીરાવનુ નામ તે વખતે એક સ્વદેશાભિમાની અને ઉદારચરિત રાજવી તરીકે અખિલ ભારતવર્ષમા પ્રસિદ્ધ પામેલુ હતુ એટલે આવા રાજાના દુ ખમા આખો દેશ સમભાગી થાય એમાં કાંઈ આશ્ચર્ય ન હતું

વિદ્યા, ધન, વૈભવ, અધિકાર, પત્નીપ્રેમ, સતતિ અને અનુપમ પિતૃવાત્સલ્યનુ છત્ર એ બધાનો ત્યાગ કરી શ્રી યુવરાજ ફત્તેસિંહરાવ દેવલોક પામ્યા આથી રાજપૌત્ર અને પૌત્રીની સભાળ લેવાની સંપૂર્ણ જવાબદારી શ્રી યુવરાજ્ઞી પદ્માવતીદેવીને માથે પડી. શ્રી યુવરાજ્ઞી સાહેબની તબીયત પ્રથમથી જ નબળી હતી. તેમા અકસ્માત આવી પડેલુ વૈધવ્ય, બાલસ-ગોપન અને સવર્ધનની પડેલી જવાબદારી વિગેરેની તેમની શરીરપ્રકૃતિ ઉપર ઘણી ખરાબ અસર થઈ છોકરાઓને ઉછેરવામા તેમને સારી *રીતલક્ષ્યઆપવાનું* શિક્ષણ આપવા તથા રિતસર શીખવવા તેઓએ પ્રયાસ કર્યો અને તેમાથી મળતો વખત મરાઠી, અંગ્રેજી વિગેરે ભાષાનુ અધ્યયન કરવામા ગાળ્યો

બાળકોની ઉછેરની જવાબદારીને લીધે તેમનાથી પોતાની શરીર પ્રકૃતિ તરફ જોઇએ તેટલુ ધ્યાન આપી શકાયુ નહી, અને અંતે માદગી વધી તેમનુ ૧૯૧૯ મા અવસાન થયુ શ્રીમત પ્રતાપસિંહ મહા રાજને પિતૃસુખ તો બિલકુલ મળ્યુ જ નથી, પણ જે પ્રેમાળ માતાના વાત્સલ્યભર્યા સહવાસમા દસ વરસ સુધી જીવન ગાળ્યુ એ માતાને પણ નિષ્ઠુર યમરાજ લઇ ગયો અને રાજપૌત્ર પ્રતાપસિંહ માતૃ વિહીન થયા

( ૩ )

આથી પૌત્રની કેળવણીની અને સગોપનની જવાબદારી શ્રી સયાજીરાવ મહારાજ ઉપર આવી પડી, તે તેમણે સારી રીતે પાર પાડી એમા લેશમાત્ર પણ શકા નથી શ્રી સયાજીરાવના જીવનવૃત્તાતમા તેમના આ સમયે પ્રગટ થએલા ખાનગી પત્રો જોવાથી આ બાલયુવરાજના શિક્ષણ વિષે બધા પ્રકારની સગવડો કરવામા તેઓ રાતદીન કેટલા પ્રયત્નશીલ રહેતા હતા તે જણાઈ આવે છે

શ્રીમત સયાજીરાવ મહારાજ કહેતા હતા કે તેમના બાળપણમા તેઓના શિક્ષણ તરફ યોગ્ય લક્ષ

અપાયુ ન હતું. તેર વરસની ઉમરે દત્તવિધાન થયું અને ત્યાર પછી તેમના શિક્ષણનો આરંભ થયો. ત્યાર પછી ૭ વરસમાં તેમણે મરાઠી, ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી ભાષાનુ જ્ઞાન મેળવી રાજ્યવ્યવસ્થાના કામની પણ સારી માહિતી મેળવી હતી.

ત્યાર પછી તરત જ વડોદરા જેવા મહત્વના સંસ્થાનનો રાજ્યકારભાર કૈ. શ્રીમંતને જ સોંપવામાં આવ્યો હેને લીધે તેમને શાળાનું શિક્ષણ મળ્યું નહિ તેમજ કોલેજ શિક્ષણ લેવાનો માર્ગ કાયમને માટે બંધ થયો. પાછળથી તેમણે પોતાનો અભ્યાસ અને વાચન તથા વિદ્વાન લોકોનો સહવાસ વિગેરે સાધનો વડે જ્ઞાન તેમજ વિજ્ઞાન સારી રીતે પ્રાપ્ત કર્યું એ વાત જુદી છે.

પૌત્રના શિક્ષણની બાબતમાં તેમને પોતાને આવેલી શિક્ષણ વિષયક અડચણોની પુનરાવૃત્તિ થાય નહી એવી તેમણે ખાસ કાળજી રાખી હતી. શ્રી. પ્રતાપસિંહના મનમા પોતાના મહત્પદ વિષે ખોટી ભાવનાઓ પેદા થાય નહી તે માટે તેમને સાદાઈમા ઉછેરવામાં આવ્યા તેમને માટે ખાસ નોકરો રાખ્યા નહતા, તેમજ ગમે તેટલો પૈસો પણ તેમના હસ્તક રાખવામાં આવ્યો નહતો. ઉચ્ચ દરજ્જાના લોકોના છોકરાઓમાંથી શ્રી. યુવરાજની ઉમરના નાના વિદ્યાર્થીઓની પસંદગી કરી બાલ યુવરાજ માટે કાઢેલી મોતીબાગ નિશાળમાં તેમને દાખલ કરવામાં આવ્યા. આ નિશાળમા લાયક અને નિષ્ણાત શિક્ષકો નીમી તેમની મારફતે બાલ યુવરાજના પ્રાથમિક શિક્ષણની શરૂઆત કરવામાં આવી.

આ શિક્ષણ ચાલુ હતુ ત્યારે શ્રી સયાજીરાવ મહારાજ આ નિશાળને ઓચિંતી મુલાકાત આપતા હતા, તેમજ કેટલીક વખતે પૌત્રને ત્યાં જઇને રહેતા, તેમજ તેમને પોતાની સાથે રહેવા બોલાવતા હતા. બાળયુવરાજને સારી શિસ્તની ટેવ પડે, કુટેવો પડે નહી, તે કોઈપણ પ્રકારના વ્યસનમા પડે નહી, ફક્ત ગોખીને પાઠ ભણે નહિ, જે જે વાંચવામાં આવે તેનો સ્પષ્ટ અર્થ સમજી તેનુ મનન કરવાની ટેવ કેળવવી, રમત ગમતો તરફ દુર્લક્ષ ન કરવું, તેમજ તેમાં જોઇએ તે કરતાં વધુ વખત જાય નહી, ખરાબ લોકોના સહવાસમાં બાલ યુવરાજ આવે નહી, તેમ પરાવલંબિત્વ ન આવે એ વિષે તેઓ ઘણી કાળજી લેતા હતા સ્વાશ્રયી બનવા શ્રીમંત સયાજીરાવ ખાસ ધ્યાન રાખતા અને એ ગુણ પોતાના પૌત્રમાં ખીલે તે માટે ઘણી સાવચેતી લેતા. નકામો ભપકો કરી ડોળ કરનારાઓની તેમને ઘણી ચીડ હતી તેથી તેવા લોકોના આવા ગુણ બાલ યુવરાજમાં ન આવે એવી તેઓ હંમેશ કાળજી રાખતા. બાલ યુવરાજના શિક્ષણ અને સવર્ધન માટે રખાતી દક્ષતાના ઘણા દાખલા આપી શકાય તેમ છે.

શ્રીમંત સયાજીરાવ મહારાજે આંકી આપેલા કાર્યક્રમ મુજબ બાલ યુવરાજે અભ્યાસક્રમ પુરો કર્યો. એ કાર્યક્રમ ટાળવા કે બીજી રીતે તેમાંથી છટકી જવા તેઓએ કદી પ્રયાસ કર્યો નથી. તેથી પિતામહ શ્રી સયાજીરાવ મહારાજને તે વિષે પોતાનો દોષ કાઢવા તેમણે અવકાશ આપ્યો ન હતો. કૈ. શ્રી. મહારાજ સાહેબની આજ્ઞા તેઓ ચુસ્તતાથી પાળતા હતા.

આમ છતાંએ પણ કાંઇ પણ ભુલ થઈ જ નથી એમ કહેવું વાસ્તવિક થશે નહીં. પરંતુ એટલું તો કહી શકાય કે જે ભુલો થઇ તેમાં બાલ યુવરાજનો જરાએ દોષ નહતો. કેટલીક વખતે શિક્ષકો શ્રી. મહારાજા સાહેબનો હેતુ બરાબર સમજ્યા ન હોય તો કેટલીક વખત તેમનામાં જ મતભેદ ઉત્પન્ન થાય, કેટલીક વખત તેમના સાથીઓ ખટપટ કરે વિગેરે ધ્યાનમાં આવતાં જ કૈ. શ્રી. મહારાજ સાહેબ લાગતા વળગતાને પોતાનો હેતુ સમજાવી યોગ્ય સુધારો કરાવતા.

( ૪ )

શ્રી. બાલ યુવરાજ તરીકેનું પ્રાથમિક શિક્ષણ પુરૂં થતાં જ તેમના માધ્યમિક શિક્ષણની શરૂઆત થઇ. આ વખતે નજીકના સગાઓની સગતિમાં બાલ યુવરાજને વધારે પડતાં લાડ લડાવાય છે એમ લાગવાથી કૈ. શ્રીમંત મહારાજે તેમને રાજકોટની

રાજકુમાર કૉલેજમાં મોકલ્યા હતા રાજકોટમાં ભણતા હતા તે વખતે જ તેમને ઘણી સાદાઈથી અને શાસ્ત્રીય પદ્ધતિથી યુવરાજને યજ્ઞોપવિત આપવાનો વિધી કરી લેવામાં આવ્યો હતો આ કાર્ય માટે શ્રીમત બાલ યુવરાજની સ્વારી થોડા દિવસ માટે વડોદરા પધારી હતી

ત્યાર પછી થોડા દિવસમાં શ્રી યુવરાજ્ઞી પદ્માવતીદેવી એમનું અવસાન થવાથી બાલ યુવરાજને રાજકોટ છોડવું પડ્યું પછી થોડા દિવસ માટે તેઓ કોલ્હાપૂરના મહારાણી પોતાના બહેન શ્રી ચન્દ્રમતિ દેવી (શ્રી સૌ તારાબાઈ સાહેબને)ને ત્યાં રહેવા ગયા તેમના ટૉન્સીલ વધેલા હોવાથી તેમને હમેશ શરદી થતી તેમજ તેમની પ્રકૃતિ પણ સારી રહેતી નહતી મિરજના ડૉ વાનલેસના દવાખાનામાં તેમના ટૉન્સીલનું ઑપરેશન કરવામાં આવ્યું અને ત્યારથી તેમની તબીયતમાં પહેલા કરતા સારો સુધારો થયો હતો

ત્યાર બાદ શ્રીમત મહારાજા સયાજીરાવ એમણે યુવરાજને મેજર વેમર તથા શ્રી ખાસેરાવ જાધવ સાથે વિલાયતમાં બોલાવી લીધા હતા એમની સાથે શ્રી અદર્સિંગરાવ ગાયકવાડ પણ હતા

વિલાયતમાં શ્રી પ્રતાપસિંહરાવ ઈંગ્લૅન્ડમાંની એક નિશાળમાં ભણવા જતા હતા ગણિત વિષયમાં એક વખત તેમને પહેલો નંબર મળ્યા બદ્દલનો એક ઉલ્લેખ મળી આવે છે આ મળેલું જ્ઞાન બહુ ઉપયોગમાં આવ્યું છે એમ શ્રીમત મહારાજા સાહેબ જાતે માને છે નોકર વગર પણ ચલાવી લેવાની આવડત તેઓશ્રીમાં છે તે આ સ્કૂલના શિક્ષણનું પરિણામ છે

ત્યાર બાદ યુવરાજ સાહેબનું વિલાયતમાં રાખવાનું રદ કરવામાં આવ્યું ત્યાં ફ્રેન્ચ લૅટીન વિગેરે ભાષાનું જે શિક્ષણ આપવામાં આવતું તેનો હિંદુસ્થાનમાં કાંઇ પણ ઉપયોગ નહોતો તેના બદલામાં તેમણે મરાઠી ગુજરાતી વિગેરે દેશી ભાષાનું જ્ઞાન મેળવવાની જરૂર હતી અને તેનો અભ્યાસ વિલાયતમાં થવા જેવો નહતો એટલે તેમને હિન્દુસ્થાનમાં પાછા બોલાવી લેવામાં આવ્યા આજ અરસામાં વિલાયતમાં શિક્ષણ લેવા રહેવા જતા કેટલાક રાજપુત્રો બગડી ગયાની વાતો બહાર આવી હતી આ રાજ્યના ભાવી રાજા ઉપર આવો ખરાબ પ્રસંગ ન આવે એવો પણ તેમને હિન્દુસ્થાનમાં પાછા બોલાવવામાં શ્રી મહારાજા સાહેબનો ઉદ્દેશ હતો બાલપણમાં હિંદી બાળકોને વિલાયતમાં રાખવાથી તેમને પોતાની સંસ્કૃતિનો ખ્યાલ રહેતો નથી એવો ઉદ્ગાર શ્રીમત સયાજીરાવે પોતાના એક પત્રમાં કાઢ્યો છે તેથી આ અનુમાનને પુષ્ટિ મળે છે

હિંદુસ્થાનમાં પાછા આવતા યુવરાજશ્રીને વડોદરા હાઇસ્કુલમાં દાખલ કરવામાં આવ્યા હતા તેમના માટે કોઈપણ વિશેષ પ્રકારની સવલતો રાખવામાં આવેલી નહોતી પોતાના વર્ગમાંના સમવયસ્ક વિદ્યાર્થીઓ સાથે તેઓ બેસતા આથી સમાજમાં ભળી જવાની તેમને તક મળવાથી જેમના ઉપર રાજ્ય કરવાનું તેમના ભાવિમાં હતું તેમના સુખ દુખો જાતે જોઈ શક્યા

એમના અભ્યાસક્રમમાં વારંવાર ફેરફાર થવાથી તેમજ શિક્ષણ માટે થયેલા સ્થળાન્તરોથી યુવરાજના અભ્યાસની પ્રગતિ ઓછી થઈ હતી પરંતુ મહેનત કરી ટુંક મુદતમાં તેમણે પાછળથી તેમાં સારી પ્રગતિ કરી હતી તેઓ સને ૧૯૨૬ ની સાલમાં મુંબઈ વિશ્વવિદ્યાલયની પ્રવેશ પરીક્ષામાં પાસ થયા બીજે વર્ષે વડોદરા કૉલેજમાંથી તેઓ પહેલા વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હતા, પછી તેઓ ઇંટરઆર્ટસના વર્ગમાં પુનાની ડેક્કન કૉલેજમાં દાખલ થયા અને તે પરીક્ષામાં પણ બેઠેલા પણ તેમાં નસીબે યારી આપી નહિ

ત્યાર પછી યુવરાજ સાહેબના શિક્ષણ સબંધે આગળ શું કરવું એ બાબત કે શ્રીમત મહારાજા સાહેબે વિચાર કરવા માંડ્યો તેમની ઉમર આ વખતે છાસઠ વરસની થઈ હતી અને વૃદ્ધાપકાળના ચિન્હો જણાઈ આવતા હતા તેથી તેમને કામમાંથી થોડી ઘણી વિશ્રાન્તિ મળે તો સારું એમ લાગતું હતું શ્રીમતના ત્રણે પુત્ર કાર્યક્ષમ થઈ કામકાજ કરવા તૈયાર

થયા હતા જેણુ કમનસીબે નાની ઉમરમાંજ તેઓ સ્વર્ગવાસી થયા હતા. તેમજ ચોથા પુત્રની તબીએત જોઈએ તેવી સારી રહેતી નહિ. રાજ્યકારભારનો ભાર હળવો થાય તો થોડી વિશ્રાન્તિ મળી શકે એ હેતુથી રાજપુત્રો નહિ તો નીદાન રાજપૌત્ર તો ઉપાડી લેવા સમર્થ બને એવા વિચારો તેમના મનમાં આવતા હતાઃ બી. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરવા માટે યુવરાજને ઓછામાં ઓછા ત્રણ વરસ લાગે અને તે પછી રાજ્ય કારભારનું પ્રત્યક્ષ શિક્ષણ મેળવવા સારૂ અનુભવ લેવામાં બીજા બે ત્રણ વરસ નિકળી જાય એટલે આ હિસાબે કૈ, શ્રીમંતને ઓગણીશ વર્ષની ઉમરે સુદ્ધા પણ વિશ્રાન્તી મળી શકે નહિ એવી સ્થિતિ હતી. બી. એ ની પદવીનો ભવિષ્યના જીવનમા યુવરાજને બિલકુલ ઉપયોગ નહોતો, માટે વધારે પુસ્તકી શિક્ષણ લેવામાં વખતનો અપવ્યય કરવા કરતા રાજ્યકારભારનુ શિક્ષણ આપવામાં આવે તો તેમને કૈ શ્રીમંતના અનુભવનો લાભ પણ મળે એમ હતુ બી એ માટે વાંચવાની ચોપડીઓ ભવિષ્યમા વાચી શકાય તેમ હતું. આ તમામ વાતોનો વિચાર કરી કૈ. શ્રીમંતે યુવરાજને રાજ્ય કારભારનું શિક્ષણ આપવાનુ ઠરાવ્યુ

૫

વડોદરા રાજ્ય કૃષિ પ્રધાન હોવાથી પ્રજા વર્ગનો મુલકી ખાતા સાથે વિશેષ સંબંધ આવે છે. તેથી યુવરાજશ્રીને પ્રથમ મુલકી અને માપણી આકાર ખાતાની માહિતી આપવામા આવી જમીનની માપણી અને પ્રત કેવી રીતે કરવી, મહેસુલની આકારણી કેમ કરવી, આકાર ઠરાવવામા શી શી બાબતો ધ્યાનમાં લેવાની, મહેસુલ ઠરાવવાની પ્રથમની પદ્ધત શું હતી, તેથી ફાયદો કે નુકશાન શુ થતુ હતું, નવી વિઘોટી વહીવટની પદ્ધતિથી શુ ફાયદો થાય છે, જમીનના જુદા જુદા સત્તા પ્રકાર કેવી રીતે અને કયા કારણે અમલમાં આવ્યા, બારખળી જમીન એટલે શું, હાલના બદલાતા સંજોગોમાં આવી બારખળી જમીન વિના આકારથી અગર ઓછા આકારથી લોકો તરફ ચાલુ રાખવી કેટલે દરજ્જે ઉપયોગી થશે, નોકરી માટે આપેલાં ઈનામો હોય અને ઈનામદારોના વારસોથી તેમને મળતા ઇનામના પ્રમાણમાં રાજ્યની નોકરી થતી ન હોય તો શું કરવું, જુદા જુદા અમલદારો અને નિમણુકદારોને નોકરીનું અને લાયકીનું ધોરણ લાગુ કરવું યોગ્ય થશે કે નહિ વિગેરે બાબતોની યુવરાજશ્રીને પ્રથમ માહિતી આપવામાં આવી. આ માટે માપણી આકાર કચેરીમાં એક ખાસ વર્ગ ખોલવામાં આવ્યો હતો અને તેમાં યુવરાજશ્રી સાથે શ્રીમંત ભદ્રસિંહ ગાયકવાડ, શ્રીમંત દામાજીરાવ ગાયકવાડ, શ્રી નવાબસાહેબ, રા. રા. વાકનીસ, રા. સાતકલમી વિગેરે યુવાન અમલદારો હતા સદર અભ્યાસક્રમ પૂરો થયા પછી જે પરીક્ષા લેવામાં આવી તેમાં યુવરાજ સાહેબ પહેલા નંબરે ઉત્તીર્ણ થયા હતા. ના. દિવાન સાહેબે આ વાત કૈ. શ્રીમંત મહારાજા સાહેબના કાને નાંખી તે વખતે તેઓશ્રીને સ્વાભાવિક રીતે આનંદ થયો હતો.

ત્યાર પછી યુવરાજ સાહેબે મુલકી ખાતાંમાં કામનો અનુભવ લીધો. પટેલ તલાટી ગામના મુખ્ય કામદારો છે. યુવરાજશ્રીએ પ્રથમ તેમના કામની માહિતી લેવાની શરૂઆત કરી. ગામનો હિસાબ કેવી રીતે રાખવામાં આવે છે, જમાબંદીના કાગળો કેવી રીતે તૈયાર થાય છે એની પ્રત્યક્ષ માહિતી તેમણે લીધી. ત્યાર પછી તજવીજદાર, અવલકારકુન વહિવટદાર વિગેરેના કામોની માહિતી લીધી. આ માહિતી લીધા પછી વડોદરા મહાલ વહીવટદાર તરીકે તેમણે કેટલાક મહિના સુધી પ્રત્યક્ષ કામ કર્યું. પોતાની ભાવી રૈયત વર્ગ સાથે તેમનો આમ પ્રથમજ સંબંધ આવતાં તેમની રીતભાત, અગવડો, હાજતો, સ્વભાવ વિશેષ વિગેરેનું તેમને આ કામ કરતાં સામાન્ય રીતે જ્ઞાન થયું હતુ. તેમણે નાયબસુબા, સુબા અને સરસુબા એ પ્રમાણે ચડતા દરજ્જાના [illegible] માહિતી મેળવ્યા પછી તે તે હોદ્દાનું પ્રત[illegible] કર્યું હતું લોકોની અરજીઓનો નિ[illegible] કરે[illegible]

સરકાર તરફ આખર હુકમો માટે કામો કેવી રીતે રજૂ કરવા, સરકારી હુકમોનો અમલ કેવી રીતે કરવો વિગેરે સંબંધે તેમણે પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યુ ઉપર બતાવેલા હોદ્દાના કામો પ્રત્યક્ષ કરતી વખતે તેઓ પોતાના ઠરાવો જાતે લખી કાઢતા હતા એ વાત ખાસ નોંધવા જેવી છે

સરસુબાની જગોએ કામ કરતી વખતે જ થોડા વખત સુધી તેઓએ ના મંત્રીમંડળના સભાસદ તરીકે પણ કામ કર્યું તેથી પોતે રજુ કરેલા કામોની મંત્રીમંડળમા કેવી રીતે ચર્ચા થાય છે, કેટલાક કામોમા મંત્રીમંડળના અભિપ્રાય ભિન્ન શા માટે હોય છે વિગેરે વાતોનો તેમને અનુભવ મળ્યો, પ્રથમ બાંધકામ ખાતાના કામો પૂરતા તેઓ મંત્રીમંડળમા બેસતા હતા આ વખતે મુલકી શિવાય બીજા ખાતાઓ સાથે તેમનો સંબંધ આવવાથી તે તે ખાતામાથી કામો કયા ધોરણે થતા જાય છે, તે વિશે સરકારનુ શુ ધોરણ હોય છે એ વાતો તેઓ સમજવા લાગ્યા હતા

તેમને ન્યાયખાતાના કામકાજની માહિતી આપવાની જરૂર હતી તેથી શ્રીમંત સયાજીરાવ મહારાજે તેમને ફોજદારી કાયદાનો અભ્યાસ કરાવ્યો અને તે પૂરો થયા પછી તેમની પાસે બીજા વર્ગના ફોજદારી ન્યાયાધીશીનું ઇનમામી કામ કરાવ્યુ. આ વખતે બન્ને પક્ષો તરફથી જે પુરાવો રજુ થાય તે લઇ તેની તુલના કરી ન્યાય કેવી રીતે આપવો એનુ પ્રત્યક્ષ શિક્ષણ તેમણે મેળવ્યુ હતુ

દરેક રાજકર્ત્તાને અર્થશાસ્ત્ર અને રાજનીતિ શાસ્ત્રની માહિતી હોવાની આવશ્યકતા છે વડોદરા મહાવિદ્યાલયના અધ્યાપકો પાસેથી આ બન્ને શાસ્ત્રોની સામાન્ય માહિતી યુવરાજશ્રીને આપવામા આવી હતી

૬

આ પછી શ્રીમંત સયાજીરાવ મહારાજે શ્રી પ્રતાપસિંહ મહારાજની કર્મ સચિવની જગાએ નિમણુક કરી વડોદરા રાજ્યના બંધારણમા આ જગા મહત્વની ગણાય છે આ જગાએ કામ કરનારને તમામ ખાતાઓના દિવાન અધિકારના કામોનો નિકાલ કરવાનો હોય છે તેમજ મંત્રીમંડળના સભાસદ તરીકે પણ કામ કરવુ પડે છે એ શિવાય તમામ ખાતાઓના કામકાજ ઉપર તેમની દેખરેખ રહે છે શ્રી યુવરાજ પ્રતાપસિંહ મહારાજે એમણે આ હોદ્દાનુ કામ શ્રી સયાજીરાવ મહારાજના અવસાન સુધી કર્યુ આ જગોએ કામ કરતી વખતે તેઓએ વડોદરા રાજ્યને લગતા તમામ મહત્વના પ્રશ્નોનો અભ્યાસ કર્યો હતો

૭

રાજ્યકારભારની પ્રત્યક્ષ માહિતી મેળવ્યા પછી શ્રી યુવરાજ સાહેબને સને ૧૯૩૧ મા કે શ્રી મહારાજા સાહેબે યુરોપના પ્રવાસ માટે મોકલ્યા હતા, તે વખતે લંડન મુકામે બીજી ગોળમેજી પરિષદનુ કામ ચાલતુ હતું, આ પરિષદનું કામ નજરે જોવા માટે તેઓ શ્રી સયાજીરાવ મહારાજ સાથે ઘણી વખત ગયા હતા પછી તેમણે ફ્રાન્સ, જર્મની સ્વિટ્ઝરલાંડ ઇટાલી વગેરે દેશોમા પ્રવાસ કર્યો આ મુસાફરીમા તે દેશોમાની જોવા લાયક તમામ સંસ્થાઓ જોઈ તેના કામકાજનુ બારીકાઇથી નિરીક્ષણ કર્યું આ મુસાફરીથી તેમની દૃષ્ટિ બહોળી થઈ તેમજ "દેશાટન વિદ્વાનોનો સહવાસ સભામાની હાજરી, તથા શાસ્ત્રીય ગ્રંથોના અભ્યાસથી માણસ ચતુર બને છે" એ સુભાષિત મુજબ તેમને ચાતુર્યનો પણ લાભ થયો

ઉપર બતાવ્યા પ્રમાણે શ્રી યુવરાજ પ્રતાપસિંહ એમને રાજ્યકારભારમાથી સ્થુલ માહિતી થઇ હતી પરન્તુ રાજકર્તા તરીકે રજૂ થએલા કામોનો નિકાલ કેવી રીતે કરવો પડે છે, એનુ શિક્ષણ બાકી હતું શ્રીમંત મહારાજા સયાજીરાવે જાતે શ્રી યુવરાજને તે શિક્ષણ આપ્યુ તે માટે શ્રી યુવરાજની મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી (હજુર કામદાર) તરીકે નિમણુક કરી અને તે હોદ્દાની રૂએ તેમને તેઓ યુરોપમા પણ લઇ ગયા હતા સેક્રેટરી તરીકે હજુર અધિ

કારના તમામ કામો કે શ્રીમંત મહારાજા સાહેબ પાસે તેમને રજુ કરવા પડતા હતા અને તે વખતે દરેક કામના સંબંધમા ચર્ચા થઈ તે ઉપર હુકમો કેવી રીતે આપવા તેમજ અમુક હુકમ આપવા માટેની વિચારસરણી તેઓને સમજાવવામા આવતી હતી આ હુકમો શ્રી યુવરાજ સાહેબને પોતાને લખી લેવા પડતા હતા ૧૯૦૪થી આજ સુધીમા તેમણે વખતો વખત કે શ્રીમંતના સેક્રેટરી તરીકે કામ કર્યુ છે એ વાત લક્ષમા લેવા જેવી છે

સમાજના નેતા તરીકે રાજાને સામાજીક મેળાવડામા ભાગ લેવો પડે છે અને પ્રસંગને અનુસરી તેમા તેમને ભાષણો પણ કરવા પડે છે સાર્વજનિક સમારંભના પ્રસંગે ભાષણ કરવાની તક મળી તેમા તેને અડચણ ન આવે તે માટે શ્રી મહારાજા સાહેબની ગેરહાજરીમા આવા સમારંભોમા શ્રી યુવરાજે ભાગ લેવો એવી વ્યવસ્થા કરવામાં આવી હતી તેમજ શ્રીમંત મહારાજ સયાજીરાવ, મહારાષ્ટ્રના પ્રવાસમા, શહેનશાહ છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે, સામ્રાજ્ય પરિષદ વિગેરે પ્રસંગે શ્રી યુવરાજને સાથે લઈ જવા ભુલતા ન હતા શ્રી સયાજીરાવના વૃદ્ધાપકાળને લીધે આવા સમારંભોમા હાજરી આપવાની શ્રી યુવરાજ સાહેબને તક મળી હતી આવા પ્રસંગે તેઓએ કરેલા ભાષણો તેઓશ્રીની વિચારશૈલીના દ્યોતક છે

ઉપર જણાવેલી હકીકત ઉપરથી શ્રી પ્રતાપસિંહ મહારાજના શિક્ષણ વિષે વાચકોને માહક ખ્યાલ આવશે નાનપણમા રાજાને જો સારૂ શિક્ષણ મળે તો તે મોટા થાય ત્યારે નીતિથી રાજ્યકારભાર કરી શકશે એમ શ્રીમંત સયાજીરાવ મહારાજ હમેશ કહેતા હતા કેવળ પુસ્તકી શિક્ષણ ઉપર જ ભાર ન મુકતા રાજ્યવ્યવહારનું પ્રત્યક્ષ શિક્ષણ શ્રી યુવરાજને તેમણે આપ્યુ અને તે શિક્ષણનો કર્મસચિવ તરીકે તેઓ કેવી રીતે સદુપયોગ કરે છે તેનો પ્રત્યક્ષ અનુભવ લીધો એથી પોતાનો પાત્ર પોતાની પાછળ પોતાની ઉજ્જવલ પરંપરા કાયમ રાખશે એવો આત્મવિશ્વાસ શ્રી સયાજીરાવ મહારાજને રહ્યો હતો

(૭)

કૈ શ્રીમંત સયાજીરાવ પાસેથી તાલીમ લીધાના કારણે શ્રી પ્રતાપસિંહ મહારાજ એમનુ ચારિત્ર્ય વખાણવા લાયક થયુ છે સન ૧૯૨૯ મા કોલ્હાપુરના સરદાર શ્રી માનસિંગરાવ ઘોરપડે એમની કન્યા સાથે શ્રીમંત પ્રતાપસિંહરાવનો વિવાહ થયો હતો પોતાના પૌત્ર મુજબ પૌત્રવધૂને પણ કૈ શ્રી સયાજીરાવ મહારાજે સારૂ શિક્ષણ અપાવી બહુશ્રુત બનાવ્યા છે શ્રી મહારાજ પ્રતાપસિંહ શ્રી સૌ મહારાણી શાંતાદેવી એમનુ કૌટુમ્બિક જીવન સુખી છે તેમને પ્રભુ કૃપાથી ચાર કન્યાઓ અને બે પુત્રો છે આમા જ્યેષ્ટ ચિરંજીવ શ્રી ફતેસિંહ હવે યુવરાજ થયા છે. તેમની ઉમ્મર હાલ નવ વર્ષની છે તેમના પ્રાથમિક શિક્ષણની શરૂઆત થઈ ગઈ છે શ્રીમંત બાલયુવરાજ ઇંગ્રેજી સારૂ બોલી શકે છે

' શરીર સુખી તો મન સુખી ' એ કહેવત ઉપર શ્રી પ્રતાપસિંહ મહારાજ એમનો સંપૂર્ણ વિશ્વાસ છે નાનપણથી રમત ગમતનો શોખ છે શરીરની તદુરસ્તીની તેઓ હમેશા કાળજી રાખે છે છેક નાની ઉમ્મરના હતા ત્યારે આટયાપાટ્યા, ખોખો જેવી દેશી રમતો તેઓ રમતા હતા મોટા થયા ત્યારે ટેનિસ અને ક્રિકેટનો તેમણે અભ્યાસ કર્યો એક વખતે ક્રિકેટની તેમની ખાસ ટીમ હતી અને વડોદરાના ગેડલ કપની તેમજ દીલ્હીના રોશનઆરા ક્લબની હરીફાઈમા લાગલાગટ બક્ષીસો વગેરે આ ટીમને મળ્યા હતા ટેનીસની રમતમા પણ તેમણે સારી પ્રગતિ કરેલી છે તેમજ ટેનીસની રમતમાના નિષ્ણાત મિત્રો એમની પાસેથી આ રમતની ઉંડી વિગતો તેમણે સમજી લીધી છે અનેક હરીફાઈઓમા ભાગ લઈ તેમણે બક્ષિસો મેળવી છે આ વસ્તુઓનુ સુંદર પ્રદર્શન રાજમહેલમા જોવા મળે છે

ચાલુ સાલે ઇંડીઅન ક્રિકેટ ટીમના કેપ્ટન તરીકે તેઓ વિલાયત જવાના હતા પરન્તુ તા ૬ ફેબ્રુઆરી

૧૯૩૯ ની કાળરાત્રીએ થએલા શ્રી. સયાજીરાવ મહારાજના આકસ્મિક શોકકારક અવસાનના કારણે વડોદરાના રાજ્યકારભારની જવાબદારી તેમના માથે પડવાથી વિલાયત જવાનો વિચાર તેમને બંધ રાખવો પડ્યો છે.

ક્રિકેટ અને ટેનિસ ઉપરાંત તેઓ પોલો સારી રીતે રમી શકે છે. વડોદરાનો પોલો જીમખાનું એમની જ પ્રેરણાથી સ્થાપન થયુ છે. શ્રીમંતના નેતૃત્વ નીચે પૂનામાં થએલી ઑલ ઇંડિયા પોલોની હરીફાઇમાં પારિતોષિક મેળવ્યુ છે. હોકી, ફુટબોલ, અને પાણીમાં તરવાની તેમને માહિતી છે.

તેમને રમતોનો શોખ છે પણ તે તેમના કામકાજમાં આડો આવતો નથી. પ્રથમ કામ અને પછી ખેલ એ તેમનો મુદ્રાલેખ છે. કામ કરતી વખતે તેઓ ફક્ત કામનો જ વિચાર કરે છે, ઇતર બાબતો તરફ ધ્યાન આપતા નથી.

Work while you work
Play while you play
That is the way
To be happy and gay

એ નાનપણમાં શીખેલો પાઠ તેમણે આચારમાં મૂક્યો છે.

તેમનો સ્વભાવ ઉમદા છે. તેઓને વધુ બોલવાની ટેવ નથી. કોઇની નિંદા તેમની રૂબરૂ થાય તો તે તેમને ગમતું નથી. તેમજ આત્મસ્તુતિનો પણ તેમને કંટાળો છે. ખરૂં બોલનારને તેમજ પ્રમાણિક માણસને તેઓ ચાહે છે પોતાની ભૂલ પ્રમાણિકપણે કબૂલ કરનારને તેઓ ક્ષમા કરે છે. તેમ છતાં તેઓ એકંદરે કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજના 'કડક શાસન' ના સિદ્ધાંતને સામાન્ય રીતે અનુસરે છે.

બન્ને બાજુનું કહેવું તેઓ પ્રથમ સાંભળી લે છે અને પછી જ પોતાનો નિર્ણય કરે છે. કર્મસચિવનું કામ કરતી વખતે તમામ કાગળો શાંતિથી વાંચી જવાની તેમને ટેવ હતી, તેથી તેમના હુકમથી ભાગ્યે જ કોઇને અન્યાય થયો હશે.

કૈ. શ્રી. સયાજીરાવની કારકીર્દિ અંધારા પછી સૂર્યોદય થાય તેવી થઇ છે. ચેસઠ ચોસઠ વર્ષ સુધી તેમણે શાંતિ અને સમૃદ્ધિનો લાભ લીધો છે અને પોતાના બુદ્ધિવૈભવથી રાજ્યસૂત્રો ચલાવી એક ઉદાર, સમદર્શી અને પ્રગતિશાલી રાજવી તરીકે આંતરરાષ્ટ્રીય કીર્તિ મેળવી છે શ્રી. પ્રતાપસિંહ મહારાજની કારકીર્દિની શુભ શરૂઆત હાલના પલટાયલા જમાનામાં થાય છે અને બ્રિટિશ હિન્દ તેમ દેશી રાજ્યોમાં પરિસ્થિતિ દિનપ્રતિદિન ગભીર બનતી જાય છે. શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ પોતે સમય જાણીને વર્તન કરનાર છે અને તેમણે બદલાતા જમાનાનો વિચાર કરી રાજ્યતંત્રને પરિસ્થિતિને અનુકૂળ થાય એવું વલણ આપવાનુ ઠરાવ્યું છે એ ગૌરવની વાત છે. રાજ્ય કારભાર હાથમાં લીધા પછી તરત જ જમીન મહેસુલમાં ઘટાડો કરી તેમજ પોતાની ખાનગી મિલકતમાંથી પ્રજાકલ્યાણનાં કામો કરવા માટે એક કરોડ રૂપિયાની વિશાળ દેણગી આપી તેમણે પ્રજાજનોના આશીર્વાદ મેળવ્યા છે. શ્રી. પ્રતાપસિંહ મહારાજાએ પોતાની કારકીર્દિની જે શુભ શરૂઆત કરી છે તેથી તેઓ પચીસ લાખ પ્રજાજનોનું આશાસ્થાન બની રહ્યા છે. આપણા નવા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ નિરોગી રહી ઘણું જીવો, પ્રજાનાં હૃદય જીતો અને સુખી રહો એટલું જ આપણે આ તા. ૨૬ મી એપ્રિલ ૧૯૩૯ ના રોજ થતા રાજ્યાભિષેકના સમારંભના શુભ પ્રસંગે ઇચ્છીએ

# દેશી રાજ્ય અને જવાબદાર રાજ્યતંત્ર

( લેખક : શ્રીયુત કે. જે. દવે, એમ. એ. (લંડન) ધ્રાંગધ્રા. )

[ મિ. કે. જે. દવે એમ. એ. (લંડન) ધ્રાંગધ્રા એમણે "Indian States and Responsible Government" તથા "National Socialism and India" એ નામની બે અંગ્રેજી પત્રિકા પ્રસિદ્ધ કરી છે; બન્ને પત્રિકાઓમાં વિચારોની તટસ્થતા જો કે અમુક અંશે જળવાઈ રહી છે. પરંતુ આવા વિષયોની મહત્તા એના મતભેદમાં રહી છે. તેમાં આ બન્ને પત્રિકાઓ પૈકી પ્રથમ પત્રિકાના વિચારો "દેશી રાજ્ય"ના વાચકોને ઉપયુક્ત થઇ પડશે એમ લાગવાથી તેનું ગુજરાતી ભાષાન્તર તૈયાર કરાવી આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ]

**રાજ્ય** એટલે લોકો પાસે અમુક જાતનું આર્થિક અને સામાજીક જીવન પળાવવાનું સામાન્ય યંત્ર 'દેશી રાજ્ય" નામનું જે આવું યંત્ર છે તે ઘણું જ ઐતિહાસિક અને પુરાણું છે. સેંકડો વર્ષો થયાં અનેક રાજવી વ્યક્તિઓથી હિંદુસ્તાનનું રાજ્ય ચાલી રહ્યું છે, અને તેઓના રાજ્યાશ્રયે ભારત વર્ષ ચોક્કસ રીતે સમૃદ્ધ બન્યું છે એવા ઐતિહાસિક સુંદર પુરાવા છે.

પરન્તુ હિંદમાં અંગ્રેજ રાજ્યની સ્થાપના સાથે ક્રમે ક્રમે દેશી રાજ્યોની સામાજીક અને સક્રિય ઉપયોગીતા ઓછી થવા લાગી. તેઓની સત્તાના હ્રાસનું આ પ્રત્યક્ષ પરિણામ હતું. આથી તેઓના રાજ્યમાં ચાલતા ભિન્ન ભિન્ન સામાજીક અને આર્થિક બળો ઉપરના તેમના અંકુશનો અને દોરવણીનો વિનાશ થયો. વ્યાપાર, લક્ષ્મી, અને હુન્નર ઉદ્યોગના વિષયમાં વિદેશી આક્રમણના તેઓ પણ ભોગ થઈ પડયા. અને વસ્તવિક રીતે તેઓની પ્રજાને પણ આ દુઃખનો હિસ્સો મળ્યો, પરન્તુ આ દુર્ભાગ્યનું દોષારોપણ કોને માથે કરી શકાય? રાજાઓની રાજસત્તાના હ્રાસ પછી તેમના રાજ્ય કારભારમાંથી ખરૂં સત્વ અને રચનાત્મકતા ચાલ્યાં જાય તેમાં શો નવાઈ? હિંદના જે જે વિભાગો ઉપર પરદેશી રાજ્ય સ્થપાયુ ત્યાં ત્યાં લોકજીવન અને દેશી સંસ્કૃતિ તદ્દન નાશ પામ્યાં. દેશી રાજ્યોમાં આવો વિનાશ ફક્ત ખડશઃ થવા પામ્યો. સામાન્ય રીતે રાજ્યો બહારના આક્રમણને જેટલે અંશે આધીન બન્યાં, તેટલા પ્રમાણમાં આ વિનાશક્રિયા વિસ્તાર પામી. પરિણામે આની અસર એ થઈ કે મોટાં અને વધારે સ્વતંત્ર રાજ્યોમાં ભારતીય સંસ્કૃતિ પર રચાયેલ સામાજીક જીવન કાંઈક અંશે વિશુદ્ધ સ્વરૂપમાં ટકી રહ્યું; પરન્તુ નાનાં નાનાં રાજ્યો કે જેની ઉપર પરદેશી સત્તાની ધોંસરી વધારે બળવાન અને દ્રઢ થઈ રહી છે તેમની પરિસ્થિતિ આ રીતે ઘણી જ દુઃખદાયક છે.

બીજા જવાબદારીનું તત્ત્વ કે જેનો આક્ષેપ રાજાઓ માથે વારંવાર કરવામાં આવે છે તેનું કારણ પણ તેમની સત્તા ઉપરનું બહારનું આક્રમણ જ છે; જેમ જેમ રાજાઓનું સ્વાતંત્ર્ય ઓછું છે તેમ તેમ તેમની જવાબદારી પણ ઓછી રહે તે સ્વાભાવિક છે.

દેશી રાજ્યોમા ઉભી થતી મુશ્કેલીઓના કારણ રૂપ રાજાઓની સત્તા નહિ પરન્તુ સત્તાનો અભાવ જ છે તેની સ્પષ્ટ પ્રતીતિ થાય છે. આમ ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં જણાય છે કે આપણને જે અન્યાયો થયા છે તે રાજાઓથી નહિ પરન્તુ અન્ય કોઈ સત્તાથી જ થયેલા છે, અને આ સ્થિતિમા રાજાઓની ઘટેલી સત્તાને પણ વધારે ઘટાડીને તે અન્યાયોની સુધારણા સાધવી તે કઈ રીતે શક્ય છે તે સમજી શકાતું નથી.

× × ×

જે સંજોગો અને ગણત્રી ધ્યાનમાં લઈને હિન્દુસ્તાન તરફની પોતાની રાજ્યનીતિના અંતીમ ધ્યેય તરીકે બ્રિટિશ પાર્લામેન્ટે જવાબદાર રાજતંત્રની ઘોષણા કરી છે તેના કરતાં દેશી રાજ્યોનાં સંજોગો

અને ગણુગ્રી વિભિન્ન છે. દેશી રાજ્યો પાસે તેમના રાજ્યમાં જવાબદાર રાજતંત્રને દાખલ કરવાની માગણી હાલ કરવામાં આવે છે તે કેવળ અન્યાયયુક્ત છે એટલું જ નહિ પરન્તુ તે ભવિષ્યની ભારતીય સમૃદ્ધિને જરાયે પોષક નથી

બ્રિટિશ હિંદ, ઇંગ્લાંડ સાથે જે આર્થિક અને સંસ્કૃતિ વિષયક સંબંધ ધરાવે છે તે કેવળ પ્રબળ રાજ્યકર્તાઓ અને સંપૂર્ણ પરાધીન પ્રજા વચ્ચેનો છે, તેથી તે પ્રદેશમાં (બ્રિટિશ હિન્દમાં) જુની જીવન પ્રણાલિકા અને સામાજીક વ્યવસ્થાનો વિધ્વંસ થયો છે, જેથી ત્યા નવા ક્રમના વિકાસ માટે યોગ્ય ભૂમિકા તૈયાર થવા પામી છે. જો આ નવી વ્યવસ્થા હિન્દ તેમજ ઇંગ્લાંડ માટે કાયમ લાભ પ્રદ થવાની હોય તો તેનાથી જે દેશ પર રાજ્ય કરવાનું છે તેના લોકોની સામાન્ય મહત્વાકાંક્ષાઓ નો સંતોષવી જોઈએ. આ સિવાયના બીજા કોઈ ઉકેલથી દેશમાં અસ્થિરતા, અથડામણ અને સતત અસંતોષ જ ચાલુ રહે.

વિદેશી રાજ્યના સીધા સંપર્કથી બ્રિટિશ હિંદના લોકો ઘણા જાગૃત અને ગર્જદાર માનસ ધરાવતા થયા છે

આવા સંજોગોમાં અને મહાયુદ્ધ દરમ્યાન ભારતના નેતાઓથી બ્રિટનને અપાયેલ મદદ પછીના સમયમાં હિંદુસ્તાનના લોકોના સાંત્વન માટે કંઈક સ્વરૂપમાં સ્વરાજ્ય આપવું એ એક જ માર્ગ હતો. આ નવાજેશને ભારતીય જવાબદાર રાજતંત્રનું સ્વરૂપ મળે તે માત્ર ઐતિહાસિક અકસ્માત જ છે, કારણ કે ગ્રેટબ્રિટનમાં પણ તેવા જ પ્રકારનું રાજતંત્ર પ્રવર્તે છે. જો ઇંગ્લાંડને બદલે જર્મની પોતાના અમલ તળેના કોઈપણ પ્રદેશને આવી નવાજેશ કરવા માગે તો તેનું સ્વરૂપ તદ્દન નિરાળુ જ હોત.

હિંદુસ્તાનના દેશી રાજ્યો પાસે જવાબદાર રાજતંત્રની જે માગણી કરવામાં આવે છે તેને ઉપરના કોઈ પણ મુદ્દાઓ વ્યાજબી રીતે સમજાવી શકતા નથી આ બાબતમાં તેઓનું અસ્તિત્વ પણ નથી. આવી માગણી કરતી વખતે તેના કારણરૂપે રાષ્ટ્રભક્તિ કે કટોકટીના સમયે કરેલી સેવાઓની કદર એમાંથી એકે આગળ ધરી શકાય તેમ નથી. વિદેશી સત્તાના રાજ્ય કરતાં દેશી રાજ્યોનું રાજ્ય આપણી રાષ્ટ્રીય ભાવનાઓને વધારે અનુરૂપ છે; અને જો બ્રિટિશ હિંદના લોકોએ કરેલી સેવાઓનો બદલો સ્વરાજની નવાજેશથી મળે તો રાજાઓ કે જેમણે સાર્વભૌમ-સત્તાને સંકટ સમયમાં મદદ કરી છે તેમને પણ તેવો જ યોગ્ય બદલો મળવો જોઈએ.

દેશી રાજ્યોમાં પાર્લામેન્ટરી રાજતંત્ર માટેની માગણીથી હિંદુસ્તાનના ભાવિ ઉત્કર્ષ ઉપર શી અસર થશે તે વિશ્વની આધુનિક રાજકીય પરિસ્થિતિના સામાન્ય પરીક્ષણ પરથી જોઈ શકાય તેમ છે. ગર્જદારી રીતે, લોકશાસન રાજ્ય પદ્ધતિ (ડેમોક્રસી) અને સરમુખત્યારી એમ બે વિભાગમાં હાલ જગત વહેંચાયેલું છે આ વિભાગ જો કે સ્થૂલ રૂપે છે, તો પણ ડેમોક્રસી અને સરમુખત્યારી એ બેમાંથી આપણે કોને પસંદ કરવી ? અને કોને મદદ કરવી ? એ વારંવાર ઉદ્ભવતા પ્રશ્નની અર્વાચીન વિચાર શ્રેણીને તદ્દન અનુરૂપ છે આવા મર્યાદિત પ્રશ્નનો સત્વર ઉત્તર આપવો એ મુશ્કેલ છે ઇતિહાસ પુરવાર કરે છે કે ડેમોક્રસી અને સરમુખત્યારી તે બન્ને અન્ય દેશો તરફ નિર્દય ચૂસણનીતિ અખત્યાર કરી શકે છે. પરન્તુ આ કિસ્સામાં ભારતીય સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટેના પ્રયત્નો સરમુખત્યારીવાળા દેશોની સાથે, જો કે કદાચ સક્રિય રીતે નહિ, પણ, ઉદ્દેશનું ઐક્ય તો સાધી શકે. (કદાચ આપણા ડેમોક્રસી "મિત્ર" ને આ ન રૂચે.) હિંદુસ્તાનમાં ડેમોક્રસી માટેની ઘોષણા આપણા વિદેશી રાજકર્તાઓને અરૂચિકર છે અને વધારામાં તે જગતના કેટલાક મહાન બળવાન દેશોને આપણા શત્રુઓ બનાવી મૂકે છે.

પાર્લામેન્ટરી રાજ્યપદ્ધતિ અથવા જવાબદાર રાજતંત્ર એ અર્વાચીન સમયમાં સંપૂર્ણ નિષ્ફળ પુરવાર થયેલ છે. સમૃદ્ધ રીતે ડેમોક્રેટીક રાજતંત્ર ચલાવવામાં સફળ બનેલા દેશોની સંખ્યા બહુ ઓછી છે. ઇંગ્લાંડ અને અમેરિકામાં ડેમોક્રસી છે, ફ્રાંસમાં પણ તેમજ છે. ઇંગ્લાંડની આબાદી મુખ્યતઃ તેના વિશાળ મહા-

રાજ્યને આભારી છે અને ફ્રેન્ચ ડેમોક્રસીની અસ્થિરતા તો સુવિખ્યાત છે. જર્મની, ઈટલી, સ્પેન, ગ્રીસ, રશિયા વગેરે દેશોમા હમણા હમણાં ડેમોક્રસી પ્રચારમા આવી, પણ તેઓ સર્વે ક્રમશઃ ફેસીસ્ટ કે કોમ્યુનિસ્ટ સરમુખત્યારીમાં પરિણમી છે.

ડેમોક્રસીનુ વય પણ અર્વાચીન સમયમા તેના જીવનને મદદરૂપ એક તત્ત્વ છે. જેમ ડેમોક્રસી વધારે જુની તેમ તેનામા જીવન સંગ્રામ માટે વધારે સામર્થ્ય માલમ પડે છે અનુક્રમે સત્તરમી અને અઢારમી સદીના સુદૃર કાળમા ઉદ્દભવેલી ઇગ્લાડ અને અમેરિકાની ડેમોક્રસી આજે પણ સફળ અસ્તિત્વ ધરાવી રહેલ છે. ત્યાર બાદ થોડે સમયે જન્મેલ ફ્રેન્ચ ડેમોક્રસીની સ્થિતિ ઘણી જ ઓછી ગંભીર છે અને અર્વાચીન સમયમા જે દેશોએ તેનો સ્વીકાર કર્યો તેનુ પરિણામ આપણે આગળ જણાવી ગયા છીએ

ડેમોક્રસી વિકસિત અને સંગીન બને તથા ચિરંજીવ રહે તેને માટે બહુ લાબા સમયની જરૂર છે. અત્યારના કરોડોના સમયમા જ્યારે ઘણીખરી અર્વાચીન ડેમોક્રસી તેની બાલ્યાવસ્થામા જ ચરસાન પામતી માલમ પડે છે તે વખતે ભારતીય ડેમોક્રસી, જો પ્રાપ્ત કરી શકાય તો તેનુ પણ તેવુજ ઐતિહાસિક ભાવિ ન થાય તેમ માનવુ એ ખરેખર ધૃષ્ટતા ભરેલુ ગણાય

ઐતિહાસિક દ્રષ્ટિએ જોતા જવાબદાર રાજતંત્ર પદ્ધતિનુ અસ્તિત્વ મોટા ઔદ્યોગિક શહેરોની ઉત્પત્તિ સાથે સંકળાયેલુ છે આ વર્તુલની બહાર તેનો ઉપયોગ અથવા સ્વીકાર કરવાથી ભાગ્યે જ સંતોષકારક પરિણામ આવ્યુ છે ગામડાઓમાં વહેંચાયેલી વસ્તીવાળા દેશી રાજ્યોમા જો જવાબદાર રાજતંત્ર દાખલ કરવામા આવશે તો તમામ રાજસત્તા થોડા ઘણા વેપારીઓ, ધંધાદારીઓ અને બુદ્ધિવાદી વર્ગના માણસોના હાથમા જશે અને ગામડાઓની અભણ અને વિકીર્ણ જનતાના સક્રિય અંકુશના અભાવને લઈને તેઓ પોતપોતાના મર્યાદિત વર્ગોનુ જ હિત સાધવામા તત્પર રહેશે; માટે જો નાના અને ખેતીપ્રધાન રાજ્યોના રાજાઓ પોતાની પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે સત્તા અને આર્થિક લાભની બાબતમાં સમતોલપણુ જાળવી રાખે તોજ તેમની પ્રજા પ્રત્યેની ખરી ફરજ કહેવાય. આ માટે રાજાઓને અંગત અને પ્રબળ શાસનનીતિનો સ્વીકાર કરવો પડશે, આથી તેના ઉપર કદાચ પોતે આપખુદ જમીનદાર અથવા મુડીવાદી હોવાનો આરોપ મુકવામા આવે, પરંતુ આખા રાજ્યમા ફક્ત એક જ આવો 'મુડીવાદી" કે 'જમીનદાર" હશે. નાણા બજારમા ઉત્પન્ન થયેલા હજારો નવા મુડીવાદીઓ કરતાં શુ ઉચ્ચ નીતિ ધર્મની સંસ્કૃતિ જેને વારસામા મળેલી છે તેવો પુરાણો 'મુડીવાદી" વધારે માનનીય અને સ્વીકાર્ય ન ગણાય ?

× × ×

રાજકીય પ્રગતિના વિષયમા દેશી રાજ્યો ઘણાં જ પછાત છે એવો વારવાર આક્ષેપ કરવામાં આવે છે આ વસ્તુ કદાચ સાચી હશે પરંતુ જે રાજદ્વારી અસંતોષ હમણા હમણા અમુક દેશી રાજ્યોની પ્રજામા જોવામાં આવે છે તે વિદેશના આથી જુદી શાસન પદ્ધતિવાળા રાજ્યોમા તેટલો ગભીર અને અંતર્ગામી નથી. ખરૂ જોતા તો દેશી રાજ્યની પ્રજાના જીવનનુ સામાન્ય ધોરણ બીજા સ્થળની પ્રજા કરતા ઉચ્ચતર રીતે જળવાઈ રહ્યુ છે બહિર્જગતને જીવન સંગ્રામ માટે જે મુશ્કેલી અને ભયકરતાનો દુઃખમય અનુભવ કરવો પડે છે તેનો દેશી રાજ્યની પ્રજાને ઝાઝો ખ્યાલ હોતો નથી સાત્ત્વિક અને આરોગ્યપ્રદ જીવન પૂરતો અવકાશ વગેરે બાબતો માટે દેશી રાજ્યો તેમના પરદેશી મહેમાનોના હૃદયમા ઘણીવાર ઇર્ષા ઉત્પન્ન કરેછે.

પરંતુ દેશી રાજ્યો તદ્દન અર્વાચીન નથી. તેઓમા ઉત્પાદન અને વિનિમયની જે પદ્ધતિઓ અને રાજતંત્રનું જે ધોરણ પ્રવર્તે છે તે મોટે અંશે કેટલાએ સૈકા પૂર્વે અન્ય દેશોમાં હતુ તેવુ છે. તેઓ પૂર્ણ રીતે "સુધરેલા" નથી તેઓ "પ્રગતિ"ના વિરોધીઓ અને બહુ જ 'સ્થિતિચુસ્ત" (કન્ઝર્વેટીવ) છે.

રાજ્યકર્તાઓ આ એકે આક્ષેપોનો અસ્વીકાર નહિ કરે. બ્રિટીશ કન્ઝર્વેટિવ્ઝ પોતે કન્ઝર્વેટીવ નથી એવુ સાબીત કરવાનો પ્રયત્ન કરતા નથી. પરતુ તેથી ઉલટું તેઓ પોતે કન્ઝર્વેટીવ હોવા બદલ અભિમાન

લે છે.. કન્ઝર્વેટીવ હોવુ કે પછાત હોવુ એ અનિષ્ટ છે એમ કેમ કહી શકાય? અર્વાચીન પ્રગતિ, અર્વાચીન સુધારો અને અર્વાચીન યુગ એ સર્વ અનુસરવા યોગ્ય છે કે કેમ એ પણ શંકા ભરેલી વાત છે. આપણી સમક્ષ જાપાન એ આધુનિક દેશોમાનો એક ઉન્નત નમુનો છે. ઈટલી જર્મની અને સ્પેન પણ તેવા જ દૃષ્ટાંતોની પુરતી કરે છે. ઉપરોક્ત દેશોની રાજ્યનીતિ અને ઉત્પાદન પદ્ધતિને હિંદમા લાવવા માટે દેશી રાજાઓ ચોક્કસ રીતે નિષ્ફળ થયા છે. આ (કહેવાતા) વિકાસના ઉપદ્રવથી તેઓએ પોતાની પ્રજાને અનાત રાખી છે. અત્યારે અવશિષ્ટ જગત, સુધારાના જે "સુખ"નો વિપુલ ઉપભોગ કરી રહ્યુ છે, તે સુખોથી આપણને શા માટે વંચિત રાખવા જોઈએ?

બ્રીટીશ સરકાર હિંદુસ્તાન માટે જે કાર્ય ન કરી શકે તે દેશી રાજ્યો કરી શકે તેમ છે. સમગ્ર દેશની સાથેનો સબંધ તપાસતા આ બન્ને સંસ્થાઓની સ્થિતિ ઘણી રીતે ભિન્ન છે અને પરિણામે તેઓ પાસે લોકો જે માગણીઓ કરે છે તે પણ જુદા પ્રકારની હોવી જોઈએ. હિંદુસ્તાનમા બ્રીટિશ સરકારની સત્તા અને લાગવગ ગ્રેટબ્રિટનના ઉદ્યોગ વ્યાપાર અને નાણાકીય હિતોને આભારી છે. ઉપરોક્ત હિતો આપણાજ ઔદ્યોગિક અને વ્યાપારીક વિકાસને અવરોધતા અટકે એ હિંદુસ્તાનમા જવાબદાર રાજ્યતંત્રની માગણી પાછળનો મુખ્ય હેતુ છે.

પરતુ આ પ્રકારની માગણી દેશી રાજાઓ પાસે હમણા કરવામા આવે છે તે મોટે ભાગે અસંબદ્ધતાથી દોષિત છે કારણ કે રાજાઓના હિતો, અને હિંદુસ્તાનના વ્યાપાર અને ઉદ્યોગના ભાવિ વિકાસને પરસ્પર વિરોધ નથી. ખરૂ જોતા થોડા અપવાદ સિવાય આ બનેને એકંદર રીતે ઘણુજ સામ્ય છે. રાજાઓની સત્તા, લાગવગ અને સાધનોનો ઉપયોગ દેશની ઉત્પાદક શક્તિના વિકાસ માટે કરી શકાય તેમ છે. પ્રતિદિન બદલાતી બ્રીટિશ હિંદમાની શાસન પદ્ધતિનો બીનશરતી સ્વીકાર અથવા તો પોતાના પ્રદેશમા કોઈપણ પ્રકારની પાર્લામેન્ટરી ગવમેન્ટને બહારથી લાવી બેસાડવી, આ બેમાથી એકે માગણીઓ તેઓ ખુશીથી સ્વીકારી શકે તેમ નથી. વિચારપૂર્વક કરેલી આર્થિક યોજના અને તેને અમલમા લાવી શકવા માટે પ્રબળ અને સશક્ત રાજ્યપદ્ધતિને તેઓ પોતાની અને પોતાની પ્રજાને માટે હિતકર ગણશે. વિરોધીહિતોને લીધે પરસ્પર લડી મરતા લોકોના હાથમા સત્તા ફેંકી ન દેતાં પરંતુ પ્રતિભા સંપન્ન આર્થિક યોજનાઓ ઘડીને અમલમા મુકવી એજ આધુનિક અસંતોષ દૂર કરવા માટેનો યોગ્ય મુક્તિ માર્ગ છે.

કોંગ્રેસની ચળવળનુ ધ્યેય જો મુખ્યત હિંદસ્વાતંત્ર્યનુ જ હોય તો તે ચળવળને અત્યારે દેશી રાજ્યો વિરૂદ્ધ શા માટે પ્રેરવી તે સમજવુ અઘરૂ છે. કોંગ્રેસે સ્પષ્ટ રીતે જણાવ્યુ છે કે પરદેશી રાજ્યધુરામાથી ભારતને મુક્ત કરીને સ્વાતંત્ર્ય મેળવવાનુ છે, તોપણ દેશી રાજ્યો કે જે મર્યાદિત રીતે પણ હાલ તે સ્વાતંત્ર્યના પ્રતીકરૂપ છે તેના વિરૂદ્ધ કોંગ્રેસે અને તેના નેતાઓએ ચળવળ શરૂ કરી છે.

રાજકોટના બનાવો દરમ્યાન જે જુદી જુદી બાબતો બહાર આવી છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે (૧) દેશી રાજ્યો કે જે વિદેશી સત્તા નથી તેના વિરૂદ્ધ કોંગ્રેસ નેતાઓ ચળવળ કરી રહ્યા છે અને (૨) તેઓનુ ધ્યેય બરાબર ભારત સ્વાતંત્ર્યનુ નહિ પરંતુ જવાબદાર રાજ્યતંત્રનુ છે.

હિંદી સરકારનો જાહેર નિષ્પક્ષપાત અને દેશી રાજ્યો વિરૂદ્ધ કોંગ્રેસના લાભમા તેઓની રાજ્યનીતિએ હમણા હમણા લીધેલો થોડોઝોક એ બન્ને એમ બતાવે છે કે કોંગ્રેસની દેશી રાજ્ય સામેની લડત તે કોઈ વિદેશી રાજ્ય સામે નથી. સ્વાતંત્ર્યના સ્વીકૃત ધ્યેયમાથી આ એક વિષય ગમન છે અને સાથે સાથે તે એક નવીન નીતિનુ આવિષ્કાર હોય એમ આથી જણાય છે. જવાબદાર રાજ્યતંત્રરૂપી આકર્ષક શબ્દરચના નીચે બ્રીટિશ હિંદ હિંદી હિંદ ઉપર આક્રમણ કરવા ધારે છે.

હાલના બ્રીટિશ હિંદના રાજ્યતંત્ર અને અપેક્ષિત જવાબદાર રાજ્યતંત્રના કરતા દેશી રાજ્યોની શાસન પદ્ધતિ વધારે સારી છે એમ કેટલીએક ગણતરીઓથી પુરવાર થાય છે.

આ બંને પ્રકારની શાસન પદ્ધતિઓમાં અમુક એકજ વર્ગના હાથમાં રાજ્યસત્તા આવી જાય છે, અને તેની સાથે બીજા વર્ગો પાસેથી સ્વાર્થદ્વારા લાભ મેળવવાનું અનિષ્ટ પણ જોડાયેલું હોય છે. એક રાજાનું રાજ્ય એટલે એક વ્યક્તિનું રાજ્ય, અને તેમાં વર્ગીય હિતોનો પ્રશ્ન ઉદ્‌ભવતો નથી

હિંદમાં બ્રીટિશ રાજ્ય અગર જવાબદાર રાજતંત્રનું સારૂં નિવડવું તેનો બ્રીટિશ કે જવાબદાર રાજ્યકર્તાઓની ભલાઈ ઉપર જરાયે આધાર નથી તેનો આધાર સત્તામાં આવેલા અમુક વર્ગોના આર્થિક જીવનને નિયમન કરનારા કાયદાઓ ઉપર જ રહેલો છે

દેશી રાજ્યો કે જ્યાં વ્યક્તિઓ રાજ્ય કરે છે તેઓનો કિસ્સો કાંઈક જુદો જ છે ત્યાં આગળ રૈયતની આબાદીના મુખ્ય આધાર રાજકર્તાની ભલમનસાઈ અને શક્તિ ઉપર જ છે. ત્યાં આગળ આપણે વર્ગીય અર્થશાસ્ત્રના સજ્જડ કાયદાઓથી પર રહીએ છીએ. અને રાજ્યકર્તાની અંગત અને પ્રતિભાયુક્ત દોરવણીની ઉચ્ચ ભૂમિકાએ પહોંચીએ છીએ.

જે રાજાઓના હાથમાં આવી કુલ સત્તાઓ છે તેમાંના કેટલા પોતાની પ્રજાના કલ્યાણને અર્થે તે વાપરશે, એ પ્રશ્નનો સાદો જવાબ ' પ્રોબેબિલીટી ' ના કાયદા ઉપર રચાયેલો છે આ માટે પહેલાં તો આપણે વ્યક્તિઓના સારા અને ખરાબ એમ બે વિભાગ કરવાની ભૂલ ભરેલી પદ્ધતિને તજવી જોઈએ તેને ઠેકાણે અત્યંત સારી અને અત્યંત ખરાબ એવી બે સ્થિતિઓની વચમાં સારા નરસાની જુદી જુદી અનંત ભૂમિકાઓ આવેલી છે એ વિચાર ગ્રહણ કરવો જોઈએ.

સમાજ શાસ્ત્ર આપણને કહે છે કે ઘણી ખરી વ્યક્તિઓ બહુ સારીએ નથી તેમ બહુ ખરાબ પણ નથી; પરંતુ એ બે વચ્ચેની કોઈ મધ્ય ભૂમિકાએ છે. રાજાઓના કિસ્સામાં આ સિદ્ધાંત લાગુ પાડીએ તો તેઓમાંના ઘણા ખરા ભલમનસાઈની મધ્ય ભૂમિકાએ છે તેમ સ્પષ્ટ માલુમ પડે છે. આંકડાશાસ્ત્રીઓની ભાષામાં કહીએ તો રાજાઓની ભલમનસાઈ અને શક્તિઓનો "કર્વ" (વક્રરેષ) પ્રાણીશાસ્ત્ર અને સમાજશાસ્ત્રોમાં વારંવાર વપરાતાં પ્રસિદ્ધ ઘટાકૃત (બેલશેઈપ્ડ) કર્વ જેવો છે. તેઓને મળતી વિશિષ્ટ કેળવણી અને વિકાસના પ્રસંગોની ગણત્રી કરીએ તો આ કર્વનો આકાર તેઓના લાભમાં પરિણમે. આ વિચારને સરળ ભાષામાં વ્યક્ત કરીએ તો અનાયાસે જ એંશી ટકા ઉપરાંત રાજાઓ ભલાઈ અને ડહાપણથી રાજ્ય કરવાને શક્તિમાન નિવડે એમ કહી શકાય. અવશિષ્ટ વીશ ટકામાં અવ્યવસ્થિત અને અશક્ત રાજતંત્રના કિસ્સાઓ આવી શકે. તેઓને અપવાદ રૂપે ગણી શકાય અને તેઓની સુધારણા માટે જે ઉપાયો યોજવામાં આવે તે સુવ્યવસ્થિત રીતે તંત્ર ચલાવનારા રાજવીઓની મોટી સંખ્યાને કોઈપણ રીતે લાગુ પાડી શકાય નહિ.

છેવટમાં દેશી રાજ્યો પોતાના તંત્રમાં લોકશાસન પદ્ધતિ અને સરમુખત્યારીના લાભોનો સમાવેશ કરી શકે, અને સાથે સાથે તે બન્નેની ન્યૂનતાઓમાંથી મુક્ત રહી શકે.

લોક પ્રતિનિધિત્વવાળાં રાજતંત્રનો ખાસ લાભ તેના જાહેર અભિપ્રાય સાથેના સંપર્કમાંથી જન્મે છે, અને ભિન્ન ભિન્ન હિતો ધરાવતા સમાજ માંહેની અસ્થીરતા અને આંતરિક વિરોધો એ તેની મુખ્ય નબળાઈઓ છે.

સરમુખત્યારી વાળાં રાજ્યો દેશની અંદર અને બહાર પ્રબળ, અને યોગ્યતા અને ઐક્ય વાળી નીતિ અખત્યાર કરે છે. પરંતુ તમામ જાહેર અભિપ્રાય અને તેના ઉદાર વિવેચનનો વિનાશ કરીને તેઓ આ મેળવે છે.

દેશી રાજ્યોની બાબતમાં, રાજાઓ પ્રજા સાથેના અંગત સંપર્કથી જવાબદારીનું જરૂરનું તત્વ ઉપસ્થિત થાય છે; અને તદુપરાંત રાજા પોતાની સર્વ સત્તાને લીધે પ્રગતિકારક અને અવિભાજ્ય તત્વ થઈ રહે છે, સાથે સાથે પાર્લામેન્ટરી ગવર્મેન્ટમાં રહેલી બેજવાબદારી વૃત્તિઓ અને જાહેર અભિપ્રાય પ્રત્યે સરમુખત્યારીની નિષ્ઠુરતા આ બંને દોષોથી રાજવીઓની સંસ્થા મુક્ત રહી શકે છે

# રાજકોટ પ્રકરણ પરત્વે વિચાર

૩

હવે રાજકોટ પ્રકરણની સમાપ્તિ થઈ છે. અને રાજકોટના સ્થાનિક રાજકારણમાં (જો વચ્ચેની નિષ્ફળ ધમાધમીનો સમય બાદ કરીએ તો) પૂર્વવત સ્થિતિ પ્રાપ્ત થઈ છે. અને પ્રત્યેક મનુષ્ય આખરે તો સંયોગો અને કાળબળને વશ છે એવો જાણે બોધપાઠ રાજકોટના પ્રસંગોએ સૌ કોઈને આપ્યો હોય એવું ક્ષણભર ભાન થઈ જાય છે. તેમ મનુષ્યની ક્રિયા સિદ્ધિ એના સાધનોમાં નહીં પણ એના સત્વમાં–ન્યાયમાં–નિઃસ્વાર્થતામાં રહેલી છે એવું એથી પ્રતીત થાય છે. મહાત્માજીને શાંત ચિત્તે વિચાર કરતાં લાગ્યું કે પોતે અહિંસાનો જે અર્થ કરે છે, અને જે નિરામય અહિંસામાં પોતે શ્રદ્ધા ધરાવે છે, એવા પ્રકારની અહિંસાનું પોતાથી પાલન થઇ શક્યું નથી. અથવા તો લોકોમાં અહિંસાની દૃઢ ભાવના નથી. એ પ્રમાણે એમની ખાત્રી થઈ કે તુરત એમણે ગ્વાયર ચુકાદાને છોડી દઇ એમના પોતાના જ શબ્દોમા કહીએ તો એમણે આત્મશુદ્ધિ કરી. અને પોતાની હાર જાહેરમાં કબૂલ કરી.

સ્વામી નારાયણ ભગવાન વિષે એક એવી કીંવદન્તી ચાલે છે, કે તેઓ જ્યારે જુનાગઢમાં પધાર્યા ત્યારે હાથી ઉપર બીરાજી શહેરમાં સવારીએ નીકળ્યા નવાબ સાહેબના રાજમહેલ નજીક સરઘસ આવ્યું ત્યારે શ્રી સ્વામી નારાયણને કોઈએ ચીભડુ આપ્યું અને તે તેઓ હાથીને હોદ્દે બેઠા બેઠા જમવા માંડ્યા. આ જોઈ નવાબ સાહેબના હજુરીઆઓ પૈકી કોઈએ નવાબ સાહેબનું ધ્યાન ખેંચી "ભગવાન તે આવા હોય" એવી મતલબનું કહ્યું. ત્યારે ના૦ નવાબ સાહેબે કહ્યું કે "મારી ખાત્રી થઈ છે કે તેઓ ખરેખર ખુદાના બંદા છે. કારણ કે એ વગર બીજા કોઈની આમ હાથીની સવારીએ બેઠાં બેઠાં ચીભડું ખાવાની હીંમત ચાલે નહીં." અર્થાત્ જ્યારે એમ લાગે કે પોતાની માન્યતા દુરાગ્રહનું સ્વરૂપ લે છે ત્યારે તેનો ત્યાગ કરવામાં જ સાચી મહત્તા છે. અને જ્યારે ગાંધીજી રાજકોટથી "આશાની ટાઢી કારીને" નીકળ્યા ત્યારે એ મહત્તાનું ખરૂં મૂલ્ય સ્વામી નારાયણ ભગવાનની માફક ગાંધીજીનું અંકાયું અને તે કરતાં વિશેષ તો એમણે કુબેરના હોડ જેવા ગ્વાયર ચુકાદાનો ત્યાગ કર્યો ત્યારે.

મહાત્માજીએ રાજકોટની પ્રજાને, પરિષદના અગ્રણીઓને અને સર્વને સ્પષ્ટ રીતે કહી દીધું કે નામદાર ઠાકોર સાહેબ કે દરબારશ્રી વીરાવાળા જેટલું આપે તેટલું લેવામાં શોભા છે. એમના જેવા મહાપુરૂષને છાજે એવી રીતે એમણે દોષનો સર્વ ભાર પોતાની અહિંસાની નિર્બળતા ઉપર સ્વીકારી લઈ રાજકોટ પ્રકરણમાં જેઓ ઉત્પાદક બીજરૂપે હતા તેઓને—ભગવાન શંકરે જેમ સમુદ્રમંથનમાંથી નીકળેલા ઝેરને પી જઈ જગતને બચાવી લીધું તેમ—બચાવી લીધા અને એમની પ્રતિષ્ઠા જાળવી રાખી. પરંતુ આ બધાની જે અસર દેશી રાજકારણ ઉપર થઇ છે તે લક્ષ બહાર ન રહેવી જોઈએ. અને તે એ કે જૂન મહીનામાં મુબાઈ ખાતે અખિલ હીંદના નરેન્દ્રોની તથા એમના મંત્રીઓની એક કોન્ફરન્સ મળી હતી. આ કોન્ફરન્સમાં સર્વાનુમતે નરેશોએ અમુક શરતોએ ફેડરલ બંધારણના અસ્વીકારનો ઠરાવ કર્યો છે ખરેખર, નરેશો માટે આ હીંમતભર્યું પગલું હતું. પરંતુ આવા ઠરાવનું ઉદ્ગમ સ્થાન રાજકોટના જેવા બનાવો છે. ફેડરેશન થયા પહેલાં, જેમની સાથે "ફીડરેટ" થવું છે અને જેમના હસ્તક અત્યારે તો મધ્યવર્તી

સરકારમાં કશી અધારણીય સત્તા પણ નથી એવા વર્ગ તરફથી જ્યારે અત્યારથી જ દેશી રાજ્યોમાં દરમિયાનગીરી કરવામાં આવે છે તો પછી ફીડરેશનમા ભેળાયા પછી કેટલી અપ્રતિબદ્ધ દરમિયાનગીરી કરવામાં આવશે એ કલ્પનાએ રાજકર્તાઓનાં મન શકાશીલ બનાવી દીધા અને તેથી તેઓને ફીડરેશનમાં જોડાવાનો ઈન્કાર કરવાનો સહજ પ્રસંગ પ્રાપ્ત થયો.

ફીડરેશનની ઉત્પત્તિના આદિ કાળમાં રાજકર્તાઓએ તેમા ઉત્સાહભેર જોડાવાની હા પાડી હતી પણ સ્થાણુખનનની જેમ ફીડરેશન પરત્વે બ્રિટિશ હિન્દના આગેવાનોની સાથે તેઓને જેમ વિશેષ ચર્ચાચર્ચા થવા લાગી તેમ રાજકર્તાઓના મન એ તરફ ઉદાસીન થતા ગયા અને તેમાંના મોટા સમૂહનો અભિપ્રાય ફીડરેશનથી અલગ રહેવાનો થતો ગયો. અને ૧૯૩૩મા મર્હુમ મહારાજા જામસાહેબ રણજીતસિંહજીએ નરેન્દ્રમંડળની ખુલ્લી બેઠકમા રાજકર્તાઓનું આ દૃષ્ટિબિંદુ વિવેકપૂર્વક રજુ કરવા પ્રયત્ન કર્યો હતો. જો કે મ્હૈસોર, ત્રાવણકોર, તાલચેર, રામદુર્ગ, માણસા, લીંબડી અને રાજકોટની માફક કોંગ્રેસે અગર તો બ્રિટિશ હીંદની કોઈ અન્ય રાજદ્વારી સંસ્થાએ અત્યારની જેમ તે વખતે દેશી રાજ્યોમા હસ્તક્ષેપ કર્યો ન હતો પરંતુ મર્હુમ જામસાહેબ પોતાની દૂરદર્શિતાથી બહારના હસ્તક્ષેપનો એ ભય જોઈ શક્યા હતા. આજ પાચ વર્ષ પછી મર્હુમની એ કલ્પના સાચી પડેલી જણાય છે જ્યારે ઉલટ મહાત્માજીને પણ ખાત્રી થઈ ચુકી કે અત્યારે તો પોતાથી અસ્થાને પ્રવશ થયો છે અને દેશી રાજ્યોમા પરપ્રવેશ કરી હસ્તક્ષેપ કરવો એ પોતાને માટે હમણા તો કઠ્ઠખતનુ છે અને તેથી તો એમણ નિખાલસપણે પોતાના અગોપાગ સકાડી લઈ રાજકોટની કારોબારી સત્તાને શરણે જવાની ત્યાની પ્રજાને સલાહ આપી છે. અને તે અત્યારે તો મુક્ત છે

ફેડરલ વડા જડજનો નિર્ણય ગાધીજીએ ત્યાગી દેવાનું એક બીજુ વ્યવહાર કારણુ તો અમને એ લાગ છે કે પરિષદ તરફથી નીમાવાની સમિતિમાં ગીરાસદારોનું સપ્રમાણ પ્રતિનિધિત્વ રાખવાનું એ વર્ગ તરફથી, એમણે જ (ગાધીજીએ) એક પત્રમાં લખી આપેલા વચનને આગળ મૂકી નૈતિક દબાણ કરવામાં આવ્યું. પણ આ વાતનો સ્વીકાર કરતાં સુધારાસમિતિમાં પરિષદની બહુમતિ રક્ષાતી ન હતી. એટલે શરૂમાં જેમ સુધારાસમિતિને અંગે રાજ્ય ઉપર વચનભંગનો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો એવો જ કાંઈક આક્ષેપ એ પક્ષ તરફથી ગાંધીજી ઉપર મૂકાવાના સંયોગો ઉપસ્થિત થયા. અને નદીમાં તણાઈ આવતા રીંછને ધાબળો જાણી લઈ લેવાના ઇરાદાથી ભરવાડની જે વિષમ સ્થિતિ થઈ એવી સ્થિતિ સર મોરીસ ગ્વાયરના ચુકાદા પછી થઈ ઉલટ કાયદેસર નિર્ણય કરવા જતાં કાયદેસર ગુચવણુ વધી પડી. તેમ સરદાર વલ્લભભાઈના વિજય તરીકે જે ચુકાદાને લેખવામાં આવ્યો એ ચુકાદો જાણે રાજકોટ રાજ્યને ઉપકારક થયો આ વ્યવહારુ દૃષ્ટિને સમજી લઈ ગાધીજીએ આ ચુકાદાને અને એમાથી ફલિત થતા લાભને જતા કર્યા.

ગમે તેમ પણ સર મોરીસનો નિર્ણય સાર્વભૌમ સત્તાની દરમિયાનગીરીથી થયો હતો એટલે એ સત્તા સાથે નિકટવર્તી સંબંધ ધરાવનાર રાજ્ય ઉપર એના અમલની નૈતિક જવાબદારી હતી, તેમ એ સત્તાના પ્રતિનિધિ તરીકે રેસીડેન્ટ ઉપર પણ અમુક અંશે તેનો અમલ કરાવવાની જવાબદારી હતી. જો કે દરબારશ્રી વીરાવાળાએ એ ચુકાદાની મર્યાદામાં રહીને ભાગ્યે જ કોઈની કલ્પનામાં આવે એવા અને કાયદેસર લાગે એવા કેટલાક પ્રશ્નો ઉપસ્થિત કર્યા હતા અને ચુકાદાની આસપાસ રાજકીય બુદ્ધિચાતુર્યનુ ભેદવું કઠિન પડે એવુ એક વર્તુલ દોરી મૂક્યુ હતું. છતાં મહાત્માજીએ અંતર્મુખવૃત્તિ કરી પોતાની અહિંસાદૃષ્ટિને કસોટીએ ન ચડાવતા થોડો સમય વ્યતીત થવા દીધો હોત તો રાજકોટ રાજ્ય માટે પણ એવુ તો ન જ કરત કે જેથી સાર્વભૌમ સત્તા સાથેનો એનો સંબંધ પરોક્ષ રીતે પણ દૂષિત થાય. કારણુ કે સ્વાભાવિક રીતે કોઈ પણ દેશી રાજ્ય, એ સત્તા સન્મુખ દૃષ્ટિ રાખી પોતાનો વ્યવહાર જાળવવામાં હિત

સમજે છે. પરન્તુ ગાંધીજીએ ચુકાદાનો ત્યાગ કરી જેમ પોતાનો ભાર હળવો કર્યો તેમ રાજ્ય પણ વિશેષ સંઘર્ષણમાં ઉતરવાના પ્રસંગોમ થી મુક્ત રહ્યું. અમે-કહ્યું દુષિત ન હોય તો-સાંભળ્યું છે કે રાજકોટમાં, જેઓ પ્રજાપક્ષે લડતના અગ્રણી ગણાતા હતા તેઓ પરસ્પરના મતભેદથી, તેમજ પ્રજાવર્ગ પણ આ અનિશ્ચિત સ્થિતિમાંથી અને અંત વગરની થતી જતી ધમાધમીમાંથી લાંબા સમયના થાકને લીધે નિવૃત્તિ ઈચ્છતો હતો. આમ છતાં ગાંધીજીએ કરેલા આ અણધાર્યા નિર્ણયથી જ્યારે પરિસ્થિતિ સાવ વિપરિત થઈ ગઈ, ત્યારે લોકો કે જેનો એક ભાગ દરબારથી વીરાવાળાને સ્થાન ભ્રષ્ટ કરવા ઇંતેજાર હતો તેઓ હતાશ થયા. કેટલાક ગાંધીજીના હૃદય દૌર્બલ્ય પરત્વે પણ હસવા લાગ્યા

જ્યારે ગાંધીજીની માન્યતા પ્રમાણે તો માત્ર લડતનું સ્વરૂપ જ બદલાયું; જેમ કરવાનો દરેક સેનાધ્યક્ષને અધિકાર છે. અર્થાત્ કે પરિણામે વિજય તો લોકોનો જ છે. અને એ વાત ખરી છે કે કોઇપણ તંત્ર લોકોના ઐચ્છિક સહકાર વગર યોગ્ય રીતે ચલવી શકાતું નથી. તેમ જેઓ સ્વચ્છંદતાથી તંત્ર ચલવવાનું અભિમાન લે છે તેઓની એ જ તંત્ર દ્વારા કાળના ફેરફારને લીધે નામોશી થાય છે. રાજકોટ રાજ્યે બધારણીય સુધારા અર્થે એક પ્રશ્ન તૈયાર કર્યો છે તે આટલા જ માટે.

મહાત્મા ગાંધીજીએ આ પ્રકરણને સંકેલી લેતી વખતે સર્વ પક્ષોની માફી માગી છે. એમના જેવા દરજ્જાવાળી નિર્વૈર વ્યક્તિને માટે એ યોગ્ય છે. ગાંધીજી અત્યારે સમગ્ર હિંદના વ્યક્તિત્વનુ પ્રતિક છે. સત્યાગ્રહી કહેવાતા છતાં આગ્રહી નથી, એમ એમણે ખેડા, ચંપારણ્ય વગેરે સ્થાને તેમજ મહાસભાના અનેક જટિલ પ્રશ્નોને અંગે સમાધાનકારક જે વલણ અત્યાર સુધીમાં દર્શાવ્યા કર્યું છે તે ઉપરથી જણાય છે. પરન્તુ દેશી રાજ્યોનું રાજ્ય કારણ એમની કલ્પનાથી પર હતુ. અને એમ હોય ત્યાં સરદાર વલ્લભભાઈ મહાસભામાં, પ્રાંતોમાં અને બ્રિટિશ હિંદના રાજકારણમાં અન્યત્ર પણ દોરવણી કરનાર ગણાતા છતાં તેમને માટે તો એ રાજકારણ કલ્પનાતીત હોય એ સ્વાભાવિક છે અત્રે એક વાતનો ઉલ્લેખ કરવો જોઈએ કે જો કે મહાત્માજીએ રાજકોટ પ્રકરણથી હાથ ધોઈ નાખ્યા છે પરન્તુ દેશી રાજ્યોના વહીવટ સંબંધી એમની માનસિક અસ્વસ્થતા દૂર થઈ નથી વારંવાર આ સંબંધી તેઓશ્રી પોતાનું મતવ્ય પ્રકટ કરતા રહ્યા છે એટલું જ નહીં પણ સાર્વભૌમસત્તાના સબંધ પરત્વે પણ આને અંગે પોતાનું દૃષ્ટિબિંદુ એમણે પ્રકટ કર્યું છે એટલે અમને લાગે છે કે દેશી રાજ્યોના વહીવટી પ્રશ્નનો એક રીતે નહીં તો બીજી રીતે પણ ઉકેલ કરવાની એમની ઈચ્છા છે અને સમય, પ્રસંગ અને અનુકૂળ સંયોગો પ્રાપ્ત થતાં પોતે એ સંબંધી કાંઇ અસરકારક ઉહાપોહ કરે તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

કોંગ્રેસે પણ દેશી રાજ્યોનો સવાલ હજી સંકળાયેલો રાખ્યો છે. અને ફીડરેશનમાં જોડાવાના પહેલાં એ સવાલનો ઉકેલ કરી નાંખવા ઈચ્છે છે, એટલે એ ઉપરથી સુચિત થાય છે કે હાલના સંયોગોમાં દેશી રાજ્યોમાં દરમિયાનગીરી કરવાની નીતિનું અવ્યવહારૂપણુ હજી કોંગ્રેસના અગ્રણી મહાપુરૂષોના લક્ષમાં આવ્યું નથી. અત્યાર સુધીનો અનુભવ જે છે તે ઉપરથી જણાય છે કે આ સમગ્ર પ્રવૃત્તિની સામાન્ય જનતા ઉપર પરિણામે અનિષ્ટ અસર થાય છે કેમકે જેઓ દેશી રાજ્યોના ચાલુ વહીવટમા સુધારો કરવાની નજરથી તેમાં દરમિયાન થયા હોય છે તેઓનો મોટો ભાગ, સ્થાયી-સ્થાનિક હિત-જે તે રાજ્યના વતની હોય છતાં પણ-ધરાવતો નહિં હોવાથી વખત જતાં ધધેધાપે વળગી જાય છે. અને તેઓ પોતાની પાછળ રાજ્યમાં વશ પરંપરાથી રહેનારા લોકો અને અધિકારી વર્ગ વચ્ચે દુમેળ મૂકતા જાય છે. જેનું પરિણામ ન કલ્પી શકાય એવી યદ્વાતદ્વા રાજકીય ચળવળમા આવે છે. આવી ચળવળ એ એક પ્રકારનો નીશો છે. નીશો કરવો એ ખરાબ ચીજ છે. ગુન્હો પણ છે. પરંતુ નીશો કરનાર અને તેને માટે સર્વ સામગ્રી

એકત્ર કરનાર એ એમા કોણ વિશેષ જવાબદાર ગણી શકાય એ નક્કી કરવુ મુશ્કેલ છે, એટલે જે રાજકીય પ્રવૃત્તિનું ઇષ્ટ પરિણામ ન આવે તેમજ જે પ્રવૃત્તિ ક્ષણિક જુસ્સામાથી ઉત્પન્ન થવા પામી હોય એમ લાગે અથવા તો જે પ્રવૃત્તિ માટે યોગ્ય અને સાચા કારણો ન હોય એવી પ્રવૃત્તિના સાફલ્ય વિષે હમેશા સાશક રહેવાય છે અને એવી પ્રવૃત્તિ પ્રતિપક્ષોને સતત જોર આપ્યા કરે છે આ પ્રવૃત્તિનુ આ સ્વરૂપ મહાત્માજીની નજરમા આવ્યુ હશે એથી કે પછી અહિંસાનુ દૂષિત સ્વરૂપ પોતાની નજરમા આવ્યુ હશે તેથી એમણે જવાબદારીનો સર્વભાગ રાજ્ય ઉપર મૂકી દીધો

રાજકોટ પ્રકરણની અંતિમાવસ્થામા શ્રી મહાદેવભાઈ દેસાઈ અને ભાવનગર રાજ્યાતર્ગત ગઢડાના નગરશેઠ મોહનલાલભાઇ દરબારશ્રી વીરાવાળા સાથે વાટાઘાટ કરે છે અને તેઓ બન્નેના કહેવાથી ગાધીજી પણ પ્રકટ રીતે કહે છે કે દરબારશ્રી વીરાવાળાનો હૃદય પલટો થયો છે આનો અર્થ એ છે કે દરબારશ્રી વીરાવાળા અત્યાર સુધી વિમાર્ગે હતા અને હવે સુમાર્ગે વળ્યા છે આ હકીકત ખરી હોય તો પણ રાજકોટ પ્રકરણનુ જે સ્વરૂપ સમષ્ટિગત રીતે ઘડાયુ છે તે જોતા એ રાજ્યનો કે એવા કોઇ પણ રાજ્યનો દીવાન વ્યક્તિગત રીતે કે મનસ્વીપણે આવી સૈદ્ધાતિક બાબતો કે જેની અસર દેશી રાજ્યોની સંસ્થા ઉપર થતી હોય તેનો નિર્ણય આપવાની જવાબદારી માથે લઇ શકે નહિ અને એ પ્રમાણે જો તે એવી જવાબદારી માથે લે તો એણે પોતાની રાજકીય મર્યાદાનુ ઉલ્લઘન કર્યુ છે એમ કહેવાય. એટલે હૃદયપલટાની વાત તો મિથ્યાત્વ જેવી લાગે છે રાજકોટનો પ્રશ્નસ્થાનિક મટીને વિસ્તૃત બની ગયો હતો અને એટલા જ માટે એમા અણઉકેલ રુપ રહેવા પામી છે અને અમારૂ નમ્ર પણે માનવુ છે, કે જેને નરેશો દરમિયાનગીરી કહે છે એવી દરમિયાનગીરી રહેશે ત્યા સુધી કોઇ પણ દેશી રાજ્યની રુચ ઉકેલવાને બદલે વૃદ્ધિ પામશે અને એટલે અશે ફીડરેશનમા વિલબ થશે લોકોમા કલહ સ્થાયીરૂપ રહેશે પરસ્પર અવિશ્વાસ વધશે; પરિણામે રાજા પ્રજા બનેના માનસ મલિન થઈ જશે આપણે આપણા રાજકીય અને સામાજીક વ્યવહારમા જેમ કોઇનો હસ્તક્ષેપ અનિચ્છનીય ગણીએ છીએ એમ ગણવાનો બીજાનો અધિકાર પણ સ્વીકારીએ તો એનુ પરિણામ નિ.સશય ઇષ્ટ જ આવે

રાજકોટના પ્રકરણે સમગ્ર દેશીરાજ્યો પરત્વે એક વિચારણીય ઉદાહરણ આપ્યુ છે આ આખા પ્રકરણમા લોકસત્તા, રાજસત્તા, સાર્વભૌમસત્તા, એજન્સિની સત્તા અને એવી બીજી નાની મોટી ઘણી બાબતો ચર્ચાઈ છે આ સબધી પત્રવ્યવહાર પણ ચાલ્યો છે આ સર્વ સામગ્રીને કોઈપણ પ્રકારની ચર્ચા સિવાય એકત્ર રૂપમા માત્ર હકીકત રૂપે જ પ્રસિદ્ધ કરવાની જરૂર છે. અને અન્ય કોઇ કરતા રાજ-કોટ રાજ્યને આ સરળ સુલભ છે આવા પ્રકાશનથી રાજ્ય કરતા પણ વિશેષહિત જનતાને છે. અને ભવિષ્યના, રાજકીય વ્યવહારમા, સરકાર સાથેના સબધોમા અને દેશી રાજ્યોના રાજતત્રમા આવુ ઐતિહા-સિક પ્રકાશન ઉપયુક્ત થશે રાજકોટ રાજ્ય, સબધ ધરાવતા સર્વપક્ષની શક્ય સંમતિ મેળવી આ કાર્ય હાથપર લે એ ઇચ્છનીય છે

આવા પ્રસગોના વધારે પડતાં અનુમાનો કરવા કે તેના નિશ્ચિત પરિણામો દર્શાવવા એ તત્કાલ કઠિન છે. કેટલાક નિષ્ફળ લાગતા કાર્યો સયોગો બદલાતા સફળ લાગે છે અને સફળ જણાતા કાર્યો પરિણામે નિષ્ફળ થાય છે પરંતુ એટલું તો ખરૂ છે, કે છેલ્લા બે વરસમા દેશી રાજ્યોમા થયેલા પ્રચારથી નરેશોને પણ લાગ્યુ છે, કે નરેશતંત્રને અનુકૂળ અને પ્રજાને સંતોષપ્રદ એવી બધારણીય યોજના જરૂરની છે અમારી તો એવી દૃઢ માન્યતા છે, કે સ્વાર્થત્યાગના ધોરણ ઉપર જે બધારણ રચાશે તેજ પ્રજાને સંતોષ આપનારૂં નીવડશે "ડેમોક્રસી"ની વાતોથી કે બધારણની શબ્દ રચનાથી લોકોને ખરૂ સુખ અને સ્વાસ્થ્ય મળી શકશે નહિ તેમ લોકોને ભાષણોની, લખાણો કરવાની, સભાઓ ભરવાની, મત આપવાનો

હક આપવાથી, ધારાસભાઓ સ્થાપી તેમાં ઠરાવો, બીલો અને કાયદાઓ કરવાનો અધિકાર આપ્યાથી કે બજેટની ચર્ચા કરવાની છૂટ આપ્યાથી દેશમાં કે રાજ્યમાં સ્વાસ્થ્ય સ્થપાશે નહિ. રાજકર્તાઓ બંધારણ આપે કે ન આપે પરંતુ તેઓ જ્યારે ખરેખરી રીતે એમ માનતા થશે કે પોતાનું જીવન પ્રજાના રક્ષણ અર્થે છે, રાજ્યનું દ્રવ્ય રાજ્ય માટે છે, પ્રજાથી પોતે અલગ નથી પણ પ્રજામાંના છે ત્યારે બંધારણપૂર્વકનું રાજ્યતંત્ર સ્થપાશે. હિંદુસ્તાનનાં રાજ્યો માટે અને એની સંસ્કૃતિ માટે આવું બંધારણ પથ્ય નીવડશે એવું અમારી જુની દ્રષ્ટિને લાગે છે. રાજાઓએ અને એમના અમાત્ય મંડળે અત્યારના પવનમાં તણાયા વગર નિરર્થક વાતો, ચર્ચા, બુદ્ધિવાદ, મિથ્યાત્વ ભરેલાં ભાષણો એ વગેરેનો ત્યાગ કરી લોકોની ઝુંપડીઓમાં એમના હૃદયમાં પ્રવેશી જવું જોઇએ. અને ધનાઢ્યોના નહિ પણ ચીંથરેહાલ લોકોના હૃદયમાં બેસી જવું જોઈએ કે જેઓ કદી બંધારણની કે સત્તા મેળવવાની વાતો કરનારા નથી પણ રાજ્યતંત્રમાં માત્ર રોટલા અને લુગડાં પૂરતો જ રસ લેનારા છે.

ગાંધીજી રાજકોટમાંથી રિક્તપાણિ વિદાય થયા છે, અને સૌ કોઈ માનતા હશે કે બહારની દરમિયાનગીરીના ભયમાંથી કાઠિયાવાડ મુક્ત થયું છે. પણ બહારની દરમિયાનગીરી જતાં, કાઠિયાવાડમાં કે કોઈ પણ હિંદનાં દેશી રાજ્યોમાં પછી—એને માગ મુકાવે એવી કોઇ બીજી દરમિયાનગીરી ઉપસ્થિત ન થાય એની સંભાળ રાખવાની જરૂર છે. વિષને દૂર કરવા માટે વિષનો પ્રયોગ યથાર્થ છે. પરંતુ એથી એકને બદલે બીજું અનિવાર્ય વિષ વિસ્તરે નહિ એની સંભાળ રાજ્યોએ રાખવી જોશે. રાજકોટ જેવા રાજ્યે તો ખાસ કરીને. પરંતુ અમને લાગે છે કે કાઠિયાવાડનાં બધાં રાજ્યોએ એકત્ર રીતે આ સવાલનો નિકાલ કરવો ઘટે છે. કારણ કે બધા રાજ્યોની સંયોગિક સ્થિતિ લગભગ સરખી છે.

રાજકોટ સબંધી અમે જે લખ્યું છે તે અમારી જે હતી તે માન્યતા પ્રમાણે લખ્યું છે. કોઈને વિષે યોગ્યાયોગ્ય વિચાર દોરવવાનો તેમાં અમારો હેતુ નથી. તેમ કોઈનો દોષ કઢાડવાનો પણ ઇરાદો નથી. રાજકોટનરેશ, મહાત્મા ગાંધીજી, દરબારશ્રી વીરાવાળા, સરદાર વલ્લભભાઇ વગેરે બધા જુદા જુદા રાજકીય વિચારના પુરૂષો છતાં એમનું ધ્યેય તો લોકહિતનુ છે. આ સર્વના મતભેદ, વાટાઘાટો અને આગ્રહ—દુરાગ્રહ રાજકોટની પ્રજાના હિત અર્થે હતો. અને એમાં દેશી રાજ્યોની સર્વ પ્રજાનું હિતસમાયેલું હતું એવી દરેક પક્ષની માન્યતા હતી. એવીજ નિષ્ઠાથી પણ અમારી અલ્પ મતિ અનુસાર આ લેખમાળા લખી છે. અને તેથી એમાં વાંચકને જો કાંઈ અરૂચીકર કે મતિભ્રમ જેવુ લાગે તો તે કાંતો અમારી વિવરણ કરવાની અશક્તિનું કે અમારી અલ્પબુદ્ધિનું પરિણામ છે, એમ સમજવું.

તટસ્થ

# ભાવનગર રાજ્યમાં ખેતી સુધારાની પ્રવૃત્તિ

( લે. શ્રી. નટવરલાલ માણેકલાલ બી. એ. એલ. એલ. બી. નાયબ દીવાન, મ. ભાવનગર. )

[ સંસ્થાન ભાવનગરમાં ખેતીવાડીમાં વિશેષ ફલદાયક સુધારો કરવા અર્થે છેલ્લાં કેટલાંક વરસથી જુદા જુદા સ્થળોમાં અખતરા કરવામાં આવે છે. અને તેથી ખેડુતો પૈકી ઘણાકનું લક્ષ એ તરફ દોરાયુ છે. અને તેઓને આવા અખતરાની ઉપયોગીતા પણ સમજાઈ છે. સાથે સાથે ગ્રામ સુધારણા અને ગ્રામ વિકાસ તરફ પણ લોકોનું મન કેળવાય તેમજ તેઓની આર્થિક સ્થિતિ સુધરે એ સંબંધી પ્રવૃત્તિ પણ સંસ્થાનના વસુલાત ખાતા તરફથી વસ્ત્ર સ્વાવલંબન વગેરે કામોદ્વારા કરવામાં આવે છે. અને આવાં આવાં કાર્યોમાં પ્રોત્સાહન મળે એટલા માટે રાજ્યના અંગની પણ લોકોના વહીવટથી જ સંચાલન પામતી ગ્રામ સુધારણા સમિતિ તરફથી એક ત્રૈમાસિક ચલાવવામાં આવે છે. અને તેમાં વિશિષ્ટ રીતે ખેતીને લગતી તેમજ કૃષિકાર વર્ગને ઉપયોગી એવી હકીકતો પ્રસિદ્ધ કરવામાં આવે છે. સદરહુ ત્રૈમાસિકમાં શ્રીયુત મુન્શી, જેઓ વર્તમાન નાયબ દીવાનના હોદ્દે છે. પરન્તુ છેલ્લાં દસ વરસ જેટલો કાળ એઓ આ રાજ્યના રેવન્યુ કમીશનરના હોદ્દે હતા દરમિયાન એમણે મરહુમ સર પ્રભાશંકરના ગ્રામ વિકાસના અભિલાષને અને મનિષ્ટાને મૂર્ત સ્વરૂપ આપવા ઉપરોક્ત વિવિધ ગ્રામ પ્રવૃત્તિને પોષી તેને સ્થાયી સ્વરૂપ આપવા શ્રમ કર્યો છે અને એ બધી બાબતોનુ દિગ્દર્શન એમના આ લેખમાં થઇ જાય છે. આ વિચારો, દેશી રાજ્યમાં જ નહીં પણ અન્યત્ર પણ ખેતી સુધારણાની બાબતમાં રસ લેતા સૌ કોઇને ઉપયોગી હોવાથી એનો પ્રચાર થાય એ ઇષ્ટ છે એટલા માટે અમે આ નીચે આપ્યા છે. સામાન્ય વાચકને પણ આમાં દર્શાવેલા વિચારોની વ્યવહારૂતા ધ્યાનમા આવે એવું છે. નજીવી લાગતી બાબતો પણ ખેતીના વિષયમાં કેવુ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે. એનું જ્ઞાન, ( જો કે ખરા ખેડુતોને તો હોય છે જ પણ ) બીજા અર્ધ ખેડુત જેવાઓને તેમજ એક ફેશન તરીકે ખેતી અને ખેડુતની બાબતમાં રસ લેતા ઘણા ગૃહસ્થોને આ લેખમાથી મળે એમ છે. તંત્રી ]

સંસ્થાન ભાવનગરના ગામડાઓમાં છેલ્લા કેટલાએક વર્ષોથી ખેતી સુધારાની પ્રવૃત્તિઓ ખાતાદ્વારા તેમજ ગ્રામ પચાયત જેવી સંસ્થાઓ મારફતે ચાલી રહી છે આ પ્રવૃત્તિને ઘણી દૂરદેશીથી નામદાર દરબારશ્રીએ સ્થાપેલા ખેડુત સંકટ નિવારણ ફંડ વગેરેમાંથી જે સારી સંગીન મદદ મળતી રહી છે, તેથી એને ઘણો વેગ મળ્યો છે.

આ ઉપયોગી કામ ઘણાં ગામડાઓમાં ફેલાયલુ હોઈને તેનું દાર્શનિક પરિણામ એકદમ ઝટ જો કે નજરે ન ચડે તો પણ તેની શાંત, છુપી અસર, આ કામનો જેઓને સીધો અનુભવ છે તેઓ જાણે છે કે ઘણી મોટી અને વિસ્તૃત છે.

બધા ગામડામાં સરખી પ્રગતિ થઈ નથી, અને થઈ શકે પણ નહિં. વળી અમુક ગામમાં અમુક પ્રકારની પ્રવૃત્તિને વેગ મળ્યો છે તો બીજા ગામમાં બીજા પ્રકારની પ્રવૃત્તિ આગળ વધી છે. એ રીતે જુદા જુદા ગામોમાં ભિન્નભિન્ન દિશામાં સુધારા પ્રગતિ ઓછા યા વધારે પ્રમાણમાં થયા હોય તેની એક બીજાની માહિતી મળે નો તેથી એક ગામની સફળ પ્રવૃત્તિનો બીજા ગામને લાભ મળે અને સારી

વસ્તુનો પ્રચાર થાય એ દેખીતુ છે. તેવી માહિતી પૂરી પાડવામાં અને વિચારો અને અનુભવોની આપ લે કરવામાં આ સામાયિક સાધનરૂપ નિવડે તે દેખીતું છે. આ સબંધમાં થોડા દાખલા ટાંકવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે.

ગોંડલની પદ્ધતિએ પહોળો પાટલો ગણીને અને ચાસમાં ખાતર ભરીને વાવેતર કરવાની પદ્ધતિ બે ચાર વર્ષથી અહીં દાખલ કરવા પ્રયાસ થાય છે તે પદ્ધતિનો વ્યવહારિક અનુભવ પુરતો નહીં હોવાથી સમજદાર ખેડૂતો પણ ન્હાની મોટી બાબતમાં ભુલ કરી બેસે છે, અને પરિણામે તે પદ્ધતિનુ આવવુ જોઈએ તેવું સારૂ પરિણામ નહિ આવતાં નાસીપાસ થઈ જાય છે, અને તેનો દોષ કુદરતને આભારી છતાં, ગોંડલ કરતા અહીંની જમીન અને આબોહવા જુદા છે, એમ કહી તેના પર ઢોળે છે, અને તે પદ્ધતિ અહીં માફક નહિ આવે એવો ઉતાવળે અભિપ્રાય બાંધી લે છે. પરિણામે તેની પ્રગતિ આગળ વધતી અટકી જાય છે.

ઢસા તપાના મોજે માલપરાના લીંબા પટેલ મહેનતુ, બુદ્ધિશાળી અને નવા અખતરા કરવામા ઉત્સાહી ખેડૂત છે. ગોંડલમાં આ પહોળા પાટલાનુ વાવેતર જોવા બીજા ખેડૂતો સાથે તે પણ ગયા હતા. પછી વધારે નીપજ લેવાની આતુરતામાં ચાસમા ઉત્તમમાં ઉત્તમ સારૂ છાણ મુતરનુ ગળતીયું ખાતર તૈયાર કરી તે ભર્યું. ખાતર બેશક ઉત્તમ હતુ, પરન્તુ એ ઉલટું ગરમ પડયું અને નીચે મુડા પડયા અને મોલનો ઉગાવો ઉલટો ઓછો થયો. એટલે ગોંડલની પદ્ધતિ અહીં અનુકૂળ નહિ આવે એમ તેમણે નિર્ણય કરી નાખ્યો. પછીથી આ પદ્ધતિના મુખ્ય ઉત્પાદક અને પ્રચારક ગોંડલ તાબાના ખોખરીના ભાઇ ગોકુળ કાનજી કાળાવડીયાની તેમને મુલાકાત થઇ. ગોકુળ ભાઈએ લીંબા પટેલને સમજ પાડી કે ખેતરમા ખાતર છુટું ફેળાને નાખે છે તેમાં અને ચાસમાં સીધુ ખાતર ભરવામા ફેર છે, કારણ (injection થી આપેલી દવાની પેઠે) ચાસમાં ભરેલુ ખાતર ઉગતા મોલના મૂળને સીધે સીધું મળે છે. એટલે તે ગરમ ન પડે તે સારૂ ખાતરમાં સારા પ્રમાણમાં ગોંડલ તરફ માટી ભેળવવામાં આવે છે તેમ ભેળવવી જોઈએ. ગોંડલના ખેડુતો છાણ મૂતરના એક ગાડી ખાતરમાં તળાવના કાંપની કે રાફડાની સારી માટી ચારથી આઠ ગાડા જેટલી ભેળવે છે, એથી ખાતરનો વધારો થાય છે અને ખાતરની ઉષ્ણતાનો દોષ મટી, તેનો ગુણ વધે છે. એ રીતે બીજા વર્ષે લીંબા પટેલનો દાખલો લઈ ને માલપરાના બીજા ખેડૂતોએ પણ તેમ કરવુ શરૂ કર્યુ છે

આ લીંબા પટેલે જેવી ભૂલ કરી તેવી જ ભૂલ લીલીયા મહાલના ગોઢાવદરના સવજી પટેલે પણ ગઈ સાલમા કરી તેમણે ઘેટા બકરાની લીંડીનુ સાઠ ગાડી જેટલુ ઉત્તમ કિંમતી ખાતર કમાવીને, તેનો વીશ વીઘાના બાજરાના પહોળા પાટલાના વાવેતરમાં ઉપયોગ કર્યો પણ મોલને ઉલટો દાહ લાગવાથી પાક નિષ્ફળ ગયો. ગોઢાવદરથી એક ગાઉ દૂર સલડીમા ખોખરીના ઉપર જણાવેલ ભાઇ ગોકુળ કાનજી કારભારી બન્યા છે; છતા એક બીજાનો મેળાપ અને પરિચય નહિ, એટલે તેના અનુભવનો સવજી પટેલને લાભ મળી શક્યો નહિ, અને તેમનુ કિંમતી ખાતર બરબાદ ગયુ; અને આ પહોળા પાટલાના નવા પ્રયોગમા જે તેમને થોડી ઘણી શ્રદ્ધા હશે તે ઉડી ગઈ; પરન્તુ આ સામાયિક જેવુ વિચારની આપલેનુ સાધન ઉપલબ્ધ હોત અને લીંબા પટેલના અનુભવની માહિતી તે દ્વારા બીજાઓને પહોંચાડવાનુ શકય બન્યુ હોત તો ગોઢાવદરના સવજી પટેલ કદાચ તેમણે કરેલી ભૂલમાથી બચી જાત અને તેમનું કિંમતી ખાતર નકામુ જાત નહિ.

- પહોળા પાટલાનું વાવેતર ફક્ત માંડવીને જ માફક છે અને જુવાર, કપાસ, બાજરા વિગેરેને અનુકૂળ ન આવે એવી કેટલાકની દૃઢ માન્યતા થઈ ગઈ છે, પણ ઉપર જણાવેલ લીંબા પટેલ વગેરેએ માંડવી ઉપરાંત કપાસ, બાજરો, જુવાર, તલ વિગેરેના વાવેતરમાં સફળતાપૂર્વક આ પદ્ધતિ દાખલ કરી છે



૧

તેની અનુભવવાળી માહિતી આ સામાયિકદ્વારા ફેલાવવામાં આવે તો બીજા ખેડૂતોને પણ જુદા જુદા મોલના વાવેતરમાં તેની અજમાયશ લેવાને પ્રોત્સાહન મળે.

પહોળા પાટલાના વાવેતરના બીજા ઘણા લાભ સાથે મુખ્ય ફાયદો એ છે કે ઓછા અને અનિયમિત વરસાદમાં પણ પૂરો પાક લઇ શકાય છે. આ વાતનો પ્રત્યક્ષ અનુભવ ગઈ સાલમાં શરૂઆતના સારા વરસાદ પછી મહિનો સવા મહિનો વરસાદે ખગાડી કાઢી હતી તે દરમ્યાન પહોળા પાટલાનો મોલ વંડા તપાના પીડવડી અને ઢસા તપાના ઢસા વિગેરે ગામે ટકી રહ્યો, પરંતુ શેઢાના જ ધાટા અને સાંકડા વાવેતરના મોલ લઘાઈ ગયા, તેથી થયો હતો. તેવો ફાયદો જેને થયો હોય તેવા ખેડૂતો પોતાના અનુભવની વિગતવાર માહીતી આવા સામાયિકમાં આપે તો તે આ પ્રકારના વાવેતરના પ્રચારમાં જરૂર મદદગાર થાય

લીલીયા મહાલના ઢાંગલાના પટેલ ગીગા શામળાએ શેરડીના વાઢમાં પણ પહોળા પાટલાની રીત અજમાવી છે, જેથી શેરડીનો ઉતાર વધારે આવ્યો છે, અને શેરડીના સાંઠા વધારે કસદાર, જાડા અને વજનદાર લાગ્યા છે, પણ આ બાબતની બીજાને માહીતી નહિ હોવાથી, તેનુ અનુકરણ જે રીતે થવું જોઇએ તે રીતે થઈ શકયુ નથી.

આ ગીગા પટેલે 'બોલ બેરીંગ' વાળા પૈ તેના ગાડાને જડયા છે; એથી વધારે ભાર ગાડામાં ભરવા છતાં બળદ આસાનીથી તે વહી શકે છે. પણ આ જેવા 'બોલ બેરીંગ' વાળા પૈડાનાં ઉપયોગનો પ્રચાર થઇ શકયો નથી.

ખાતા દ્વારા વસ્ત્રસ્વાલંબનનું કામ ચાલે છે. એ પ્રવૃત્તિનું એક ઉપયોગી અંગ પોતપોતાના ખેતરના સારા સારા કાળકા કપાસ વીણી, હાથચરખાથી લોઢી, તેના કપાસીયાનો બીયારણ તરીકે ઉપયોગ કરવો, તે છે, જીનના લોઢના કપાસિયાના નાકા ભાંગી ગયેલા હોય છે, તેથી તેના ત્રીજા કે બીજા ભાગનું બી ખોટું પડે છે, એટલે તે વીઘે ૧૦-૧૨ શેર જેટલું વાવવું પડે છે; જ્યારે હાથ લોઢના કપાસિયા ૭ શેરથી સાત શેર જેટલા એક વીઘાના બીયારણ માટે પૂરતા થાય છે. વળી આ કપાસિયા વહેલા, સરખા ઊગે છે; અને તેનો કપાસ સારો અને વધારે ઉતરે છે. આ વાતનો દાર્શનિક ફાયદો કુંડલા મહાલના થોરડી અને ઢસા તપાના ખેડૂતોને વિશેષ રીતે થયો છે. નોંધવા જેવા દાખલા, થોરડી તપાના થોરડીના પટેલ આંબા રામજી અને મોજે બગોયાના પટેલ ભુરા પુંજાના છે. તે દરેકે તેમના કપાસનું ચૂકતે વાવેતર હાથલોઢના કપાસિયાનું કરેલું છે. આંબા પટેલે ૬૦ વીઘામાં અને ભુરા પુંજાએ ૯૦ વીઘામાં અનુક્રમે કર્યું છે. આ વાતની જાણ આ પટેલો જેમણે અનુભવ લીધો છે, તે ખેડૂત ભાઇઓ જ આ સામાયિક દ્વારા બીજાને કરે તો જરૂર તેનું ઓછાવત્તા પ્રમાણમાં અનુકરણ કરવા બીજા ઉત્તેજાય.

શિહોરના આંબલા ગામના ખેડૂત ભાઈઓને જો કે હાથલોઢના કપાસિયાનો હજુ પૂરો રસ લાગ્યો નથી તો પણ આજ કેટલા વર્ષોથી પોતપોતાના ખેતરનો પહેલી વીરણીનો સારો કપાસ જીનમાં જુદો લોઢાવી તેના કપાસિયા બીયારણ માટે સંઘરે છે અને આમ કરવાથી બજારમાં આંબલાના કપાસની સારી પ્રતિષ્ઠા બંધાઈ છે અને તેથી આંબલાના કપાસનો મણ એક બે આના કે પાવલું હમેશાં વધુ ભાવ ઉપજે છે. ઘરનું ઉત્તમ બી સંઘરવાની લગભગ આખા ગામની આ પ્રથાને જેટલી પ્રસિદ્ધિ આપવામાં આવે તેટલી ઓછી છે.

તેથી ઊલટી રીતનો દાખલો કુંડલા મહાલના કાંકચ ગામનો છે. તે ગામના મોટા ભાગના ખેડૂતો કપાસિયાનું ચોકખુ બી રાખવામાં બેદરકાર છેઃ અને આજથી બે ત્રણ વર્ષ પહેલાંજ વાવણીનો સમય ભરાઈ ગયો ત્યારે વેપારીને ત્યાંથી બેવડી ત્રેવડી કિંમત આપીને જેવું તેવું બી લાવ્યા, જે બી ઘણું ખરાબ હોવાથી પાક નિષ્ફળ જ ગયો. જો કે તે જ વર્ષે કાંકચના બીજા થોડા ખેડૂતોએ અને પડખેના

ગામના ખેડૂતોએ માફી ખી વાવ્યુ હતું, તેઓ તમામને કપાસનો પાક દોઢથી બે રૂપીયા જેટલો સારો ઉતર્યો હતો સફળ પરિણામનો સારો દાખલો જેમ અનુકરણ માટે ઉપયોગી છે, તેમ જેનો ઉપાય પોતાના હાથમા છે તેવા કારણથી આવેલ નિષ્ફળતાનુ દષ્ટાંત પણ તેવા કડવા અનુભવમાથી બચાવવા માટે ચેતવણી રૂપે ઓછુ ઉપયોગી નથી એટલે તેની પણ પ્રસિદ્ધિ આ સામાયિક દ્વારા થવી ઘટે

માળવાવ તપામા મોજે કળસારના ખરક પટેલ ભાયા ભાણા ખેડૂત પોતાનો નવરાશનો સમય કેવી કેવી ઉપયોગી પ્રવૃત્તિમા રોકી શકે તેનો આદર્શ દાખલો પૂરો પાડે છે તકલીથી ઝીણું સુતર કાંતવા ઉપરાત સુતરના દોરડા વગતડી, મોગડા, જોતર, શીંકા વિગેરે ખેતી અને ઘરની હમેશની ઉપયોગી વસ્તુઓ સુંદર કલામય અને ટકાઉ કેવી ઉત્તમ રીતે બનાવી શકાય તે આ ખરક પટેલના ઉદ્યોગી અને ગળીયામણા હાથે તૈયાર થએલી ચીજો નજરે જોયા સિવાય તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે ત્રણેક વર્ષની વાત ઉપર મારે કળાસર જવુ થયેલુ તે વખતે આ ખરક પટેલે તેના મકાનના એક મોટા ઓરડાને બધી જ તેના પોતાના હાથે બનાવેલ ઉપર જણાવ્યા પ્રકારની વસ્તુઓના નમુનાનુ નાનું પ્રદર્શન ગોઠવીને ભરી દીધો હતો બજારના જોતરા, દોરડા વિગેરે તૈયાર મળે છે તે શરૂઆતમા કદાચ સસ્તા વખતે લાગે પરતુ એ તકલાદી હોય છે અને એટલા ટૂક વખતમા નકામા થઇ જાય છે કે ઘર આગળ જાત મહેનતથી બનાવેલ ટકાઉ ચીજો શરૂઆતમા ભલે વધારે મોઘી લાગે પરંતુ છેવટે તો તે જ વધારે સસ્તી નિવડે છે આ ખરક પટેલ આવી ગૃહ અને ખેતી ઉપયોગી જુદી જુદી વસ્તુઓ બનાવવામા કેટલા કળાકુશળ અને હુન્નરી છે તે સબધે આ કળાસર ગામના જ સરકારી અને ગામડાના ભાઇઓની વર્ષોથી મુગી સેવા કરી રહેલ શ્રી નારણજી ગો કળસારકર એક લેખ આ સામાયિક માટે લખી આપે તો તેની પ્રસિદ્ધિ આ લગભગ ભુસાઈ ગયેલા ગૃહ-ઉદ્યોગો તરફ ખેડૂતોનું અવશ્ય ધ્યાન ખેચે કે જે ઉદ્યોગો ખેતીના ધધામા ફાજલ રહેતા સમય માટે, ખેડૂતોને જેથી થોડો આર્થિક લાભ થાય તેવા ઉત્પાદક વ્યવસાયની ગરજ સારે

ગૌસવર્ધનથી પ્રવૃત્તિને અગે દરબારશ્રી તરફથી જુદા જુદા ગામે સાર ધાખુંખુટ પૂરા પાડવામા આવે છે, જેથી ખેડૂતો ઘર આગળ સારો ગખી વગર ખર્ચે કે ઓછા ખર્ચે પોતાના જરૂર જેટલા દેશી સારા ગોધા બળદ ઉછેરી શકે સારા શીંગનો સોજો ખુટ કુડલા મહાલના નેસડી અને મહુવા મહાલના માળવાવ ગામે આપવામા આવેલ જોઈતી સભાળ અને માવજતના અભાવ કે ગામની ભાવનાના ફેરના કારણે, આ ખુટમા પ્રથમ ન્હોતી તેવી મારવાની કુટેવ દાખલ થઇ ગઈ, અને પરિણામે તેને ત્યાથી ખસેડવાની જરૂર પડી નેસડીનો ખુટ કુડલા ગૌશાળામા આપવામા આવ્યો અને માળવાવનો ખુટ ઉમરાળા મહાલના ઇનામી ગામ જલાલપૂર ખાતે આપવામા આવ્યો છે તે બન્ને સ્થળેથી આ ખુટો મારવાની કુટેવ ભૂલી ગયા વિશે અને સારી 'સર્વિસ' આપતા હોવા મતલબે રિપોર્ટ મળ્યા છે આપેલા ખુટને નિયમિત હાથફેરો થતો રહે અને બધા વખતે છૂટા નહિ રાખતા દરરોજ રાતના અમુક સ્થળે બધીયાર જગ્યામા રાખવામા આવે અને તેના તરફ પ્રેમભાવ ભર્યો વર્તાવ રાખવામા આવે તો તેની પડેલી કુટેવ મટી જવા ઉપરાત તેના શીલ અને લક્ષણો સુધરે છે એ વાતની માહિતી દાખલાદૃષ્ટાંત સહિત અનુભવ લીધેલા ગામ તરફથી પૂરી પાડવામા આવે તો બીજા ગામોએ જ્યા ખુંટ પ્રત્યે બેકાળજી અગર બેદરકારી રાખવામા આવે છે, તેઓ તેની વધારે સભાળ અને માવજત રાખતા જરૂર શીખે તેવી માહિતી ફેલાવવામા આવુ સામાયિક જરૂર ઉપયોગી સાધન બને

ખાતરના અભાવે જમીન કસમા ઉતરતી જતી જાય છે એવી સાર્વત્રિક ફરિયાદ છે બીજા હાથ ઉપર જમીનનો કસ પોષવામા ઉપયોગી થાય એવી મુએલા ઢોરની મુડદાલ માટી અને હાડકાનો ઉપયોગ કરવાની

સુગને લઈને એ વસ્તુ નકામી ફેંકી દેવામાં આવે છે; અગર ભાવનગરની બોન ફેક્ટરી જેવા કારખાનાં દ્વારા સિલોન અને યુરોપના દૂર દેશો તરફ ખાતર તરીકે ઉપયોગમાં લેવા સારૂ ચડાવવામાં આવે છે. હાડકાના સ્થાનિક ઉપયોગમાં મુખ્ય મુશ્કેલી તેને શી રીતે ભાંગવા તે છે, પણ કોલસો થઈ જાય તેટલો તાપ લગાડયા સિવાય માત્ર આંચ આપીને તેને સહેલાઇથી ભાંગી શકાય તેવા બરડ બનાવી શકાય છે; અને એ રીતે ઉમરાળા મહાલના ગ્રામપંચાયતના ગામ બજુડના ભીખા પટેલે હાડકાનો ભુકો બનાવી, તેનો ઉપયોગ કરવામાં સફળતા મેળવી છે,

હાડકાં ઉપરાંત મુડદાલ માટી ખાતર તરીકે ઉપયોગમાં લઈ શકાય તેવી રીતે ધૂળ ભેળવીને તેનો વપરાશ બોટાદના અમુક ખેડૂતોએ કર્યો છે. આ સંબંધમાં ખાસ નોંધવા જેવો દાખલો તો તળાજા મહાલના ઉત્સાહી દરબારી ખાતાદાર ખેડૂત દોસ્તમામદ વલીમામદનો છે. મુડદાલ માટી અને હાડકાંનો ખાતર તરીકે પોતે ઉપયોગ કરી શકે અને બીજાને પણ તે બતાવી શકે, તેવા આશયથી ચાલુ સાલનો તળાજાનો ભામનો ઇજારો તેમણે રાખ્યો છે, તે એવી શરતે કે મુડદાલ માટી કોઈને ખોરાક તરીકે લેવા દેવે નહિ અને હાડકાનો ખાતર તરીકે ઉપયોગ કરશે આ ભાઈ દોસ્તમામદે આ વસ્તુનો ખાતર તરીકે ઉપયોગ જે રીતે કર્યો હોય, અને તેમ કરવામા મુશ્કેલી આવતા તેનો જે રસ્તો કાઢયો હોય અને તેથી તેમણે જે ફાયદો હાસલ કર્યો હોય તે સબંધીનો લેખ આવા સામાયિકમા તેઓ આપે તો નકામી જતી પણ કિંમતી વસ્તુના ઉપયોગના પ્રસારમા જરૂર મદદ થાય

જમીનમા કસ પૂરે તેવુ બીજુ ખાતર માણસના મળમૂત્રનું છે. ભાવનગર શહેરની ગંદકી આસપાસના ગામના ખેડૂતો, સારી કિંમત આપી ટસડીને લઈ જાય છે, પણ પોતાના ગામની ગંદકીના વ્યવસ્થિત ઉપયોગ માટે કોઇ ગામે કાંઈ યોજના કરી નથી, તે ખરેખર દિલગીરીની વાત છે. તેવી વ્યવસ્થા થાય તો ગામડાના ખેડૂતોને સારૂં ખાતર મળવા ઉપરાંત ગામની સુઘડાઇ અને સુખકારીમાં સારો ફેર પડે. આ દિશામાં છૂટાછવાયા ગામોએ ઓછોવત્તો પ્રયાસ થયો છે. તેનો નોંધવા જેવો દાખલો નોંધણવદર તપાના મોજે હણોલનો છે. ત્યાં સ્ત્રીઓ માટે, વાડાની કબજાબંધ જગ્યા વાળીને, પાયખાના કરેલ છે ત્યાં ખાડા ખોદી ઉપર માટી નાખવાની વ્યવસ્થા રાખેલી છે. બીજા સ્થળોએ આવા વાડાના પાયખાના હોય છે, ત્યાં મોટા ભાગે સાફસુફીની કાંઇ વ્યવસ્થા હોતી નથી, અને ગામના રખડતા ઢોર ઓખર ખાઈને તે જગ્યા સાફ કરે છે પણ હણોલમાં સ્ત્રીઓ માટે કળશે જવા સારૂ ઠરાવેલ બંધીયાર જગ્યામાં ખાડા ખોદી નજદીક ધૂળના ઢગલા રાખી ગંદકી ઉપર તે નાખવાની વ્યવસ્થા રાખી છે. શરૂઆતમાં મહાવરાના અભાવે સ્ત્રીઓ કળશે બેઠા પછી ધૂળ નાંખવાની કાળજી રાખતી નહિ, એટલે ગામના બે-ચાર ઉત્સાહી યુવકોએ સ્ત્રીઓ કળશે બેઠી હોય, તેના ઉપર નિયમિત ધૂળ નાખવાનુ માથે લીધુ. પોતાની ગંદકી આ રીતે ગામના યુવકો સાફ કરે છે, તેથી શરમાઇને સ્ત્રીઓએ કુટેવ સુધારી અને પોતાની ગંદકી ઉપર ધૂળ નાખતા શીખી, આ વસ્તુની વિગતવાર માહિતી સામાયિક દ્વારા પ્રગટ થાય તો તેથી ગામનું આરોગ્ય સુધરે અને આપોઆપ ખેડૂતોને સારૂં ખાતર પણ મળે,, તેવી યોજના બીજા ગામોમાં દાખલ કરવાનુ શકય બને.

ખેડુતો પોતે જેટલી સખ્યામા ઢોર રાખતા હોય તેના પ્રમાણમા ઢોરનો નિભાવ થઈ શકે અને ઢોરને ઊભા રહેવાની જગ્યા મળે એવી બે ચાર વીઘા કે કે તેથી ઓછીવત્તી જમીન બીડકા તરીકે રાખે તે જરૂરનુ છે ખાતાની બધી જમીન સરખી હોતી નથી અને તેમા અમુક ખરાબા જેવા ભાગ હોય છે, તેમા મહેનત અને ખેડના પ્રમાણમાં વળતર મળતું નથી. આને બદલે તેવી જમીન બીડકા તરીકે રાખી તેમાં બાવળ ઉછેરે તો જમીન સુધરે અને તેટલા

બાગમાં બાવળ નીચે ચરાણ હોય, તેથી પોતાના ઢોરનો પણ થોડે ઘણે અંશે નિભાવ થઈ શકે. બાવળની સંખ્યા વધતાં સાંતીના લાકડા તરીકે તે ઉપયોગમાં લેવાય. તે ઉપરાંત બળતણ તરીકે બાવળના સોરણ વિગેરેનો પણ ઉપયોગ થઇ શકે, અને તેમ થાય તો ચોમાસા સિવાય આઠ મહીના જે છાણકુચો છાણા તરીકે સુકવીને બળતણ તરીકે વેડફી નાખવામાં આવે છે તે ખાતર તરીકે બચાવી શકાય. આ પ્રમાણે પોતાના ખાતાની જમીનમાં સારી સંખ્યામાં બાવળ અને બીજા ઝાડ ઉછેર્યા છે, તેવા ઉમરાળાના પટેલ કાનજી રૈયાના અને રાજુલા તપાના ચારોડીયાના આયર પટેલ કડવા અને કુંડલા તપાના ઇંગોરાળાના ખેડૂત પોલરા બાવા ગલાના દાખલા યાદ આવે છે. આ ત્રણ ખેડૂતો બળતણ તરીકે છાણાનો ઉપયોગ કરતા નથી અને આખા વરસનો છાણકુચો ખાતર માટે સંઘરે છે. કુંડલામાં દુષ્કાળના વર્ષે પણ આ ઇંગોરાવાળાના પટેલના સામટા ઢોરનો નિભાવ, ઘાસની તગાવી લીધા સિવાય બાવળ નીચેના ચરાણમાં જ તે કરી શકયો હતો. આ ખેડૂતો માટે જે વાત શકય છે, તે સરખી સ્થિતિના બીજા ખેડૂતો માટે પણ ખચિત અશકય હોવી ન જોઈએ; એટલે તેમના અનુભવનો યોગ્ય પ્રચાર થવાની જરૂર છે.

ઉપર જણાવેલ ઢાંગલાના પટેલ ગીગા શામળાએ બહુ મોંઘો નહિ એવો કડબ કાપવાનો સંચો વસાવ્યો છે, જેથી કડબની ઓગઠ પડતી નથી અને ૩૦ થી ૪૦ ટકા જેટલી નકામી જતી કડબ બચી જાય છે. કપાસ માંડવીના વધી ગયેલા વાવેતરને લઈને સાગ વર્ષે પણ નિરણની તાણ ખેડૂતોને રહે છે. એટલે આ સાધન પહોંચતાં ખેડૂતો પોતાથી અગર તેમ નહિ તો આખા ગામ ખાતે એકાદ બે સંચા જરૂરીઆતના પ્રમાણમાં વસાવવામાં આવ્યા હોય તો જરૂર લાભદાયી નિવડે પણ તેમ કરવાને બીજા ગામના ખેડૂતો ઉત્તેજાય તે સારૂ આ સબંધેની વિગતવાર માહિતીનો પ્રચાર થવાની અપેક્ષા છે, જે આવા સામાયિક દ્વારા જ બની શકે.

બોરડીના ઝાંખરા જ્યાં ત્યાં વગડાઉ ઉગે છે અને વાડ કાંટા સિવાય તેનો બીજો ખાસ ઉપયોગ થતો નથી, પણ એકાદ વર્ષથી ભડારીયા, ભુભલી અને ત્રાપજ તપાના અમુક અમુક ગામોએ તે બોરડી ઉપર આંખ ચડાવી તેના ઉપર કાશીના મોટા બોરનો ફાલ લઈ શકાય તેવી તજવીજ થઇ છે. તેરી જ રીતે ખેતીવાડી ખાતાદ્વારા પરવળ, બટાટા, સુરણ, આદુ હળદર વિ. ના વાવેતર માટે છુટીછવાઈ જગાએ પ્રયોગો કરવામાં આવે છે. બજુડ જેવા ગામે જ્યાં કાળી ચીકણી માટી છે ત્યાં સુરણના વાવેતરમાં સફળતા ન મળી ત્યારે તળાજા તપાના ભદ્રાવળ અને મણાર જેવા ગામે રેતીમિશ્રિત ભરભરી માટી છે એટલે જમીન અંદર વધતા આ કદ માટે વિશેષ અનુકૂળ છે ત્યાં સુરણના વાવેતરનું ઠીક પરિણામ આવ્યું છે એટલે સરખી સ્થિતિના બીજા ગામોએ આવા વાવેતર સંબંધી વિગતવાર માહિતી આપવાથી આવા કદના વાવેતરનો પ્રચાર થઇ શકે.

ભુભલી તપાના દરિયા કાંઠે આવેલા લાખણકા ગામે બે ત્રણ કાજુના ઝાડ અનાયાસે ઊગેલા છે અને કાજુનો ફાલ પણ ઠીક ઠીક આવે છે તે કાજુના ઝાડ છે તે વાતથી પણ ગામલોકો અજ્ઞાત હતા. આવા બીજા ઝાડ કેમ ઉછેરવા તે બાબતની તજવીજ ચાલે છે તેમાં સફળતા મળે તો કંઠાળના આવા ભીની હવાવાળા બીજા ગામોએ પણ આવા કિંમતી ફળાઉ ઝાડોના ઉછેરનો પ્રચાર થઈ શકે. તેમ કરવામાં આવું સામાયિક ખચિત ઉપયોગી થાય.

તળાજા મહાલના ઠળીયા ગામે ગામલોકોએ પોતાથી જે સ્થાનિક નીપજનો માલ ગામમાંથી રવાના થાય તેનું દરગાડી એક એક આના મુજબ ધર્માદાનું લેવાણ દાખલ કર્યું અને એ રીતે એકઠી થયેલ રકમમાંથી ગામ ખાતે સારૂં પાકું મકાન રૂપીયા અઢીહજાર જેટલી રકમ બંધાવ્યું છે, અને ગામની એક મોટી

પૂરી પાડી છે. બીજા ગામોએ આવા સાર્વજનિક કૂવા જેવા કામ નાણાની મુશ્કેલીને લઈને થઈ શકતા નથી, પરન્તુ કોઇના ઉપર ખાસ બોજો પડયા સિવાય આવા નાણા એકઠા કરવાની રીત જેની સફળતા ઠળીયા ગામના અનુભવે સિદ્ધ કરી છે તે રીતની વિગતવાર માહિતીનો ફેલાવો થાય તો નાણાની મુશ્કેલીનો ઉપાય બીજા ગામોને પણ સૂઝે અને એ રીતે કૂવા જેવા સાર્વજનિક કામો બહારની મદદના અવલંબન સિવાય ગતિમા મૂકાય

સયુક્ત પ્રાતવાળા ડૉ નેહરૂ ( I. C S ) તેમણે લોકપ્રિય બનાવેલ ઈલેક્ટ્રો કલચરની પદ્ધતિનુ જાપાન અને અમેરીકા જેવા દૂર દેશ સુધી અનુસરણ થયુ છે અહિં પણ તેની અજમાએશની શરૂઆત કરવામા આવી છે દસ્ક્રોઈના મોજે નારીના પ્રાગજી પટેલને જમરૂખ દાડમની વાડી છે, થોડા જમરૂખના ઝાડ ઉપર લીલા કાદવીઆ જમરૂખ જ આવતા, તેને ઈલેક્ટ્રોકલચરની પદ્ધતિએ સ્પાર્કવાળુ પાણી પાતા તે જામફળનો રગ સુધરી પીળો થયો છે અને તેના કદમા ફેર પડયો છે અને ફાલ પણ વહેલો ઊતર્યો છે તે એટલે સુધી કે બધા ઝાડનો પાક સામટો આવી ન જાય તે સારૂ આ સ્પાર્કવાળુ પાણી આપવાનુ બધ કરવાની જરૂર પડી તેવી જ રીતે મહુવા મહાલના કોજલીના ગ્રામસ્વાયતના પ્રમુખ, પ્રસિદ્ધ થીઑસોફીસ્ટ ગ શ્રી હરજીવનદાસભાઈ મહેતાએ પણ ઈલેક્ટ્રોકલચરની પદ્ધતિએ બાજરાના બીયારણને સ્પાર્ક આપીને વાવેતર કર્યું હતુ તેથી બાજરાનો દાણો મોટો આવ્યો છે અને પાકમા પણ સારો ફેર પડયો છે એવો તેમનો અનુભવ થયો છે બીજી રીતે પણ માણસ અને ઢોરના રોગમા શ્રી હરજીવનદાસે ઇલેક્ટ્રોકલચરનો ઉપયોગ કર્યો છે. થોડા વખત પહેલા કોજલી ગામે ગાયોનુ પ્રદર્શન શ્રી હરજીવનદાસભાઈના પ્રયાસથી ગોઠવાયુ હતું બીજા ગામથી આવેલ એક ગાયને આફરો ચડયો પણ ઈલેક્ટ્રો-કલચરની ટ્રીટમેન્ટ આપવાથી તાત્કાલિક તેને ( રીલીફ ) આરામ આપી શકાયો હતો

જૂની મોટરનો નીરૂપયોગી થએલો મેગ્નેટ સસ્તી કિંમતે મળે છે તે વડે સામાન્ય ખેડૂતો પણ આ ઈલેક્ટ્રો-કલચરનો લાભ મેળવી શકે છે આ ઉપયોગી બાબતનો પ્રચાર કરવામા આવુ એ સામાયિક ખચિત ઉપયોગી સાધન બને ધોળ ફાર્મની સ્કુલમા કામ કરતા શિક્ષક શ્રી અબાશકર પડયાએ આ સબધેની અનુભવવાળી માહીતી એકઠ કરી છે તેનો અમુક ભાગ તો તેમણે ગુજરાતી, મુબઈ સમાચાર જેવા છાપામા પણ પ્રગટ કર્યો છે અહીંની સ્થિતિસજોગોને વિશેષ બધબેસતી થાય એવી આ વિષયની માહિતી રા પડયા આપે તે ઇચ્છવા જોગ છે

શ્રી હરજીવનદાસભાઈએ તેમના કોજલી ગામે માડવીનુ વાવેતર પહોળા પાટલાની રીતે ગઈ સાલ કર્યું હતુ તેમા માવઠાનો વરસાદ થવાથી કે ચાસમા વધારે ખાતર પૂરવાથી કે બીજા કારણે માડવીના છોડ સીધા ( Vertical ) ખૂબ વધી ગયા આમ બને છે ત્યારે વધેના છોડના ઉપરના ફુમકાના ભાગને કાપી નાખીને ગોડન તરફ, ઢોરને નીરવામા આવે છે અને તેથી છોડ વધારે સીધો નહિ વધતા બન્ને બાજુ ( Horizontal ) વધારે બળ કરે છે. અને વધારે સખ્યામા દાદા મૂકે છે, એવી માહિતી મહુવા મહાલના ડેપ્યુટી વહીવટદાર સાહેબ અને મૂળ ગોડળના વતની ભાઈશ્રી ડાહ્યાભાઈ વડાવીયાએ પોતાના અનુભવ ઉપરથી શ્રી હરજીવનદાસભાઈને આપી આ પ્રમાણે સીધા છોડ બીજા ઘણા સ્થળે વધ્યા હશે ત્યા આ વાતની જાણ થાય તો છોડની ઉપર ઉપરનો ભાગ કાપીને ભાદરવા આસો મહીનામા લીલો ચારો ખેડૂતો પોતાના ઢોરને આપી શકે, છોડ સીધા નકામા વધતા અટકી જાય અને બન્ને તરફના પાટલામા પાથરા વધે એટલે માડવીનો પાક પણ વધારે સારો ઉતરે એ દેખીતું છે

આવી આવી વિગત ઘણી ઝીણી અને વખતે નજીવી પણ લાગે, પરન્તુ તે ઉપયોગી છે તેની તો ના પાડી શકાય નહિ અને બાબત કદાચ ઝીણી

અને નાની હોવાથી જ તેના તરફ જોઈતું લક્ષ્ય નહિ રહેતા ખેડૂતોની જાણ બહાર રહેવા સભવ છે એટલા માટે જ તે સબધેની વિશ્વાસપાત્ર માહિતીનો વિશેષ ફેલાવો થવાની અપેક્ષા રહે છે.

ગામાયત પાણી પીવાના કૂવા આગળ ઘણે ઠેકાણે પુષ્કળ પાણી ઢોળાય છે અને આસપાસ ખેડી કે માદલ જેવુ જામે છે અને તેનું ગદુ પાણી જમીનમા ઉતરીને કૂવાના પાણીને બગાડે છે. આવી ખેડી પૂરાવી દેવા અને ઢોળાતા પાણીના નિકાલ માટે જુદી જુદી રીતે કુડલા મહાલના જીરા ગામે, શિહોર મહાલના મોટા સુરકા અને છાપરી ગામે અને ઉમરાળા મહાલના બજુડ ગામે રસ્તો કાઢવામા આવ્યો છે આ સબધીની વિગતવાર માહિતીનો ફેલાવો થવાથી બીજા ગામોએ અનુભવાતી આવી મુશ્કેલીનો ઉપાય જરૂર થઈ શકે

ઉમરાળા મહાલનું ટીબી ગામ ઉમરાળાથી ધોળા જતી સડકથી થોડે દૂર આવેલુ છે, પણ ચોમાસામા સડક અને ગામ વચ્ચેના રસ્તામા ખેડી જેવુ થઈ જવાથી અવરજવરમા પારાવાર મુશ્કેલી આવતી આ સુ રુડમાથી ખર્ચ કરીને અને વધારે તો ગામ લોકોએ સામટો હલચો કરી પથ્થરના ગાડા વહી લાવીને અરધા પોણા માઈલમા પથ્થરની પાકી સડક પોતાની જાત મહેનતથી કરી છે જેટલી સડક રીતસરના ધોરણે પાકી બધાવતા નિદાન બે ત્રણ હજાર રૂપિયાનો ખર્ચ થાત અને તેટલી મોટી રકમ મળવા કે એકઠી કરવા પર રાહ જોઇને લમણે હાથ દઈ ગામ લોકો બેસી રહ્યા હોત તો તે કદી બધાત નહિ પણ સ્વાશ્રયથી અને સામુદાયિક પ્રયાસથી ગામલોકો સહેલાઈથી તે બાધી શકયા છે અને તેથી ગામની કાયમની અગવડ દૂર થતા ચોમાસામા પણ અવરજવરનુ સાધન સુલભ થયુ છે. આજ પ્રકારની મુશ્કેલી વર્ષોથી બોટાદ કસ્બાના રેલ્વે સ્ટેશન તરફની સીમમા ખેડૂતોને પડતી દરબારશ્રી તરફથી આપેલ થોડી મદદ ઉપરાત વધારે તો તે સીમના ખેડૂતોના સહકાર અને સામુદાયિક પ્રયાસથી ખેડીની જગ્યા સુધારવામા આવી છે. અને ચોમાસામા અવરજવર થઈ શકે તેવી સગવડ થઈ છે.

આ સામયિક દ્વારા, આવા બીજાને દાખલો લેવા જેવા સારા સફળ પ્રયાસોની વાત બહાર આવે તો બીજા ગામો પણ જ્યા આ પ્રકારની મુશ્કેલીથી મુઝાતા હોય ત્યા તેનુ અનુકરણ થઈ શકે અને પડતી મુશ્કેલીનો કાયમ માટે ઉપાય થાય

લગ્ન, ઘરઘરણા વિગેરે પ્રસગે થતા અમર્યાદિત ખર્ચ અંકુશમા લાવી શકાય તે સારૂ ખરક અને બીજી જ્ઞાતિઓએ જ્ઞાતિના ધારા દરબારશ્રી પાસે મજુર કરાવ્યા છે એ રીતે દરબારનો તે ધારાના અમલમા હાથ હોવાની જ્ઞાતિના નિયમોનું વધારે સારી રીતે પાલન થાય છે આ સબધેની ખાત્રી લાયક માહિતી વિગતવાર આપવામા આવે તો બીજી જ્ઞાતિઓ જેઓને આવા વ્યાવહારિક પ્રસગે થવાના ખર્ચને અંકુશમા લાવવાની મુશ્કેલી હોય તેઓ પોતાની જ્ઞાતિના ધારાધોરણ દરબારશ્રી પાસે રજીસ્ટર કરાવવાને ઉત્તેજાય

આવા સામાજિક પ્રસગોએ થતો ખર્ચ જ્ઞાતિદ્વારા અકુશમા લાવવા ઉપરાત વિકટર મહાલના ગ્રામપચાયતવાળા ગામ બર્મટાણામા એક જ જ્ઞાતિના નહિ પરતુ ગામની તમામ જુદી જુદી જ્ઞાતિના લોકો એ ભેગા થઈ ને સીમતના પ્રસગે વરો નહિ કરવા ઠરાવ કર્યો છે અને એ રીતે અયોગ્ય થતો ખર્ચ બધ કર્યો છે ઉપરાત ગ્રામસુધારાની ઝાડ ઉછેર અને ઝાડરક્ષણ માટે, ગામમા નાની મોટી કમિટી નીમીને ગામમા પદ્ધતિસર કામ થાય એવી ગોઠવણ રાખવામા આવી છે ઊગતા ઝાડને વધારે નુકશાન ભરવાડ રબારી જેવી માલધારી કોમ તરફથી થાય છે, એટલે અગમચેતી વાપરીને ઝાડ રક્ષણ સમિતિમા એ કોમના માણસોને ખાસ યોજ્યા છે જેથી તેમનો પોતાની કોમના બીજા ભાઈઓ ઉપર વિશેષ શેહ અને અકુશ રહે

વળી આ બર્મટાણા ગામે વાણીયા, બ્રાહ્મણ સિવાય અથવા તો તે ઉપરાત બીજી કોમના સ્ત્રી પુરૂષ વર્ગના ઘણા માણસોએ હમેશા નાવા ધોવાનુ નીમ લીધુ છે, અને તે નીમનુ બરોબર પાલન કરાવવા

સારૂ સ્ત્રી અને પુરૂષની જુદી જુદી સમિતિ નીમવામાં આવી છે. બીજા ચ્હા, બીડીનો ઉપયોગ નહિ કરવા વિગેરેના પણ નીમ આ ગામે અમુક અમુક માણસોએ લીધા છે, અને તેના યથાર્થ પાલન માટે તે બાબતની સમિતિ નીમીને વ્યવસ્થા કરવામાં આવી છે. આ પ્રકારનો સુધારો બીજા ગામે કરવા તજવીજ થાય છે પરતુ શરૂઆતનો ઉત્સાહ મદ પડી જતા તે પ્રવૃત્તિ શિથિલ થઈ જાય છે અને સ્થાયી પરિણામ આવતુ નથી. પણ આ બર્વટાણા ગામે જુદી જુદી પ્રવૃત્તિ માટે સમિતિઓ નીમવાની જે ગોઠવણ પચ્ચે ગ્રામ-પંચાયત ઓફિસર ભાઇ કાશીરામ અને તે ગામના દરબારી શાળાના ઉત્સાહી શિક્ષકના પ્રયાસ અને સમજાવટથી રાખવામા આવી છે તે પ્રકારની વ્યવસ્થા બીજા ગામોએ થાય તો સારી પ્રવૃત્તિનું સ્થાયી પરિણામ આવે, પણ બર્વટાણાના અનુભવની માહિતી અને જાણ બીજાઓને થાય તોજ તેના અનુકરણ માટે સુગમતા થાય.

આ બર્વટાણા ગામની નિશાળમા તથા શીહોરના ઉંબરી અને કુડલાના ઘોરડીની નિશાળોમા છોકરાઓ પાસે હાથલોઢથી કપાસિયા લોઢાવવા અને રેંટિયાથી રૂ કતાવવા પ્રયાસ થયો છે. તેમા બહુ તો સફળતા મળી નથી પરતુ જે થોડી સફળતા મળી હોય અને જે મુશ્કેલી આવી હોય તેના અંગની માહિતી આવા સાધનો દ્વારા આપવામાં આવે.અને ચર્ચા થાય તો આ પ્રયોગમા આવની મુશ્કેલીનો ઉપાય સૂઝે અને તેનો વિશેષ પ્રચાર પણ થાય.

માણુસની ગદકીના ખાતર વિષે ઉપર ઉલ્લેખ કરવામા આવ્યો છે, શહેર ભાવનગરની ગદકીના ખાતરનો ઉપયોગ આસપાસના અધેવાડા, બુધેલ, માલણકા વિગેરે ગામના ખેડુતો કરે છે. બુધેલના ખેડુતો ખાસ કરીને પિત્તના ઘઉંના વાવેતરમાં આ ખાતરનો ઉપયોગ કરે છે. તેથી ઘઉંનો દાણો દેખાવમાં તેજદાર અને પે પાયેલો થાય છે પરતુ તે ઘઉની રોટલી વાસી રાત રહેતા તેમા ચીકાશ આવે છે અને ઉતરી જાય છે. એટલે તેનો દોષ મેલાના ખાતર ઉપર નાખવામાં આવે છે. ખરી હકીકતમાં મેલાનું ખાતર વધારે ઉગ્ર અને કસદાર હોવાથી મોલાતને જેવું ને તેવું આપવાથી ઉપર જણાવ્યા પ્રમાણેનું પરિણામ આવે છે, પરતુ તેમાં ધૂળ અને કચરો ભેળવવામાં આવે તો તેનુ પ્રમાણ અને ગુણ બન્ને વધે અને મોલાત પચાવી શકે નહિ એટલુ ઉગ્ર રહે નહિ. આ વસ્તુ બુધેલના ખેડૂતોને સમજાવતા એક બે ખેડૂતોએ માટી ભેળવવાનુ કબૂલ કર્યું છે. તેનું સંતોષકારક પરિણામ આવે તો તેની પ્રસિદ્ધિ થવી ઘટે.

બીજી તરફથી ખુદ ભાવનગરની મ્યુનિસિપાલિટીએ એ ગંદકીનું ખાતર કુડ ફોર્મમાં આપવા તેને બદલે સહેરનો બીજો કચરો પણ ગદકી સાથે પદ્ધતિસર ભેળવીને તેનું મિશ્રિત ખાતર આપવાની વ્યવસ્થા કરી છે. ગદકીનું ખાતર ગાડી એકના બે રૂપિયે ખેડૂતો લઈ જતા અને આ મિશ્રિત ખાતર ગાડી એકના આઠ આને આપવાનું નક્કી કર્યું છે છતાં મ્યુનિસિપાલિટીની ઉપજ ઓછી નહિ આવે અને ખેડૂતોને વધારે સસ્તુ અને નકરા ગદકીના ખાતરમાં જે દોષ હતો તેથી મુક્ત એવુ ખાતર મળશે એમ આશા રહે છે. આ પ્રયોગ ભાવનગરની મ્યુનિસિપાલિટી સફળતાપૂર્વક પાર ઉતારે તો તે પદ્ધતિ બીજા કસ્બાની મ્યુ. ને અનુકરણીય થાય. અને અત્યારે કસ્બામા ગદકીના 'Sanitary Disposal'ની મુશ્કેલી આવે છે તે દૂર થવા સાથે કસ્બાની આસપાસના ગામના ખેડુતોને તેમને પોસાણ થાય તેવા ભાવે સારૂ ખાતર મળવાની પણ અનુકૂળતા થાય

સહાયકારી મંડળી અમુક ગામે નિષ્ફળતા નીવડવાનો કડવો અનુભવ થયો છે તેમ બીજા હાથ ઉપર ખરેખર ગનોષ થાય તેવી સફળતા પ્રાપ્ત કરી હોય તેવી મંડળીના દાખલા પણ મળી આવે છે. આવો નોંધવા જેવો દાખલો બજુડની સહાયકારી મંડળીનો છે. તેનો પ્રશસાપાત્ર વહીવટ મંડળીના સેક્રેટરી ભીખા પટેલની સતત કાળજી, ખંત, સારી આવડત અને વહેવાર કુશળતાને આભારી છે અને પરિણામે આ મંડળીએ

રૂા ૫૦૦૦) જેટલો ચોકખો નફો મેળવ્યો છે. એ નફામાથી રૂ. બેથી અઢી હજાર જેટલી કિંમતનું પાકુ મકાન મડળીએ બધાવ્યું છે. તેમા મડળીની અને ગ્રામપચાયતની ઓફીસો બેસે છે. ઉપરાંત મડળીની પેટા પ્રવૃત્તિ તરીકે એક સ્ટોર તે મકાનમા ખોલવામાં આવ્યો છે તેમાં મડળીના સભ્યોને ચાલુ બજારભાવ કરતા રૂપિયે બેથી ચાર આના ફેરે પાણકોરૂ, કપાસિયા, ગ્યાસતેલ, તેલ, કાથી, સુતર, ચવડા વિગેરે હંમેશની ઘર અને ખેતી ઉપયોગી વસ્તુઓ ઉધાર અને રોકડેથી વેચવામા આવે છે. આ મકાનમા વળી ભાડુ ઉપજે તેવી દુકાન પણ ઉતારવામાં આવી છે અને એક ભાગમા ગામનો ધણખુટ બંધાય તેવી સગવડ રાખવામાં આવી છે આ નમુનેદાર મડળીની હકીકત અને ખાસ કરીને તેના હસ્તકના ચાલતા સ્ટોરની હકીકત ભીખા પટેલ પાસે લખાવીને વિગતવાર છપાવી હોય તો જરૂર બીજી મડળીઓને તેમના વહીવટમા યોગ્ય સુધારો કરવામા અને જેની પાસે ઠીક ઠીક રીઝર્વ ફડ જમા થયુ હોય તેવી મડળીઓને સ્ટોર્સ જેવી પેટા પ્રવૃત્તિ કાઢવામા સારૂ દિશાસૂચન મળે.

તળાજા મહાલના તાપજ તપાના પીપરલા, સથરા, મથાવાડા જેવા ગામે ખેડૂતોની નબળી આર્થિક સ્થિતિને લઇને સહાયકારી મડળી કાઢવા માટે શરૂઆતની જે થાપણ જમા કરાવવી જોઇએ તેમ કરવામા મુશ્કેલી આવતી પણ સારા નસીબે સથરાના શેઠ નરોત્તમદાસ ખેચરભાઈએ સથરા અને મથાવાડા ગામના ખેડૂતોને રૂા ૨૦૦૦) બે હજાર મોટુ જોખમ ખેડીને ધીર્યા અને તે તે ગામના ખેડુતોને સહાયકારી મડળીમાં થાપણ તરીકે જમા કરાવી તેવી રીતે પીપરલા ગામે માત્ર સેવાભાવથી ગામડાઓમા કામ કરતા શ્રીયુત વેણીશકરભાઈ ભટે રૂા. ૧૦૦૦ એક હજારની સગવડ પીપરલાના ખેડુતને કરી આપી અને એ ગામના ખેડુતો સહાયકારી મંડળી સ્થાપવાને શક્તિમાન થયા એ રીતે ઉછીની લીધેલ રકમ વ્યાજ સાથે પાછી ઘણીખરી ભરી દેવામા આવી છે, અને એ ગામે મંડળીઓ એકંદરે સારી સ્થિતિમાં મૂકાઈ છે. અને નાણા ધીરનારને પણ સામાન્ય રીતે બેકમા વ્યાજ ઉત્પન્ન થાય તે કરતાં વધારે સારા વ્યાજનો લાભ મળે છે એ સબધેનો માહિતિપૂર્ણ લેખ આ સામાયિકમા આવ્યો હોય તો બીજા ગામો જ્યાં ખેડુતો સહાયકારી મડળી સ્થાપવા ઉત્સુક હોય પરતુ શરૂઆતની નાણાની મુશ્કેલીને લીધે તેમ કરી શકતા ન હોય તેઓને અગર તેમને મદદ કરવાને તત્પર એવા બીજા ભાઈઓને એવી મુશ્કેલીનો જરૂર રસ્તો સઝે અને નવી મડળીઓ સ્થાપવામા ઘણી અનુકૂળતા થાય.

દરબારી શાળાઓની સગવડ જ્યા નથી તેવા નાની વસ્તીવાળા ગામોએ ગ્રામસુધારણા ફડમાથી મળતી મદદના ટેકાથી મહુવા મહાલના ઘણા ગામોએ અને ભાલના રાજપરા જેવા ગામે પણ ગામઠીશાળાઓ ચલાવવાનો સફળ પ્રયાસ કરવામા આવ્યો છે. તેવી જ રીતે નાની ઉમરમા જેઓ કેળવણીથી વચિત રહ્યા હોય તેવા મોટી ઉમરના ભાઈઓને રાત્રીશાળા દ્વારા અક્ષરજ્ઞાન આપવા મહુવાના કોજળી, વિકટર મહાલના બર્ગટાણા, ઉમરાળા મહાલના હળીયાદ વિગેરે ગામે તજવીજ થઈ છે લોકોની નિરક્ષરતા ઓછી થાય તેવી પ્રવૃત્તિનો જેમ બને તેમ ફેલાવો થવાની જરૂર છે, એટલે આ પ્રયાસ જ્યા જ્યા ઓછીવત્તી સફળતાપૂર્વક કરવામા આવ્યો હોય ત્યાની વિગતવાર માહિતીની જાહેરાત થવાથી બીજાને તેનુ અનુકરણ કરવા જરૂર પ્રેરણા થશે અમુક ગામે તો ઉપર જણાવ્યા પ્રકારની ગામઠીશાળા એવી સરસ ચાલતી જોવામા આવી હતી કે ગામની વસ્તીની સખ્યાનો બાધ નહિ ગણતા તે ગામે ખાસ કેઇસ તરીકે દરબારી શાળાની સગવડ આપવાનુ કેળવણી ખાતાને ઉચિત લાગ્યુ હતુ

ગામડાઓનો પુરતો અનુભવ ન હોય તેઓને બહુ આવશ્યક ન લાગે તેવી એક સગવડ લગભગ દરેક ગામને જેની પુરી જરૂર કહી શકાય તે સ્મશાનની છાપરીની છે. પૈસા ખર્ચતા પણ લાકડાનુ બળતણ

ગામડામાં મળતું નથી. અને તેવા બળતણની અછત અને મોંઘારતને લઈ ને મરણ પ્રસંગે શબને બાળવામાં અતિશય મુશ્કેલી આવે છે. ચોમાસામાં વરસાદ વરસતો હોય અને પવન ફુંકાતો હોય ત્યારે આ મુશ્કેલીમાં એ બાબતનો સીધો અનુભવ થયા સિવાય ઝટ ખ્યાલ ન આવી શકે તેવો ઉમેરો થાય છે; અને મરનારની વાંસે બાળવા જનાર ડાઘુઓ અધમુવા જેવા થઇ જાય છે; છતાં ઘણી વખત શબને પૂરો અગ્નિસંસ્કાર દેવાતો નથી અને ગામની સુખાકારી બગાડે તેવી અધકચરી સ્થિતિમાં શબને છોડી દેવાની જરૂર પડે છે. આ મુશ્કેલી ટાળવા દસકોઈના ભંડારીયા, ઉમરાળા મહાલના માંડવા, સણોસરા વિગેરે ગામોએ ખાસ ફંડ ફાળો કરીને અને ખૂટતી મદદ ગ્રા. સુ. ફંડમાંથી મેળવીને સ્મશાનની છાપરીઓ પાકી બાંધવામાં આવી છે, જેના અનુકરણ માટે આ સંબંધીની વિગતવાર માહિતી પ્રસિદ્ધ થવાની જરૂર છે.

હાથીઆ થોરને જીવાત લાગુ પડવાથી, લગભગ તેનો સાર્વત્રિક નાશ થયો છે. તે એટલે સુધી કે તેનું બીજ પણ રહેશે નહિ તેવી દહેશત રહે છે. સારા નસીબે જે પ્રકારની જીવાત (Cochiteal insects) હાથીઆ થોરનો નાશ કરે છે, તે બીજી વનસ્પતિને નુકસાનકારક નથી. ગામના પાદરમાં કે ગામની નજદિક આ થોરો વધેલા હોય તેનો નાશ કરવો તે મુંઝવનારો સવાલ હતો. હવે તો કુદરતી આફત આ થોર ઉપર ઉતરી છે, અને ખેતર તથા વાડીઓનું ગઢની જેમ આ થોરની વાડો રક્ષણ કરતી, તે નાબુદ થતાં, ખેતર અને વાડી ખુલ્લાં થઈ ગયાં છે. અને હાથીઆ થોરની જગ્યાએ તેવી બીજી કઈ જાતની વાડ કરવી તે મુશ્કેલ સવાલ ખેડૂતો સામો ઉભો થયો છે.

ડાંડલીઆ અને કાંટાવાળા થોરની અગર કેતકી અગર હાડસાંકળીના વેલા વિગેરેની વાડ અમુક અંશે થોરની વાડની જગ્યા લઈ શકે તેમ છે. પણ ભાવનગરની પાસે નારી અને સુધેલા જેવા ગામોએ દાડમ અને જમરૂખના જેવા કીમતી મોલનાં રક્ષણ માટે ખેડૂતોએ કાંટાળા તાર ( Barbed wire )ની વાડ કરવાનું દુરસ્ત ધાર્યું છે.

શરૂઆતમાં થોડી ખર્ચાળ આ વાડ જણાય પરંતુ તેવી વાડ રોઝ, ડુક્કર વિગેરે જંગલી જાનવર સામે પણ વાડી અંદરના મોલ અને ફળાઉ ઝાડનું રક્ષણ કરે છે, અને આ ખેડૂતોના અનુભવ પ્રમાણે તો આ વાડ એટલી બધી ખર્ચાળ નથી કે ખેડૂતોને કરવી ન પરવડે. નાશ થયેલા થોરની જગ્યાએ કેતકી કે કાંટાળા થોરની નવી વાડ તૈયાર કરતા તેમાં પણ ઓછોવત્તો ખર્ચ થાય અને ઘણી મહેનત પડે. અને વળી તેવી વાડ ખેતર કે વાડીનું રક્ષણ કરે તેવી તૈયાર થતાં રહેજે બે ત્રણ વર્ષ નીકળી જાય, જ્યારે કાંટાળા તારની વાડ તો તુરતમાં જ ઉભી કરી શકાય. અને તારની વાડની થાંભલીઓ નીચે ડામર લગાડવામાં આવે અને બીજી રીતે સારી હાલતમાં રાખવા કાળજી રાખવામાં આવે તો શરૂઆતમાં તે થોડી ખર્ચાળ લાગે તો પણ છેવટે આ તારની વાડ બીજી વાડને મુકાબલે સસ્તી નહિ તો ખાસ મોંઘી તો નહિ નીવડે એમ આ નારીના ખેડૂતોનું માનવું છે. આ સંબંધમાં, કેટલા વિસ્તારમાં કેટલો ખર્ચ આવે અને મુકાબલે તારની વાડ કેટલી વધારે ફાયદાકારક છે વિગેરે વિગતવાર માહિતી જેમણે આવા તારની વાડ કરાવી હોય તેવા ખેડૂતો પાસે લખાવીને તેને પ્રસિદ્ધિ આપી હોય તો તે અયોગ્ય નથી.

અલબત્ત આ સામાયિકમાં ખેતીવાડી વિષે કે બીજા વિદ્વત્તાભર્યા શાસ્ત્રીય લેખ છપાશે પણ માત્ર તેવા લેખોના જ વાહક નહિ થતાં તેમાં તુરત અમલમાં મુકી શકાય તેવા વ્યાવહારિક અનુભવમાં આવેલી ઉપર જે જે બાબતો જણાવેલ છે તે તે બાબત અને એવી બીજી હકીકતો વિષે પણ લેખો આવે તો આ સામાયિકની ઉપયોગીતા જરૂર તેથી ઘણી વધે અને ગ્રામ જનતા અને ખેડૂત જનતાને તેનો વિશેષ લાભ મળે તે દેખીતું છે; અને એટલા ખાતર જ કંટાળો ઉપજાવે તેટલા દાખલા–દષ્ટાંતો

ઉપર ટાંક્યા છે કે તેથી જુદી જુદી બાબતોની માહિતીના ફેલાવા માટે આ સામાયિક સાધનરૂપ થઇ શકે, તેનો વિશેષ સ્પષ્ટ ખ્યાલ આવે કહેવાની જરૂર નથી કે ઉપર જે જે જુદી જુદી બાબતનો ઉલ્લેખ કર્યો છે તે દરેક બાબત અનુભવ લીધેલા માણસથી સ્વતન્ત્ર લેખનો વિષય થઈ શકે તેમ છે અને આ લેખ લાંબો થયા છતા લખના જેવા વિષયોના માત્ર સૂચન રૂપે છે એમ કહીએ તો ચાલે

સહાયકારી મંડળીની પ્રવૃત્તિ અમુક અમુક ગામોએ સાવ નિષ્ફળ નથી ગઈ તો પણ જોઈએ તેવી પ્રગતિ તે કરી શકી નથી તે ચોક્કસ છે આવી નિષ્ફળતા કે મંદ પ્રગતિના કારણોમા મુખ્યત્વે શાખ (credit) ઠરાવવામા બેદરકારી શાખની મર્યાદા ઠરાવી હોય તેથી વધારે રકમની પક્ષપાત કે બીજા કારણથી ધીરધાર, ધીરેલ રકમના વ્યાજ અને મુદ્દલ પેટે વખતસર વસુલાત કરવામા કમ કાળજી કે ઢીલપ વિગેરે છે આ સબધેની અનુભવવાળી માહિતી ઉમરાળા મહાલના ઓનરરી ઓર્ગેનાઇઝર રાઘવજી રાજા, ટસા તપામા આ મંડળીની પ્રવૃત્તિના મુખ્ય પોષક ટસાના મુખી ખીમજી ભવાન તથા નિંગાળાની સહકારી મંડળીના સેક્રેટરી લખમણ પટેલ, વ્યક્તિગત દાખલા સાથે પૂરી પાડી શકે તેમ છે તેવી માહિતી તેમની પાસે લખાવી આ સામાયિક દ્વારા છપાવી હોય તો બીજી મંડળીઓ બેદરકારી ઓછા અનુભવ કે પક્ષપાતને કારણે ધીરધાર અને વસુલાતના કામમા જોઈતી વ્યવસ્થા જાળવી શકતી ન હોય તો તેમા અવશ્ય સારો સુધારો થાય

અમુક અમુક ગ્રામ પંચાયતવાળા ગામોએ પક્ષપાત કે પગારના પ્રલોભનથી જોઈતી લાયકાત ધરાવતા નહિ છતા પણ બીજી રીતે જેની ગામમા લાગવગ હોય તેવા માણસની તળાટી તરીકે પસંદગી થાય છે અને પરિણામે પંચાયતનુ કામ બગડે છે ગામમા ધીમે ધીમે કુસંપ અને પક્ષાપક્ષીનુ વાતાવરણ બધાય છે, અને એ રોગ વધતા, પંચાયત કા તો પાછી લઈ લેવા જેવી પરિસ્થિતિ ઊભી થાય છે અગર ગામલોકો પોતાથી પાછો દરબારશ્રી વહીવટ સભાળે એવી અરજ હેવાલ કરે છે, એટલે તળાટીની પસંદગી કેવા ધોરણે થવી જોઈએ તે સબંધમા તળાજા મહાલમા ઊંચડી તપાના ગઝમેર ગ્રામ પંચાયતના પ્રમુખ શ્રી માધવજી ભટ્ટ અને ત્યાની પંચાયતના તળાટી ભાઈ હ ગોવિંદદાસ માસ્તર, જેઓ તપાની બીજી પંચાયતના કામમા પણ સારો રસ લે છે તે ઉપયોગી માહિતી આપી શકે તેમ છે, એટલે તેમના પાસે લેખ લખાવને આ બાબતની ચર્ચા થાય તો તળાટીની પસંદગીનું ધોરણ નક્કી કરવામા તે જરૂર મદદગાર નિવડે

ટુંકામા અજમાએશ લીધેલા વિચાર અને અનુભવના Exchange and clearing (આપ લે અને પ્રચારના સાધન) તરીકે આ સામાયિકનો ખાસ ઉપયોગ થવો જોઇએ ઉપર કેટલાક ખેડુત ભાઈઓના નામો આપ્યા છે તેમાના ઘણાખરા બીજા ખેડુત ભાઈઓ સમજી શકે તેવી ભાષામા પોતાનો અનુભવ વર્ણવી શકે તેટલુ શિક્ષણ અને આવડતવાળા છે અને બીજા જે ભાઈઓ પોતાનો અનુભવ લખાણમા જણાવી શકે તેમ ન હોય તેવાની હકીકત સાંભળીને છપાવી શકાય તેના લખાણમા ઉતારવા તજવીજ થવી જોઈએ

ટુંકામા આ સામાયિક કાઢવાની પ્રવૃત્તિ ઘણી જ વખતસરની છે અને તેનો આદર થયેલો જોઈને ખરેખર આનદ થાય છે આ સામાયિકની કારકીર્દી ખેડૂત જનતા અને ગ્રામજનતાને અનેક રીતે ફળદાયી અને લાભદાયી નિવડો એવી મારી અંત કરણની શુભેચ્છા છે તેમા જ તેની સફળતા રહેલી છે

(ગ્રામજીવન)



# શિયાળ બેટ

આ બેટનું નામ અસલના વખતમા સહજીગપુર હતુ તે નામ તેમા એમના શિલાલેખ અને ચદ્રગરજી મનના શ્રાવકોના નગ્ન પુતળા ઉપરથી માલમ પડે છે તે ઉપરથી ગણાય છે આ બેટ કાઠિયાવાડમા જાફરા બાદ શહેરથી પાચ ગાઉ છેટે ઈશાન ખૂણામા છે ને તે આજ જજીરા સસ્થાનને તાબે છે આ બેટમા સફેદ આરસપહાણના ભુખરા પાષાણના તથા કાળા આરસપહાણના ઘણા નગ્ન પુતળા માલમ પડે છે ગોરખમઢીમા ગગા સરોવરના કાઠા ઉપર તથા ગામના ચોગમા એ પુતળાઓનો સારો જથ્થો છે આ બેટની ચોગરદમ જીર્ણ કોટ માલમ પડવાથી એમ અનુમાન થાય છે કે આ બેટ અસલ એક મોટુ શહેર હશે. કોટમા અને બીજી જગ્યાએ ઠેકાણે ઠેકાણે તરેહવાર કોતરણીના પત્થરો માલમ પડે છે બેટની ઉત્તર બાજુએ દરિયા કાઠા ઉપર જે કોટ આવેલો છે તે કોટના પાયામાં પત્થરના મોટા મોટા ચોસના કેટલાક કોતરણીવાળા અને કેટલાક કોરણી વગરના છે. ઉત્તરાદા કોટના દરવાજા ઉપર ભવાનીની નાની ઓરડી છે તે પણ જીર્ણ હાલતમા છે તેની નજીક તગીયાટ છોના મોટા મોટા ચોસલા માલમ પડે છે ઈશાન તરફના કિનારા ઉપર પાણીનો કોઠો પણ જીર્ણ હાલતમા છે તે કોઠો જોતા માલમ પડે છે કે અસલના વારામા આ શહેર એક મોટુ બદર હશે અને મોટા મોટા વહાણો વેપાર સારૂ આવતા જતા હશે ગામમા ઘણા ખરા ઘરો છાજના છાયેલા છે, ને પત્થરના ચોસલાના બાધેલા છે તે ઉપર બહાર ગાર કર્યા વગર રહેવા દે છે. તેથી બેડોળ દેખાય છે શેરીઓમા કેમાણે ઠેકાણે પડો (ઝીણી રેતી) જોવામા આવે છે, ગામની નજીકમા જે ખેતરો છે તે ૬૨૮ ખેતર દમ પ૬૨ ચોરસ હાથ ॥ વિસ્તારમા છે લોકો નિર્ધન છે બાયડીઓને વિશેષ કરીને ધધો નથી, ગામની નજીકના ખેતરોમા બોરડીઓના ઝાડો ઘણા છે તેમજ ખેતરોમા ઠેકાણે ઠેકાણે અસલના વારાની વાવો ઘણી છે તે લગભગ ૧૫૦થી વધારે હશે એ વાવો શહેરના લોકોના ઉપયોગ સારૂ હશે એમ જણાય છે જુના મકાનોની યથાર્થ સ્થિતિ તપાસવા તથા જુના શિલાલેખ તથા સિક્કાઓ તપાસવા કમાય ખોદાવી શકાય એમ નથી

ગગા નામનુ હોજના આકારનુ એક સરોવર ગામની દક્ષિણ બાજુએ થોડે છેટે છે. તે ઉડુ ખોદા-વીએ તો અદરથી પત્થર વડે બાધેલા સપ્પાબધ કુડો માલમ પડે છે તેના આથમણા કાઠા ઉપર એક પત્થરનો ખારણીઓ જીર્ણ હાલતમા છે તે લગભગ દોઢ ફૂટ ઉચો અને આશરે ૧૧ ફૂટ જાડો ભુખરા પાણાનો છે દતકથા પ્રમાણે સાગાળશા શેઠે ચેલૈયાનું માથુ તેમા ખાડયુ હતુ ગગાની આથમણી તરફ નજીકમા ગોરખમઢી છે, ત્યા શીવનુ લિંગ તથા જીર્ણ પોઠીયો છે, તે ઉપર આબલીનુ ઝાડ તદન સરખી રીતે વાળે વળેલુ છે નજીકમા આરસપહાણના ઉમદા કોતરણીવાળા ૩૨ પુતળાં છે તેમા કેટલાક સ્ત્રી પુરૂષોના જીર્ણ પુતળા છે, કેટલાક સાપની ફેણીના છે ને કેટલાક વાઘણના હાથીના અને ગાયોના છે મનુષ્યના કેટલાક પુતળા ઢાલ તરવાર ધરતા ઉભેલા કેટલાક હાથ જોડી બેઠેલા અને કેટલાક વાજીત્ર વગાડતા માલમ પડે છે તેમ તેની અદર ઉડુ ભોયરૂં છે તેને નાના બે ઘર છે તે વાટે અદર ઉતરાય છે અદર એક કાળા આરસની મૂર્તિ તથા એક ભુખરા પાણાની શીંદુર ચોપડેલી મૂર્તિ છે ભોયરૂ જમીનની સપાટીથી લગભગ ૭ સાત હાથ ઊંડુ અને તેટલુજ પહોળુ તથા લાંબુ હશે તે ગોરખમઢીથી ગામ તરફ

આવર્તા થાનાવાવ આવે છે. દંતકથા પ્રમાણે તે વાવના પાણીમા કાપડુ બોળીને પહેરવાથી જે સ્ત્રીના સ્તનમા દૂધ ન હોય તેને દૂધ આવે છે. તે વાવમા લગભગ દોઢ બે ફુટ પાણી ઉંડુ રહે છે વાવ ઘણી જીર્ણ થઈ ગયેલી છે અંદરની સામી બાજુએ મોડીઆ તથા ચુંડીઓ ટગાવેલ છે

આ બેટનો ઘેનાવા લગભગ ૩ માઇલ હશે ત્યના રીંગણા ઘણા સારા થાય છે અને આગપાસના કિનારના ગામોમા તે ઘણા વખણાય છે ત્યાની વાડીઓમા દાડમ પણ ઠીક પાકે છે લોકોનો ઘણો ભાગ પીર ઉપર આસ્થા રાખનાર કોળીનો છે તેઓ અતીત વગેરે સાધુને પણ માન આપે છે હાલમા ગામમા ૧૫૦ ઘર અને ૫૮૦ માણસની વસતી હશે લોકોને બધો જરૂરી સામાન ખાડી ઉતરી બીજે ગામથી લાવવો પડે છે ફક્ત વપારીનુ એક જ ઘર છે લોકો ભોળા અને અણસમજુ છે

બેટના અગ્નિખુણામા એક બીજા બેટડા ઉપર સવાઈ પીરની જગ્યા છે ઓટ હોય ત્યારે પાણી ન હોવાથી પગવાટે ત્યા જવાય છે અને ભરતી હોય ત્યારે હોડીમા બેસી જવાય છે. તે બેટમા કુવારના છોડનો જથ્થો ઘણો છે તેમજ હડસાકળ અને હાથીઆ થોર પણ છે રસ્તામા પીરના મુજાવરની જગ્યા પ્રથમ આવે છે તે ગુજરાત મુસલમાન અને કાપીનો મૂળ વતની છે તે હજ કરી આવ્યા બાદ આ જગ્યામા રહેલ છે એ મકાનની અંદર એક વાડી તથા મીઠા પાણીની વાવ, બે ઓસરીબંધ ઓરડા તથા એક મુસાફરો માટે રસોડુ તથા બીજા બે ત્રણ પરચુરણ કામના ઓરડાઓ છે. ત્યાથી ઉગમણી બાજુએ થોડે દૂર સવાઈ પીરની જગ્યા છે. મુસાફર જાત્રાળુલોક જેઓ એ જગ્યા જોવા સારૂ ત્યા જાય છે તેમને પગરખા વગેરે ચીજો મુજાવરના મકાનમા મુકવી પડે છે રસ્તો પ્રથમ ખડબચડો આવે છે તેથી જયુના જોડા પહેરનારને ચાલવુ કઠણ પડે છે પછીથી સડક જેવો સારો માર્ગ આવે છે મકરબો ચુનાબંધ લગભગ ૧૪ ફુટ લાંબો પહોળો છે. ઉગમણેબારે બે બારણાં છે એક બારણુ બંધ રાખે છે મકરબાની ઉપર ઘુમટની આજુબાજુ ચાર નાની દેરીઓ છે મકરબામા બે ઘોરય છે એક ઉપર લીલી ચાદર છે, તે ગોરય લગભગ ૫–૬ ફુટ લાંબી અને ૧ાા–૨ ફુટ પહોળી છે બીજી સવાઈ પીરની ઘોરય લગભગ ૧૧ ફુટ લાંબી ને ૨–૨ાા ફુટ પહોળી છે તેની ઉપર ચાદર ધોળી જગન્નાથીની છે તેની બાજુ ઉપર એમ મોરપીંછનુ ચમર પડેલુ છે મકરબામા લોબાનનો ઘણો ધૂપ થવાથી લોબાનની વાસ આવે છે

મકરબામાથી પાછે પગે પાછુ વળવુ પડે છે. સવાઈ પીરના ચમત્કાર વિષે લોકો તરેહવાર વાતો કરે છે લોકો તને "સમુદ્રનુ તોફાન શમાવનાર" પીરનું નામ આપે છે આ બેટમાથી પુષ્કળ કાળી રેતી મળે છે તે બેટની ઈશાનખૂણમા આણસવાઈની જગા છે તે બેટ નાનો છે ને ત્યા મોજાનુ જોર ઘણુ છે તેથી તથા ખરાબાને લીધે તે બેટ પર ચડવુ ઘણુ કઠણ છે મનુષ્યની વસતી ત્યા નથી ફક્ત પીરનો જીર્ણ મકરબો છે બગલા વગેરે દરીઆઈ પક્ષીના ઈંડા ત્યા ઘણા છે તે બેટ ઉપર મોટા વૃક્ષ નથી

શ્રાવકોનો મુખ્ય ધનાશાળભદ્ર નામે શાહુકાર આ જગોએ થઈ ગયો હશે દંતકથા પ્રમાણે શ્રાવકલોકો નવાવર્ષના ચોપડામા લખે છે કે "ધનાશાળભદ્રની રિદ્ધિ હોજો" તે ઉપરથી માલુમ પડે છે કે આ બેટ અસલ પૈસેટકે ભરપુર હશે સગાળશાના મકાનમા તથા આ બેટના પૂર્વ તરફના ભાગમા ધન હશે એવુ લોકોના કહેવામા છે

આ બેટનો નાશ મુસલમાનોએ કરેલો હોય એમ કહેવાય છે નગાસરથી પૂર્વમા પાચ ખેતરવા દૂર ડકાની નિશાની છે ત્યા અસલ વહાણ બંધાતા હશે ઉત્તર તરફની ખાડીમા ૧૮થી ૩૦ ફુટ પાણી રહે છે ને તેની આસપાસ કાળુની છીપો થાય છે પરન્તુ ખારવા લોકો દરીઆની અંદર થોર, ગોરા પથ્થર વગેરે નાખે છે તેથી એ જનાવરોનો વધારો થતો નથી લાગતા વળગતા તેનો શોધ તથા સંરક્ષણ કરે તો આ

જગોએ કાળુ પુષ્કળ થાય. પૂર્વ તરફના કાંઠે તો સોનામાર્કોની નિશાનીઓ જોવામાં આવે છે. સવાઈ પીરની માનતા વહાણવટી લોકો બહુ જ કરે છે. તેથી તે પીર ઘણા જ પ્રખ્યાત છે. આ બેટના સંબંધમાં લોકોમાં નીચેની દંતકથા ચાલે છે.

શિયાળ બેટમાં સગાળશા કરીને એક મોટો શેઠ હતો. તેની રાણીનું નામ સંધાવતી કરીને હતું. તે દંપતિને એવો નીમ હતો કે દરરોજ એક બાવા કે સાધુને જમાડીને જમવુ ને તેજ પ્રમાણે તેઓ નિત્ય જમતાં હતાં. એવો નીમ કેટલીક મુદ્દત સુધી ચાલ્યો દરમિયાન એક વખત ચોમાસામાં ૫-૭ દિવસ સુધી ઘણો વરસાદ પડયો. જેથી કોઈ સાધુ મળી શકયો નહીં. તેથી તેઓ બન્ને સ્ત્રી-પુરૂષ ભૂખ્યાં રહ્યાં. વરસાદ બંધ પડયેથી આઠમે દિવસ તેમણે બાવા સાધુ વગેરેની ખબર કાઢવા સારૂ પોતાના વાણોતરને મોકલ્યા. ગોતતાં ઘણો વખત્ ગયો તેવામાં તળાવની પાળે દુર્ગંધમય શરીર એવું કે રૂક્ત વગેરે ચાલ્યુ જાય છે અને માખો ઘણી બમણે છે, એવા અભ્યાગત (મહાદેવ) નજરે પડયા છે એવી વાત શેઠ સાંભળતાં પોતે ઉઘાડે પગે ત્યાં દોડી જઈ દર્શન કરી પગે લાગ્યા. જોતાં જ શેઠે મનમાં નિશ્ચય કર્યો કે આ અભ્યાગત નથી, પરંતુ મારૂં સાચ લેવા પરમેશ્વર આવેલ છે, પોતાને જે નીમ હતુ તે વાત જાહેર કરી ઘેર તેડી લાવવા વિનતિ કરી અતીતે જવાબ આપ્યો કે મારે તમારે ત્યાં આવવું નથી, કારણકે મારૂં શરીર મારા હાથમાં નથી. મને શરીરે ઘણી પીડા છે. શેઠ કહે મહારાજ, પાલખી રથ વગેરે વાહન મગાવી સારી તજવીજથી લઇ જઇશ અતીતે જવાબ આપ્યો કે અમે એકલા જ રહીએ છીએ મારૂં નામ તમે દેશો નહીં. કારણકે તમે ઉત્તમ વર્ણ અને અમે અઘોરપંથી. અમે જે રસોઇ વગેરે માગીશું તે તમારાથી નહીં બને ને તમારૂં સાચ જશે. વળી રથ પાલખી વગેરે અમારે જોઈતુ નથી. શેઠે કહ્યું: જે પ્રમાણે તમો કહેશો તે પ્રમાણે અમો કરવા તૈયાર છીએ, પરંતુ તમોને તેડી ગયા વિના રહેનાર નથી. એવી રીતનો શેઠનો અત્યંતાગ્રહ જોઇ અતીત બોલ્યા ત્યારે તારી સ્ત્રી પંડે આવીને મને લઈ જાય. શેઠ ઘણા ખુશી થતા પોતાના નોકરોને ત્યાં બેસાડી ઘેર આવ્યા અને સ્ત્રીને સઘળો વૃત્તાંત સંભળાવ્યો સ્ત્રીએ ઘણા હર્ષથી વાજતેગાજતે અતીતને પોતાને માથે સોનાની ઈંઢોણી ઉપર કંડીઆમાં બેસાડી ઉપાડી પોતાને ઘેર આણ્યા. આવા દુર્ગંધ છુટતા અતીતને લાવે છે તે જોવા લોકો ઘણા એકઠા થયેલ પરંતુ તે વેળા તે સ્ત્રી-પુરૂષે લોકલાજ છોડી દીધી. ઘેર લાવી ઉનું પાણી કરી શરીરે તેલ ધુપેલ વગેરે લગાવી નવરાવ્યા અને પલંગ ઉપર પોઢાડયા. શેઠ પોતે પગચપી કરી ચંદન ચર્ચે છે ત્યાં સ્ત્રીએ ખીર પૂરી વગેરે બનાવી મીઠા મેવાનો થાળ લાવી મોં આગળ મૂકયો ને અભ્યાગતને પ્રસાદ લેવા વિનતિ કરી. ત્યારે અતીત બોલ્યો કે મારે પરમાટીનો આહાર છે. એવો જવાબ મળવાથી શેઠે કસાઇવાડેથી તરત માટી મંગાવી ત્યારે સતીને કહ્યું કે મારે તો માણસની માટી જોઇએ. એવાં વચન સાંભળી સ્ત્રી-પુરૂષ વિચાર કરવા લાગ્યાં કે ગોત્યું માણસ મળે તેમ નથી માટે આપણો ચેલૈયો કુંવર નિશાળે છે તેને મારી, પ્રભુને પ્રસન્ન કરીએ. એવો દૃઢ નિશ્ચય કરી પોતાના કુંવર પાસે ગયાં ને કહ્યું કે આપણે બારણે અભ્યાગત આવેલ છે, ને તેને માણસની માટીનો આહાર છે માટે તારો દેહનાં કાળ કરવો છે વગેરે કહી શેઠ ગદગદિત થયા. પિતાનાં એવાં વચન સાંભળી પુત્ર બોલ્યો કે જો આપણે તેમ ન કરીએ તો આપણું સત્ય જાય. એક એક દિવસ મારી દેહનો કાળ તો થવાનો જ છે, પણ આજે પ્રભુને માટે કરી કાળ થાય અને મહારાજ મારી માટી આરોગે એ હું ધન્યભાગ્ય ગણું છુ તમારે પણ આનાકાની કરી હકવું નહીં કેમકે શીબી રાજાએ પોતાની માટી ત્રાજવે જોખી આપી, વળી કર્ણે કાયાનાં દાન દીધાં, તેમજ મોરધ્વજરાજાએ અંગ વહેરાવ્યાં તેમજ સત્ય ન ચૂકવા માટે હરિશ્ચંદ્ર રાજા નીચને ઘેર વેચાણા, આ તો પરમેશ્વર આપણને તારવા આવ્યા છે. તો સત્ય ન ચૂકવું. એવું કહી

નિશાળમાંથી પોતાના બાપ જોડે ખુશીથી ઘેર ગયો. પુત્ર આવે છે, તેવું તેની મા સંધાવંતીએ જોઈ નિશ્વાસ નાંખ્યો. પોતાની માને નિશ્વાસ નહીં નાંખવા ચેલૈયે સમજાવી પછી બન્ને સ્ત્રી–પુરૂષે મળી ચેલૈયાનું શિરચ્છેદન કરીને શીર સિવાય બાકીના ભાગનું છેદન. કરીને બાકીના ભાગની રસોઈ બનાવી અતીતને જમવા વિનતિ કરી. અતીતે જવાબ આપ્યો કે તમોને માથુ વહાલું લાગ્યું, માટે ઘણા હર્ષથી માથાને ખાંડણીયામાં ગીત ગાતાં ખાંડી રસોઇ પકવી આપો તો જમુ. એવું તેને તાવવા માટે કહ્યુ, ત્યારે તે શેઠે પીતાંબર અને સ્ત્રીએ ચીર વગેરે પોશાક પહેરી લોક લાજ મુકી માથુ ખાંડી રસોઇ પકવી અતીતને આપ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે મારાથી તે નહીં જમાય કેમકે તમારે પેટ છોકરૂં નથી તેથી હું વાંઝીયાનું ખાતો નથી એવા બોલ સાંભળતાં જ તે બન્નેને વિચાર થયો. ને હવે શો ઉપાય કરવો ? જો નહીં જમે તો આપણું નીમ તૂટશે. તેવા વખતમાં તે સ્ત્રીને ઓધાન છે એવી વાત તે સ્ત્રીને યાદ આવી. તેથી તેણે બાવાજીને વિનતિ કરી કહ્યું કે જે મારે પેટ ઓધાન છે. ત્યારે બાવાજીએ ક્રોધાયમાન થઈ કહ્યું કે તમે એવાં જુઠાં બાનાં બતાવશો નહીં. એવા બાવાજીના બોલ સાંભળીને તે સ્ત્રીએ પોતાના હાથમાં છરી લઈ બાળક દેખાડવાના ઇરાદાથી જેવી પોતાના પેટમાં મારવા જાય છે તેવો જ તે બાવે હાથે ઝાલી પોતાનું મહાદેવનું અસલ રૂપ લઈ તેને દર્શન આપ્યાં. ને તેના દીકરા ચેલૈયાને પાછો સજીવન કરી પોતે અંતરધ્યાન થયા. એ વાત ઉપરથી પુરાતન વખતથી સાર પ્રખ્યાત છે. આ પ્રમાણે સદરહુ શેઠની દંતકથા સઘળે ઠેકાણે સાંભળવામાં આવે છે.

ઉધૃત.

---

## ગ્રાહકોને વિનતિ

આ અંક આપના હાથમાં આવ્યા પછી મહેરબાની કરી ચાલતા વરસનું લવાજમ મોકલાવી દેવા ગોઠવણ કરશોજી. લવાજમ માટે બીલ વગેરે કરવાનું કે તે માટે ઉઘરાણી કરવા યાદીપત્ર લખવાનું વારંવાર બની શકે એમ નથી, એટલા માટે અમારી આપ સર્વને પ્રાર્થના છે કે અનુકૂળતાએ તુરત લવાજમ મોકલવા ગોઠવણું કરશોજી. તંત્રી.

# દેશીરાજ્યોના પ્રશ્નો

[ રાજકોટ પ્રકરણની પુર્ણાહુતિમાં સર મોરીસ ગ્વાયરનો ચુકાદો અગત્યનું સ્થાન રોકે છે આ અંકમાં તેને લગતા લેખમાં આ ચુકાદાનો ઉલ્લેખ હોઈ અમે આ નીચે તે આપીએ છીએ ]

**રાજકોટને અંગે સર મોરીસ ગ્વાયરનો નિર્ણય**

રવાના :

**સર મોરીસ ગ્વાયર, કે. સી. બી, કે. સી. એસ. આઇ.** હિંદના વડા ન્યાયાધીશ તરફથી

જોગ :

**મજી નામદાર તાજના પ્રતિનિધિ, ન્યુ દીલ્હી.**

નવી દિલ્હી, તા. ૩ એપ્રિલ, ૧૯૩૯

**મહાશય,**

તમારો તા ૧૮ મી માર્ચનો કાગળ, રાજકોટ દરબારની જાહેરાત નં ૫૦ તા. ૨૬-૧૨-૩૮ ની તથા ના. ઠાકોર સાહેબે તેજ તારીખે સરદાર વલ્લભભાઇ પટેલને મોકલેલ કાગળ નકલો સાથે મને મળ્યા છે. તમે કાગળમા જણાવ્યુ છે કે આ દસ્તાવેજોના અર્થ વિષે શંકા ઉભી થઇ હોવાથી તેનો બરાબર શો અર્થ કરવા જોઇએ એ બાબતમા મારી સલાહ જોઇએ છે. તમે એમ પણ જણાવ્યુ છે કે નક્કી કરવાનો તાત્કાલિક મુદ્દો એ છે કે જે સમિતિ નીમવાનુ ઠાકોર સાહેબે કબુલ્યુ છે તે કઇ રીતે બનાવવી, તકરારનો મુદ્દો નીચે મુજબ રજૂ કરવામાં આવ્યો છે.

આ મુદ્દા પર ઠાકોર સાહેબનુ કહેવુ એમ છે કે પોતે શ્રી. વલ્લભભાઇ પટેલને સમિતિ ઉપર કામ કરવાને સારૂ નીમવાના બીનસરકારી સભ્યોના નામોની ભલામણ કરવા કહ્યું હતું છતા એ સભ્યોની છેવટની નીમણુંકો કરવાની બાબતમાં પોતાની પૂર્ણ-મુખત્યારી તેમણે જાળવી રાખી હતી એટલે કે ભલામણ થાય તે નામો સ્વીકારવા કે રદ કરવાની બાબતમા પોતે પૂરેપૂરા સ્વતન્ત્ર હતા સામે પક્ષે શ્રી. વલ્લભભાઈ પટેલનુ કહેવુ છે કે ઠાકોરસાહેબ તા. ૨૬-૧૨-૩૮ ના પોતાના પત્રથી શ્રી વલ્લભ[illegible] પટેલ ભલામણો કરે તે બધી કબૂલ કરવા બંધાએલ હતા.

પાછળથી (તા. ૨૬ મી માર્ચ) શ્રી વલ્લભ[illegible] પટેલ તરફથી તથા રાજકોટ ઠાકોરસાહેબને દરબાર શ્રી વીરાવાળા તરફથી લેખી નિવેદનો [illegible] મળ્યા તા. ૨૭ મી માર્ચે શ્રી વલ્લભભાઇએ [illegible] સાહેબ તરફથી રજૂ થએલ નિવેદનનો જવાબ [illegible] કર્યો અને તા. ૩૦ મીએ શ્રી. વલ્લભભાઈ [illegible] દરબારશ્રી વીરાવાળા મારી વિનતિથી મને [illegible] મળ્યા અને બેઉએ મને જોઇતી કેટલીક [illegible] મોઢેથી પૂરી પાડી. તકરારને લગતા [illegible] કાગળો ઠાકોરસાહેબ તરફથી રજૂ [illegible] નિવેદનો સાથે સામેલ રાખવામા આવ્યા હતા અને [illegible] શ્રી વલ્લભભાઈ પટેલે પણ તા. ૩૦ મી [illegible] આ પ્રકરણ જોડે સબંધ ધરાવતા બીજા [illegible] દસ્તાવેજો રજૂ કર્યા હતા. મને કહેતા [illegible] છે કે આ પ્રમાણે નિર્ણય ઉપર આવવાને [illegible] લાગ્યા તેવા તમામ કાગળપત્રો અને સામગ્રી [illegible] મળ્યાં છે. મારે કહાચ એ પણ ઉમેરવુ [illegible] તમે તમારા ગઇ તા. ૩૦-૩-૩૯ ના પત્રથી [illegible] ખબર આપી હતી કે દરબારશ્રી વીરાવાળા રાજકોટ ઠાકોરસાહેબના સલાહકાર છે તેઓ [illegible] સારૂ મને સોંપાએલ પ્રશ્નોને અંગે રાજકોટ દરબારનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા.

પૂછવામાં આવેલા મુદ્દાને અંગે [illegible] બાબત બેમાંથી એક પક્ષને [illegible] તકરાર જણાતી નથી. રાજકોટની [illegible] અંગે—ખાસ કરીને રાજ્યતંત્રના [illegible]

ચોક્કસ પગલા લેવાને માટે સૌથી ગંભીર એવી કાર્યવાહી શોધવાને અંગે-ગયા વરસના છેલ્લા મહિનાઓ દરમ્યાન વાટાઘાટો થઇ હતી, જેને અંતે કશો નિર્ણય થઈ શક્યો નહોતો. ડિસેમ્બર આખરે રાજકોટથી એક સંદેશવાહકને ચોક્કસ દરખાસ્તો સાથે શ્રી. વલ્લભભાઈ પટેલ પાસે મુંબઈ મોકલવામા આવ્યા અને સાથે શ્રી વલ્લભભાઇને રાજકોટ આવવા નિમંત્રણ પણ મોકલવામા આવ્યુ. તે પ્રમાણે નીકળીને શ્રી વલ્લભભાઈ પટેલ તા ૨૫-૧૨-૩૮ ને રોજ રાજકોટ પહોચ્યા. પોતાની સાથે તેમણે એક જાહેરાતનો મુસદ્દો-જે બીજાના હાથનો ઘડેલો હતો અને જે ઠાકોરસાહેબ બહાર પાડવા તૈયાર થશે એવી આશા હતી તે-સાથે લીધો હતો. આ મુસદ્દો અગર તો એ જ ધોરણપર ઘડાએલો મુસદ્દો, મને માલમ પડયુ તેમ, રાજકોટ રાજવાળાઓએ આ અગાઉ જોયો હતો અને મુંબઈ ખાતે શ્રી વલ્લભભાઈ પટેલ અને ઉપર જણાવેલા સંદેશવાહક વચ્ચે ચર્ચાયો પણ હતો.

રાજકોટ પહોચ્યાને શ્રી વલ્લભભાઈ પટેલે ઠાકોર સાહેબને એક કાગળમા નીચે મુજબ જણાવ્યુ

૨૫-૧૨-૩૮

હુ હમણા જ રાજકોટ પહોચ્યો છુ. અહીંની સ્થિતિથી વાકેફ થયો છુ. મારી અને દીવાનસાહેબની મુંબઈમા થયેલી મુલાકાતને અંગે પ્રગટ થએલી જાહેર ચર્ચાઓ આપે છાપાઓથી જાણી હશે. આ બધી ગેરસમજ ચોક્કસ હેતુઓથી ઈરાદાપૂર્વક ઉભી કરવામા આવી છે એમ માનવાને સબળ કારણો છે, અને હુ માનુ છુ કે તેથી જ સમાધાની અટકી છે.

જો આપ માનતા હો કે આપણી વચ્ચે રૂબરૂ મુલાકાતથી આ ગેરસમજ દૂર થાય તેમ છે તો હુ જાતે આવીને ખરી સ્થિતિ સમજાવવા તૈયાર છુ.

આ કાગળનો ઠાકોર સાહેબે તે દિવસે નીચે મુજબ જવાબ મોકલ્યો.

૨૫-૧૨-૩૮

પ્રિય સરદાર વલ્લભભાઈ,

તમારી ચિઠ્ઠી હમણા મળી. તે માટે આભાર. આજે સાજે ૫ વાગે આવશો અને મારી સાથે ચા પીશો તો મને આનંદ થશે.

તે વખતે આપણે હાલના પ્રશ્નની મારી કાઉન્સિલના સભ્યોની રૂબરૂ ચર્ચા કરીશુ.

તમારો

(સહી) ધર્મેન્દ્રસિંહ

આ મુજબ શ્રી વલ્લભભાઈ પટેલ નીમેલ વખતે જાહેરાતના મુસદ્દા સાથે ઠાકોરસાહેબને મળ્યા. એ મુસદ્દાનો બીજો પેરેગ્રાફ ધ્યાનમા રાખવો જરૂરી છે. એ પેરા નીચે મુજબ હતો.

અમે દસ ગૃહસ્થોની એક કમિટી નીમવાનો નિર્ણય કર્યો છે જેઓ અમારા રાજ્યના પ્રજાજન અગર નોકરો હશે, અને જેમાના સાત શ્રી વલ્લભભાઈ પટેલ નીમણુકને માટે ભલામણ કરેલા હશે. કમિટીનો પ્રમુખ અમારો નીમેલો હશે, જે રાજ્યના પ્રશ્નોનો પૂરો જાણકાર હશે અને અમારો સંપૂર્ણ વિશ્વાસપાત્ર હશે.

આ મુલાકાત અને ચર્ચા જેમા ઠાકોર સાહેબની કાઉન્સીલના સભ્યો હાજર હતા તે કલાકો સુધી ચાલી હતી એમ જણાય છે. અને મધ્યરાત વીત્યા પછી કેટલીક વારે જાહેરાતની શરતો બેઉ પક્ષે સ્વીકારી અને તે તે જ દિવસે એટલે તા ૨૬-૧૨-૩૮ ને રોજ રાજકોટ રાજ્યના ગૅઝેટમા બહાર પાડવાનું ઠાકોર સાહેબે કબૂલ્યુ. તે મુજબ જાહેરાત (નં ૫૦ સને ૧૯૩૮-૩૯) પ્રગટ થઇ. આ પ્રગટ થએલી જાહેરાતના બીજા પારેગ્રાફની ભાષા પેલા મુસદ્દાથી સહેજ જુદી હતી તે આ પ્રમાણે.

અમે દસ ગૃહસ્થોની એક કમિટી નીમવાનો નિર્ણય કર્યો છે જેઓ અમારા રાજ્યના પ્રજાજન અગર નોકરો હોવા જોઇએ. તેમાના ૩ રાજના અમલદારો હશે અને ૨ પ્રજાજન હશે જેમના નામો

હવે પછી જાહેર કરવામા આવશે, કમિટીનો પ્રમુખ અમારો નીમેલો હશે

બીજા પણ કેટલાક ફેરફારો હતા પણ તે પ્રસ્તુત તપાસને અંગે મુદ્દાના નથી

મને કહેવામા આવ્યુ છે કે બીજા પારેગ્રાફની ભાષાનો આ ફેરફાર એટલા સારૂ હતો કે ઠાકોર સાહેબને બીક હતી કે રાજ્યની જાહેરાતમા શ્રી વલ્લભભાઇના નામના ઉલ્લેખનો બીજા રાજ્યકર્તાઓ રખે ગેરઅર્થ કરે આ મુદ્દો શ્રી વલ્લભભાઇને ગળે ઉતર્યો તેથી તેમણે ભાષાનો ફેરફાર મંજૂર રાખ્યો પછી ઠાકોરસાહેબે તથા તેમની કાઉન્સિલે શ્રી વલ્લભભાઇને પૂછ્યુ કે તેઓ પોતાની ભલામણના નામો ત્યા ને ત્યા તે જ ઘડીએ આપી શકે કે નહિ ? શ્રી વલ્લભભાઈએ ખુલાસો કર્યો કે સુધારાતંત્રની ચળવળના બધા આગેવાનોને પોતે અંગતપણે પિછાનતા નહોતા, અને જેમની જોડે પોતે આ બાબતમા મસલત કરવા માગતા હતા તેઓ (અથવા તેમાના કેટલાક) જેલમા હતા હુ માનુ છુ કે આ કારણ સાચુ હતુ અને તા ૧૭-૧-૧૯ ના ઠાકોરસાહેબની કાઉન્સિલના પ્રથમ સભ્ય શ્રી માણેકલાલ પટેલે શ્રી. વલ્લભભાઇ પટેલને લખેલા કાગળમા આ બીના સ્વીકારવામા આવી છે આ કાગળ વિષે આગળ ઉપર હુ વધુ કહીશ

આ પ્રમાણે પ્રકટ થએલી જાહેરાતમા એટલુ જ જણાવવામા આવ્યુ હતુ કે કમિટીના સભ્યોના નામ પાછળથી જાહેર કરવામા આવશે

પણ શ્રી વલ્લભભાઈ પટેલનુ કહેવુ એમ છે (અને થએલ પત્રવ્યવહાર ઉપરથી એ સાબિત થાય છે) કે એમા ક્યાએ એવુ સૂચન નથી કે મૂળ ખરડાની જે રૂપરેખા કે કમિટીના સાત સભ્યોના નામ નીમણૂકને માટે શ્રી વલ્લભભાઇ પટેલ ઠાકોર સાહેબને સૂચવે તેમા કશો ફેરફાર કરવામા આવશે તેથી એવી પણ કબૂલાત થઈ હતી કે રાજ્યની જાહેરાત પ્રગટ થાય તેની સાથે સાથે જ ઠાકોર સાહેબ આ મુદ્દો મંજૂર રાખતો એક કાગળ શ્રી વલ્લભભાઈ પટેલને લખે

આ મુજબ થયુ હતુ અને શ્રી વલ્લભભાઈએ મને કહ્યુ છે કે તા ૨૬-૧૨-૩૮ ને રોજ જ્યારે શ્રી માણેકલાલ પટેલ આગલી રાત્રે મંજૂર થએલી શરતો મુજબની જાહેરાત છાપેલા રાજ-ગૅઝેટની નકલ લઈને તેમની પાસે આવ્યા ત્યારે તેઓ ઠાકોર સાહેબના હાથનો ઉપર કહેલો કાગળ પણ સાથે લાવ્યા હતા એ કાગળનુ લખાણ આમ હતુ

એવુ કબૂલ કરવામા આવ્યુ છે કે આજે રાજ્ય તરફથી કરવામા આવેલી જાહેરાતની કલમ ૨ જીમા જણાવેલી કમિટીના સાત સભ્યો સરદાર વલ્લભભાઈ સૂચવશે અને તેમની નીમણૂક અમારે કરવાની છે

(સહી) ધર્મેન્દ્રસિંહજી

ઠાકોર સાહેબ, રાજકોટ, તા ૨૬-૧૨-૩૮

અહીંયા જરા થોભીને એક બીનાનો ઉલ્લેખ કરી લઉ એમ સૂચવાયુ છે-જો કે બેઉ પક્ષને હુ રૂબરૂ મળ્યો, ત્યારે એ બાબત મુદ્દલ આગ્રહ ધરવામા ન આવ્યો-કે આ કાગળ ઠાકોરસાહેબ પાસેથી કંઈક દબાણપૂર્વક મેળવવામા આવ્યો હતો મને સોંપવામા આવેલા આ મામલાની તપાસને અંગે ઠાકોરસાહેબે આપેલી સંમતિ ધ્યાનમા લેતા એવા સૂચનનો વિચાર સરખો હુ કરી શકુ કે કેમ એ વિષે મને શંકા છે પણ એટલુ જ કહેવુ યોગ્ય થશે કે મને એવા દબાણનુ સૂચન માનવાને સારૂ કશો પુરાવો જડ્યો નથી ઉલટુ શ્રી વલ્લભભાઈ ઉપર પાછળથી લખાએલા કાગળોમા તેથી વિરૂદ્ધનો પુરાવો સારી પેઠે મળી આવે છે

મને ખાત્રી થઈ છે કે દબાણ થયાનુ સૂચન કશા કાયદેસર અર્થમા ટકી શકે એમ નથી, અને ઠાકોરસાહેબે શ્રી વલ્લભભાઇને આપેલ કાગળ દરબાર વીરાવાળાના પોતાના જ શબ્દોમા 'મિત્રભાવે' લખાએલો છે આ વાતને વળતે દિવસે ઠાકોર

સાહેબે શ્રી વલ્લભભાઈ પટેલ ઉપર લખેલા બીજા કાગળ પરથી ટેકો મળે છે, જેમા તેઓ લખે છે

તમે રાજકોટ આવ્યા તે બદલ હું તમારો ઘણો જ આભારી છુ મામલાનો અંત લાવવામા તમે મને જે રીતે મદદ કરી છે તેની હું ખૂબ કદર કરૂ છુ

તા ૨૬–૧૨–૩૮ નો કાગળ પ્રગટ કરવામા આવ્યો નહોતો અને તેમ કરવાનુ કશુયે કારણ નહોતુ છુ તો એ કાગળને ઠાકોર સાહેબે પોતે જાતે શ્રી વલ્લભભાઈને આપેલ ખબરના કાગળ તરીકે જ ગણુ છુ કે ગેઝેટમા પ્રગટ થએલી જાહેરાતની રૂએ જે નામો 'હવે પછી જાહેર થવાના' હતા તે જાહેરાતના મુસદ્દામા જણાવ્યા પ્રમાણે શ્રી વલ્લભભાઈ પટેલની ભલામણ મુજબ જ થવાના હતા

તા ૪–૧–૩૯ ને રોજ શ્રી વલ્લભભાઈ પટેલે ઠાકોર સાહેબને કાગળ લખીને કમિટીના સભ્યો તરીકે નીમવાને સારૂ સાત નામોની ભલામણ મોકલી આ કાગળનો જવાબ (જે પરિશિષ્ટમા આપ્યો છે) તા ૧૨–૧–૩૯ ને રોજ શ્રી માણેકલાલે મોકલ્યો જેમા જણાવ્યુ હતુ કે શ્રી વલ્લભભાઈ પટેલનો તા. ૪–૧–૩૯ નો સૂચવાએલી સમિતિ ઉપર નીમવાને સારૂ સાત જણની ભલામણ કરતો કાગળ ઠાકોર સાહેબને મળ્યો હતો, અને આગળ જતા જણાવ્યુ હતુ કે તેમાના ચાર નામ ઠાકોર સાહેબને પસદ હતા પણ બેની બાબતમા વાધો હતો, કારણ તેઓ રાજ્યના પ્રજાજન નહોતા, અને ત્રીજો સ્વતત્ર વિચારવાળો હોઈ આવા પ્રકારની કમિટી પર કામ કરવામા ઉપયોગી થાય એવો મળવ નહોતો એમ પણ જણાવવામા આવ્યુ હતું કે ઠાકોર સાહેબની દષ્ટિએ રાજના મુસલમાનોને કમિટી ઉપર દસમાથી બે જગા આપવી જોઇએ અને એક ભાયાતોને ભાયાતો એ રાજકોટમા જમીનદારો અગર ગરાસદારોના એક વર્ગનું નામ છે એવી માહિતી મને આપવામા આવી છે

આ કાગળનો જવાબ શ્રી વલ્લભભાઈ પટેલે તા ૧૫–૧–૩૯ ને રોજ આપ્યો એક નામ જે રાજ્યના પ્રજાજન નહિ એવા સભ્યનુ હતુ તે ખેંચી લેવા તેમણે પોતાની ખુશી બતાવી. બીજા એકનુ નામ જેની સામેનો વાધો એવી જ મતલબનો હતો તે પાછુ ખેચવા તેમણે ના જણાવી મુસલમાનો તેમજ ભાયાતોની બાબતમા પણ તેમણે ના લખી, જો કે તેમણે શ્રી માણેકલાલ પટેલને સૂચવ્યુ કે જે શખ્સોની પોતે ભલામણ કરી હતી તેઓ ભાયાતો, તેમજ મુસલમાનો બેઉના હિતોને પૂરા ધ્યાનમા રાખે એવા હતા છેવટમા ઠીક ઘણી થઈ ચૂકી હોવાથી કમિટી સત્વર નીમાશે અને પોતાને તારથી જવાબ મળશે એવી આશા તેમણે પ્રદર્શિત કરી હતી આ કાગળની પાછળ જ એમણે તા ૧૯ ૧ ૩૯ ને રોજ તાર મોકલ્યો અને પોતાના કાગળનો જવાબ ન મળવા બદલ ખેદ દર્શાવ્યો. તા ૨૦ મીએ તેમને શ્રી માણેકલાલ પટેલ તરફથી નીચેનો જવાબ મળ્યો

સભ્યોના નામોમા ફેરફારવાળી કમિટી આજે જાહેર થશે

હકીકતમા જાહેરાત ન. ૬૧ સને ૧૯૩૮–૩૯ તા. ૨૧–૧–૩૯ના ગેઝેટમા બહાર પડી ચૂકી હતી આ જાહેરાતમા તા ૨૬–૧૨–૩૮વાળી જાહેરાતનો ઉલ્લેખ કરીને ઠાકોર સાહેબને નામે જણાવવામા આવ્યુ હતુ કે

રાજના બધા મહત્ત્વના હિતોનુ પ્રતિનિધિત્વ ધરાવતા નીચેના સાત સભ્યોની નીમણુક અમે જાહેર કરીએ છીએ આ સાત ગૃહસ્થો હવે પછી જાહેર કરવામા આવનારા ત્રણ અમલદારો જોડે એક સમિતિ ઉપર કામ કરશે જે ઘટતી તપાસ પછી અમને એવા સુધારાની યોજનાની ભલામણ કરશે જેનાથી રાજ્યના કારોબારમા પ્રજાનો વધારે નિકટ સબધ આવ

આની નીચે નીમાયેલા ગૃહસ્થોના નામ આપવામા આવ્યા હતા

ન ૬૧ વાળી જાહેરાત પ્રગટ થઇ તે દિવસે ઠાકોરસાહેબને નામે એક છાપાજોગી યાદી બહાર

પાડવામા આવી હતી આ યાદી પણ પરિશિષ્ટમા આપી છે તે ઉપરથી જણાશે કે તા ૨૬-૧૨-૩૮ની જાહેરાત ટાંકીને તેમા આગળ નીચે મુજબ જણાવવામા આવ્યુ છે

નામદાર ઠાકોર સાહેબ રાજ્યના પ્રજાજનોમાથી સાત બિનસરકારી ગૃહસ્થોની નીમણૂક કરવા રાજી હતા અને શ્રી વલ્લભભાઈ પટેલને જે ઈ ભલામણો કરી હો। તે વિચારવાનુ તેમણે કબૂલ કર્યુ હતુ

આ પછી શ્રી વલ્લભભાઈ પટેલે કરેલી ભલામણોનો સ્વીકાર ઠાકોરસાહેબ કેમ ન કરી શક્યા તેના કારણો યાદીમા જણાવવામા આવ્યા છે

એમ જણાય છે કે આ વખતેજ પહેલવહેલી વાર ઠાકોર સાહેબે ચોખ્ખી ભાષામા શ્રી વલ્લભભાઈ પટેલની ભલામણ રદ કરવાનો પોતાનો હક હોવાનો દાવો કર્યો છે એ સાચુ છે કે શ્રી માણેકલાલ પટેલના તા ૧૨-૧-૩૯ના કાગળમા એ ભલામણોની બાબતમા પોતાનો મતભેદ તેમણે દર્શાવ્યો છે પણ સદરહુ કાગળમા તેમણે શ્રી વલ્લભભાઈની ભલામણોને રદ બાતલ કરવાનો પોતાને કશો હક છે એવુ સાફ શબ્દોમા કહ્યુ નથી તેમ શ્રી વલ્લભભાઈ પટેલે પણ તેમા એવો અર્થ વાચ્યો નથી જો કે પોતાના તા ૧૫મીના કાગળમા તેમણે પોતાની ભલામણો પરત્વે ટીકા કરવાનો ઠાકોરસાહેબનો હક પરોક્ષ રીતે કબૂલ રાખ્યો છે અને તેવી ટીકા સાભળ્યા પછી તેનુ પૂરવાર કરવામા આવે તો પોતાની ભલામણ ફરી તપાસવાની પણ ખુશી દેખાડી છે પણ ઠાકોરસાહેબ તો તા ૨૧-૧-૩૯ની પોતાની યાદીમા જણાવે છે કે પોતે 'શ્રી વલ્લભભાઈ પટેલ જે ભલામણો કરવા ઇચ્છે તે વિચારવાનુ કબૂલ કર્યુ હતુ

આ ભાષા અને તા ૨૬-૧૨-૩૮વાળા કાગળની ભાષા એક નથી એ ભાષાના શબ્દો આ પ્રમાણે છે 'એવુ કબૂલ કરવામા આવ્યુ છે કે કમિટિના સાત સભ્યો સરદાર વલ્લભભાઈ સૂચવશે અને તેમની નિમણૂક અમારે કરવાની છે" અને મારે જે શબ્દોનો અર્થ કરવાનો છે તે એ આ તા ૨૬ ૧૨-૩૮વાળા કાગળના શબ્દોનો કરવાનો છે તા ૨૧-૧-૩૯ની યાદીમા તે ઉપર કરવામા આવેલા વિવેચનનો નહિ

આવી આ તકરારની હકીકત છે અને તકરારનો મુદ્દો ટૂકામા એ છે કે શ્રી વલ્લભભાઈ પટેલની ભલામણો સ્વીકારવા ઠાકોરસાહેબ બધાયા હતા કે એ બાબતમા પોતને યોગ્ય લાગે તે મુજબ તેવી ભલામણો સ્વીકારવા અગર તો રદ કરવાની મુખત્યારી તેમને હતી પુરાવો તોળ્યા વિચાર્યા પછી હુ એવા નિર્ણય ઉપર આવ્યો છુ કે બેઉ પક્ષ વચ્ચે થયેલી ગોઠવણ ઉપરની હતી

બનવા છે કે ઠાકોર સાહેબને પરિસ્થિતિને લઇને જેમા પોતાનો વિશેષ ઉત્સાહ નહોતો એવી ગોઠવણમા સમ્મત થવાની ફરજ પડી હોય પણ કાયદામા જેને પ્રપચ અગર બળજબરી કહેવામા આવે છે ને જે એક કરારને દૂષિત કરવાને સારૂ પૂરતી ગણાય છે તેના કરતા આ બહુ જુદી વસ્તુ થઈ તેથી મારે એટલુ જ નક્કી કરવાનુ રહે છે કે અહિં બે પક્ષોએ કરેલા કરારનો અર્થ શો હતો અને આ વસ્તુ મારે મજકુર કરાર તેમણે જે ભાષામા ઘડ્યો છે તેમાથી નક્કી કરવાની છે, જો કે તેમ કરતા આ આખી કથાની મૂળ ધરતી અને સજોગો જેની વચ્ચે આ ગોઠવણ કરવામા આવી તેનાથી વાકેફ થવાની મને છૂટ છે બલ્કે તેમ કરવુ જરૂરી પણ છે

આ તો જોઈ શકાય એવુ છે કે જાહેરાતના મૂળ મુસદ્દાની અને તા ૨૬-૧૨-૩૮ના કાગળની ભાષા વચ્ચે સહેજ ફરક છે પહેલામા "દસ ગૃહસ્થોની એક કમિટી જેઓ અમારા રાજ્યના પ્રજાજન અગર નોકરો હશે અને જેમાના સાતની અમારા તરફથી નિમણુકને સારૂ શ્રી વલ્લભભાઇ પટેલ ભલામણ કરશે એવી ભાષા છે જ્યારે બીજામા કમિટીના 'સાત સભ્યોની શ્રી વલ્લભભાઈ પટેલ ભલામણ કરશે અને તેમની નીમણૂક અમારે કરવાની છે' એવી ભાષા છે ઠાકોર સાહેબના કાગળમા વાપરેલી ભાષા મુસદ્દામા સૂચવેલા અર્થના કરતા જુદો અર્થ સૂચવવાના ઇરાદાથી વાપરવામા આવી છે એવુ દર્શાવવાને સારૂ કશો પુરાવો

નથી; તેમ એ બે વાક્યો શબ્દ રચનામાં ફેરફાર છતાં જુદા જુદા અર્થ સૂચવનારાં છે એમ પણ મને નથી લાગતું. મારા અભિપ્રાય મુજબ તો દરેક લખાણનો સાચો અને સરળ અર્થ એટલો જ કે શ્રી. વલ્લભભાઇ પટેલ ભલામણ કરે તે ગૃહસ્થોને નીમવાનું ઠાકોર સાહેબે કબૂલ્યું છે અને જેને પોતે પસંદ ન કરે તેવાને રદ કરવાની કશી મુખત્યારી તેમણે પોતાની પાસે અનામત રાખી નથી. કરવામાં આવે તે ભલામણોને અંગે તેઓ અલબત્ત ટીકા કરી શકે અને તેના ફરી વિચારને સારૂ દલીલો પણ રજૂ કરી શકે. પણ ભલામણ કરેલ વ્યક્તિ રાજના પ્રજાજન કે નોકર બેમાંથી એકે નથી એવું સાબિત ન કરી શકાય ત્યાં સુધી તેવી નીમણૂકની બાબતમાં શ્રી. વલ્લભભાઇ પટેલનો શબ્દ જ છેવટનો ગણવો રહ્યો છે.

શ્રી. વલ્લભભાઇ પટેલની ભલામણ પછી પણ કમિટીના બધા જ સભ્યોની નીમણૂક કરવાની સત્તા ઠાકોરસાહેબની એકલાની જ છે એ સાચું. પણ આવા પ્રકારની કમિટી બીજી રીતે ભાગ્યે જ હસ્તીમાં આવી શકે, અને એવી નીમણૂકને અંગેના ઠાકોરસાહેબના એકાકી અધિકાર વચ્ચે અને બીજાએ ભલામણ કરેલ વ્યક્તિઓને ચોક્કસ સંખ્યામાં નીમવાનું માથે લેવાની વચ્ચે કશો ખાસ વિરોધ હોવો જોઇએ એવું નથી.

ઠાકોરસાહેબ તરફથી રજૂ કરવામાં આવેલી લેખી કેફીયતમાં કરેલી દલીલનો સાર આ પ્રમાણે છેઃ "'ભલામણ' શબ્દ જ ચોખ્ખું બતાવે છે કે દરેક નામ વિચારમાં લેવાશે અને એ પ્રમાણે વિચારતાં ભલામણ કરવામાં આવેલ હરકોઇ શખ્સનું નામ, દાખલા તરીકે સદરહુ વ્યક્તિ અનુકૂળ નથી, કાર્યક્ષમ નથી, અગર તો અનિચ્છનીય છે એવા કોઇ કારણસર રદ કરવાને ઠાકોર સાહેબ મુખત્યાર છે."

એકલા 'ભલામણ' શબ્દના આધાર ઉપર આવી કોઇ દલીલ ઉભી કરી શકાય નહિ. 'ભલામણ' શબ્દમાં સ્વતંત્રપણે એવો કશો અર્થ સમાતો નથી. આગલા પાછલા સંદર્ભ ઉપરથી જ એનો અર્થ બેસાડી શકાય, અને તે પ્રમાણે જોતાં બનેલી બીનાના બધા સંજોગો ધ્યાનમાં લેવાવા જોઇએ.

આની સ્પષ્ટતાને ખાતર હું બે દાખલા અહિં ટાંકીશ. હિંદની યુનિવર્સિટીઓનાં બંધારણોમાં એવી જોગવાઇ હોય છે કે ચોક્કસ અધિકારીઓની નીમણૂંક ચાન્સેલરે નક્કી કરેલી વ્યક્તિઓ અગર મંડળોની ભલામણોને વિચારીને કરે. ચાન્સેલરની મુન્સફીને સારૂ સ્પષ્ટ જોગવાઇ રાખેલી હોય છે.. બીજા દાખલાઓમાં તેવી જ ઢબે ભલામણ કરેલા શખ્સોની મર્યાદિત સંખ્યામાંથી ચાન્સેલરે નીમણૂક કરવાની હોય છે. આવા દાખલાઓમાં ચાન્સેલરની મુન્સફી એટલી સંખ્યામાંથી પસંદગી કરવાની હદમાં મર્યાદિત થાય છે. અને તેવા બધા શખ્સોને બાતલ ઠરાવીને બહારના કોઈ નવાની નીમણૂક કરવાનો દાવો તે કરી શકે નહિ.

વળી 'રેકસ વિ૦ ખ્રિસ્તની ઇસ્પીતાલના સંચાલકો (૧૯૧૭, ૧ કે બી. ૧૯)'વાળા દાવામાં અદાલતને એક એવી સખાવતી યોજનાનાં ધારાધોરણોનો વિચાર કરવો પડયો હતો જેની રૂએ સંચાલકોને માથે ચોક્કસ કામો માટે માણસોની નીમણૂકો અમુક નક્કી કરેલી વ્યક્તિઓ અને મંડળોની ભલામણોને અનુસરીને કરવાની ફરજ હતી. સંચાલકો આવી ભલામણોને અંગે મુન્સફીનો ઉપયોગ કરવાના હકનો દાવો કરતા હતા. પણ અદાલતે એવો નિર્ણય આપ્યો કે આખી યોજનાનું ધોરણ જોતાં સંચાલકોએ આવેલી ભલામણો સ્વીકારવીજ રહી હતી અને તેમાં તેમની મુન્સફીને માટે અવકાશ નહોતો. પ્રસ્તુત દાખલાને અંગે ઉપલા દાખલાઓ નિર્ણયાત્મક પૂર્વ દષ્ટાંત પૂરાં પાડે છે એમ સૂચવવા હું મુદલ નથી માગતો, જો કે ઇસ્પિતાલવાળા દાવામાં અદાલત આગળ રજૂ થએલી ભાષા અને હું અહિં વિચારી રહ્યો છું એ ભાષા વચ્ચે ઘણું જ સામ્ય છે, હું એટલું જ બતાવવા પૂરતો એનો ઉલ્લેખ કરૂં છું કે જેમાં એક વ્યક્તિ ભલામણ કરે છે અને બીજી વ્યક્તિ નીમણૂક કરે છે એવા કિસ્સાઓમાં નિર્ણયને સારૂ કોઇ પણ એક સિદ્ધાંતને વળગી

ગમતું નથી બધારણીય ધારાધોરણોની રૂએ કરવાની નીમણૂંકોમાં ધારાધોરણની ભાષા વિચારવી પડે છે, અને કશા કરારના રૂપની ગોઠવણની રૂએ કરવાની નીમણૂંકોની બાબતમાં ગોઠવણનો આખો અર્થ લક્ષમાં લેવો જરૂરી થઈ પડે છે જાહેરાતના મુસદ્દામાં જ્યાં શ્રી વલ્લભભાઇ પટેલ સભ્યોની ભલામણ 'નીમણૂક માટે' કરે એમ કહેવામાં આવ્યું છે ત્યાં મારી નજરે તો એનો એકજ અર્થ હોઇ શકે તા ૨૬-૧૨-૩૮ વાળી જાહેરાતની ભાષા સહેજ જુદી છે એ હું કહી ચૂક્યો છુ, પણ મારી ખાત્રી થઇ છે કે બેઉ લખાણોની પાછળ એકજ ઇરાદો રહેલો છે. પહેલા મુસદ્દાની ભાષા વિષે મારા મનમાં કશો સંદેહ નથી અને બીજી જાહેરાતની ભાષામાં રહેલો સહેજ ફેરફાર મારા અભિપ્રાય મુજબ તે અર્થમાં કશો ફેરફાર કરતો નથી

કમિટીના પ્રમુખની નીમણૂક વિષે પણ સવાલ ઉભો થયો જણાય છે તેથી એટલું કહેવું ઉચિત સમજું છું કે મારા અભિપ્રાય મુજબ તા. ૨૬-૧૨-૩૮ ની જાહેરાત કમિટીના સભ્યોની સંખ્યાને ૧૦ માં મર્યાદિત કરે છે તેથી તેનો પ્રમુખ જેને ઠાકોરસાહેબે નીમવાનો છે તે દસમાનો જ એક હોવો જોઇએ, વધારાનો નહિ

તા ૨૬-૧૨-૩૮ ના કાગળનો અર્થ પોતાની રીતે કરવાનો દાવો કરવામાં ઠાકોર સાહેબે વિશ્વાસ જાહેર કર્યો કે કેમ એ સવાલનો નિર્ણય કરવાનું મને સોંપવામાં આવેલ કાયના હેતુમાં આવતું નથી અને એ વિષે હું કશો અભિપ્રાય આપતો નથી

જે જુદાજુદા દસ્તાવેજો અને કાગળોનો મેં ઉલ્લેખ કર્યો છે તેની નકલો આ કાગળ જોડે પરિશિષ્ટરૂપે હું સામેલ રાખું છું

મને આશા છે કે અંતમાં થોડા શબ્દો ઉમેરવાનું સાહસ કરું તો કોઈ તેનો ગેરઅર્થ નહિ કરે મારી તપાસ દરમ્યાન કામળો તપાસતા મેં દુઃખપૂર્વક જોયું કે ઘણીવાર નજીવા પુરાવાને આધારે કે મુદ્દલ પુરાવા વિના સામા પક્ષને શિરે હેતુઓનું આરોપણ કરવામાં આવ્યું છે અને એકજ પક્ષ તરફથી આમ થયું છે એમ પણ નથી, મારે કહેવું પડે છે કે પરસ્પર અપ્રમાણિકતા કર્યા વિના પણ મજબુતપણે ચોક્કસ અભિપ્રાયો ધરાવી શકાય અને હું એવી પણ આશા સેવીશ કે આ તપાસમાં જણાવવામાં આવેલી કમિટી જ્યારે નીમાય ત્યારે આરોપોથી અને કડવાશથી મુક્ત એવા વાતાવરણમાં પોતાના કઠણ કાર્યનો આરંભ કરી શકશે વ્યક્તિઓ અને પક્ષોના હિત મહત્ત્વના છે જ, પણ મને લાગે છે કે રાજકોટના રહેવાસીઓના અને તેની સમસ્ત પ્રજાના હિત એથી ઓછા મહત્ત્વના નથી (હરિજન બંધુ)

તમારો
આજ્ઞાંકિત સેવક
મૉરીસ ગ્વાયર
હિંદનો વડો ન્યાયાધીશ

---

ભાવનગર પ્રજા પરિષદમાં—

## શ્રીયુત વલ્લભભાઇ પટેલનું ભાષણ

[ ભાવનગર ખાતે મે મહીનામાં પ્રજા પરિષદ્ના પ્રમુખ સ્થાનેથી શ્રીયુત વલ્લભભાઈ પટેલે દેશી રાજ્યોની સ્થિતિ પરત્વે કેટલાક વિચારો પ્રકટ કર્યા હતા તે અમે આ નીચે આપીએ છીએ. એક તો એથી અખિલ મહાસભાના એક પ્રમુખ આગેવાનનું દેશી રાજ્યો પરત્વે અત્યારે કેવું વલણ છે તે સમજાય છે અને રાજકોટનો સંગ્રામ પૂરો થયા પછી દેશી રાજ્યો પરત્વેના વિચારોમાં એમનામાં થયેલા ફેરફારની પ્રતિતી થાય છે એમના વાણી પ્રહારો ગબ્બી જે કેટલીકવાર ભય રાખવામાં છે પરંતુ આ ભાષણમાં એવું જણાતું નથી ઉલટું દેશી રાજ્યોની ઉપયોગિતા સાચવવા એમણે કેટલાક સુધારા સૂચવ્યા છે જે વ્યવહારૂ રીતે વિચારવા યોગ્ય છે એમણે ભાષણના છેવટના ભાગમાં મર્હુમ સર પ્રભાશંકર સંબંધી જે શબ્દો ઉચ્ચાર્યા છે તે મનનીય છે તંત્રી ]

# દેશી રાજ્યોના પ્રશ્નો

"ભાવનગર પ્રજા પરિષદના આ પાંચમા અધિવેશનનું પ્રમુખસ્થાન શોભાવવાની અને એની જવાબદારી ઉપાડવાની લાયકાત અને શક્તિવાળા તમારામાં ઘણાય હોવા છતાં આ બોજો મારે માથે નાખવાનો નિર્ણય કરીને તમે સૌએ એક અવાજે મારામાં જે વિશ્વાસ મૂક્યો છે અને મને માન આપ્યું છે. તે માટે હું તમારો આભાર માનું છું.

સાધારણ સંજોગોમાં તો હું આ બોજો ઉપાડવાનું કબૂલ પણ ન કરૂં એવી મારી અત્યારની સ્થિતિ છે એ તમે જાણો છો. પણ દેશી રિસાયતોની આજની પરિસ્થિતિમાં અને કાઠિયાવાડના આજના કઠણ કાળ વખતે ખરેખરી ભીડ વચ્ચે તમે મને યાદ કર્યો એટલે તમારા આગ્રહનો હું અનાદર કરી શક્યો નહિ. અને એ સ્થિતિમાં તમારી સૌની સહાયતા અને ઉદારતાની અપેક્ષાએ આ જવાબદારી ઉંચકવાની મેં હિમ્મત કરી છે.

આપણું ગયું અધિવેશન કુંડલામાં ભરાયું ત્યાર પછીના વરસ દોઢ વરસના ટૂંકા અરસામાં તો દુનિયાના કેટલાય ભાગમાં કંઈક અણધારી ઉથલપાથલો થઈ રહી છે. નવા ઇતિહાસનાં પાનાં ઝપાટાભેર લખાઈ રહ્યાં છે. જગતના નકશાના રંગ એકાએક બદલાવા લાગ્યા છે, ભવભલાં મહારાજ્યો વચ્ચે થયેલા પવિત્ર કોલકરારોની કિંમત રદી કાગળ જેટલી લેખાઈ. જરાએ સંકોચ વિના તેને ફેંદાફંદ ફાડીને કચરાની ટોપલીને સ્વાધીન કરવામાં આવ્યાના દ્રશ્ય સૌએ જોયાં સત્તાઓની શાહુકારી ઉપર આજે ઇતબાર રહે એવું રહ્યું નથી. આગામી મહાસંગ્રામની તૈયારીઓ ચોમેર જોશભેર ચાલી રહી છે. દુનિયા પ્રલયને પંથે પૂરપાટ ધસી રહી છે. કાલે કોણ સલામત રહેશે એ કોઈથી કહી શકાય એમ નથી.

આમ જગતમાં ચોમેર દાવાનળ સળગી રહ્યો છે. એમાંથી આપણો દેશ પરાધીન હોવાથી કોઈ પણ કારણે મહાસંગ્રામ શરૂ થાય (અને જે થઈ પડવાનાં ચિન્હો અત્યારે નજરે પડે છે) તો તેમાં જોડાવામાં યા તેનાથી અલગ રહેવામાં આપણું હિત કે અહિત રહેલું છે એનો નિર્ણય કરવાની પણ આપણને સ્વતંત્રતા નથી.

કુંડલા પરિષદ પછીના ટુંક સમયમાં આપણો દેશ પણ આ ક્રાન્તિકાળની અસરથી બચ્યો નથી. વિજ્ઞાનની નવી નવી શોધો અને સાધનોએ આજના જગતને સાંકડું-લગભગ એકજ દેશ જેવડું-કરી મેલવા માંડ્યું છે એટલે નવા નવા વિચારો અને આંદોલનોની અસરથી ભારતવર્ષ અલિપ્ત કઈ રીતે રહી શકે? વળી બ્રિટીશ હિંદુસ્તાનમાં વિસ્તૃત મતાધિકારવાળું પ્રાંતીય સ્વાયત્તના સિદ્ધાંતને અનુસરતું નવું વિધાન અમલમાં મૂકાઈ ચૂક્યું છે. આ મર્યાદિત લોકશાસનના અમલમાં પણ પડોશના બ્રિટીશ પ્રાંતોની પ્રજા જે આત્મવિશ્વાસ અને ચેતનના અવનવા સુખનો અનુભવ કરી રહેલ છે તેની અસર દેશી રાજ્યોની પ્રજા ઉપર રોજ રોજ પડતી જાય છે. અનેક ખામીઓવાળા છતાં આ નવા વિધાનનો વિવેકપૂર્વક ઉપયોગ કરી ભારતવર્ષની સર્વમાન્ય સંસ્થા કોંગ્રેસે દેશની શક્તિ અને પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે. સાથે સાથે નવા વિધાનમાં રહેલી અનેક ત્રુટીઓ અને લોકશાસનના પ્રથમ અનુભવમાંથી ઉદ્‌ભવતી સ્વાભાવિક મુશ્કેલીઓએ જે નવી નવી કઠણ સમસ્યાઓ ઉભી કરી છે તેનો સફળતાપૂર્વક ઉકેલ કરવામાં અનેક લોકનિયુક્ત સેવકો અને સંગઠિત સંસ્થાઓ રાતદિવસ કામ કરી રહેલ છે. લોકકલ્યાણનાં નવાં નવાં કામો અને કાયદાઓ એક પછી એક ઉપરા ઉપરી હાથ ધરવામાં આવ્યા છે.

બ્રિટીશ હિંદુસ્તાનમાં ચોમેર પ્રચંડ જાગૃતિ અને ક્રાંતિના સુસવતા વંટોળ ફૂંકાઈ રહ્યા છે. આ નવચેતનનો સ્પર્શ દેશી રાજ્યોની પ્રજાને થતાંની સાથે એનામાં નવી નવી આશાઓ ઉત્પન્ન થવા પામી છે, અને બ્રિટીશ હિંદુસ્તાનથી પાછળ પડી જવાનો સ્વાભાવિક ભય લાગવાથી એની સાથે સાથે દોડવાનો નિશ્ચય અને પ્રયત્ન કરી રહેલ છે. પરિણામે અનેક દેશી રાજ્યોમાંથી પણ પોતપોતાને ત્યાંનાં રાજ્યતંત્રોમાં જુદા જુદા રૂપમાં યુગને અનુકૂળ ફેરફાર

કરવાની મજબૂત માગણીઓ અને વ્યવસ્થિત ચળવળો શરૂ થઈ ચુકેલ છે સદીઓ થયા એકહથ્થુ સત્તાના બંધનોમા જકડાએલી પ્રજા ચોમેર નવયુગની સ્વતંત્રાતાના પવનની ઝડીઓથી જાગી ઉઠી હોવાથી એને પુરાણો સડી ગએલો અને ચાલતો આવેલો અમલ અમલ અને આકરો થઇ પડયો છે

કોઈ ખાસ રાજા મહારાજાના વ્યક્તિગત સારા ખોટાનો આ સવાલ મુદ્દલ નથી. આજના લોક શાસનના યુગથી કેવળ ઉલટી એક હથ્થુ રાજસત્તાની આ પદ્ધતિ, જેનો જોટો જગતમા બીજે કયાયે મળી શકે તેમ નથી, તેની સામેનો પીડિત પ્રજાના અંતરનો આ પોકાર છે એની સામે આખ આડા કાન કર્યે કોઈ રસ્તો નીકળવાનો નથી

બ્રિટિશ હિંદમા દાખલ થએલા નવા વિધાનનો બીજો ભાગ જેની સાથે દેશી રાજ્યોને સીધો સંબધ આવે છે અને જેનાથી સમગ્ર ભારતવર્ષને એકત્ર બનાવવાની સામ્રાજ્યના મુત્સદ્દીઓ આશા સેવી રહેલ છે તે સમવાયતંત્રની યોજના તો હજુ અદ્ધર લટકી રહેલ છે

એમા દાખલ થવાની છેવટની ચોખ્ખી હા અગર ના ભણવાની નોટીસ રાજાઓને મળી ચૂકી છે આનો નિર્ણય કરવામા દેશી રાજ્યોની પ્રજાના અવાજને મુદ્દલ સ્થાન આપવામા આવ્યુ નથી અને રાજાઓ એક તરફ કૂવો અને બીજી તરફ ખાઈ એમ બેઉ બાજુએ ભય દેખી રહ્યા છે

કોંગ્રેસે પોતાનો નિર્ણય વારવાર જાહેર કરી દીધો છે લોકશાસનને પથે પળતા બ્રિટિશ હિંદને ગળે એકહથ્થુ શાસનવાળા દેશી રાજ્યોની ભારરૂપ હાસડી તેની ઇચ્છા વિરુદ્ધ ભેરવવાનો પ્રયત્ન કરવામા આવશે તો આ દેશમા ભયકર અશાતિ થવાની આગાહી કોંગ્રેસે પોકારેલી છે

હરિપુરા કોંગ્રેસ પહેલા દેશી રાજ્યોની પ્રજાના દિલમા કોંગ્રેસની નીતિ વિષે કંઈક અદેશો હતો હરિપુરા કોંગ્રેસે દેશી રાજ્યોને લગતી તેની નીતિ વિષે ચોખવટ કરી એ નીતિ ઉપર કોંગ્રેસ આજે પણ કાયમ છે કોંગ્રેસ રાજા ઓનો નાશ માગતી નથી, કે નથી તેમની દુશ્મનાવટ ઇચ્છતી હજી પણ એ તો દેશી રાજ્યો સાથે મિત્રતા રાખવા મથે છે પરન્તુ કોંગ્રેસ એ સમસ્ત હિન્દુસ્તાનની સસ્થા છે, તેના કોઇ એક ભાગની નથી આખા દેશની આઝાદી પ્રાપ્ત કરવી એ એનુ ધ્યેય છે એની દૃષ્ટિ અને નીતિમા ભારતવર્ષ આખુ એક અને અવિભાજ્ય છે એનો એક ભાગ સ્વતંત્ર અને એક ભાગ પરતંત્ર હોઈ ન શકે, અને એમ હોય તો બે વચ્ચે ભયાનક અથડામણ થયા વિના રહે નહિ આથી હરિપુરા કોંગ્રેસમા એ ચોખવટ કરવામા આવી હતી કે દેશી રાજ્યોમા જ્યા સુધી લોકશાસનની પદ્ધતિ દાખલ કરવામા ન આવે ત્યા સુધી તેની સાથે જોડાવાની સમવાયતંત્રની યોજનાનો વિચાર જ કોંગ્રેસ ન કરી શકે

હરિપુરાના ઠરાવ પછી દેશી રાજ્યોમા ઉત્તરે કાશ્મીરથી માડીને દક્ષિણે ત્રાવણકોર સુધી અને પૂર્વના ખૂણામા છેક ઓરિસ્સાના નાના રાજ્યોથી માડીને પશ્ચિમે કચ્છ–કાઠિયાવાડ સુધી ચોમેર પ્રજામા અપૂર્વ જાગૃતિ અને અસતોષ જોવામા આવે છે. ઠેકઠેકાણે પ્રજામડળો સ્થપાય છે અથવા ભરાય છે અને તેના તખતા ઉપરથી જુદી જુદી માગણીઓ કરવામા આવે છે

આ બધી માગણીઓની પાછળ એક જ મૂળ વસ્તુનો ધ્વની સભળાય છે અને તે એ છે કે પ્રજાને આજે કેવળ સુ–રાજ્ય આપવામા આવે તોયે તેનાથી એને સતોષ વળવાનો નથી એને તો સ્વ–રાજ્ય એટલે પોતાને ત્યાનુ રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર થાય એ જ એક તીવ્ર લગની લાગી છે આ ભાવનાને સતોષવા અને શાત કરવા શુદ્ધ દાનતના અને સાચા પગલા ભરવામા નહિ આવે તો આજની અશાતિને કદાચ ક્ષણિક રીતે ભલે દબાવી દઈ શકાય તોયે અતે તો એનુ પરિણામ વિપરીત જ આવવાનુ છે જે વાર્યા ન કર્યું તે હાર્યા કર્યું એવો વખત આવીને ઉભો રહેશે

એથી મારી તો રાજામહારાજાઓને અતિશય

નમ્રતાપૂર્વક વિનંતિ છે કે યોગ્ય અંકુશો સાથે રાજ્ય-વહીવટનો ભાર પ્રજાને માથે નાખી પોતે પ્રજાનો પ્રગતિમાર્ગ મોકળો કરી આપે. પ્રજાના સાચા રક્ષક બની એને આગળ દોરે અને ખુદ શહેનશાહને પગલે ચાલી રાજાપ્રજા વચ્ચેની અથડામણના ભયમાંથી કાયમને માટે નીકળી જવાની રચના કરી નિર્ભય બની જાય.

આમ કરવા રાજાઓ કેટલે દરજ્જે સ્વતંત્ર છે એ કહેવું કદાચ કઠણ હોય તો પણ આજે ખુલ્લી રીતે તો બધો દોષ રાજાઓ ઉપર ઢોળાય છે. કારણ કે સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિને પણ છેલ્લી નરેન્દ્ર મંડળની સભામાં આવીને કેટલાક સામાન્ય અને અનિવાર્ય સુધારા દાખલ કરવાની સલાહ જાહેરપણે આપવાની ફરજ પડી પાછલા વાયસરોયોએ આવી સલાહ ખાનગી અથવા જાહેર રીતે અગાઉ અનેક વેળા આપેલી છે. છતાં કેટલાં રાજ્યોએ તે સ્વીકારી છે ? અને ભવિષ્યમાં સ્વેચ્છાએ કેટલા સ્વીકારશે એ પણ કોણ કહી શકે ?

જવાબદાર રાજ્યતંત્રના નામથી જ રાજાઓ હવે ભડકવા લાગ્યા છે. કેટલાંએ પ્રજામંડળોનાં બંધારણોમાં જવાબદાર રાજતંત્ર મેળવવાનું ધ્યેય તેનાં બંધારણ ઘડાયાં ત્યારથી જ દાખલ કરવામાં આવેલું છે. અનેક વેળા કેટલીએ પરિષદોમાં જુદા જુદા રાજ્યોમાં જવાબદાર રાજતંત્રની માગણીના ઠરાવો કરવામાં આવેલા છે. આટલા દિવસ એવી માગણી અયોગ્ય ગણાતી નહોતી પણ અત્યારે તો જવાબદાર રાજ તંત્રનું નામ જ દેશી રાજ્યના બંધારણમાં ન લઈ શકાય એમ કહેવામાં આવે છે.

આ એક મુત્સદીઓએ ઉભો કરેલો મિથ્યાવાદ છે. ખરી રીતે તો પ્રજાને કશી સત્તા સોંપવી છે કે નહિ, અને સોંપવી છે તો કઈ અને કેટલી, અથવા તો, કેટલી ખરી સત્તા પ્રજાને સોંપવી છે, એ જ મહત્વનો સવાલ છે. પ્રજાને સાચી સત્તા સોંપવામાં આવે તો પછી એ રાજતંત્રને ગમે તે નામથી ઓળખવામાં આવે. એના મિથ્યાવાદમાં પડવાની કશીયે જરૂર નથી. અને જ્યાં સુધી સાચી સત્તા પ્રજાના હાથમાં નહિ આવે ત્યાં સુધી પ્રજાને કોઈ કાળે સંતોષ થવાનો નથી એ વિષે પણ શંકા નથી.

પ્રજાને જોઈતી આ વસ્તુ કઇ રીતે મળી શકે એ જ વિચારવાનું રહે છે. એમાં તો મહાત્મા ગાંધીજી પોતે જ અત્યારે તો દેશી રાજ્યની પ્રજાની દોરવણી કરી રહ્યા છે. પ્રજાને માટે આ ધન્ય-ભાગ્યનો દિવસ છે.

સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર ગાંધીજીએ હિંદુસ્તાનની પ્રજા આગળ મૂકયું ત્યારથી જ એનામાં ખરું ચેતન આવ્યું છે. બ્રિટિશ હિંદમાં જે કંઈ સુધારા કે સત્તાઓ પ્રજાને મળી છે તે એને જ પ્રતાપે છે. એ જ શસ્ત્રનો ઉપયોગ દેશી રાજ્યોની પ્રજા પણ કરી શકે છે.

પરન્તુ એ શસ્ત્રનો ઉપયોગ કરવાને સારૂ અનુકૂળ વાતાવરણ અને શુદ્ધ સાધનો જોઇએ. તે ન હોય તો એનો ઉપયોગ ન થઈ શકે. કેટલાંએ જુદા જુદાં રાજ્યોમાં પ્રજાએ નાની મોટી માગણીઓ માટે સત્યાગ્રહ શરૂ કર્યા હતા, અને લોકો લડતોમાં જેલખાને પડયા હતા અને હજુ પણ છે. છતાં ગાંધીજીએ આજે એ બધાં રાજ્યોમાંના સત્યાગ્રહ મુલતવી રખાવ્યા છે. પ્રજાઓએ પણ ગાંધીજીની સલાહ માથે ચડાવીને આંદોલન સ્થગિત કર્યાં છે. પ્રજાના ગાંધીજી ઉપરના અપૂર્વ વિશ્વાસનો આ પુરાવો છે, એટલું જ નહિ પણ પ્રજાના ઉજ્વળ ભાવિનું એ શુભ ચિન્હ છે.

દેશમાં આજે સત્યાગ્રહને મોકળો માર્ગ કરી આપવા જેવું વાતાવરણ નથી. રાણપુર, રામદુર્ગ, ગગપુર વગેરે સ્થળોના ભયાનક બનાવો સત્યાગ્રહના માર્ગમાં રહેલાં જોખમોની લાલબત્તી બતાવી રહેલ છે. મુલકમાં ભરેલી હિંસાત્મક વૃત્તિનો એ પડઘો છે. વળી આજે દેશભરમાં કોમ કોમ વચ્ચે ઝેર ફેલાવવામાં આવ્યાં છે, કેટલેક

ઠેકાણે તો પ્રજા પરિષદોને તોડવા અને પ્રજામાં ભય ઉપજાવવા માટે ગમે તેવા યોગ્યઅયોગ્ય સાધનોનો ઉપયોગ કરી ગમે તેવા મેલા કામો કરતા પણ સંકોચ રખાયો નથી જેમને સત્તાઓ છોડવી પડે એવો ગભર છે તેઓ ભય અને ક્રોધથી બેચેન થયેલા દેખાય છે જેમને કશુ ખોવાનુ નથી તેવા કેટલાક તો મિથ્યા ડરથી અને ગેરસમજથી પારકાના હાથમા હથિયાર બની ખરૂ ખોટુ વિચારી જોયા વિના ગમે તે કરવા તૈયાર થઈ ગયા છે

પરદેશીઓને ભાગના પાડીને સત્તા ચલાવવાની નીતિનુ અનુકરણ કરી એમા જ પોતાની સત્તાની સલામતી માની બેઠેલા છે આવા પ્રતિકૂળ વાતાવરણમા સત્યાગ્રહને સ્થગિત કરી અંતર્દષ્ટિ કરી આત્મ નિરીક્ષણમા અને આપણી ત્રુટીઓ તપાસી તે સુધારી લેવામા થોડો સમય ગાળવાથી દેશી રાજ્યોની પ્રજાને લાભ જ થવાનો છે જેને પ્રજાની શક્તિ વિષે અને પોતાના સાધનોને વિષે પૂર્ણ વિશ્વાસ છે એને નિરાશ થવાનુ કશુ જ કારણ નથી

ઘણે ઠેકાણે જ્યા સત્યાગ્રહ મુલતવી રાખવામા આવેલ છે ત્યા તેનો ગેરલાભ લેવાય એમ પણ બને છતા પ્રતિકૂળ વાતાવરણ વચ્ચે સત્યાગ્રહ ચાલુ રાખવામા જે જોખમ સમાએલુ છે તેના પ્રમાણમા પહેલુ જોખમ બહુ નજીવુ ગણાય એટલે એ વિષે ચિંતા કરવાનુ કારણ ન હોવુ જોઈએ સત્યાગ્રહીને એવો વિશ્વાસ હોવો જોઈએ કે આજે ઝેર અને હિંસાની જે આંધી આવેલી છે તે તો ક્ષણિક છે વંટોળિયાની માફક એ જોતજોતામા શમી જશે નિર્મળ વાતાવરણ પાછુ છવાશે ત્યારે એનો વખત વળી પાછો આવશે, એ સમય આવે ત્યા સુધી પોતે પોતાથી બને તેટલા પ્રયત્નથી મનવચનકર્મે કરીને સયમ કેળવવા પ્રયત્ન કરે અને આજે વર્તી રહેલુ વાતાવરણ જેમ બને તેમ જલદી શુદ્ધ કરવામા મદદરૂપ થાય

એક તરફથી પ્રજાને ધાતકી, અમાનુષી અને અને જગલી રીતે દબાવવાના સઘળા પ્રયત્નો કરવામા આવે છે અને ધાકધમકીઓ વિગેરે અયોગ્ય સાધનોનો ઉપયોગ કરી વફાદારીના પત્રો ઉપર જબરદસ્તીથી સહીઓ કરાવવામા આવે છે જ્યારે બીજી તરફથી નામના અને નકલી સુધારા દાખલ કરી દુનિયાની આંખે પાટા બાંધી કોઈ પણ જાતની ખરી સત્તા ન છોડતા ચાલતા આવેલા સડેલા તંત્રને નવા વાઘા પહેરાવી પ્રજાતંત્રના ખોટા નામથી જેમ ચાલતુ આવ્યુ છે તેમનુ તેમ ચલાવવુ છે પુરાણી પ્રથાના પક્ષપાતીઓ પૈકી કેટલાક તો એમ પણ કહે છે કે પ્રજા લાયક નથી એટલે બીજો શુ ઉપાય?

આ પ્રજાની લાયકાતની વાતો કરનારાઓએ એકે દિવસ એવો વિચાર કર્યો છે ખરો કે આ દેશમા છસો જેટલા રજવાડા છે તેમાથી કેટલાના નરેશો પોતાની પ્રજા કરતા વધારે લાયકાત ધરાવનારા છે? શુ રાજકુટુબમા જન્મ લેનારા સઘળા લાયકાતના વારસા સાથે જ જન્મે છે? અને જો અનેક રાજાઓમાથી કેટલાક તો રાજ્ય કરવાને નાલાયક હોવા જ જોઈએ એ વાત કબૂલ હોય તો એવા સજોગોમા પ્રજાએ શુ કરવુ એનો કાંઈ ઉપાય બતાવશે ખરા? જુલ્મી રાજાને પદભ્રષ્ટ કરવાનો અધિકાર અનાદિ કાળથી સ્વીકારાએલો છે ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે એટલે રાજા પ્રજાની લાયકાતમા ઉતર્યા વગર આધુનિક યુગને ઓળખી તેને અનુકૂળ થવામા જ બેઉનુ હિત સમાએલુ છે

પણ આજે તો કેટલાક રાજાઓ એકત્ર થઈ સગઠિત પણે પ્રજાને દબાવવાના પગલા લેવામા પોતાનુ શ્રેય માનતા જોવામા આવે છે અને ઓછામા ઓછી પણ સત્તા છોડ્યા સિવાય રાજતંત્રમા ઉપર ચોટિયા ફેરફાર કરવાની મોટા આડંબરવાળી યોજના ઘડી કાઢી એથી આગળ કોઈ રાજ્યે જવુ જ નહિ એવી વ્યવસ્થા રચવામા પોતાની સઘળી શક્તિ ખરચી રહ્યા છે

જુદા જુદા રાજ્યોની જુદી જુદી પરિસ્થિતિ હોવા છતા સગઠનના અથવા સત્તાની ઈજારાશાના

દબાણુથી સૌને આમ એક અસ્ત્રે મૂંડવા જતાં કાચું કપાઈ જવાનું છે એ વિચાર કરતા નથી. જ્યાં સુધી ખરી સત્તા પ્રજાના હાથમાં નહિ આવે ત્યાં સુધી પ્રજાને સંતોષ થવાનો નથી એ જાણવા છતાં આ નિશ્ચિત વસ્તુને કોઈપણ પ્રકારે ઠેલવાનો મિથ્યા પ્રયત્ન કરવામાં આવે છે. આખરે તો એ બધું પાણી વલોવવાનું છોડી દઈ પ્રજાને રીઝવીને જ કામ લેવું પડશે.

હવે આપણે ભાવનગરનો વિચાર કરીએ, ભાવનગરમાં પ્રવેશ કરતાંની સાથે આપણને પ્રથમ સ્મરણ સ્વ૦ સર પ્રભાશંકર પટ્ટણીનું થાય છે. એ મહામુત્સદ્દીની ખોટ કાઠિયાવાડમાં આજે ડગલે ને પગલે માલમ પડે છે. એમના ગયા પછી કાઠિયાવાડમાં આજે કોઈ રાજનીતિજ્ઞ પુરુષ રહ્યો નથી જેની અસર આજે આખા કાઠિયાવાડમાં જણાઈ રહી છે. સર પ્રભાશંકર હયાત હોત તો ઘર આંગણે ગાંધીજીને અનશન કરવા વખત આવવા ન જ દેત. કાઠિયાવાડની આજે જે બેઆબરૂ થઈ રહી છે તે તેઓ કદી સાંખત નહિ.

કાઠિયાવાડમાં આજે ચોમેર દાવાનળ સળગી રહ્યો છે. ઠેકઠેકાણેથી છડેચોક ગુંડાગીરી, લૂંટફાટ અને અત્યાચારોની વાતો આવી રહી છે અને પ્રજાને દબાવવાના તેમજ સંગઠ્ઠનો અને પરિષદો તોડવાના વ્યવસ્થિત પ્રયત્નો થાય છે; કેટલાંક રાજ્યોમાં રાજ્યના જુલ્મો અસહ્ય થઈ પડતાં લોકો રાજ્ય છોડી ભાગી છૂટે છે ત્યારે અહીંયાં આપણે રાજ્ય અને પ્રજા વચ્ચે બેઉને છાજતી સભ્યતા અને મીઠાશનો અનુભવ કરી રહ્યા છીએ.

પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે અહીં કલેશ કે વિખવાદ નથી અને આપણે રાજ્ય તેમજ પ્રજાના પરસ્પરના હક અને જવાબદારીની ઝીણવટથી તેમજ સંપૂર્ણ છૂટથી ચર્ચા કરી શકીએ છીએ. સદ્‌ભાગ્યે પરિષદના કાર્ય વિષે તેમજ તેના ઉદ્દેશ વિષે રાજ્યને કશી શંકાનું કારણ મળ્યું નથી. જવાબદાર રાજ્યતંત્ર મેળવવાનો ઉદ્દેશ પરિષદના બંધારણમાં પ્રથમથી જ દાખલ છે. છતાં દરબારશ્રીની છત્રછાયા નીચે જ પ્રજા પરિષદ પોતાની પ્રગતિ સાધવા ઈચ્છે છે એ વિષે કે રાજ્ય પ્રત્યેની વફાદારી વિષે કોઈને શંકા કરવાનું કારણ મળ્યું નથી.

આ ઉપરાંત, ભાવનગર રાજ્ય સમૃદ્ધ છે. રાજ્યને માથે કશું દેવું નથી. ઊલટી એની પાસે મૂડી છે. રાજની આવક પણ પ્રમાણમાં સારી છે. 'આ બધા શુભ સંજોગો મોટે ભાગે તો મરહુમ સર પ્રભાશંકરના દુરંદેશ અને કુનેહભર્યા રાજવહીવટને આભારી છે. આજના કઠણ સંજોગોમાં જો એઓ હયાત હોત તો કાઠિયાવાડનું કોકડું ગમે તે રીતે ઉકલી જાત અને ગાંધીજીને મહાસાગર છોડી ખાબોચિયામાં ભરાઈ રહેવાનો વખત કદી ન આવત.

સર પ્રભાશંકર તો આજે નથી પણ ભાવનગર રાજ્યની પ્રજાને એમના પુત્રને સોંપી ગયા છે અને સ્વાભાવિક રીતે જ સૌ આશા રાખે છે કે તેઓ પોતાના પ્રતાપી પિતાને પગલે ચાલી ઉદાર વૃત્તિના યુવાન મહારાજાને સાચી સલાહ અને સહાય આપી કાઠિયાવાડનુ કલંક ધોઈ નાંખશે અને ભાવનગરની કીર્તિ વધારશે.

પાછલી પરિષદોમાં આપણે ઘણા ઘણા ઠરાવો કર્યા છે. કુંડલા મુકામે છેલ્લી પરિષદ મળી તેમાં તો આપણે લગભગ ૪૦ જેટલા ઠરાવો કર્યા. એ બધા ઠરાવો ફરી ફરીને કરવાનો કશો અર્થ નથી. હવે તો એ વખત આવ્યો છે કે જ્યારે આપણે મૂળ મુદ્દાની વસ્તુ ઉપર એક જ ઠરાવ કરવો જોઈએ અને એ ઠરાવનો અમલ જો આપણે કરાવી શકીએ એટલે કે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર મળી રહે એવું રાજ્ય બંધારણ આપણે રાજ પાસેથી મેળવી શકીએ તો પછી બીજા ઠરાવોની બહુ આવશ્યકતા નથી રહેતી.

રાજ્યની મુખ્ય વસ્તી ખેડૂતોની છે, ઘણાં ખરાં દેશી રાજ્યોનો ભાર ગામડાંમાં વસતા ગરીબ ખેડૂતોની કમ્મર ઉપરજ પડે છે. રાજ્ય વહીવટમાં એનો અવાજ નથી. અજ્ઞાન, અભણ અને ભોળા હોવાથી

પોતાના હકનું એને કશુ ભાન નથી. ભગવાન પર ભરોસો નાખી દરેક દુખનો દોષ કેવળ કીસ્મત ઉપરજ નાખવાની ટેવવાળો હોવાથી એનામા આત્મ વિશ્વાસનો અભાવ આવી ગયો છે જવાબદાર રાજ્ય તત્ર માગવાનો કે મેળવવાનો જો કઈપણ અર્થ હોય તો તે તો આ ભૂખ અને દુખથી પીડાતા અસખ્ય હાડપિંજર જેવા કમરમાથી વળી ગએલા દેશી રાજ્યોના દુખી ખેડૂતના દુખ ભાગવાનો અને એનામા સ્વમાન અને આત્મવિશ્વાસના માનુષી તત્ત્વોનો પ્રચાર કરાવવાનો જ હોઈ શકે એ કામ કરવામા રાજા અને પ્રજા બેઉનુ સામાન્ય હીત સમાએલુ છે, જો આ ખેડૂતોને રાજ્યના વહીવટની સસ્થાઓમા પુરતુ પ્રતિનિધિત્વ મળે અને એનો અવાજ રાજદરબારમા સભળાતો હોય તો એ રાજતત્ર જવાબદાર ગણાય અને એના દુખનો રસ્તો ની કળી શકે

એટલે જવાબદાર રાજતત્ર વિષે ઠરાવ કરીએ તો પછી ખેડૂત, મજૂર મ્યુનિસિપાલિટી, ગ્રામ્યપચાયત ઋણમુક્તિ, લાચરૂશ્વત, વેઠવાગ દારૂનિષેધ વગેરે વિષે જુદા જુદા ઠરાવો પરિષદમાં કરવાની જરૂર ન રહે

રાજ તરફથી હાલમા એક નાનુ સરખું જાહેર નામુ પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે એ જાહેરનામામા અહિંના રાજતત્રમા કરવામા આવનાર ફેરફારનુ ઝાખુ ચિત્ર દોરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે એના ઉપર પરિષદે વિચાર કરવો રહ્યા છે આ જાહેરાતમા પ્રજાને સતોષ થઈ શકે એવુ કશુ જોવામા આવતુ નથી એટલે આપણે દુખથી નમ્રતાથી પણ અતિશય દ્રઢતાથી આ વાત રાજને સભળાવવી જોઈએ જાહેરાતમા ધારાસભાના ખોખાનો જે ચિતાર આપ્યો છે તે ઘણો જ અપૂર્ણ હોવાથી એના ઉપર ઝાઝુ કહેવુ કઠણ છે પરતુ એટલુ તો સ્પષ્ટ છે કે ગમે તેવી ધારાસભા બનાવવામા આવે તોયે એ તો એક સલાહકાર મડળ જ હશે એટલે એ પ્રાણ વિનાનુ ખોખુ હશે, જો જાહેરાતનો આ અર્થ સાચો હોય તો આપણે મક્કમપણે જાહેર કરવુ જોઈએ કે એથી પ્રજાને મુદ્દલ સતોષ નહિ થાય કારણ કે જવાબદારી વિનાનો સલાહ આપવાનો અધિકાર એ માત્ર ટીકાકારોને જ તૈયાર કરી શકે એમાથી રાજતત્ર ચલાવવાની કે પ્રજા ઘડતરની તાલીમ નજ મળી શકે, અને એવી બીન-જવાબદાર ટીકાકાર થવાની તાલીમ લેવામા કોઈ સારા માણસોને કશો રસ નજ પડે

પ્રજા લાયક ન થાય ત્યા સુધી જવાબદારી સોપાય નહિ અને જવાબદારી મળ્યા સિવાય લાયકાત આવે નહિ એવા અવળસવળ સૂત્રોના આધાર લઈ ઘાણીના બળદની માફક ગોળ ચકરાવામા ફર્યા કરવાથી કોઈ દિવસ અત ન આવે

આ રાજ્યમા જે જે અનુકૂળતા મળે છે તેવી બીજે ભાગ્યે જ હશે પ્રજાપરિષદને સ્થાપન કરવામા અથવા એને ચલાવવામા મરહૂમ મહાઅમાત્ય પટણી સાહેબનો સાથ અને આશીર્વાદ હતા. પરિષદ પ્રત્યે રાજની અમીદૃષ્ટિ રહેતી આવી છે પરિષદનુ ધ્યેય રાજથી અજાણ્યુ નથી રાજ અને પ્રજાનો અતિશય મીઠો સબધ રહ્યો છે રાજ્યમા ઠીક ઠીક કાબેલ માણસો વસે છે જેઓ રાજ્યકારભારનો ભાર ઉચકવામા હોશથી અને નિસ્વાર્થપણે મદદ કરવા તૈયાર થઈ શકે એમ છે રાજ્ય સાધનસપન્ન છે પ્રજા વફાદાર છે દરબારશ્રીએ દેશદેશાવર ફરી આધુનિક જગત જોયુ છે અને પોતે ઉદારવૃત્તિ અને ઉદાર વિચાર ધરાવે છે દિવાનસાહેબે લાયક પિતાનો વારસો મેળવ્યો છે આ બધા અનુકૂળ સજોગો ભાવનગરને કાઠિયાવાડના આજના અધકારમા દીપકરૂપ બની માર્ગદર્શક થવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત કરી આપે છે અને તેથી ભાવનગર ઉપર અનેક આશાઓ બધાઈ છે પ્રભુ એ આશાઓ પૂર્ણ કરો અને ભાવનગરની જાહોજલાલી સુખશાતિ અને કીર્તિમા વધારો થાઓ!

—:૦:—

## ભાવનગર રાજ્યની જાહેરાત

રાજ્યની વહીવટમાં સલાહ અને મદદ આપવા માટે ભાવનગરના નામદાર મહારાજાશ્રીએ પોતાનાં "પ્રજા જનોને" ઉદ્દેશીને આજથી બે મહીના પહેલાં ગેઝેટના વધારાથી એક જાહેરાત પ્રસિદ્ધ કરી હતી આ જાહેરાત અમે આ નોંધની નીચે આપીએ છીએ. જાહેરાત સંક્ષિપ્તમાં છે પરંતુ તેમાં મહારાજા સાહેબે પોતાની હાલની અને ભવિષ્યની રાજનીતિનો, તેમ પ્રજા વર્ગ તરફની પોતાની હાર્દિક લાગણીનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. જાહેરાતની ટુંકી ભાષામાં ઘણી વિગતો જણાવવામાં આવી છે એટલુંજ નહિ પણ રાજ્યના ભવિષ્યના બંધારણના પાયા રૂપ ગણી શકાય એવી સમજણ અને વિચાર પૂર્વક એનું ઘડતર કરવામાં આવ્યું છે. કાઠીયાવાડમાં આ રીતે ભાવનગર રાજ્યે પોતાની પ્રજાને બંધારણીય ધોરણે રાજ્ય તંત્રમાં હીસ્સો આપવાના પોતાના હેતુનું વચન આપવાની પહેલ કરી છે. તે ખરેખર અભિનંદનીય છે. ભાવનગર રાજ્ય વિષે એમ કહેવાય છે કે પ્રજાહિતનાં કાર્યોમાં તે પહેલ કરે છે, એ હકીકત આ જાહેરાતથી પણ જણાઈ આવે છે.

જાહેરાતનો આખો મુસદ્દો અમે આ નીચે આપીએ છીએ.

### TO MY PEOPLE.

In pursuance of my policy of benevolent rule inherited from my revered ancestors and given to me for safe keeping by Government of India on the termination of the Minority Administration I have decided to amend the Law of 1918 relating to the Peoples' Representative Assembly of this State. The changes proposed are intended to give the traditional mutual relations of my administration and people constitutional status on modern lines. My policy is that as the people organise their local responsible bodies under existing permissive legislation or laws that may hereafter be introduced and gain experience in matters administrative the Representative Assembly, which would in future be called the Dhara Sabha, shall in progressively greater measure advise and assist me and the Darbar in the conduct of the affairs of my State.

Dated 30th April,

KRISHNAKUMARSINHJI,
Maharaja of Bhavnagar.

નેક નામદાર મહારાજા સાહેબ હજુરથી પ્રજાને ઉદ્દેશી થએલ જાહેરાતનો ગુજરાતી તરજુમો હજુર ઠરાવ નં. ૨૦, તા. ૩૦-૪-૧૯૩૯ના ફરમાન અનુસાર આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તા. ૧-૫-૧૯૩૯.

અનંતરાય પ્રભાશંકર
મુખ્ય દિવાન
સંસ્થાન ભાવનગર

## અમારા પ્રજાજનોને

અમારા પૂર્વજો તરફથી વારસામાં મળેલી અને માઇનોરીટી રાજ્ય કારભારને અંતે નામદાર હિંદી સરકારે અમોને સુપ્રત કરેલી પ્રજાહિતકારી રાજ્ય નીતિ અનુસાર આ રાજ્યની પ્રજા પ્રતિનિધિ સભાને લગતો સને ૧૯૧૮નો ધારો સુધારવાનો અમોએ નિર્ણય કર્યો છે. આ યોજવાના ફેરફારની નેમ અમારા રાજકારભાર અને પ્રજાવર્ગ વચ્ચેના પરસ્પરના વંશ પરંપરાથી ચાલ્યા આવતા સંબંધને આધુનિક દૃષ્ટિએ બંધારણ યુક્ત પાયા (constitutional status) ઉપર મુકવાની છે. અમારી રાજનીતિ એ છે કે પ્રજાવર્ગ હાલના અનુજ્ઞાસુચક કાયદાઓ (permissive legislation) તથા હવે પછી જે કાયદાઓ અમલમાં આવે તેને અનુસરી જેમ જેમ સ્થાનિક જવાબદાર સંસ્થાઓ યોજે અને રાજવહીવટની બાબતમાં અનુભવ મેળવે તેમ તેમ પ્રતિનિધિ સભા જે ભવિષ્યમાં ધારાસભા કહેવાશે તે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં અમોને અને દરબારશ્રીને રાજવહીવટમાં સલાહ અને મદદ આપે.
તા. ૩૦ મી એપ્રિલ સને ૧૯૩૯.

કૃષ્ણકુમારસિંહજી
મહારાજા,
સંસ્થાન ભાવનગર

---

## કચ્છ અને ફેડરેશન

ફેડરેશનને અંગે નાના બીન અખત્યારી તાલુકાઓની વ્યવસ્થાનો પ્રશ્ન ઉભો થયો છે. વડોદરા રાજ્યે કાઠીયાવાડના તાલુકદારોને પોતાનામાં જોડાવા સંબંધી છેલ્લાં બે ત્રણ વરસથી પ્રવૃત્તિ આદરી છે. ભાવનગર રાજ્યમાં પણ કેટલાક તાલુકદારોએ જોડાવાની ઇચ્છા દર્શાવી છે. મહીકાંઠામાં વડોદરા ઉપરાંત પાલણપુર અને બનાસ કાંઠામાં કચ્છના રાજ્યે પણ પોતાનો વરિષ્ટ અને પિતૃ રાજ્ય તરીકેનો હક દર્શાવ્યાની હકીકત બહાર આવી છે. બનાસ કાંઠાનો ઉત્તર ભાગ કચ્છ સાથે સંબંધ ધરાવે છે. એટલે કચ્છ રાજ્ય આ દીશામાં પ્રવૃત્તિ કરે એ ઇચ્છવા જોગ છે. વ્યાપારી નજરે ગુજરાતના કોઈ ભાગમાં કચ્છની હદ વિસ્તરે એ, એ રાજ્યને લાભપ્રદ છે સાથે સાથે નાના તાલુકદારોને પણ પોતાની નજીકનું મોટુંરાજ્ય મળતું હોય અને એમના હકો જળવાઈ રહેતા હોય તો તે તેમને માટે સ્વીકારવા યોગ્ય સુખરૂપ માર્ગ છે.

---

## મોરબી નરેશનું બહુમાન

મોરબી મહારાજા સર લખધીરજી કે. સી. એસ. આઈ. ને બ્રિટિશ સામ્રાજ્યના નાઈટ ગ્રાંડક્રોસ [ જી. બી. ઈ. ]નું બહુમાન મળ્યું છે, એ એમના જેવા રાજકર્તાને માટે યોગ્ય માન છે. કાઠીઆવાડમાં અત્યારે જે એકાદ બે વયોવૃદ્ધ અને લોક ભક્તિ જાળવી રાખનારા નરેશો છે તે પૈકી મોરબી મહારાજ એક છે અને ચોતરફ ફેલાયેલા આવા ઝંઝાવાતના યુગમાં કિંચિત પણ ઉગ્રતા દર્શાવ્યા વિના રાજ્યની ચાલી આવેલી પ્રથામાં તેઓશ્રી વહેવારૂ રીતે લોક ભક્તિ જાળવી શકયા છે એ એમની દૂરદર્શિતાનું ફળ હોય એમ હરકોઇને લાગ્યા વગર રહે એવું નથી. એટલું છતાં રાજ્યના રાજદ્વારી સંબંધો નિર્વિક્ષેપ રહ્યા છે. એટલે મોરબી નરેશને મળેલું આ રાજદ્વારી પદ એક રાજકર્તા તરીકે જેમ એમને માટે સુયોગ્ય છે તેમ તે માનના પ્રદાયક માટે પણ શોભાસ્પદ છે.

---

## રાજકોટ જસદણ રેલ્વે

વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થયેલી વિગતો ઉપરથી જણાય છે કે ભાવનગર, જામનગર અને રાજકોટ રાજ્યે મળીને રાજકોટ-જસદણ રેલ્વે બાંધવાનો નિર્ણય કર્યો છે. આ રેલ્વે થવાથી કાઠીઆવાડના મધ્ય ભાગના વ્યવહારને વિશેષ અનુકુળતા થશે. અને મુસાફરો

રાજકોટથી સીધા અમદાવાદ સુધી સુખ સરલતથી મુસાફરી કરી શકશે એટલુંજ નહી પણ નવાનગર રાજ્યને પોતાના બંદરી માલને હાલ કરતાં ઓછી તકલીફે બ્રિટિશ હીંદના પ્રદેશમાં પહોંચાડવાનું એક વિશેષ સાધન પ્રાપ્ત થશે એમ લાગે છે. મર્હુમ સર પ્રભાશંકરની હયાતીમાં રેલ્વેની આ યોજનાના સ્વરૂપની શરૂઆત થઈ હતી. વચ્ચે થોડો સમય જો કે એ સંબંધી વિક્ષેપ ઉપસ્થિત થયો હતો પરંતુ ભાવનગર, નવાનગર અને રાજકોટ રાજ્યની પરસ્પરની સહાનુભુતિ અને સમજણથી રેલ્વેની આ સમગ્ર યોજનાને સફળતા મળી હોય એમ જણાય છે અને તેનો યશ એ ત્રણે રાજ્યના વરિષ્ટ કારોબારીઓ ઉપરાંત જેઓએ આ યોજના પાર ઉતારવામાં વધતેઓછે અંશે પરોક્ષ કે અપરોક્ષ રીતે પ્રયત્ન સેવ્યો છે તે સર્વને ઘટે છે.

---

## દીવાનની પસંદગી

રાજ્યને માટે દીવાનની પસંદગી કરવામાં રાજકર્તાઓએ કેટલી ધીરજ અને કાળજી ભરી તપાસ રાખવાની છે, તેનું ઉદાહરણ વાંસદા રાજ્યના દીવાન તરીકે શ્રીયુત મનહરનાથ ધારેખાનની નીમણુંક વાંસદા નરેશે કરી, તે પ્રસગે તેઓશ્રીએ દીવાનની પસદગી કરવામાં પોતાને કેટલી વિડંબણા પડી છે એના કરેલા વિવરણ ઉપરથી જણાય છે. વાંસદા નરેશ સર ઇંદ્રસિંહજી સૌમ્ય પ્રકૃતિના, વિદ્યોપાસક અને પોતાનાં કામોમાં પ્રજાહિતની દૃષ્ટિને આગળ રાખી ચાલનારા છે. દીવાનો–અત્યારે ઘણા ખરા દીવાનો–માં એક ખાસીયત એ જોવામાં આવે છે, કે તેઓ યશભાગી થવાને ખૂબ ઇંતેજાર હોય છે. પરતુ નૃપતિ અને જનપદ (પ્રજા) ઉભયનું હિત સાધનારા અમાત્યો દુર્લભ છે. અને એટલે અંશે કોઈપણ નરેશને પોતાના અમાત્યની પસંદગી કરવામાં પ્રત્યવાય રહ્યા કરે છે. શ્રીમત વાંસદા મહારાજાએ વારવાર અનેક સ્થળે જાતે તપાસ કર્યા પછી તે રાજ્યના હાલના દીવાન શ્રીયુત મનહરનાથ ધારેખાનની પસંદગી કરી છે. દીવાનની પસંદગી કરવામાં તેનામાં કઈ કઈ યોગ્યતાની આવશ્યકતા છે તે સંબધી વિચારો વાંસદા નરેશે પોતાના વક્તૃત્વમાં દર્શાવ્યા છે અને હરકોઈ નરેશને ઉપયુક્ત હોઇ અમે આ નીચે આપીએ છીએઃ—

"આપણા નવા દીવાનશ્રીને તમે અત્રે જુઓ છો. તેઓ સાહસિક, મુંબાઈના સારા જાણીતા વકીલ છે. હીંદની મોટી ફેડરલ કોર્ટના પણ બાહોશ ધારાશાસ્ત્રી છે. તેઓ અહીં કેમ અને કેવી રીતે આવ્યા તે હું તમને જણાવવા માગુ છું.

આપણે ત્યાં દીવાનની જગા કેટલાક વખતથી ખાલી હતી કારણ કે દીવાનની જગા ભરવી રહેલી નથી. દીવાનની જગા માટે માત્ર સારા ધારાશાસ્ત્રી કે સારા એડમીનીસ્ટર હોય, એટલી જ યોગ્યતા બસ નથી, અને તેટલાથીજ કઈ દીવાન માટે લાયક થવાતું નથી. આ જવાબદારી ભર્યા હોદ્દા માટે તો Integrity પ્રમાણિકતા જોઇએ, Vision દૃષ્ટિ વિશાળ જોઇએ અને ચોગરદમ સારો સંબંધ જોઇએ. એ દૃષ્ટિએ જોતાં અત્યાર સુધી કોઈ લાયક ન મળ્યા તેથી દીવાનની જગા ભરી શકયા નહોતા.

છેવટે પેપરોમાં પણ જાહેર ખબર આપી જોઇ પણ એવી ખાલી જાહેર ખબરથીજ લાયક માણસ કઈ મળી આવે? અરજીઓ તો ઘણી આવી હતી. એ બધી જોવામાં પુષ્કળ ટાઇમ ગયો. પરંતુ એમાં એકકે લાયક દેખાય નહી. દીવાનની જગા માટે કોઈ લાયક સજ્જનની ભલામણ કરવામાં મેં મારા મિત્રોને પણ કહ્યું હતું, તેમાં મારા એક મિત્ર જે ઘણાજ સારા સ્થાન ઉપર છે, ઘણાજ પ્રમાણિક છે અને ઘણાજ ધર્મિષ્ટ છે તે મિત્રે પણ ચાર પાંચ મહીના સુધી મને વાયદે ચઢાવ્યો પણ તેમણે કોઈની ભલામણ કરી નહીં, પણ મેં એમનો કેડો છોડયો નહીં એટલે છેવટે તેમણે મને

આપણા આજના દીવાનનું નામ આપ્યુ અને મેં તેમનો પત્તો મેળવી લીધો હું તેમને ઘેર ગયો, ત્યારે તેઓ કોર્ટમા ગયા હતા પણ મને એમના ભાઈ મળ્યા તેમની સાથેની વાતચીતથી મને જણાયુ કે આખુ કુટુબ વિવેકી-અસ્કારી અને સસ્કૃતિવાળુ છે એમના ભાઇએ મને એમને મેળવ્યા એમના કાગળો જોતા મને ખાત્રી થઇ કે વાસદા જેવા સ્ટેટમા આવવા તેઓ ના કહેતા, તેમા સબળ કારણ હતા ભાવિમા ના જયકર જેવાના સ્થાન ઉપર પણ તેઓશ્રી બેસી શકે એવો સભવ ખરો એ જોઈ મારેજ એમને કહેવુ પડયુ કે હવે હું વાસદા આવવા તમને આગ્રહ કરીશ નહીં પણ અહી બેઘ સલાહ આપશો અને બતાવુ તે કામ કરી આપશો એમને તો હું મારા મિત્ર ગણુ છુ પણ પછી એમના માતુશ્રીએ મારો આગ્રહ જોઈ એમને કઈ કહ્યુ હશે એટલે એઓ આવવા સમત થયા

પછી વસ્તુ સ્થિતિ બદલાઇ અને આજે આપણે એમને અહીં જોઈ શકીએ છીએ અત્યાર સુધી જે પગાર મે કોઇને આપ્યો નથી તેવો સારો પગાર મે એમને આપવા કહ્યુ છે, તેનું કારણ હવે તમે સમજી શકશો. મને ખાત્રી છે કે તેઓ સર્વ રીતે રાજ્ય અને પ્રજાને સતોષ આપશે અને રાજ્યની તથા પ્રજાની આબાદી વધારવા પ્રયત્ન કરશે '

---

## પાલણપુર રાજ્ય ધારાસભા

પાલણપુર રાજ્યમા ધારાસભાની સ્થાપનાની જાહેરાત પ્રસિદ્ધ કરવામા આવી છે અને તેમા પ્રજાને રાજ્ય વહીવટમાં ભાગ લેતી કરવાનો સ્પષ્ટ હેતુ જણાઇ આવે છે ગુજરાત-કાઠીઆવાડના રાજ્યો પૈકી વડોદરા રાજ્યને બાદ કરતા અત્યારના વાતાવરણને દષ્ટિમા રાખી ધારાસભાની રચના કરવાનો આરભ પાલણપુર રાજ્યે કર્યો છે તે એ રાજ્યને માટે, રાજ્યની પ્રજાને માટે અભિનંદનીય છે. પાલણપુર નરેશ ઉદારચિત વિચારના રાજકર્તા છે એટલે રાજ્યની પ્રજા, જો મળેલા રાજકીય સુધારાનો સહકાર અને સહાનુભૂતિ પૂર્વક ઉપયોગ કરશે તો તેથી ભવિષ્યમા, શાસન વિભાગમા વિશેષ જવાબદારીનુ તત્વ દાખલ કરવાનું પ્રેરક બળ ઉત્પન્ન થશે

---

## રાજકોટ રાજ્યનું પ્રશ્નપત્ર

રાજકોટ રાજ્યે એક પ્રશ્નપત્ર પ્રસિદ્ધ કરી હાલના પ્રજા પ્રતિનિધિ સભાના બધારણમા અને ચાલુ રાજ્ય વહીવટમા શુ કરવુ આવશ્યક છે તે સબધી અભિપ્રાયની માગણી કરી છે કોઇ પણ રાજ્યમા કાઇ પણ સુધારો કે ફેરફાર કરવામા આવે તે પહેના સ્થાનિક લોકમત જાણવાની અગત્ય વિષે બે મત નથી પરતુ અભિપ્રાય આપનારે અને અભિપ્રાય મેળવનારે વ્યક્તિગત મતોનો આગ્રહ ન રાખતા સામાન્યત પ્રજાહિતની દષ્ટિએ પોતાનો અભિપ્રાય બાધવો જોઇએ પોતાનો જ મત ખરો અને અન્યનો મત અસ્વીકાર્ય એ માનસ બુદ્ધિશાળી મનુષ્યોનુ ન હોવુ જોઇએ સર મોરીસ ગ્વાયરે રાજકોટ પ્રકરણ પરત્વે જે ચુકાદો આપ્યો છે તેમા છેવટમા કહ્યુ છે, કે "The interests of individuals and parties are of importance but I conceive that of no less importance are the interests of the general body of the inhabitants of Rajkot" અર્થાત્ કે રાજકોટ રાજ્યની પ્રજાનું સાચુ હિત શામા રહેલુ છે એ વિચાર આગળ રાખી પ્રશ્ન પત્રનો વિચાર કરવામા આવશે અને પોતાના અગત મત (પછી તે પ્રજા પક્ષે હોય કે રાજપક્ષે હોય) સબધી આગ્રહ નહીં રાખવામા આવે તો તેના પરિણામે રાજકોટની જે તત્ર રચના થશે તે અનુકરણીય થશે એવી અમારી માન્યતા છે

---

## ઇન્સ્ટ્રુમેંટ ઑફ એકસેશન

સસ્કૃત કવિયોએ રમણીયતાનું લક્ષણ બાધતા કહ્યુ છે કે 'જેમા ક્ષણે ક્ષણે નવીનતા ઉત્પન્ન

થાય તે સ્વરૂપ રમણીયતાનુ છે" પરંતુ દેશી રાજ્યોને ફેડરેશનમા દાખલ થવાના પ્રવેશ પત્ર (ઇન્સ્ટ્રુમેંટ ઓફ્ એકસેશન)ના સબધમા આ કરતા ઉલટુ બન્યુ છે છેલ્લા ત્રણ વર્ષથી પ્રવેશ પત્રની કલમોમા ફેરફાર, નવા સૂચન અને ઉમેરા ઘટાડા થયા જાય છે છતા તેના સ્વરૂપમા સ્વીકાર્ય એવી રમણીયતા આવવાને બદલે વિરુપતા આવતી જાય છે અને જુન મહીનામા મુબાઈ ખાતે નરેદ્રોની સભાએ એના અસ્વીકારનો જે ઠરાવ સર્વાનુમતે કર્યો છે એ ઉપરથી આ વાત સમજાય છે જો કે સરકારનું બહારનુ સામાન્યત વલણ એવુ દેખાય છે કે રાજકર્તાઓને ફેડરેશનમા જોડાવા માટે આગ્રહ ન કરવો પરંતુ નરેદ્ર મડળના ચાન્સેલર મહારાજા જામ સાહેબ વાઈસરોય સાહેબને મળ્યા પછી પ્રવેશ પત્રના ઉત્તર આપવાની મુદત સપ્ટેબર માસ સુધી લબાવવામા આવી એ ઉપરથી સૂચિત થાય છે કે મુબઈના ઠરાવમા ફેરફાર કરવાનુ દ્વાર ખુલ્લુ રાખવામા આવ્યુ છે વારવાર ચર્ચાતા આ સવાલ સબધી નિર્ણય કરવા માટે બટલર કમિટીની માફક એક કમિટી નીમવામા આવે અને તે કમિટી પ્રવેશ પત્ર સબધી જે નિર્ણય આપે અથવા માર્ગ કઢાડે તે સ્વીકાર્ય ગણવામા આવે તો આ બાબતનો સતોષ પ્રદ ઉકેલ થાય એમ લાગે છે

---

## ભાવનગર કોન્ફરન્સ

થોડા દિવસો પહેલા ભાવનગર ખાતે કાઠીઆવાડના બદરી રાજ્યોના દીવાનો અને પ્રતિનિધિઓની એક કોન્ફરન્સ ભાવનગરના દીવાન શ્રીયુત અનતરાય પ્રભાશકર પટ્ટણીના પ્રમુખપણા નીચે મળી હતી સદરહુ કોન્ફરન્સમા જુનાગઢ તરફથી રા બા માણેકલાલ લલ્લુભાઈ, પોરબદરના દીવાન ખા બા ફરામરોજ માસ્ટર, મોરબીના દીવાન શ્રી મુગટભાઈ સોનકી અને જામનગરના રા મા ગીરધરલાલ મહેતા તથા મી એસ કુરેશીએ હાજરી આપી હતી સદરહુ કોન્ફરસની પૂર્ણાહુતી બાદ નીચે પ્રમાણે તેની કાર્યવાહી જાહેર કરવામાં આવી હતી

"Dewans and representatives of Junagadh, Jamnagar, Bhavnagar Porbandar and Morvi met here today under the chairmanship of Mr. A P. Pattani at the instance of Their Highnessess to consider matters relating to the internal trade of Kathiawar It is understood that the question is going to be further studied, and other meetings will take place to explore possibilities of improvement"

આ ઉપરથી જણાય છે કે કોન્ફરન્સમા કાઠીઆવાડના આતરિક વ્યાપારની વિચારણા કરવામા આવી હતી કોન્ફરન્સમા વિચારવામા આવ્યુ હતુ એ હાલના સંયોગોમા યોગ્ય છે કે આ સવાલ પરત્વે હજી વિશેષ અભ્યાસની જરૂર છે કાઠીઆવાડના બદરોના હિત પરસ્પર જેમ સકળાયેલા છે તેમ એક બીજાના વિરોધી પણ છે અને એ માટે સરસમા સરસ માર્ગ એ છે કે જેમ ૧૯૧૭ મા સરકાર સાથે કાઠીઆવાડના જે રાજ્યોએ બદરી કરારનામુ કર્યું હતું તેવુ કરારનામુ કરવામા આવે તો તેનો વ્યવહારૂ ઉકેલ થાય એમ છે, કે જેથી કાઠીઆવાડના આતર-વ્યવહારના પ્રશ્નનો ઉકેલ કરવામા વિશેષ સરલતા પ્રાપ્ત થાય.

## મર્હુમ માળીયા ઠાકોર સાહેબ

માળીયાના મરહુમ ઠાકોર સાહેબશ્રી હરિશ્ચદ્રસિંહજીના યુવાન વયે કૈલાસવાસ થવાથી કાઠીઆવાડને એક સરકારી રાજકર્તાની ખોટ પડી છે મર્હુમ શરૂઆતથી જ "દેશી રાજ્ય"ના પ્રશસક હતા અને આ જમાનામા રહ્યા છતા જુના પ્રકાર વિચારો અને રૂઢિના સરક્ષક હતા પ્રસિદ્ધ સાહિત્યક મોતીસિંહજી મહીડાના તેઓ સંબધી વર્ય હતા વળી રાજા-પ્રજા વચ્ચે સુમેળ રહ્યા કરે એ દષ્ટિ-નજર આગળ રાખી તેઓશ્રી પોતાનો ન્હાનો રાજ્ય વહીવટ ચલાવતા હતા અને તેને પરિણામે તેઓ અત્યાર સુધી માળીયામા વહીવટી શાંતિ નીભાવી શકયા હતા

---

# વાતોમાં બોધ

"એક વૃદ્ધની વિચારપોથીમાંથી" લખાયેલું ૨૩ વાતોનું આ નાનું પુસ્તક આબાલવૃદ્ધ સર્વને ઉપયોગી થાય એવું છે. બધી વાર્તાઓ નિર્દોષ, બોધક અને સામાન્ય રાજ્યનીતિ અને વ્યવહારના સિદ્ધાંતોનું સમર્થન કરનારી છે. વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થીનીઓમાં, તેમજ કેળવણીની ઈતર સંસ્થાઓમાં વહેંચવા જેવું આ પુસ્તક છે. દરેક વાચકને એમાંથી સહજ બોધ પ્રાપ્ત થાય છે. ભાષા સાદી અને સુલભ છે. કીંમત ૦-૧૦-૦.

લખો:

જયંતિલાલ મોરારજી મહેતા

ભાવનગર

---

કાઠીઆવાડનું સર્વોત્કૃષ્ટ

# બેડીબંદર

**દુનીઆભરના નિકાસ અને આયાતના**
**વ્યાપારનું જગમશહુર**
**કેન્દ્ર સ્થળ**

કાઠીઆવાડના મુખ્ય અને અગત્યના આ બંદરે હજારો ટન માલ આયાત તથા નિકાસ થાય છે. વીમો ઉતરાવેલ પાકાં ગોદામો તથા ક્રેન વગેરેની અપટુડેઈટ સગવડતા ઉપરાંત થોડે ખરચે બહોળો લાભ ઉઠાવાય છે. પુષ્કળ વિમો ઉતરાવેલ લાઈટરોની ઉમદા સવડ ઉપરાંત આ બંદર આખુ વર્ષ ખુલ્લું રહે છે. દેશ વિદેશની સ્ટીમરો અહીંના, બંદરે નાંગરે છે. માલની ચોરી તથા નુકસાન ન થાય તે માટે સંપૂર્ણ પ્રબંધ કરવામાં આવેલ છે.

વધુ વિગત માટે મળો યા લખોઃ—

**કમીશ્નર ઑફ પોર્ટસ**
નવાનગર સ્ટેટ—જામનગર.

---

ધી ઈસ્ટ એન્ડ વેસ્ટ ટ્રેડ ડેવેલપરનો

## કચ્છ—કાઠિયાવાડ ખાસ અંક

કદી બહાર પડેલ નથી તેવી અનેક હકીકતો અને ફોટાઓ સાથેનો આ દળદાર ખાસ અંક કોઈ ધર્મ, કોમ કે પક્ષના ભેદભાવ વિના આજ સુધીમાં 'કચ્છ અને કાઠિયાવાડ'માં દરેક દીશામાં શુ પ્રગતિ થઈ છે અને તેની પ્રજાએ દેશ પરદેશમાં શું કર્યું છે તે બતાવવા સાથે આર્થિક દ્રષ્ટિએ વ્યાપાર ઉદ્યોગમ ઉપયોગી થઈ પડે તેવી ઘણી વિગતો ખાસ અનુભવ ધરાવતા બાહોશ અને નામાકીત કાર્યકરોના લેખોમાં આવવાની હોઈ હમેશા સાચવી રાખવા લાયક થશે કીંમત રૂા. ૨

**જલદી નામ નોંધાવો.**

અગાઉથી ઓરડર મોકલનારને રૂા ૧૫ પોસ્ટેજ અલગ ઓરડર સાથે નાણાં મોકલનારને રૂા. ૧ પોસ્ટેજ મફત હિંદુસ્થાન બહારના દેશો માટે રૂા. ૨ અગાઉથી ડીરેક્ટરી વિભાગમાં સરનામાં છાપવાના રૂા ૨ અંક મફત

**જાહેર ખબર માટે ઉત્તમ.**

તંત્રી લક્ષ્મીચંદ ડોસાભાઈ શાહ,
રાજકોટ.

---

## 'દેશીરાજ્ય' ત્રૈમાસિકની જાહેર ખબરના

## દર



| જગા '૮×૬'નું આખું પૃષ્ઠ | વાર્ષિક | છમાસિક | ત્રૈમાસિક |
|---|---|---|---|
| આખું પૃષ્ટ અથવા બે કોલમ | ૪૦ | ૨૦ | ૧૨–૦–૦ |
| અર્ધુ પૃષ્ટ અથવા એક કોલમ | ૨૨–૮–૦ | ૧૨–૮–૦ | ૭–૮–૦ |
| ¼ પૃષ્ટ અથવા અર્ધુ કોલમ | ૧૬–૮–૦ | ૯–૦–૦ | ૬–૦–૦ |
| કવરની બીજી, ત્રીજી અને ચોથી બાજુ | ૫૦ | ૨૫ | ૮ |

**"દેશી રાજ્ય" ત્રૈમાસિકનું વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂા. ૬–૦–૦ છે.**

---

**તૈયાર છે.**

## એક વૃદ્ધની વિચારપોથીમાંથી.

ગદ્ય લખાણોનો સંગ્રહ

—ડેમી આઠ પેજી લગભગ સાડાસાતસો પૃષ્ઠ, એક ભાગમાં પ્રસિદ્ધ થશે.

—રાજકીય, આર્થિક, સામાજીક વગેરે વિષયો પરત્વે તલસ્પર્શી વિવેચનો આ ગ્રંથમાં છે.

—દેશી રાજ્યો અને નરેંદ્ર મંડળને લગતા વિષયો પરત્વે જાણવાની ઈચ્છા રાખનારે આ ગ્રંથ સંગ્રહવો જોઇએ. કીંમત ૪–૦–૦

લખોઃ—

જયતિલાલ મોરારજી મહેતા
ભાવનગર.

# 'દેશી રાજ્ય' સંબંધી અભિપ્રાયો

I need hardly say that any magazine which deals with the topics and interests of the Indian States in a reasonable and temperate manner will always command my sympathy

*    *    *

I have no suggestions to make but have altered 2 words to make the facts correct — **Late Hon Sir C. C Watson**

Such a magazine so long as the tone is irreproachable should contribute to a long felt want—I hope your paper is prospering

**Major D M Fraser, P. A E. K Agency**

The style he has adopted appears appropriate for rendering the magazine useful and interesting The undersigned has, this day issued circular to all Jurisdictional Chiefs and Talukdars in this Agency, drawing their attention to the magazine — **Major L Gorden P. A Mahikantha Agency**

Hoping your journal is popular and paying concern — **W T. Owan**

.. . you are doing really good service to the whole order of Indian Princes, and your magazine has always dealt with the most important questions pertaining to the Indian States in a really responsible manner His Highness regularly reads your paper and cherishes a very high opinion of your work — **T. J Raja**

" The book is interesting and worth having in a Thana"

**Deputy Political Agent E K Agency**

I think the magazine will be appreciated by those connected with the Indian States — **Major I C Lang**

I have found a very favourable impression of the general tone and get up of the Magazine — **J E C. Jakes**

I should at once say that the scheme is based absolutely on right lines & deserves encouragement from the rulers and ruled — **Rao Bahadur H B Kotak**

"તમારા જેવા સાવધાન અને દેશની દાઝ જાણનારા વિચારવાન તંત્રીના અધિકાર નીચે "દેશી રાજ્ય" ફતેહમંદ નીવડશે એવી હું આશા રાખું છું" — **મર્હુમ દી બા કેશવલાલ ધ્રુવ**

" દેશી રાજ્યમાં જે લેખો આવે છે તે ઉંચી કોટિના હોય છે અને તેના ઘણા અભ્યાસીઓને તે ઉપયોગી હોય છે." — **મર્હુમ મી. ન અમીન**

પુ. ૧૨ મું ] જુલાઈ–સપ્ટેમ્બર : ૧૯૩૯ [ અંક ૨

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશીરાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દષ્ટિએ ચર્ચા કરનારું ત્રૈમાસિક

**The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.**

" Those who show themselves off do not shine
Those who justify themselves are not convining
Those who assert themselves do not endure."

તંત્રી
જયંતીલાલ મોરારજી મહેતા

# અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.
પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ.

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૨ મું ] જુલાઈ-સપ્ટેમ્બર : ૧૯૩૯ [ અંક ૨

## દેશી રાજ્યો અને જવાબદાર રાજ્યતંત્ર

દેશી રાજ્યોમાં "જવાબદાર રાજ્યતંત્ર"નો સવાલ જેટલો વિકટ છે એટલો જ અગત્યનો અને તાત્કાલિક જરૂરિયાતનો છે. એક રાજકર્તાને પોતાના રાજ્ય માટે-રાજ્યની પ્રજા માટે-એના વ્યક્તિગત સુખ માટે જેટલી લાગણી હોય એટલી લાગણી જવાબદાર રાજ્યતંત્રની વ્યવસ્થા જે તંત્રને માટે કહેવામાં આવે છે, તેમાં હોવાનો સંભવ ઘણો ઓછો છે. કારણ કે એમાં રાજ્યતંત્રની જવાબદારી વિભક્ત હોવાથી જવાબદારીના ભાનનું સ્વરૂપ યથાર્થ રીતે અંકાતું નથી. પરન્તુ એ તંત્રના આ અને એવા બીજા ઘણા દોષો કહેવામાં આવે છે, છતાં તેમાં જે મોટામાં મોટો લાભ છે તે એ છે, કે તેમાં દરેક માણસને પોતે રાજ્ય ચલાવે છે, કે પોતાની ઈચ્છા પ્રમાણે રાજ્ય ચાલે છે એવો આત્મસંતોષ રહે છે.

અત્યારે જગતમાં વ્યક્તિત્વની ભાવના વિકાસ પામતી જાય છે. દરેક મનુષ્ય એમ માને છે, કે પોતે જે રાજ્યતંત્રના કાયદાને માન આપવા બંધાયો છે તે તંત્રના વ્યવહારમાં પોતાને પણ સ્થાન હોવું જોઈએ. કર્મના જુના સિદ્ધાંતને બદલે એક સરખા-પણાની ભાવના ફેલાતી જાય છે મનુષ્ય માત્ર સરખા છે માટે એમને ઈશ્વરે અધિકાર પણ સરખા આપ્યા છે એવી માન્યતા વધતી જાય છે. એક વ્યક્તિ કહે અને બીજાએ તે માન્ય રાખવું એવી વિચારસરણિ સામે અત્યારે ઉગ્ર વિરોધ થતો જાય છે. ઘરમાં, કુટુંબમાં કે રાજ્યમાં એકની ઈચ્છા પ્રમાણે નહીં પણ ઘણા માણસોની ઈચ્છા પ્રમાણે નિયમન થવું જોઈએ એવો મત પ્રસરતો જાય છે. આવા સંયોગોમાં દેશી રાજ્યોના રાજાઓએ વ્યક્તિ શાસનની ભાવનાને વળગી રહેવું એ કાળબળની સામે થવા જેવું છે. નરેશતંત્રના ગમે તેટલા ઉંચા લાભો હોય તો પણ એ લાભોમાંથી લાભ ઉઠાવવા રાજ્યની પ્રજા ઉત્સુક ન હોય, ત્યાં તે સામે વિરોધ કરવા કરતાં તેને અનુકૂળ થવામાં નરેશતંત્રની વિશેષ સ્થિરતા છે. યુરોપમાં અત્યારે જે યુદ્ધ ચાલી રહ્યું છે તેના મૂળમાં સરમુખત્યારી અને લોકશાસનના સિદ્ધાન્તો વચ્ચેના મતભેદો છે. સરમુખત્યારી એક પ્રકારનું વ્યક્તિ-શાસન છે. તેમાં બળને વિશેષ અવકાશ છે. એટલે લોકોએ એ તંત્રને સ્વેચ્છાથી નહીં પણ બળથી તાબે રહેવું પડે છે. અને એવી તાબેદારી દેશ હિતની હોય તો પણ લોકોનો તે સામે કચવાટ રહ્યા કરે છે. આવા કચવાટમાંથી આંતર વિગ્રહ પરિણામ પામે છે. રાજ્યતંત્રની સફળતાનો પાયો વ્યક્તિના સ્વાર્થ ત્યાગમાં છે. વ્યક્તિતંત્ર હોય તો પણ એમાં જો

સ્વાર્થ ત્યાગની માત્રા સવિશેષ હોય તો લોકોનો વિરોધ નહિવત હોય છે એવા તંત્રમા તો જેઓ સ્વાર્થી હોય છે, તેઓ જ અસંતુષ્ટ અને વિરોધી ભાવનાવાળા જણાય છે અને ઘણીવાર તો એવુ પણ બને છે, કે વ્યક્તિ તંત્રમા એવા સ્વાર્થી માણસોને જેમ સતોષવામા આવે છે, તેમ એનો વિરોધ વધતો જાય છે તેઓ નીંદા પ્રચારનુ કાર્ય સતત કર્યા કરે અને જેઓના હસ્તક તંત્રની સત્તા હોય છે તેમને સ્થાનભ્રષ્ટ કરવા મડયા રહે છે આવા વિરોધી મડળમા એક વર્ગ એવો પણ હોય છે કે જેઓ ખરેખરી રીતે માને છે કે જેઓના હાથમા હાલ તંત્રનુ સુકાન છે તેમના કરતા પોતે વધારે ડાહ્યા અને કુશળ છે કમનસીબે હિંદુસ્તાનના દરેક દેશી રાજ્યમા આવી ચાલુ પ્રવૃત્તિ જોવામા આવે છે અને તેમાથી રાજાઓની સત્તા સામે પુષ્કળ અસતોષ ઉભો થયો છે

સત્તા અને લોકો વચ્ચે હમેશા ખીચાખાર હોય છે પરન્તુ જે સત્તા લોકોનો પ્રથમ વિચાર કરે તે સત્તા એ વધારે યોગ્ય સત્તા કહેવાય અત્યારના નરેશતંત્રમા નરેશ, લોકોના વિચાર કરતા પોતાનો વિચાર પ્રથમ કરે છે એવુ જ્યા ત્યા જોવામા આવે છે, અને એટલા માટે લોકો ગમે તેવુ પણ પોતાના જ હાથથી તંત્ર ચાલે એવુ ઇચ્છે છે તેઓ વારવાર જવાબદાર રાજ્યતંત્રની માગણી કરે છે દેશી રાજ્યનુ તંત્ર ગમે તેટલુ સુખરૂપ હોય તો પણ દેશીરાજ્યની પ્રજા હવે ઇચ્છે છે કે રાજ્યનો વહીવટ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે એવી રીતે રાજ્યોનું તંત્ર ગોઠવાવુ જોઇએ અત્યારે ઘણા દેશી રાજ્યોમા નરેશો સામે જે અણગમો વિરોધ અને ઉદાસીનતા છે એ પણ લોકોની એવી ઇચ્છામાથી જ જન્મ પામી છે

અત્યારે યુરોપમા જે યુદ્ધ સળગ્યુ છે તેમા હિંદુસ્તાનના નરેશવર્ગે સામાન્યના ચરણે પોતાના બધા સાધન સપત્તિ મૂકી દઇ લોકશાસનના સિદ્ધાતને પરોક્ષ રીતે અનુમોદન આપ્યુ છે રાજાઓનાના આ અભિલાષને જાણે ઉપાલભ તેમજ શિખામણ આપવામા આવતા હોય તેમ ઑલઇંડિયા કોંગ્રેસની કારોબારી સમિતીએ કરેલા ઠરાવમા ઉલ્લેખ કર્યો છે કે—"કારોબારી સમિતિએ જોયુ છે, કે દેશી રાજ્યોના ઘણા રાજાઓએ તેમની સેનાઓ અને સાધન સામગ્રી આપવાની તત્પરતા બતાવી છે અને યુરોપના લોકશાસનના કાર્યને મદદ આપવાની ઇચ્છા દર્શાવી છે પરદેશમા લોકશાસનની તરફેણમા પોતાની સહાનુભૂતિ એમણે જાહેર કરવી જ હોય તો આ સમિતિ એમ સૂચવવા ઇચ્છે છે કે તેમણે સઉ પહેલી કાળજી, તેમના પોતાના રાજ્યો, જેમા આજે નિર્ભેળ આપખુદીનું રાજ્ય પ્રવર્તે છે, તેમા લોકશાસન દાખલ કરવાની રાખવી જોઇએ ગયા વરસમા એવો દુખદ અનુભવ થયો છે, કે આ આપખુદીને માટે રાજાઓના પોતાના કરતા પણ હિંદુસ્તાનમાંની બ્રિટિશ સરકાર વધારે જવાબદાર છે આ નીતિ એ, લોકશાસનનો અને નવી જગતવ્યવસ્થાને માટે ગ્રેટબ્રિટન યુરોપમાં લડવાનો દાવો કરે છે તેનો નર્યો ઇન્કાર કરે છે"

ઉપરના શબ્દોમા ખાસ કરીને (૧) રાજકર્તાઓએ લોકશાસનની સ્થાપના કરવી જોઇએ, (૨) રાજ્યોમા આપખુદીનુ ધોરણ પ્રવર્તે છે, અને (૩) અને એ આપખુદીને માટે બ્રિટિશ સરકાર પણ જવાબદાર છે આ ત્રણ પૈકી છેલ્લી બાબત પરત્વે એટલું કહેવુ સાર્થ છે, કે બ્રિટિશ સરકાર પોતાને રક્ષણ આપવા બધાયેલી છે એવો વિશ્વાસ ઘણા રાજાઓમા છે, અને એ હકીકત ખરી છે કે એવુ રક્ષણ માગવાનો રાજાઓને હક પણ છે, પરતુ તે રક્ષણ ક્યારે આપવુ એ બ્રિટિશ સરકારની મુન્સફી ઉપર આધાર રાખે છે રાજાઓની કેવળ માગણી ઉપર નહીં

ગમે તેવા રાજદ્વારી મતભેદો છતા કોંગ્રેસ એ હિંદની પ્રજામા અસાધારણ પ્રતિષ્ઠિત સ્થાન ધરાવનારી રાજદ્વારી સંસ્થા છે, લોકોના મોટા ભાગનો એમા વિશ્વાસ છે હિંદની સરકાર પણ કોંગ્રેસના આગેવાનોના વિચારો તરફ બેદરકાર રહેતી નથી અને અમને લાગે છે, કે એક તરફ કોંગ્રેસ અને બીજી

તરફ દેશી રાજ્યો હોય તો સંભવ છે કે હિંદી સરકાર રાજાઓ કરતા કોંગ્રેસને પ્રાધાન્ય આપવા પ્રયત્ન કરે આ હકીકત છે, એટલે હિંદના દેશી રાજાઓએ સમયને અનુસરી હવે વ્યક્તિશાસનનો મોહ ઓછો કરવો જોઈએ લોકશાસનમા અનિષ્ટો હશે એમા પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે મતભેદો ઉપસ્થિત થાય છે નીતિના ધોરણ યથાર્થ રીતે સચવાતા નહીં હોય, જવાબદારી વિભક્ત થતી હોવાથી પ્રશ્નોમા વિલબ થયા કરે છે, ખર્ચમા ઘણો વધારો થાય છે, ઘણા મતે કામ થતા હોવાથી કેટલાક ખોટા પગલા પણ ભરાય છે અને તેથી અન્યાય થવાનો સંભવ છે, જેઓના હાથમા અધિકાર સોપવામા આવે છે, તેઓ જો બહુમતિને વશ રાખી શકે તો યથેચ્છ વર્તન કરી શકે છે, બધારણમા વારવાર ફેરફાર થાય છે અને તેથી શાસનમા સ્થિતિ સ્થાપકતાનો ગુણ દાખલ થાય છે—પણ આ બધા દોષો છતા તે દોષોનું ઉદ્ગમ સ્થાન લોકમતમા હોવાથી લોકો સહજ એને અપનાવી લે છે અને દોષોને પણ ગુણ રૂપે જુએ છે લોકશાસનનુ પ્રધાન લક્ષણ પણ એજ છે કે લોકોને દોષો કરવાનો અધિકાર છે અને દોષો કરતા કરતા તે રાજશાસનનો અનુભવ લેતા શીખે છે

દેશી રાજ્યોની પ્રજાનો કેળવાયેલો ભાગ તો હવે એવુ જ ઇચ્છે છે કે રાજ્યોમા મર્યાદિત નૃપતિશાસન તો અવશ્ય થવુ જોઈએ છેલ્લા બે પાચ દશકમા રાજકર્તાઓ અને એમનો અધિકારી વર્ગ પોતાની પ્રજાથી લગભગ સતત વિમુખ રહ્યા છે, એટલે પ્રજા ઉપર એમની પ્રેમવ્યાપક સત્તા રહી નથી અને તેથી પ્રજામા જે કેળવાયેલો વર્ગ છે, તેની તરફ બીન કેળવાયેલો પ્રજા વર્ગ નજર નાખતા શિખ્યો છે, અને જેઓ અગ્રેસર જેવા ગણાઇ ગયા હોય છે, તેમની દોરવણીથી સામાન્ય લોકો ચાલે છે ટુકામા રાજ્યોમા બધી જગ્યાએ લોકો અને તત્ર વચ્ચે અત્યારે કશો મનમેળ દેખાતો નથી ઉલટ એકબીજાને પરસ્પર અવિશ્વાસ હોય એમ જણાય છે વળી બ્રિટિશ હિંદમા જે બધારણપુર્વકની પ્રગતિ થતી જાય છે, પ્રાતોમા સ્વાતત્ર્યની જે ભાવના જાગૃત થઇ છે, એની અસર પણ નજીકનાં દેશી રાજ્યો ઉપર થતી જાય છે દેશી રાજ્યોની પ્રજા, બ્રિટિશ હીંદની રાજદ્વારી ચળવળમા ભાગ લે છે અને તેથી બ્રિટિશ હિંદની રાજકીય અભિલાષાઓ દેશી રાજ્યોમા પણ પ્રવિષ્ટ થઈ ચૂકી છે દેશમા ચોતરફ વર્તમાન પત્રોનો પ્રચાર વધ્યો છે, દેશપરદેશના રાજકારણની અસર દેશી રાજ્યોની પ્રજાને પણ થઈ છે, ભાષણો સભાઓ, સમેલનો, સરઘસો દ્વારા દેશી રાજ્યોની પ્રજામા અસ્મિતા જાગૃત થઈ છે આ બધા સંયોગબળો રાજકર્તાઓએ અને એમના અધિકારી વર્ગે ધ્યાનમા લેવા ઘટે છે

રાજકર્તાઓની એવી પણ માન્યતા છે, અને તે સાચી પણ હશે કે 'હજી દેશી રાજ્યની પ્રજામા લોકશાસનની સાચી ભાવના જાગૃત થઈ નથી એમનામા કેળવણીનો પ્રચાર નથી દેશી રાજ્યોનુ શાસન એક પ્રકારનું સ્વરાજ્ય છે દેશી રાજ્યોમા રાજ્યના જ માણસો માર્ફતે શાસન ચાલે છે રાજકર્તાને કે અધિકારીઓને પ્રજાવર્ગ ગમે ત્યારે મળી શકે છે અને પોતાની ફરિયાદ રજુ કરી શકે છે ફરિયાદોનો વિના વિલબે ઉકેલ થાય છે રાજ્યોમા કોઇ પ્રકારના કરવેરા નથી હોતા જે કાંઈ તરતોફાન થાય છે તે અમુક થોડા ચળવળખોરો તોફાન કરે છે, પ્રજામા અસંતોષ ફેલાવે છે તથા રાજ્ય સામે વિરોધ ઉભો કરે છે હજારો વર્ષોથી દેશીરાજ્યોમા નૃપતિશાસન ચાલ્યુ આવે છે હિંદુસ્તાનની પ્રણાલિકા જ નૃપતિ શાસનની છે પ્રજા એ શાસનપ્રત્યે ભક્તિભાવથી જુએ છે રાજાઓમા દૈવીઅશ છે એમ માનવામા આવે છે" આ વગેરે હકીકત ખરી હોય તો પણ પ્રજા પાસે નરેશતત્રમા જેવી ભક્તિની માગણી કરવામાં આવે એવી ભક્તિને યોગ્ય નરેશતત્રના સચાલકો હોવા જોઇએ દૈવીઅશ, દૈવીગુણો વગર સભવી શકે નહીં ધૃતિ, ક્ષમા, દયા, પવિત્રતા, સયમ અને ત્યાગ ઇત્યાદિ ગુણો વગર દેવીઅશ સંભવી શકે નહીં કમનસીબે અત્યારે ઘણા નરેશો સત્વ વિસરી જઈ પરદેશોની મુસાફરીએ જઈ ત્યા યથેચ્છવર્તન ચલાવે છે.

હોલીવુડની નટીઓ સાથે પરિચય થવામા માન સમજે છે પાદશાહી હોટલોમા દબદબાથી રહી પરદેશના લોકોને આંજી નાખવા પ્રયત્ન કરે છે, મોજશોખમા દ્રવ્યનો ધુમાડો કરે છે અર્થાત્ કે રાજ્યનું જે બચત દ્રવ્ય રાજ્યની પ્રજામા ખર્ચાવુ જોઈએ તેને બદલે અસ્થાને અનુત્પાદ્ય રીતે ખર્ચાય છે આવી નિષ્કારણ પ્રવૃત્તિ થતી હોય ત્યા દેશીરાજ્યોની હાલની પ્રજાને નરેશતંત્ર તરફ કેમ પ્રેમભક્તિ ટકી રહે? પ્રજાનો ખરો પ્રેમ અને ભક્તિ જો જાળવી રાખવા હોય તો નરેશોએ અને એમના અધિકારીવર્ગે ત્યાગશીલ બનવુ જોઈએ પોતાનું જીવન સાદુ અને પ્રજાને એમ લાગે કે તેઓ પોતામાના એક છે એવુ બનાવવુ જોઈએ અને એ જો શક્ય ન હોય તો લોકોની ઈચ્છાને માન આપી એમને રાજ્ય કારોબારમા હિસ્સો આપવો જોઈએ અત્યારે આખા જગતમા વટોળીઓ ચડી આવ્યો છે એમાથી હિંદુસ્તાન મુક્ત રહી શકશે નહીં દેશીરાજ્યો પણ મુક્ત નહીં રહે અને આપણે જાણીએ છીએ કે ફેડરેશનનો સવાલ હાલ અભરાઈ ઉપર મૂકવામા આવ્યો છે એટલે સંભવ છે કે હિંદુસ્તાનના રાજ્યબંધારણનો સવાલ નવેસરથી ચર્ચાય આવુ કાંઈ બને તે પહેલાં દેશીરાજ્યોએ પોતાના વહીવટી ધોરણને અચ્છિદ્રિત બનાવી દેવા એ જરૂરનું છે અને જો સવેળા નહીં ચેતવામા આવે તો બ્રિટિશ હિંદનાં બંધારણીય બળો દેશીરાજ્યો ઉપર આક્રમણ કરશે એ આક્રમણો એવા હશે કે અંદરોઅંદરના મતભેદથી ભિન્નભિન્ન થયેલા દેશીરાજ્યોએ, એ બળોને શરણે થવુ પડશે

રાજકર્તાઓનો મોટો ભાગ કારોબારી વહીવટના જ્ઞાનવાળો છે પરંપરાથી આ જ્ઞાન એમને વારસામા મળ્યુ છે રાજ્યવહીવટની આંટીઘુંટીનો સહજ ઉકેલ કરી શકે એવી શક્તિવાળા તેઓ પૈકી ઘણાછે એટલે જો તેઓ ધારે તો પોતાની પ્રજાને રાજ્યતંત્રમા હીસ્સો આપતા છતા—પ્રજાને સંતુષ્ટ રાખીને—પોતાનુ સ્થાયીપણુ જળવાઈ રહે એવી બંધારણીય ગોઠવણ કરી શકે છે બ્રિટિશ હિંદમા કાંઈ પણ નવી રચના થાય તે પહેલા જો દેશીરાજ્યો અગમચેતી વાપરી આટલુ કરશે તો અમને લાગે છે કે વિપ્લવના તોફાની પવનની અસરમાથી દેશી રાજ્યો મુક્ત રહેશે અત્યારે યુદ્ધ સમયમા પણ દેશીરાજ્યની જે પ્રજા બ્રિટિશ હિંદમા વસવાટ કરી રહી છે તે પોતાની સંપત્તિ પોતપોતાના રાજ્યમા સલામત રહેશે એમ માને છે, તો પછી જ્યારે દેશીરાજ્યોમા બંધારણપૂર્વકના તંત્ર રચાશે અને લોકોને એ તંત્રમા ભાગ હશે ત્યારે રાજ્યોની પ્રજાને મર્યાદિત નરેશ બંધારણમા કેટલો ભારે અડગ વિશ્વાસ બંધાશે? આ દૃષ્ટિથી પણ નરેશોએ વિચાર કરવો ઘટે છે હજી દેશીરાજ્યોની પ્રજાને નરેશો તરફ ભક્તિ છે રાજ્યોની પ્રજા નરેશોનું સ્થાયીપણુ ચાહે છે લોકોમા રહેલી આ ભક્તિ અને વિચારસરણિનો નરેશોએ લાભ લેવો ઘટે છે અમને લાગે છે કે લોકોને સંતોષ થાય એવુ રાજ્યતંત્ર દેશીરાજ્યોમાં સ્થપાય તો ઉલટ રાજકર્તાઓ તરફ પ્રજા વિશેષ ભક્તિપૂર્વક જોતી થશે, અને એમના માન, પ્રતિષ્ઠા તથા દરજ્જો સાચવે છે તે કરતા પણ વધારે સારી રીતે સાચવશે આથી વળી બીજો એક ફાયદો એ પણ થશે કે લોકો મુશ્કેલીના પ્રસંગે હમેશાં નરેશ સામુ જોશે એટલે પરોક્ષ રીતે નરેશો જ પ્રજાની દોરવણી કરશે ઘણાને એવો ભય છે કે જો લોકો તંત્રમા અધિકારપદે આવશે તો નરેશોની હયાતી અનિશ્ચિત થઈ જશે એટલું ખરૂં કે જે નરેશો અધર્માચારી, પ્રજાપીડક, દ્રવ્યલોભી, કર્તવ્યભ્રષ્ટ, રાજ્યકોષનો અપવ્યય કરનારા, વ્યસની અને દુષ્ટવૃત્તિવાળા થશે તેઓ તો પોતાની હયાતીને નષ્ટ કરશે એમના કૃત્યો જ એમના હક્કોનો નાશ કરશે પ્રજા તો માત્ર નિમિત્ત જ બનશે એટલે જ્યા સુધી નરેશોમાં પોતાની જવાબદારીનું ભાન છે ત્યા સુધી લોકો—પછી ભલે તેઓના હસ્તક અધિકાર હોય છતા તેમના—તરફનો કશો ભય રાખવાનું કારણ નથી હિંદુસ્તાનમા, જુના કાળમા મર્યાદિત નરેશતંત્ર હતુ અને નરેશતંત્ર આ વાર સુધી ચિરંજીવ રહેવા પામ્યુ છે તેનું જો ખરૂં કારણ કોઈ હોય તો તે

તંત્રમાં રાખવામાં આવેલી મર્યાદા જ છે. આ મર્યાદા જો વખતે ઓછે અંશે લુપ્ત થઈ હોય તો તે છેલ્લાં બસે વરસમાં જ લુપ્ત થઈ છે. પહેલાં દરેક રાજ્યમાં કોઈ પણ નાતજાતના ભેદ વગરની મહાજનની સંસ્થા હતી. મહાજનમાં ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો હતા અને તેઓ રાજા આગળ લોકોની અભિલાષાઓ જાહેર કરતા, તે પ્રમાણે રાજાઓને પોતાનું વર્તન રાખવું પડતું. અને જો મહાજનની માગણીનો અસ્વીકાર થતો તો મહાજન, એ રાજ્યનો ત્યાગ કરી ચાલ્યું જતું. આવા ત્યક્ત રાજાઓની પ્રતિષ્ઠા વિશેષ હલકી પાડવા માટે બીજા રાજાઓ ઉત્સાહથી નવા મહાજનને આવકાર આપવા તત્પર રહેતા; આમ દરેક રાજાને મહાજનનો અને બીજા રાજાઓનો સતત ભય રહેતો તેથી પ્રજાની યોગ્ય ઈચ્છાઓને સંતોષવા તેઓ હમેશાં ઉત્સુક રહેતા હતા, તે ઈતિહાસનાં પાનાંઓ ઉપરથી જણાઈ આવે છે.

(અપૂર્ણ)

# હિંદી બંદરોનો પ્રશ્ન

લેખકઃ—લવજી થોરીયા, ડૉ. એન્જી. (જર્મની)

( ડૉ. હાઉઝરના સ્વીત્ઝર્લૅન્ડમાં પ્રસિદ્ધ થએલા લેખનું ભાષાંતર* )

**મા**લની આયાત-નિકાસના કેન્દ્ર તરીકે મુંબઈના બંદરની હમણાં દિનપ્રતિદિન સ્પષ્ટ રીતે ઘટતી જતી મહત્તાએ હિંદમાં ઠીક અસ્વસ્થતા ફેલાવી છે. વળી એનું કારણ કાંઈ દુનિયામાં સામાન્ય જણાતી વેપારની મંદી કે નબળી આર્થિક સ્થિતિ નથી એટલે તો એ અસ્વસ્થતા વધારે ગંભીર બને છે. એનું ખરું કારણ તો જરા, ઉત્તરે આવેલાં બંદરોની મુંબઈ સાથેની હરિફાઇ છે. અને આ હરિફાઇમાં કાઠિયાવાડનાં એ બંદરો મુંબઈના વેપારનો ઠીક ઠીક ભાગ પોતાના કિનારે ખસેડી ગયાં છે. મહીનાઓથી મુંબઈના વેપારીઓ પોતાના બંદરની તરફેણમાં અગત્યનાં છાપાંઓ દ્વારા જે તિક્ષ્ણ લડત ચલાવી રહ્યા છે તે મુખ્યત્વે કરીને તો ભાવનગરને જ પોતાના લક્ષ્ય તરીકે ગણે છે. કારણ કે એ ભાવનગર બંદરના વિકાસે જ મુંબઈના ભાવિનો વિચાર કરનારાઓને ચિંતાગ્રસ્ત કરી મૂક્યા છે.

ભાવનગર મુંબઈની જરા ઉત્તરે આવેલા દ્વિપકલ્પ કાઠિયાવાડના સુરક્ષિત પૂર્વ કિનારે આવેલ છે અને મુંબઈની માફક એ પણ બંદર બનવાની યોગ્યતા સહજ રીતે જ ધરાવે છે. વળી મધ્ય અને ઉત્તર હિંદના અગત્યના વેપારી મથકોએ અને ખાસ કરીને ઉદ્યોગના મધ્યબિંદુ સમા અમદાવાદ પહોંચવાનો રેલગાડીનો રસ્તો અહીંથી-મુંબઈથી થાય તે કરતાં ટુંકો છે; તે ઉપરાંત કાઠિયાવાડનો દ્વિપકલ્પ હિંદના રૂ ઉગાડતા પ્રદેશોમાં ઉંચું સ્થાન ધરાવતો હોવાથી ભૌગોલિક તેમજ આર્થિક દૃષ્ટિએ જોતાં પણ માલની આયાત-નિકાસ સારૂ ભાવનગરના બંદરના વિકાસ માટે અનુકૂળ પરિસ્થિતિ હસ્તી ધરાવે છે. જે વખતે ભાવનગરનું વહાણવટું લગભગ નહિ જેવું હતું તે વખતે ઇંગ્લાંડે એ બંદરને ઘણી છુટછાટ આપતા કરારો એની સાથે કરેલા. એ કરારની રૂએ ભાવનગરને બ્રિટીશ હિંદના કોઇ પણ બંદરના જેટલા જ હક્કો પ્રાપ્ત થાય છે. ભાવનગરની આજની ચડતીનો પાયો જાણે આ કરારમાં જ રહેલો છે. બ્રિટીશ કાયદાનુસાર જે જકાત આ બંદરે લેવામાં આવે તેની પુરેપુરી આવક એ કરારની રૂએ ભાવનગર રાજ્યની માલિકી બને છે. બીજાં રાજ્યો સાથેના કરાર કરતાં ભાવનગર સાથેના કરારની એ વિશિષ્ટતા છે કે 'ટ્રાન્ઝીટ' માલ પર લેવાએલી જકાત પર પણ ભાવનગર રાજ્યનો જ હક્ક પહોંચે છે. અને વસ્તુતઃ ભાવનગર બંદરે ઉતરતા માલનો મોટો ભાગ 'ટ્રાન્ઝીટ' માલ હોય છે. ભાવનગર બંદર તરફથી અપાતી સગવડો, કાંઇક મજુરી અને ટ્રાન્સપોર્ટમાં થતો ઓછો ખર્ચ એ બધાં કારણોને લીધે માલની ભાવનગર બંદર દ્વારા થતી આવજાનો આંકડો વાર્ષિક એક લાખ ટન સુધી પહોંચી ગયો છે.

* આ લેખ આશરે પાંચેક વર્ષ પહેલા લખાયેલો તે અમારા પાસે અપ્રસિદ્ધ રહી ગયો હતો. તંત્રી.

બદરે થતું કામકાજ આયાત તેમજ નિકાસ બનેને લગતુ હોય છે અને આ બનેમા રૂનો વેપાર ઘણો અગત્યનો ભાગ ભજવે છે, કાઠિયાવાડમા ઉત્પન્ન થતુ રૂ ભાવનગર બદરથી દરિયા રસ્તે ખાસ કરીને યુરોપના ઉદ્યોગપ્રધાન દેશો તરફ જાય છે, જ્યારે ભાવનગર ઉતરતું દક્ષિણ આફ્રિકા અને ઇજીપ્તનું રૂ 'ટ્રાન્ઝીટ' માલ તરીકે બ્રિટિશ પ્રદેશમા આવેલ અમદાવાદ તરફ જાય છે અહીંયા એ લાબા તારવાળા પરદેશી રૂનું ટુકા તારવાળા હિંદી રૂ સાથે મિશ્રણ કરીને એમાથી કાપડ બનાવવામા આવે છે ભાવનગરમા પણ અમદાવાદની માફક કામ કરતી કાપડ બનાવવાની મિલોનો ઉદ્યોગ ઉભો થવા માંડ્યો છે રૂની આયાત–નિકાસ ઉપરાત ખાડની આયાત અને ખાસ કરીને જાપાન સાથેનો તૈયાર માલનો વેપાર આ બદરે અગત્યનો ભાગ ભજવે છે હાલ તુરત ભાવનગરથી અને તરફ નિયમિત રીતે જતી આવતી આગબોટ કપનીઓમા જર્મન હસા લાઇન, અગ્રેજી B I. S N કપની એડર એસિઆટીક કપની કલેન સીટી અને હોલ તેમજ જાપાનની N Y K લાઈનનો સમાવેશ થાય છે

જો કે ૯૭ એ વર્ષ પહેલાજ બધાવેલ છતા સતત વધતા જતા કામકાજને પહોચી વળવાને અત્યારનુ બદર પુરતું નથી થતુ આઠ હજાર ટન સુધીની આગબોટોને લગર નાખવાને માટે નાખેલા જુના ડોકસ ઉપરાત મોટી આગબોટો લગર નાખી શકે એવા બીજા નવા ડોકસ હાલ તુરત બાધવામા આવે છે. ભાવનગર બદરના વિકાસની આ નવી દિશા મુબઇ બદરના શુભેચ્છકો તરફના સખ્ત હુમલાઓનો ભોગ થઇ પડેલ છે મુબઈ તરફથી એમ દલીલ કરવામા આવે છે કે ૧૮૬૦ના કરારનો અર્થ એવો થાય છે કે કરાર કરતી વખતે અસ્તિત્વ ધરાવતા બદરને જ બ્રિટિશ બદરના જેટલા હકો મળે છે ભાવનગર બીજા બદર બાધે તેને નહિ આની સામે ભાવનગર જવાબ વાળે છે કે નવા ડોકસ બધાય છે એનો અર્થ એવો નથી કે ભાવનગર નવુ બદર ઉભુ કરે છે, પરતુ જુના બદરનો જ વિકાસ કરે છે જુના અને નવા ડોકસ વચ્ચેનું અતર ફક્ત પાચેક માઇલજ હોવાથી ભાવનગરની આ દલીલ અસ્થાને જણાતી નથી

મુબઈની લડતનો બીજો ફટકો તો કરારનામા પર જ પડે છે આ બાબતમા "Clausula rebus sic stantibus" અથવા તો કરારનામાનો પાયો જ બદલાઇ ગયાની દલીલ કરવામા આવે છે અને સીવિલ કાયદાને આધાર તરીકે ટાકવામા આવે છે પણ પરિસ્થિતિ બદલાવાના કારણસર કરારનામાના એક તરફી રીવીઝનની માગણી વારવાર અને ખાસ કરીને મુબઇ વેપારી મડળના પ્રમુખદ્વારા કરવામા આવી હોવા છતા, દિલ્હીની સરકાર એના તરફ લક્ષ આપતી નથી અને ભાવનગરમા તો રાજ્યોના કરાર સબધમા કાયદાનો કચાય ન કરવામા આવતો હોય એવો અર્થ કરવામા આવે, એની સામે સખત વિરોધ અને રોષ દર્શાવાય એ સ્પષ્ટ છે

એ દરમ્યાન ભાવનગરમા લગભગ અસભવિત જણાતી જાહોજલાલી પ્રવર્તે છે, જ્યારે મુબઈ પોતાના આ ભયકર હરિફની સામે ઉભવામા અશક્ત જેવુ થઇ જે સુઝે તે પગલા ભરે છે કેટલીક બાબતોમા તો મુબઈએ ભાવ પણ ઘટાડ્યા છે અને અત્યારની વ્યવસ્થા મુજબ એથી વધારે ભાવ ઘટાડી શકાય એવી સ્થિતિ જ નથી એ ઘટાડા છતા વસ્તુસ્થિતિ એવી છે કે માલની આવજાનો આકડો ઘટતો જ જાય છે હિંદુસ્તાનમા કેટલાક લોકો માને છે કે મુબઈ વિનાશને પથે છે આ માન્યતાને હાલ તુરત તો અતિશયોક્તિ ગણવી જોઇએ બધી મોટી પેસેંજર બોટો માટે હિંદના આખા પશ્ચિમ કિનારા ઉપર મુબઈ એક જ બદર છે, અને મુબઈથી કલકત્તા, દિલ્હી, મદ્રાસ વગેરે સ્થળે જવાને આગગાડીની જે સગવડો છે તે અન્ય શહેર હાલ તો આપી શકે તેમ નથી જ આ બધુ જોતા ટુક સમયમા મુબઇનું સ્થાન બદર તરીકે ગૌણ બની જાય એ ભય અસ્થાને છે છતા એ વાત તો સ્પષ્ટ છે અત્યારની પરિસ્થિતિ જો ચાલુ રહે તો વેપાર મુબઇથી બીજા સ્થળે ખસડાઈ જશે અને મુબઇને હાની પહોચશે અને જો સરકાર રક્ષણ માટે ખાસ પગલા ન લે તો ભાવનગરની આર્થિક અને વ્યવસ્થાત્મક વિશિષ્ટતા પાસ મુંબઈ લાબો વખત ટકી શકે એમ લાગતુ નથી

# કચ્છના મહારાઓશ્રી અને તેમના ભાયાતો

(લેખક:—રા રા. શ્રી લક્ષ્મીચંદ દેવચંદ)

[ ગતાંકથી ચાલુ ]

વાઘેલાઓ પરદેશી રાજ્યની સર્વોપરી સત્તા સ્વીકારવાને આનાકાની કરે નહિ પણ રાઓ સાહેબનું ઉપરીપણું કબુલ રાખવું જોઇએ એ તેમને તદન નાપસંદ છે, તેમનું મન આવું હોવાથી કચ્છ રાજ્ય કિંચિત માત્ર નબળાઇ બતાવશે તો તરતજ એવું પરિણામ આવશે કે રાઓ સાહેબની સત્તા જતી રહેવાની, છતાં પણ કેપ્ટન મેક મરડુની લાગણીઓ એ હઠીલા જાગીરદારોના પક્ષ તરફ હતી, તેમનો મત એવો હતો કે રાજ્યનું જાગીરી બધારણ અને જાડેજાઓના ખાસ હકો જાળવી રાખવાથીજ કચ્છ આપણા રાજ્યને ખાસ ઉપયોગી થતું રહેશે અને તહનામામા શરત કરી હતી કે રાઓ સા. અને તેના ભાયાતો વચ્ચે દરમ્યાન થવું નહીં તે શરત ધ્યાનમાં રાખીને સદરહુ ધોરણે મેક મરડુએ કામ લીધુ.

રાઓ સાહેબમાં જેમ જેમ ખરાબ વર્તણુક વધતી ગઇ તેમ તેમ ભાયાતો સમજવા લાગ્યા કે અંગ્રેજ સરકાર સાથે રાઓશ્રીની મિત્રાચારી ઓછી થઇ છે અને તેઓ એ હકીકત ઉપરથી હિંમત ધરવા લાગ્યા અને સને ૧૮૧૮ માં મેક મરડુને તેમણે એક લેખીત અરજી રજુ કરી અને રાઓ સાહેબ તરફથી થએલ દબાણ સામે તકરાર લીધી અને અરજ કરી કે આ દેશનો વહીવટ સુધારવા માટે સરકારે દરમ્યાન આવવું. પરન્તુ તેમની આ અરજ નામંજુર કરવામાં આવી અને રાઓ સા. અંજાર પરગણામાં આપણા ગામોમાં ખુલી રીતે નુકશાન કરીને શત્રુના રૂપમાં ઉભા ન રહેત તો તેનું શું પરિણામ આવત તેની કલ્પના કરવી અશક્ય છે.

સને ૧૮૧૮ ના નવેમ્બર માસમાં કપ્તાન મેક મરડુને હુકમ કરવામાં આવ્યો કે તેણે મુખ્ય જાગીરદારો સાથે પત્રવ્યવહાર શરૂ કરવો અને રાઓશ્રી ભારમલજીને પદભ્રષ્ટ કરવામાં તથા જે માણસને ભાયાતો ઉત્તરાધિકારી ગણે તેને કચ્છ રાજ્યની ગાદી ઉપર બેસાડવામા સામેલ થવાને અંગ્રેજ સરકાર તૈયાર છે એમ તેમને જાહેર કરવુ તે પછીના વરસની શરૂઆતમા અંગ્રેજનું લશ્કર કચ્છમાં પેંહું અને તેની છાવણીમાં મુખ્ય જાડેજા જાગીરદારો તરત આવી સામેલ થયા. ભૂજ ઉપર ચડાઈ કરી તે લઈ લેવામાં આવ્યું અને રાઓશ્રીને માર્ચ માસની તારીખ ૨૫ મીએ પકડવામાં આવ્યા પછી કપ્તાન મેક મરડુએ ગાદી ઉપર કોને બેસાડવો એ વાતની જાડેજાઓ સાથે મસલત કરી અને તેમણે ભારમલજીના બાળ કુંવરને પસંદ કરવાથી કચ્છની ગાદી ઉપર રાઓશ્રી દેશળજીના નામથી સ. ૧૮૧૯ની ૯ મી એપ્રીલે તેમને બેસાડવામાં આવ્યા.

રાઓશ્રી જ્યાં સુધી સગીર વયના હતા ત્યાં સુધી રાજ્યનો વહીવટ કરવાને રીજન્સી સ્થાપવામાં આવી અને અંગ્રેજ સરકાર રાજ્ય વહીવટમાં પ્રત્યક્ષ ભાગ લેવાને ઇચ્છતા નહોતા તો પણ ભાયાતોના આગ્રહને લીધે અંગ્રેજી સરકારના રેસીડેન્ટ કપ્તાન મેક મરડુએ પણ રીજન્સીના પ્રમુખ થવું એવી કબુલત આપવી પડી.

રીજન્સીએ શરૂઆતમાં જે કામો કર્યા તેમાં એક કામ વાગડને શાંત કરવાનું હતું. સને ૧૮૧૬ની સાલમાં જ્યારે સરકારનું લશ્કર આવતું હતું ત્યારે આ પરગણામાં ઘણા જાગીરદારો પોતાની જાગીરો છોડીને નાશી ગયા હતા અને ત્યાર પછી હમેશાં તેઓ બહારવટું કરી લુંટ ઉપર પોતાનું ગુજરાન

ચલાવતા, તેમણે હમણા એક કરાર લખી આપ્યો જેની પ્રસ્તાવના અત્રે ઉતારીએ છીએ "અમારા ખરાબ વર્તન માટે દરબારશ્રીએ અમારા ગામ ગરાશ જુ ટવી લીધા હતા પરન્તુ હાલમા અગ્રેજ સરકારના લશ્કરે દરબારશ્રીના રાજ્યકારોભારમા સુધારો કરી આપવાથી અંગ્રેજ સરકાર કૃપા કરી દરમ્યાન આવ્યા અને અમારા ગીરાસ વિગેરે અમને પાછા સોપાવ્યા માટે અમે લખી આપીએ છીએ કે આજથી અમારામાંના કોઈ એ અયોગ્ય અથવા તોફાની વર્તન કરવાનો ગુન્હો કરવો નહીં, વિશેષ અમે લખી બધાઈએ છીએ કે નીચેની કલમો પ્રમાણે અમારે વર્તવુ"

આ નીચેની કલમો પૈકી કેટલીક લક્ષ્યમા લેવા જેવી છે દાખલા તરીકે કલમ ૭ મી અમે રાઓ સાહેબની નોકરી નિમકહલાલીથી કરશુ, દરબારશ્રીનું લશ્કર કામમા રોકાયેલુ હશે ત્યારે તેની સાથે જઈ કામમાં સામેલ રહીશુ કલમ ૯ મી સરકારની બાહેધરી અન્વયે વાર્ષિક જમાબધી હમેશા આપવાને બદલે દરબારશ્રીને અમે એક ઈલાયદો લેખ કરી આપ્યો છે તેમા લખી આપેલી અમુક જમાબધી અમારે દર વરસે આપવી કલમ ૧૦ મી અમારે પૈસાની જરૂર પડે અને તે માટે અમે અમારા ગામ વેચવા ધારણા કરીએ તો તેની ખબર અમારે સરકારને અગાઉથી આપવી એમ લખી આપીએ છીએ મજકુર કલમબધીમા વળી એમ લખવામા આવ્યુ છે કે ઉપર પ્રમાણે અમે બાજબી રીતે સુલેહ સંપથી અને નેક નૈયતથી વર્તવાને અને અયોગ્ય રીતે ન વર્તવાને અથવા અમારા કરારોનું ઉલઘન ન કરવાને અમે બધાઈએ છીએ

કેપ્ટન મેક મરડુએ બીજી બાબત જે કરી તે અગ્રેજ અને કચ્છ રાજ્ય વચ્ચેના સબધો મુકરર કરવા સબધેની હતી જે દસ્તાવેજથી આ બાબતનો બંદોબસ્ત થયો છે તે સને ૧૮૧૯ ની કલમબધી તરીકે ઓળખાય છે અને હાલ પર્યંત આપણા બધા કોલકરારોમા સૌથી અગત્યના કોલકરારો તરીકે આ કલમબધી ગણાતી આવી છે તે વખતે મેક મરડુ સાહેબ ઉપર હોવાથી સાધારણ રીતે રાજ્યનીતિનું વલણ ભાયાતોને જ લાભદાયક હોય એમાં કાઇ નવાઇ નથી કારણ કે તેમણે મેક મરડુ સાહેબને તેના કામમા ખુલ્લી રીતે મદદ આપી તેથી તેમના હિતને ખાસ ધ્યાન અપાયલુ છે તેમ છતા વિચાર કરીએ છીએ તો ભાયાતોને જે બાહેધરી કરી આપવામા આવી તે રજવાડાના સાધારણ ધોરણથી ઉલટુ અને વિલક્ષણ હતું એમ ગણવુ જોઇએ

ઉપર પ્રમાણે કલમ ૨ જી મા ફરમાવ્યુ છે તેમ રાજ્ય ચલાવવાની અશક્તિ માટે નહી પણ જાડેજા ભાયાતોની મરજી સાચવવા ખાતર ભારમલજીને પદભ્રષ્ટ કરવામા આવ્યા ત્યારપછી બીજી કલમમા રાવશ્રી દેશળજીનો, તેમના કરમ હકથી નહિ પણ જાડેજા ભાયાતોએ સર્વાનુમતે તેમને ચુંટી કાઢ્યા તેથી કચ્છના રાવ તરીકે કુપની સરકારે સ્વીકાર કર્યો કલમ ચોથીથી તે વખતે રાજ્યસત્તા જાડેજા ભાયાતોના જ હાથમા હોવાથી રીજન્સી કરવી એવો ઠરાવ કુપની સરકારની સલાહથી કરનાર પણ ભાયાતો જ હતા ૬ ઠી કલમ કપની સરકાર કચ્છમા અગ્રેજનું લશ્કર રાખવા કબુલ થઇ આ કબુલત રાવશ્રી દેશળજીએ અને જાડેજા ભાયાતોની મરજીથી કરવામા આવેલ છે અને લશ્કરના ખર્ચને માટે પૈસા આપવાને રાવશ્રી દેશળજી અને જાડેજા ભાયાતો બધાયા છે કારણ કે કચ્છનું વાસ્તવિક રાજ્ય એ જુલમગાર નહોતું પણ તેમની બીજી બાજુ ભાયાતો હોવાથી મર્યાદિત રાજ્ય હતુ કલમ ૧૪મી મા લખેલ છે કે અગ્રેજ સરકારને જરૂર પડે કચ્છ રાજ્યમાથી મદદ આપવી તેમા એક વાક્ય એવા મતલબનુ ઉમેરવામા આવ્યુ છે કે જાડેજા ભાયાતો ઉપર તેમના સદામતના શીરસ્તાથી કાર્ય વિરૂદ્ધ બોજો નાખવામા આવે છે એમ આ કરારથી સમજવુ નહિ પરતુ એ કલમબધીની સૌથી અગત્યની કલમો ૧૦. ૧૬ અને ૧૮ મી છે જે અત્રે હુ સવિસ્તર લખી જણાવુ છુ. ૮ ૧૦ મીથી ના કુપની સરકાર લખી આપે છે કે રાવ સાહેબના અથવા દેશના જાડેજા

જાગીરદારોમાંના કોઈની ઘરગથ્થુ બાબતમાં દરમ્યાન આવવું નહિ. રાવસાહેબ, તેમના વારસો અને ઉત્તરાધિકારીઓ તેમના પોતાના મુલકના સર્વાંગ ધણીઓ છે અને રહેશે અને અંગ્રેજ સરકારનું દિવાની ફોજદારી જ્યુરીડીક્ષન તેમના મુલકમાં દાખલ કરવામાં આવશે નહિ.

કલમ ૧૬ મી–કચ્છ દરબારની સંમતિથી અંગ્રેજ સરકાર ભાયાતોના બધા સરદારોને અને સાધારણ રીતે કચ્છના સઘળા રજપૂત સરદારોને એલાયદી સનંદો આપી તેમના કબજાના ગીરાસના સંપૂર્ણ ભોગવટાની બાંહેધરી કરી આપે છે. વળી મહેતા લક્ષ્મીદાસ વલભજી જેઓ કચ્છ દરબારના ભલા માટે જાડેજાઓ સાથે ઘણી હોંશ અને પ્રમાણીકપણાથી મદદગાર રહ્યા છે તેમને પણ બાંહેધરી આપવામાં આવે છે.

કલમ ૧૮ મી–કલમ ૧૬ મીની મતલબ અનુસાર જાડેજા ભાયાતોને બાંહેધરીની સનંદ લખી આપ્યા પહેલાં બાળહત્યા ન કરવી એવો કરાર લખાવી લેવામાં આવશે, તેમાં તેઓ પાસેથી એવી ખાત્રી લેવામાં આવશે કે તેમનો કોઈ પણ ભાયાત બાળહત્યા કરશે તો તે ગુન્હેગાર સખસને કુંપની સરકાર તથા કચ્છ દરબાર જે સજા ઠરાવે તે માથે ચડાવી ભોગવવી.

### ભાયાતોની સ્વતંત્રતા

ઉપરોક્ત કલમ ૧૦ ના સંબંધમાં મારે અત્રે કહેવું જોઈએ કે રાવ સા. અને તેના ભાયાતો મુલકના સ્વતંત્ર ધણી રહેશે અને એ વાક્યનો મેજર શોર્ટ જે અર્થ કર્યો છે તેને હું (વાઈલી સાહેબ) અનુમત થાતો નથી. તે ઓફીસરના તા. ૨૭ મી ફેબ્રુઆરી ૧૮૬૭ ના નં. ૨૨ ના રીપોર્ટના પેરા ૪૩ માં તે એ કલમબંધીના ગુજરાતી તરજુમાનો આધાર આપે છે તે એવું જણાવવાને કે તેમના શબ્દને બદલે પોતપોતાના એટલે કે રાવ સાહેબના ખાલસા મુલકના અને નહીં કે ભાયાતોના. તેથી જ તેઓ (શોર્ટ સા.) જાગીરોના લાભની એવી દલીલ ખેંચે છે કે જાગીરદારો દરબારની સત્તાથી સ્વતંત્ર છે. ગુજરાતી ભાષામાં એ હકીકત વાંચતાં હું તદન અનુમત થાઉં છું કે તેમના એ શબ્દ તેમના પોતાના હોવા જોઇએ, પણ એ કલમની એકંદર મતલબ ધ્યાનમાં લેતાં મને ખાત્રી થાય છે કે તહનામાના ઘડનારાઓએ જે સ્વતંત્રતા ધારેલી હતી તે ખાલસા હકુમતી જાગીરોની સ્વતંત્રતા નહિ પણ અંગ્રેજ રાજ્યથી કચ્છની સ્વતંત્રતા ધારેલ છે. રાવથી અને ભાયાતો વચ્ચે સત્તાની વ્હેંચણી કરવા સંબંધમાં જે વાક્ય કશો સંબંધ ધરાવતું નથી પણ એ વાક્ય વિદેશી રાજ્યથી કચ્છ રાજ્યનું રક્ષણ કરવા સંબંધનું છે માટે આ વાક્ય ઉપરથી ભાયાતોની સ્વતંત્રતા વિષે લાભ કે ગેરલાભની દલીલ ખેંચી શકાય નહિ.

### કબજા ઉપરાંત હકને પણ બાંહેધરી

કલમ ૧૬મી વિશેનો મેક મરડુનો પોતાનો અભિપ્રાય મેજર શોર્ટની બુક પાને ૧૭–૧૮માં ઉતારેલા કાગળો ઉપરથી જાણી શકાય. તે કહે છે કે ગરાશીઆના હક અને ગરાસની બાંહેધરી કરી આપતાં એ દેશની સુલેહ જળવાઈ રહે છે. બધા લોકોને વિશ્વાસ બેસે છે અને અંગ્રેજ સરકારને માન મળે છે અને એ દેશમાં ગેરવ્યવસ્થા તથા અંધેર ચાલે છે તે દૂર કરવા માટે જે રોફ તથા સત્તાની જરૂર છે તે દેશમાં દાખલ કરવાની જોગવાઈ પ્રાપ્ત થાય છે વળી ફરીને તે કહે છે કેઃ—

આપણે તેમના (ભાયાતો) ખાસ હકની આપેલ બાંહેધરીને ટેકો આપતા રહેવું જોઇએ. જાડેજાઓ આટલા બધા અને અણધારેલા તથા અસાધારણ પ્રમાણીકપણા તથા નિષ્કપટીપણાથી આગળ પડયા તે આવી બાંહેધરી મેળવવા પડયા હતા. આપણું હીત તેઓનું પોતાનું ગણી આપણી સાથે સામેલ રહ્યા અને સંધી અને મિત્રાચારીનો સંબંધ બરાબર કાયમ રાખવાને હમણાં જે કાંઈ લોકોપયોગી કામ કરવાનું આપણે જરૂરનું ગણીએ છીએ, તેમાં કાંઈ આનાકાની કર્યા વિના તેઓ સામેલ રહે છે.

આ ઉપરથી જોવામાં આવશે કે કેપ્ટન મેક મરડુ કબજાની તેમજ ખાસ હકની બાહેધરી વિશે લખી ગયા છે અને જે ઈરાદાથી એઓએ કલમબંધી ઘડી તે ઈરાદા વિશે તેનુ પોતાનુ લખાણ વધારે આધારભૂત ગણી શકાય પણ એ કલમબંધીના અંગ્રેજી તરજુમાની ૧૬ મી કલમની શબ્દ રચનામા તો માત્ર કબજાઓની બાહેધરી કહેલી છે અને હક બાબત કાંઈ લખેલ નથી વળી કહેવુ જોઈએ કે જે સામાન્ય નિયમ મુજબ હિંદુસ્તાનમા થએલ કલમબંધીનો અંગ્રેજી તરજુમો આધારભૂત ગણાય છે તેજ નિયમ આજ શરતને લાગુ પડી શકે છે. એમ ખાસ ઠરાવી જાહેર કરવામા આવ્યુ છે

## નોકરીને બદલે પૈસાની રકમ

આ પ્રસગે કપ્તાન મેક મરડુની પોલીસી કેવી હતી તે સમજવાને જે બીજી વાત અત્રે લક્ષ્યમા રાખવાની તે મુંબઈ સરકારને તેણે તેમના સવાલનો જે જવાબ આપ્યો છે તે છે મુંબઈ સરકારે પ્રસગને અનુસરતો સવાલ કર્યો હતો કે જાડેજાઓ રાવશ્રીના દરબારને જાગીરદાર તરીકે લશ્કરની મદદ આપીને નોકરી કરવા બધાએલ છે તેને બદલે તેમની પાસેથી પૈસાની અમુક રકમ લેવાની શરત તહનામામા દાખલ થઈ શકશે કે નહિ તેણે એ ઈરાદો સરદારોને જણાવ્યો ત્યારે તે કહે છે કે તેમને ઘણો વહેમ આવી ગયો કે જે સ્વતત્રતાનું આપણે રક્ષણ કરવાનું એક તરફ વચન આપીએ છીએ તે આમ કરવાથી સમુળગુ ઝુટી લેવાય છે આ વાત સરદારો પાસે કરતા તેમાના ઘણા ખરા ચોકી ગયા છે આ અસર તેમનામા ઘણી જોવામા આવી ત્યારે મેં તેનો આગ્રહ કર્યો નહિ કારણ કે મને ખાત્રી થઈ છે કે જે વખતે આ લોકોને આપણી દરમ્યાનગીરી નડતી માલમ પડશે ત્યારથી તેમની જાગીરો તથા રીતભાત જે આપણને કાંઈ પણ ઉપયોગી થઇ પડે અને કચ્છ દેશ આપણને કામ લાગે તેની આશા રાખવી નહિ

## મેક મરડુનું ભાયાતો તરફ વલણ

કેપ્ટન રેઈકસ સાહેબે લખ્યુ છે કે કપ્તાન મેક મરડુ ભાયાતો તરફ ગજાગુતપણે ઢળતા હતા એ વાત યોગ્ય છે, અને કલમબંધીની રચના બાબત તેની એવી લાગણીઓ હોવાને પરિણામે અંગ્રેજ સરકારની દરમ્યાનગીરીનો સારો લાભ જાડેજા ભાયાતોને આપવામા આવ્યો અને પોતાનો બોજો રાવ સાહેબ ઉપર નાખવામા આવ્યો રાવશ્રી તે વખતે બે કે ત્રણ વરસના હતા

પેરાના ખુલાસાવાર જણાવવામા આવ્યુ છે કે સને ૧૮૧૯ ની કલમબંધીનો અંગ્રેજી તરજુમો આધાર રૂપ છે પરન્તુ એ કલમબંધીમા જાગીરોને અપાયેલી બાહેધરીની નકલ નથી તેમા તો માત્ર એટલુ જણાવેલુ છે કે હવે પછી બાહેધરી લાગતા વળગતા આસામીઓને કાયદા દસ્તાવેજના રૂપમા આપવામાં આવશે માટે બાહેધરીની ચોક્કસ શરતો માટે સદરહુ ઈનાયતી સનદો આપણે જોવી જોઈએ એ દસ્તાવેજો ગુજરાતીમા છે, તે બધાનુ સરખુ લખાણુ છે અને મેજર ગોર્ટની બ્લુબુકના છેલ્લા પાનામા સૌથી છેલ્લો દાખલ કરેલ બાલામોરના જાગીરદારને અપાએલ સનદ દાખલા તરીકે બતાવેલ છે ગુજરાતી ભાષામા અસલ લખાણ ઉપરથી જેવો અક્ષરશ તરજુમો મારાથી બની શક્યો તેવો નીચે પ્રમાણે આપ્યો છે

'બાલામોરના જાડેજા અરજણજી જોગ લખવાનું કે કુપની સરકાર અને રાવ સાહેબ સાથે થએલ કલમબંધીની ૮ મી કલમમાં કબુલ કરવામા આવે છે કે બાળકીઓને મારવી નહિ તથા તેને અનુસરીને તમે લખત માડી આપ્યું છે અને તે લખતથી તમે બધાએલા છો માટે સદરહુ કામથી તમારે દૂર રહેવુ આના બદલામા સરકાર તરફથી તમને બાંહેધરી આપવામા આવે છે કે તમારી પાસે જેવી સ્થિતિમા હાલે ગરાસ છે તેવી સ્થિતિમા તમારી પાસે ઉત્તરોત્તર સંતાનના શીરસ્તા મુજબ કાયમ રહેવા દેવામા આવશે માટે તમે દરબારશ્રીની નોકરી કરતા રહો

આવી સનંદો કેટલી આપવામા આવી હતી એ નક્કી કરવાનું હવે અશક્ય છે મેજર ગોર્ટ ધારે છે કે ૨૧૫ સનંદો આપવા માટે તૈયાર કરવામા આવી પરન્તુ વાસ્તવિક રીતે ઘણી થોડી સનંદો અપાણી

મેજર શોર્ટ આ ભૂલ થવાને કારણ એમ જણાવે છે કે બધા જાગીરદારો તહનામાની ૧૬ મી કલમના સાધારણ રીતે સ્વીકારાયેલા અર્થ ઉપર ભરોસો રાખી બેઠા હતા તેથી ખાસ સનંદ પોતાની પાસે હોય યા ન હોય તેની પરવા રાખી નહિ. મદરહુ કલમના ગુજરાતી અને અંગ્રેજી લખાણમાં નીચેની બાબતમાં ફરક જણાય છે, અંગ્રેજી લખાણમાં ભાયાતો પૈકી ઠાકોરોને તથા સાધારણ રીતે કચ્છ વાગડના મધળા રજપૂતોને તેમના ગરાશના ભોગવટાની બાહેધરી કરી આપવામા કબૂલ કરવામા આવ્યું છે અને ગુજરાતી લખાણમા ભાયાતો પૈકી ઠાકોરોને સાધારણ રીતે બધા ગરાશીઆ વિગેરેને તેમના કબજાના ગામોમા સપૂર્ણ ભોગવટો કદાચ શીરસ્તા મુજબ કરવાને બાહેધરી આપવામા આવી છે. આ કલમ ગુજરાતીમા વાચીને એવી માન્યતા પ્રસરી કે આપણી બાહેધરીમા મધળા રજપૂત સરદારો અને ઘણ કરીને બધા ગરાશીઆઓ અને મુળ ગરાશીઆઓના પણ ગામ અને હકનો સમાવેશ થાય છે પરંતુ ગુજરાતી ભાષામા થએલ તરજુમો આધાર ભૂત ગણાતું નથી. તેમનામા આ માન્યતા હોવાથી બાહેધરીની સનદ લેવા માટે થોડા આશામીઓએ અરજ કરી મુબઈ સરકારના નં. ૩૨૪૨ વાળા તા. ૧૪ ઓગસ્ટ ૧૮૫૭ વાળા કાગળના છઠા પારાના લખેલુ છે કે સને ૧૮૧૯થી કપ્તાન મેકમરડુ સ્વર્ગવાસ થયા ત્યા સુધીમાં તેમના વહીવટ દરમ્યાન તો સાધારણ રીતે જાડેજાઓ અને બીજા રજપૂતોના હકનો મજબુતપણે બચાવ કરવામાં આવતો. આ હકીકત તથા કાગળનુ બીજુ લખાણ મિ. સમ્સડનની મિનિટ ઉપરથી કરવામા આવ્યુ છે મિ. સમ્સડન એકવાર કચ્છના રેસીડન્ટ થઈ ગયા તેથી એ દેશ વિશે સબધ ધરાવનારી સઘળી બાબતો વિશે તેમના લખાણોને વજન અપાતુ, પરંતુ મારા અનુભવ પ્રમાણે સ ૧૮૧૯ નું તહનામુ થયુ ત્યારથી તે મેકમરડુના વહીવટનો અંત આવ્યો ત્યા સુધી બહુ થોડો સમય વીત્યો હતો કારણ કે સ ૧૮૨૦ની સાલે ૧ લી અકટોબરે તો કપ્તાન મેકમરડુની જગ્યાએ બીજા મિ. જેમ્સ વીલ્યમ્સ આવ્યા અને તે તારીખનો કાગળ જે મિ. જેમ્સ વીલ્યમ્સે મુબઈ સરકારને લખ્યો છે તે વાંચવા જોગ છે જાડેજા જાગીરદારો વિશે બોલતા તે લખે છે કે –

તેમનાં ગામો નબળા છે અને વસ્તી ઓછી છે હું તો નથી ધારી શકતો કે આ કોમના માણસો કદી ધારતી પહોચાડી શકે. વળી થોડા વખતપર જે તહનામુ કરવામા આવ્યુ છે, તેમા તેમને લાભ આપવામા આવ્યો છે તે આપવાની જરૂર પણ નહોતી વળી થોડા સમય પહેલાં કચ્છમાં બનેલા બનાવો તરફ આપણે નજર કરશુ તો જાડેજાઓ પોતાના રાઓ સાહેબને કાંઈ લાભ કરવાને દ્રઢતાથી મડયા હોય એવા દાખલા જોવામાં આવશે નહિ એટલું જ પણ ફતેહમહમદ જે ભૂજ લઈ બેસી રહ્યા તથા બીજા આશામીઓ માડવી, મુદ્રા, લખપત તથા બીજી જગ્યાઓના ધણી થઈ બેઠા તેમને મદદ કરી અને રાઓ સાહેબને કેદ કરવામા સામેલ રહ્યા અથવા તો પોતે બીજે અલગ રહ્યા અને થાય તેમ થવા દીધુ.

બાહેધરીની સનંદના સંબધમાં લખે છે કે કલમબધીની રૂએ જે બાહેધરી સનદો આપવા માટે આપણી સરકાર બધાયેલી છે તે સનદો ઘણી છે છે તેથી હું દિલગીર છુ કારણ કે જ્યારે રાઓ સાહેબ ઉમરે પહોચશે ત્યારે કોઈપણ પ્રકારે સ્વતંત્ર છે એમ કહી શકાશે નહિ જેમને આપણે બાહેધરી આપી છે તે ઠાકોરો ઉપર રાઓશ્રી જુલમ કરશે તેથી અથવા તો તેઓ બાહેધરીની નજરે રાઓ સાહેબની માગણીઓનો અનાદર કરશે તેથી આપણે દરેક રીતે દરમ્યાન આવવુ પડશે મારા ધારવા પ્રમાણે કચ્છમાં રાઓ સાહેબની કે જમીન ભાગે જ હશે બાકીની કે જાડેજા જાગીરદારો, વાઘેલા અને બીજા રજપૂતો તથા ધર્માદા ખાતાની છે. ઉપર મુજબ લખ્યા પછી મિ. વિલ્યમ્સ મુખ્ય જાગીરદારોનું નામ મીલકતનુ ધ્યાન આપે છે, અને લખે છે કે આ જાગીરદારો ઉપરાત બીજા ૧૫૦ છે તેમનાં એક એકના નામ આપવા કટાળા ભરેલુ થઈ પડે. ઘણ કરીને આ

બધા ઠાકોરોમાં વંશપરંપરાથી વેરભાવ ચાલ્યો આવે છે, અને પરસ્પર વહેવાર ઘણા ઓછા છે પોતાના ગામડાઓથી દૂર હોઈને જે કાંઈ બનાવ બને તે સંબંધી તેઓ ભાગ્યેજ ખબર રાખતા હશે અને દેશ વિશે તો તેઓમાંના ઘણા ખરા અજ્ઞાન છે રાજ્યમાં આપણી સત્તા સ્થાપીત થઈ અને આપણુ લશ્કર આવી રહ્યું ત્યારથી તેઓ પરસ્પર લુંટ ચલાવતા બંધ રહેલા છે. વળી કચ્છમાં બહારવટીઆ અને ચોરનો ધંધો ચલાવનારા મીઆણા ઘણા છે તેઓ ઉદ્ધત છે અને રાવશ્રીના લશ્કરની બહુ થોડી દરકાર રાખે છે છતાં એ જાગીરદારો પૈકી કોઇ મદદમા આવે એ આશા રાખવી નહિ. સ. ૧૮૨૧ ની ચોથી તારીખના એક કાગળમાં એજ અમલદાર દરબારશ્રી તથા ભાયાતો વચ્ચે ચાલતી તકરારના મુળ વિશે ટુંકામા નીચે પ્રમાણે લખે છે. રાઓશ્રી જાડેજા પાસેથી કાંઈ લેવાને આશા રાખશે અને જાડેજાઓ રાઓશ્રીના તાબામા નિકળી જવા ઇંતેજાર રહેશે

મુમઈના ગવર્નર મિ. એલ્ફીન્સ્ટન સ. ૧૮૨૧ ના જાન્યુઆરીમા કચ્છમા આવ્યા અને પોતે જાતે જોયુ. તેની હકીકત એક લાંબી મિનિટમા લખી નાંખી છે. કચ્છ સાથેના આપણા સંબંધ વિશે મિ એલ્ફીન્સ્ટનનો અભિપ્રાય નિચેના ઇન્તેખાબમાં જણાવ્યો છે.

કચ્છ સાથે આપણો સંબંધ જોડવાનું કામ એ છે કે વાગડના લુંટારાઓને અંકુશમાં રાખવા. થર અને પારકરના રણમાથી આવતાં લુટારાઓના ટોળાં ખોસાઓને અટકાવવા સિંધને છેટે રાખવો અને સિંધના અમીરો સાથે લડાઈ કરવી પડે તો સિંધમાં જવાનું બારૂ કરી દેવું, માટે કચ્છ સ્વતંત્ર અને મજબુત રાજ્ય હોય તો તેમા આપણો ઘણો લાભ સમાયો છે. આ કામો પૈકી પહેલું કામ બની શકે તેવું નહોતું એટલે કચ્છનું રાજ્ય બળવાન કરી શકાય તેમ નહોતુ અને બળના અભાવે સ્વતંત્રતા ખોવાઈ. કચ્છ રાજ્યના વહીવટમાં આપણે એટલા ઉંડા ઉતરી ગયા છીએ કે હવે આપણાથી અલગ ખસી શકાય નહિ. વળી કચ્છ રાજ્યની મદદ માટે જે લશ્કર રાખવામાં આવ્યુ છે, તે ઉઠાવી લેવુ એ આપણી મરજી ઉપર છે પરંતુ આપણી તે મુનસફી નકામી થઇ પડી છે કારણ કે આપણે રાવશ્રીના અને ભાયાતોના હક્કોની સલામતી માટે બાંહેધરી લખી આપી છે. આપણે કરેલા બધા કરારોમા આ ફરજ બહુ જ નડતર કરે એવી છે અને એ ફરજથી મુક્ત થવુ બહુ મુશ્કેલ છે; કારણ કે આપણું લશ્કર ઉઠાવી લેવામા એક રાવશ્રીની સમ્મતિની જરૂર છે. એટલુંજ નહિ પણ તેમાં બસો જેટલા ઠાકોરોની કબુલાત પણ જોઈએ. [ અપૂર્ણ ]

# હિંદના રાજકર્ત્તાઓના આદર્શો

(ના. સર મનુભાઈ મહેતાના અંગ્રેજી લેખના આધારે)

"દેશી રાજ્ય" માટે

અનુવાદકઃ—ગૌરીશંકર મોતીરામ ભટ્ટ. બી. એ. એલએલ. બી. એડવોકેટ
કારભારી, ભાદરવા સ્ટેટ.

## પ્રજાની ઈચ્છા

જુના સમયની હિંદની રાજ્યનીતિનો જેણે અભ્યાસ કર્યો છે તેને જણાશે કે હાલના સમયમાં "રાજાસત્તાક" કે "પ્રજાસત્તાક" "અમલદારશાહી" કે "લોકશાહી" જેવા ભેદભાવ છે તે પહેલા નહતા. રાજાઓ પ્રજા આગળ જવાબદાર ન ગણાતા, પણ પ્રજાની ઇચ્છાને આધીન હતા. રાજા રામે પ્રજાની ઈચ્છાને આધીન થઈ સીતાનો ત્યાગ કર્યો.

## રાજન્ એટલે શું?

રાજન્ એટલે પ્રજાને ખુશ રાખનાર, રંજન કરનાર, સંતોષ આપનાર. વેદ સમયમાં રાજાઓને પસંદ કરવામાં આવતા. લોકોની સમિતિ એકઠી મળી રાજાને પસંદ કરતી. ચુંટી કહાડતી. અથર્વવેદમાં રાજાની પસંદગી વખતે કહ્યું છે કેઃ—" સુખેથી અમારી વચ્ચે આવો સ્થિર મનના થાવ, ભૂલ ન કરશો, બધા લોકોને તમારી જરૂર છે. પતિત ન બનશો. અમારા શત્રુઓનો નાશ કરો. દરેક ભેગા થયેલા લોકો તમને માન આપે છે અને તમારી નિમણુક કાયમને માટે કરે છે." મંત્રીઓ રાજાઓને બનાવનારા કહેવાતા. રાજાની પસંદગી પહેલાં રાજા, પ્રજાના આગેવાનોને નમન કરતા.

## પ્રજાના રક્ષક

ઋગ્વેદમાં એક મંત્ર છે તેમાં વિશ્વામિત્રે પોતે પ્રજાપતિ (પ્રજાના આગેવાન) મટીને "રાજા" થવા ઈચ્છેલું છે. ઐતરેય બ્રાહ્મણમાં એક શ્લોકમાં રાજાનું વર્ણન કરેલું છે કેઃ "દેવો અને અસુરોની લડાઇ ચાલે છે. અસુરોએ, દેવોને હરાવ્યા. દેવોને એમ લાગ્યું કે પોતાનો રાજા ન હોવાથી અસુરોથી તે હાર્યા, તેથી બધાએ ભેગા થઇને રાજાને ચુંટી કાઢયો. પંજાબના નાના રાજ્યોએ ગ્રીસના એલેક્ઝાંડરની સ્વારી વખતે પુરૂષ (પોરસ) ને રાજા તરીકે ચુટી કહાડેલો. હાલના યુરોપમાં આ વિષય રૂસો, હોબ્સ અને લોકના તત્વજ્ઞાનનાં પુસ્તકોમાં ચર્ચેલો છે. રાજા થવુ એટલે પ્રજાની સેવા કરવી એ સિદ્ધાંત સ્વીકારાયો હતો. ક્ષત્રિયો બ્રાહ્મણોના ધા રૂઝવતા. ભિષ્મે શાન્તિપર્વમાં કહ્યું છે કેઃ—જે રાજા સત્યવાન છે તેણે પોતાની વ્હાલી ચીજોનો પ્રજાના લાભ માટે ત્યાગ કરવો જોઇએ. પ્રજાનું સુખ, સત્યનું પાલન અને સત્ય વર્તન, એ રાજાની કાયમી ફરજો છે.

## અભિષેક વખતે પ્રતિજ્ઞા

જે રાજાનો રાજ્યાભિષેક ન થયો હોય તે કાયદેસરના રાજા ગણાતા નહિ. અભિષેક વખતે, રાજાને પ્રતિજ્ઞા આપવામાં આવતી. ઐતરેય બ્રાહ્મણમાં જણાવે છે કેઃ—"ક્ષત્રિયને અભિષેક વખતે પ્રતિજ્ઞા આપો, તે એવી કે જે રાત્રીએ હું જન્મું અને જે રાત્રીએ હું નાશ પામું, તે વચ્ચે મેં જે પુણ્ય કર્યું હોય તે જો હું પ્રજાનું પીડન કરૂં તો અફળ જાય." મહાભારતના શાન્તિપર્વમાં નીચે પ્રમાણે પ્રતિજ્ઞા છેઃ—" દેશને દેવ જેવો ગણીને હું તેને આબાદ કરીશ

રાજાનો જે ધર્મ છે એ પ્રમાણે હું વર્તીશ" આ પ્રમાણે પ્રતિજ્ઞા ન પાળનાર રાજાને પદભ્રષ્ટ પણ કરવામા આવતા બૃહદ્રથે ગ્રીક લોકો સામે લડવા અશક્તિ બતાવી તેથી તેને પણ ગાદી ત્યાગ કરવો પડેલો

## રાજાના ધર્મ

ધર્મ એટલે કાયદો કાયદાને રાજાની સત્તા કરતા અધિક માન્યો છે રાજા કાયદાને બદલી શકતા નહિ મનુ કહે છે કે–' રાજા કાયદો કરી ન શકે ". કૌટિલ્ય કહે છે કે " રાજા રાજ્ય કરવાના નિયમો કરે, પણ સ્થિત કાયદા બદલી ન શકે " ભિષ્મે રાજાની સત્તાના વખાણ કરેલા છે–' રાજા તને કોઇ જીતી શકશે નહિ તપને લીધે રાજામા વિષ્ણુની વિભુતિએ પ્રવેશ કરેલો છે તેથી પૃથુ (રાજા) ની પુજા કરવી જોઈએ રાજાનો હુકમ સર્વેએ માનવો જોઇએ પ્રથા એટલે નીતિના રિવાજ પૃથુ એટલે રાજા અને પૃથ્વી એટલે ભૂમિ એટલે કે સદ્વર્તન એ પૃથ્વી ઉપરનો કાયદો ગણાય છે. અને રાજા પણ એ કાયદો બદલી શકતા નથી એટલે કે નીતિ પ્રમાણે રાજાઓ ન વર્તે તો આજકાલ વાઇસરોય પણ તેમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકે છે એટલે કે તેમને કાયદા પ્રમાણે વર્તવાનું છે

## પ્રજાની સલાહ

અભિષેક વખતની પ્રતિજ્ઞા, રાજાના ધર્મ અને પ્રજાની સલાહ એ ત્રણ બાબતો રાજાના કાર્યો ઉપરના અંકુશ રૂપે છે ચાણક્ય કહે છે કે એક માણસે પોતાની મરજી અનુસાર રાજ્યતંત્ર ન ચલાવવુ, પણ બીજાની સલાહ લઇ ચલાવવુ જોઇએ દશ્ય અને અદશ્ય કારણો શોધીને વિચાર કરવો જોઈએ, બને બાજુના અભિપ્રાય લઈ શકાને દૂર કરવી જોઇએ, બને બાજુઓ બતાવીને આ અભિપ્રાય આપવાની મત્રીઓની ફરજ છે મત્રીઓ ઘણાજ બુદ્ધિશાળી રાખવા જોઈએ કૌટિલ્ય કહે છે કે રાજ્યની નીતિ બીજાની મદદ વગર ન ચાલે એક પૈડાની સાથે બીજુ પૈડુ પણ જોઈએ આથી રાજાએ મંત્રીઓ રાખી તેમની સલાહ લેવી બને પક્ષને બરાબર સાભળી નિર્ણય કરવો–મત્રીની સલાહ એકાતમાં લેવી પક્ષી પણ સલાહ લેતી વખતે તેમને જોઈ ન શકે મેના, પોપટ, કુતરા કે બીજા હલકા વર્ગના પક્ષી, પ્રાણીની રૂબરૂ પણ સલાહ ન લેવાય ચાણક્ય કહે છે કે ભીંતને પણ કાન હોય છે આજના જેવા પ્રેસ રીપોર્ટરો પહેલા ન હતા અને છુપા જાસુસોને હાથીના પગ તળે બાંધી છુદી નાખવામા આવતા

## પ્રધાન મંડળ

રાજા આપખુદ ન બને તે માટે કારોબારની લગામ, પ્રધાનોની પ્રતિનિધિ સભા અને લોક પ્રતિનિધિ સભાના હસ્તક રહેતી પ્રધાનમડળોની "સભા" કહેવાતી, અને લોકમડળોની "સમિતિ કહેવાતી. ઈતિહાસમાં હિંદુ પ્રધાન મડળની સ્થિતિ અપૂર્વ ગણાતી પ્રધાન મડળ રાજાનું બનાવેલુ ન હતું, પણ રાજાની પસદગી થવા પહેલાનુ પ્રધાન મડળ અસ્તિત્વમા હતુ શતપથ બ્રાહ્મણમા જણાવ્યા પ્રમાણે રાજાની પસદગી થયા પછી મુખ્ય ટ્રેઝરર વગેરે, મુખ્ય અમલદારોને ભેટ આપવા માટે રાજાએ તેમને ઘેર જવુ પડતું

## અશોકના શિલાલેખો

આ પ્રમાણે મત્રી સભા અથવા પ્રધાન મડળ લોક પ્રિય હતું, કેમકે તે રાજાએ બનાવેલુ ન હતું પ્રધાન મડળ રાજાને જવાબદાર ન હતું પણ લોક સમાજને જવાબદાર હતુ હિંદુ રાજ્યકારીઓનો એ ગોક હમેશનો સિદ્ધાત હતો કે રાજા એકલો, પ્રધાનોની સમતિ અને મદદગાર સિવાય, રાજ્ય કરી શકતો નહિ અશોકના શિલાલેખો ઉપરથી જણાય છે, કે મહાનમા મહાન અને આપખુદ રાજાઓની પણ સામે મત્રી મડળ (પરિષદ) હતુ અશોકના શિલાલેખોમા રાજાઓને અને તેમના પ્રધાનોને પણ સબોધન કરવામા આવેલુ છે એ લેખોમા પણ સમ્રાટ અશોક અને તેમના પ્રધાન મડળ તરફથી એ પ્રસિદ્ધ કર્યાનું વિધાન છે.

## પ્રજાનાં નાણાં

જો પ્રધાનોને એમ લાગે કે કોઈ પણ સમ્રાટ ગાદી ઉપર આવ્યા પછી નાલાયક ઠરી ચૂકેલ છે તો તેને ગાદી ઉપરથી દુર કરી બીજાને ગાદી ઉપર બેસાડતા. પ્રધાનમંડળો આપખુદ રાજાની સામે થયાં હોય એવા ઇતિહાસમાં ઘણા દાખલા છે. મહાન સમ્રાટ અશોકે પ્રજાનાં તમામ નાણાં બૌદ્ધ દેવાલયો બંધાવવામાં ખર્ચી નાંખવા ઇચ્છા કરી ત્યારે રાધેય ગુપ્તે તિજોરી બંધ કરી દીધેલી. રાજા રૂદ્રદામને પોતાના શિલાલેખમાં જણાવ્યું છે કે ગીરનાર ઉપર સુદર્શન સરોવરને મરામત કરવાનાં નાણાં આપવા પોતાના પ્રધાનમંડળે ના પાડવાથી, તે નાણાં પોતાની પાસેથી, ખાનગી સિલકમાંથી ખર્ચેલાં છે.

## રાજાના હુકમો

રાજાના હુકમો લેખિત હોય અને તેના ઉપર સહી સિક્કાવાળી મહોર હોય તો જે તે હુકમનું પાલન થતું. પ્રધાનમંડળના ઠરાવ ઉપર દરેક પ્રધાનનો સહી સિક્કો કરવામાં આવતો અને "ઠરાવ પાસ કરવો." એમ લખવામાં આવતું. આ ઠરાવ રાજા આગળ મુકવામાં આવતા અને તેના ઉપર લખવામાં આવતું કે "ઢીલ વગર" આ પ્રમાણે જે હુકમ બહાર પડતો તે "રાજા અને પ્રધાનમંડળ"નો હુકમ ગણાતો.

## પ્રધાનમંડળનું બંધારણ

પ્રધાનમંડળની સંખ્યા જુદા જુદા સમયમાં જુદી જુદી હતી. બૃહસ્પતિ એ સંખ્યા ૧૬ની ગણાવે છે, મનુ ૧૨ પ્રધાનો ગણાવે છે, ઉશાને ૨૦ અને કૌટિલ્યે કોઇ પણ નિશ્ચિત સંખ્યાનો ઉલ્લેખ કર્યો નથી. શુક્ર નીતિમાં અષ્ટ પ્રધાન મંડળ ગણાવેલું છે તે નીચે પ્રમાણે:-

૧ મહામંત્રી, અગર મુખ્ય પ્રધાન.
૨ સચિવ, યુદ્ધનો મંત્રી.
૩ સુમંત્ર, નાણાં ખાતાનો પ્રધાન.
૪ મંત્રી, પરદેશખાતાનો પ્રધાન.
૫ અમાત્ય, ગૃહમંત્રી.
૬ પંડિત અમાત્ય, ધર્માધિકારી, કાયદાનો મંત્રી.
૭ પ્રાદ વિવેક, ન્યાયમંત્રી.
૮ પ્રતિનિધિ અથવા સગીરના વાલી.

(ઉપરાંત)

૯ પુરોહિત, દેવસ્થાન ખાતાનો મંત્રી.
૧૦ એલચી, પરદેશમાં મંત્રણા કરનાર.

ઉપર પ્રમાણેના હોદ્દા મહાન શિવાજીના અષ્ટ પ્રધાન મંડળમાં પણ હતા.

## પ્રજાની મરજી

રાજાના કાર્યો ઉપર પ્રજાની મરજીનો ભારે અંકુશ હતો. ચાણક્યે અર્થશાસ્ત્રમા જણાવ્યું છે કે "રાજાને પોતાને ગમતુ, અણગમતું જોવાની જરૂર નથી પણ તેણે પોતાની પ્રજાને ગમતું અણગમતું, શું છે તે જોવું જોઈએ." શુક્ર નીતિમાં જણાવેલું છે કે "રાજાએ, પ્રજાનો સેવક છે." તે વખતના સાધુ સંતો, સંન્યાસીઓ વગેરે પ્રજાનો મત કેળવતા અને પ્રજામતની સામે થવાની રાજાની તાકાદ ન હતી.

## પ્રજાની મસલતો

હિંદુ રાજ્ય નીતિનું મુખ્ય એ અંગ છે કે પ્રજા સાથે વારંવાર મસલતો કરવામાં આવતી. ગણ અથવા પ્રજાસત્તાક રાજ્ય અથવા એક રાજાના રાજ્યમાં સમિતિઓ અને સભાઓનું અગ્રસ્થાન હતું. વેદોના સમયમાં સમાજના ભાગ પાડી "જન" અથવા જાતિઓ, અને જાતિઓના પ્રતિનિધિ "વિશ" કહેવાતા અને એ ઉપરથી "વૈશ્ય" શબ્દ આવેલો છે. તે વખતે સમિતિમાં ચુંટણીની પદ્ધતિ ન હતી તેથી સૌ કોઈને બોલાવવામાં આવતા. થોડી સંખ્યામાં હોય તો સમિતિને બદલે "સભા" કહેવાતી. અથર્વવેદમાં કહ્યું છે કે "પૃથ્વીપતિ (લોકોના આગેવાન)ની બે દીકરીઓ, સમિતિ અને સભા, અમને સાથે રહી મદદ કરો. જે એકઠા મળ્યા છે તેમને રૂચતા મને બોલવા દો. ચર્ચામાં રખે સામો પક્ષ જીતી ન જાય. ઓ પ્રભુ!

તું બળવાન છે અને સામા પક્ષને જીતી શકે તેમ છે સામા પક્ષને જીતવાનું તું મને સામર્થ્ય આપ." પહેલાંની સમિતિ એટલે હાલની સ્ટેન્ડીંગ કમિટી કે નાણાં કમિટી જેવી હતી. કુરૂ અને યાદવો જેવી જાતિઓનું "પંચ" થતું અને પચનો એ ઠરાવ એ ઈશ્વરનો અવાજ ગણાતો. નાના ગામોમાં તે "પંચાયત" કહેવાતી.

દરેક માણસને એક મત આપવાનો અધિકાર હતો. આગેવાન પ્રધાન કે મુખ્ય (પ્રમુખ) કહેવાતો. રાજા અગ્રેસરના હાથમાં ઢળી ન પડે તે માટે કાળજી રખાતી. સભાનું કામકાજ નિયમ પ્રમાણે ચાલતું. કોઈ પણ ઠરાવની ખબર આપ્યા પછી તેના ઉપર ચર્ચા થતી. જે ઠરાવ માટે સંમત હોય તે ચર્ચામાં ન બોલે; પણ જે વિરૂદ્ધ હોય તે બોલે, એવો નિયમ હતો. કોઈ કોઈ વાર ઠરાવ (બીલ) હાલની માફક ત્રણ વાર પસાર કરવામાં આવે તો હાજરીમાં કોરમ થાય છે કે નહિ તે જોવાતું. ઓછી સંખ્યાએ કરેલો ઠરાવ ગેરકાયદે ગણાતો. અમુક સભાઓમાં હાજરી આપવીજ પડતી. સર્વાનુમતે ઠરાવ પસાર થાય તો મતગણત્રીમાં શલાકા–અગર ટિકિટો પણ વપરાતી. મત ગણનાર શલાકા ગ્રાહક કહેવાતો., અને તે પ્રમાણિક, નિર્ભય અને નિર્લોભી હોવાનું જરૂરી મનાતું. તકરારો લંબાય નહિ તે માટે કલોઝરના નિયમો વપરાતા. ગેરહાજર સભાસદના "પ્રોક્સી" થી મત લેવાતા. કમિટીની સબ કમિટીઓ પણ હતી.

---

# મુંબઈની કોન્ફરન્સ પછી—

**પો**તાને માટે ફેડરેશનમાં ભળવું કેટલે અંશે યોગ્યાયોગ્ય છે, તે જ્યારે મુંબઈમાં નરેશોની અને પ્રધાનોની પરિષદ મળી ત્યારે રાજકર્તાઓએ પોતાના મનમાં જે હતું તે સ્પષ્ટ કહી નાંખ્યું છે. મુંબઈમાં પરિષદ મળી તે પહેલાં ગ્વાલીયરમા પણ એક રાજ-મંત્રીઓની પરિષદ મળી હતી. તેમાં પ્રવેશપત્રના મુસદ્દા પરત્વે ખૂબ વિચારણા ચાલી હતી. અને ત્યાર પછી એજ વિચારણાને સુઘટિત સ્વરૂપ આપવા લગભગ ૫૦ જેટલા નાના મોટા નરેશો અને એટલાંજ બીજાં રાજ્યોના પ્રતિનિધિ મંત્રીઓએ એકત્ર થઈ નીચેની મતલબે નિર્ણય કર્યો છે.

The Conference of Princes and Ministers Assembled at Bombay, having considered the Revised Draft of Instrument of Accession and the connected papers resolves--

That the terms on the basis of which accession is offered are fundamentally unsatisfactory in the directions indicated in the Report of the Hydari Committee of Ministers and confirmed by the recommendations of the Gwalior Conference and are therefore unacceptable.

At the same time, Conference Records its belief that it could not be the intention of His Majesty's Government to close the door on an All-India Federation.

અર્થાત્ કે જે શરતોથી ફેડરેશનમાં સંલગ્ન કરવાનું રાજાઓને કહેવામાં આવે છે તે શરતો મુખ્યત્વે અસંતોષકારક હોવાથી અસ્વીકાર્ય છે. આનો સ્પષ્ટ અર્થ એ થયો કે દેશી રાજ્યનો મોટો ભાગ, સાર્વભૌમસત્તાએ પ્રવેશ પત્રમાં જે શરતો નિર્દિષ્ટ કરી છે, તે શરતો પ્રમાણે પોતાને પ્રાપ્ત થયેલા હક્ક પ્રમાણે બ્રિટિશ હિંદની સાથે ફેડરેશનમાં ભળવા ખુશી નથી. રાજ્યોને માટે વળી મતભેદની કાંઈ એક એજ બાબતો નથી, પરન્તુ તેઓના કરારી હકો સંબંધી, તેમના આંતરિક વહીવટ સંબંધી, તેમજ રાજ્યોની આર્થિક બાબતો સંબંધી ઘણા પ્રશ્નો પરત્વે મતભેદ છે. રાજકર્તાઓએ ઉપર્યુક્ત બાબતો પરત્વે જે મુદ્દાઓ ઉપસ્થિત કર્યા છે તે મુદ્દાઓ એવા છે કે જેનો કોઈ પણ ફેડરલ તંત્રમાં ઉકેલ કર્યા વગર છૂટકો જ નથી. જેમાં રાજાઓને પોતાની અનિશ્ચિત સ્થિતિ લાગે છે એવા હાલના ફેડરલ બંધારણમાં નરેશોને જે સલામતીઓ આપવામાં આવી છે તે અપૂર્ણ છે અને એમનું સ્થાયી સ્વાતંત્ર્ય જળવાઈ રહે એવી એમાંથી કશી ખાત્રી મળતી નથી એમ લગભગ બધા રાજકર્તાઓ માને છે, અને તેવી માન્યતાથી દોરવાઈ ને જ રાજા સાહેબોએ ઉપર પ્રમાણે મુંબઈમાં નિર્ણય કર્યો છે.

આ નિર્ણય થયા પછી એમ કહેવામાં આવ્યું હતું કે નિઝામ, ગ્વોલિયર, ત્રાવણકોર વગેરે રાજ્યોએ પ્રવેશપત્રનો સ્વીકાર કર્યો છે, પરન્તુ એ હકીકત ખરી નથી. ઉલટું આ વર્ગનાં રાજ્યોના કેટલાક રાજાસાહેબોએ તો યથાર્થ રીતે આ નિર્ણય જળવાઈ રહે અને કોઇ વ્યક્તિગત રાજ્ય તેમાથી ચલિત થાય નહીં એ માટે ઘણો પ્રયાસ કર્યો છે. ખરેખર આવા પ્રકારનું વિધાન કેટલાકને ગંભીર અને અકસ્માતિક લાગે પરન્તુ જેઓ ઘણા વખતથી ફેડરેશન પરત્વે રાજકર્તાઓના વ્યક્તિગત અભિપ્રાયની માહિતીવાળા છે તેમને કાંઇ આશ્ચર્ય લાગશે નહીં. મુંબઈમાં જે કોન્ફરન્સ ભરાઈ હતી તે કોન્ફરન્સના પ્રમુખ નરેન્દ્ર મંડળના ચાન્સેલર મહારાજા જામસાહેબ હતા. તેઓશ્રીના માનમાં મુંબઇના પ્રોગ્રેસીવ ગ્રુપ તરફથી એક મધ્યાહ્ન ભોજનનો સમારમ્ભ યોજવામાં આવ્યો હતો, તે પ્રસંગે મહારાજા જામસાહેબે, મુંબઈ કોન્ફરન્સે કરેલા આ નિર્ણય સંબંધી સ્પષ્ટ રીતે કહ્યું હતું કે "આથી રાજાસાહેબો કોઈ ને કાંઇ ભય બતાવતા નથી, તેમ સાર્વભૌમસત્તા પાસેથી વધારે પડતી છૂટ છાટો લેવા માટે કાંઈ સટ્ટો કરતા નથી." મતલબ કે રાજાઓએ પ્રવેશપત્રની કલમો ઉપર લંબાણપૂર્વક ધીરજથી વિચાર કર્યો છે અને મુંબઈમાં તેમણે સર્વાનુમતે જે ઠરાવ કર્યો છે તે ઉપરથી માત્ર એટલું જ સૂચિત થાય છે કે જે શરતોથી ફેડરેશનમાં જોડાવાનું તેમને કહેવામાં આવે છે તે શરતો તેમને માન્ય નથી. મુંબઈ કોન્ફરન્સ પછી મહારાજા જામસાહેબ તુરતમાં વાઇસરોય સાહેબને મળવા ગયા હતા. એટલે સંભવ છે કે આ કોન્ફરન્સે પસાર કરેલા ઠરાવ પરત્વે એમણે ચર્ચા કરી હોય. આ મુલાકાતનું એક પ્રત્યક્ષ પરિણામ તો એ આવ્યું કે પ્રવેશપત્રના ઉત્તરો તા. ૧૫ મી જુલાઇ પહેલાં દરેક રાજ્યે સરકારના રાજદ્દારી ખાતાને સુપ્રત કરી દેવાના હતા, તેને બદલે સપ્ટેમ્બર મહીના સુધી એ મર્યાદા વધારવામાં આવી. એટલે હવે આ મુદત દરમિયાન રાજા સાહેબોએ એક નિશ્ચય તો અવશ્ય કરી નાંખવો જોઈએ કે તેઓને માટે ફેડરેશન શક્ય છે કે નહીં? જો કે ઘણા રાજા સાહેબોએ અત્યાર પહેલાં કહ્યું છે કે, "હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં ફેડરેશન સિવાય બીજો આદર્શ નથી, પરન્તુ તેના અમલનો સમય હજી બરાબર આવ્યો નથી." અને તેનું મુખ્ય કારણ તો એ જ છે કે આ પ્રયોગને અમલમાં મૂકવા બ્રિટિશ પ્રાંતો કે દેશી રાજ્યો બેમાંથી કોઇ તૈયાર નથી, તેમ બેમાંથી એકેયની તેનો અમલ થાય એવી ઇચ્છાપણ નથી. બંને વિભાગોના જુદા જુદા સ્વાર્થો છતાં ફેડરેશનના અસ્વીકારની બાબતમાં તેઓ પરસ્પર સંમત છે. તેમ છતાં જો હિંદુસ્તાનમાં ફેડરલતંત્ર દાખલ કરવામાં આવશે તો અમને લાગે છે રાજકીય મુશ્કેલીઓને આમંત્રણ આપવા જેવા સંયોગો ઉભા થશે.

હિંદી સરકારના બંધારણના ૧૯૩૫ ના કાયદામાં જે પ્રમાણે ફેડરલ તંત્રનું આલેખન કરવામાં આવ્યું છે, તેનો દ્રઢતાપૂર્વક વિરોધ કરવાનું કોંગ્રેસના માનવંતા અગ્રણીઓએ ધાર્યું છે. મુસ્લીમલીગ જે હિંદમાં એક અગત્યની રાજદ્વારી સંસ્થા છે અને મુસ્લીમોના રાજદ્વારી હકનું રક્ષણ કરવા તત્પર રહે છે તેનો પણ ફીડરલ તંત્ર સામે (જો કે કોંગ્રેસ કરતાં જુદા દ્રષ્ટિબિંદુથી) વિરોધ છે. જ્યારે રાજા સાહેબોનો વિરોધ, આ બન્ને સંસ્થાઓ કરતાં જુદા ધોરણ ઉપર રચાયેલો છે. ગમે તેમ હોય પણ કોંગ્રેસ, મુસ્લીમલીગ કે નરેશો, જેનો દરેકનો સ્વાર્થ ભિન્ન ભિન્ન છે તે પૈકી કોઈ પણ એક ફીડરલ તંત્રને આવકાર આપવા ઉત્સુક નથી. અને જ્યારે આ પ્રમાણે સ્થિતિ અને સંયોગો છે, ત્યારે સ્વાભાવિક છે કે ફેડરેશનની આખી યોજનાને સફળતા મળે તે કરતાં તેને નિષ્ફળ જવાના સંયોગો વિશેષ છે.

હાલના વાઇસરોય સાહેબ લોર્ડ લીન્લીથગો સહાનુભુતિ ધરાવનારા વાઇસરોય છે અને પોતે હીંદમાં રહે તે દરમિયાન ફેડરેશનની આ વહીવટી યોજનાનો અમલ થઈ જાય એવી એમની તીવ્ર ઇચ્છા છે, પરન્તુ સંયોગો પ્રતિકૂળ છે. રાજાસાહેબો, કોંગ્રેસ કે મુસ્લીમલીગ-આ સર્વના પ્રયત્ન એ યોજનાને ક્ષીણવીર્ય કરી નાખવાના હોય એમ દેખાઇ આવે છે.

ઉપર પ્રમાણે ત્રિવિધ વિરોધમાંથી પણ સંભવ છે કે લોર્ડ લીન્લીથગો જેવો અલ્પભાષી વાઇસરોય કાંઇક મધ્યસ્થ માર્ગ શોધી કહાડત. પરન્તુ યુરોપમાં હાલમાં ચાલુ થયેલા યુદ્ધ પ્રતિ એકાગ્રતા સચવાઈ રહે, પરસ્પર મત ઐક્ય જળવાઈ રહે તથા એક સામાન્ય ધ્યેય પ્રતિ સર્વનું સમાન લક્ષ રહે એટલા માટે હાલ તુરત ફેડરેશનનો પ્રશ્ન મુલતવી રાખવાનું ના. વાઇસરોય સાહેબે જાહેર કર્યું છે. એમની આ જાહેરાત તાજના પ્રતિનિધિ તરીકે છે, તેઓ સાહેબે કહ્યું છે, કેઃ-

"I will add only one word more, in regard to our Federal preparations. Those preparations, as you are aware, are well advanced, and great labour has been lavished on them in the last three years. Federation remains as before the objective of His Majesty's Government, but you will understand, gentlemen, without any elaborate exposition on my part. The compulsion of the present international situation, and the fact that given the necessity for concenctating on the emergency that confronts us. We have no choice but to hold in suspense the work in connection with preparations for Federation, while retaining Federation as our objective."

આ ઉપરથી એટલું સ્પષ્ટ છે, કે ફેડરેશનનો સવાલ અત્યારે-આ યુદ્ધ કાળમાં-હવે ચર્ચાવાનો સંભવ નથી. કદાચ હંમેશને માટે મુલતવી રહે તો પણ આશ્ચર્ય નહીં. જો કે અત્યારે તો સર્વ-કોઈનું લક્ષ ભિન્ન ભિન્ન સ્વાર્થ છતાં પણ યુરોપીય યુદ્ધ પ્રતિ છે. ત્યારે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ફેડરેશનનું પુનર્વિધાન થાય ત્યાં સુધી આ બંધારણીય મહા પ્રશ્નને અંગે કયો માર્ગ સ્વીકારવો હિતાવહ છે? જેઓ વ્યવહારૂ દ્રષ્ટિએ આ બાબતનો વિચાર કરે છે, તેઓ તો એવો જ મત ધરાવે કે અત્યારે જે પ્રમાણે ચાલે છે તેમ ચાલવા દેવું. બ્રિટિશ હિંદના પ્રાંતોમાં પ્રાંતિક સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે, ત્યાં તેનો વ્યવહાર બરાબર રીતે થયા કરે, રાજા સાહેબો પ્રજાને સંતોષતા રહી, ડહાપણથી અને ન્યાયથી તંત્ર ચલાવે, તથા વહીવટમાં પ્રજાને યોગ્યતા પ્રમાણે ભાગ લેવાની તક મળે એવા લોકશાસનના ધોરણે સુધારા કરે એ ઇચ્છવા યોગ્ય છે. કેટલાંક રાજ્યોમાં તો લોકશાસનનાં તત્વો પ્રવેશ કરી ચૂક્યાં છે અને

રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર હોવું જોઈએ એ સિદ્ધાંતનો સ્વીકાર પણ કરવામાં આવ્યો છે. છતાં પ્રાંતિક વહીવટમાં અને દેશી રાજ્યોમાં હજી ઘણું કરવાનું બાકી છે.

કોંગ્રેસ અત્યારે સમગ્ર હિંદની એક બલિષ્ટ રાજદ્વારી સંસ્થા છે. લોકોના મોટા ભાગની એ સંસ્થા ઉપર શ્રદ્ધા પણ છે ફેડરેશનનું પુનર્વિધાન કરવામાં આવે તે પહેલાં કોંગ્રેસે દેશના પ્રબલ રાજકીય પક્ષ તરીકે હિંદુ-મુસ્લીમ પ્રશ્નનો અને દેશની બીજી લઘુમતિયોનો સંતોષપ્રદ નીવેડો લાવવા ઉગ્ર પ્રયત્ન કરવો જોઈએ. જ્યારે બીજી બાજુ જે પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષનાં પ્રધાન મડળો છે તે પ્રાંતોમાં રાજ્યનીતિની પ્રચલિત પ્રથાનુસાર પ્રાંતિક તંત્ર સારી રીતે ચાલે એવી સતત કાળજી રાખ્યા કરવી જોઈએ. અને એમ કરતાં પ્રાંતિક તેમજ, પ્રાંતો પ્રાંતો વચ્ચેના મતભેદો દૂર કરી નાંખવાં જોઈએ. આટલું કર્યા સિવાય ફેડરેશન માત્ર એક પ્રકારની ભ્રમણા જ રહેશે. દેશમાં જેઓ મુસ્લીમ અગ્રેસરો છે, તેઓનું પણ કર્તવ્ય છે, કે હિંદની કોમી એકતા કરવા અને સાચવી રાખવા તેમણે તનતોડ પ્રયત્ન કરવો જોઈએ. નજીવા મતભેદોને મહત્વ આપવું ન જોઈએ અને રાષ્ટ્રીય અસ્મિતાને પ્રાધાન્ય આપવું જોઈએ.

બંગાળા, સિંધ, આસામ અને પંજાબમાં બહુધા મુસ્લીમ બહુમતિની પ્રધાન મંડળો ઉપર અસર છે. આ પ્રાંતોમાં હિંદુઓ મુસ્લીમો તરફ શકાની નજરથી જુએ છે. બીજાં પ્રાંતોમાં જ્યાં મુસ્લીમ બહુમતિની અસર નથી ત્યાં આ કરતાં ઉલટ સ્થિતિ છે. અમને લાગે છે કે આ બધુ અનિષ્ટ દૂર કરવું જોઈએ. એટલુંજ નહીં, ભવિષ્યમાં પણ બન્ને મિત્ર કોમો પરસ્પર શાંતિ ભરી વર્તણૂક રાખે એવો તેઓની વચ્ચે ગાઢ સબંધ રખાવવા પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી કરીને દેશના રાજકીય બંધારણના ઘડતરમાં આ સંબંધ ભવિષ્યમાં લાભકારક થઈ પડે. બ્રિટિશ હિંદના રાજદ્વારી આગેવાનોએ આટલા માટે થોડો સમય ફેડરેશનને કે એની ચર્ચાને ભૂલી જવું જોઈએ અને બીજા જે અસંખ્ય પ્રશ્નો બીનં ઉકેલ રહ્યાં છે તે તરફ ખરા દીલથી ધ્યાન આપવું જોઈએ.

બ્રિટિશ હિંદના રાજદ્વારી આગેવાનો જ્યારે દેશની આબાદીનો અને એકતા સાધવાનો પ્રયત્ન કરશે ત્યારે તેની તત્કાલ અસર રાજાઓ ઉપર થશે. તેઓ પણ રાજ્યકારોબારમાં બંધારણીય સુધારા દાખલ કરવાનું મન ઉપર લેશે. એમણે લેવું જોઈએ. રાજકર્તાઓ, આ સંબંધમાં પોતાની જવાબદારી શું છે તે યથાર્થ સમજે છે. અને રાજા સાહેબો સામે, જ્યાં ત્યાંથી થતા વિરોધ છતાં એટલું અવશ્ય કહેવું જોઈએ કે ઘણાં ખરા મોટાં રાજ્યોમાં તો અત્યારે ભાગ્યેજ કોઈ એવો રાજા હશે કે જેણે પોતાની પ્રજાનું હિત અને પ્રજાની સેવા ઉત્તમ રીતે કયા પ્રકારે થાય તેનો વિચાર નહીં કર્યો હોય! વડોદરા, ત્રાવણકોર, ગ્વાલીયર, કાશ્મીર વગેરે રાજ્યોમાં લોકશાસનના સિદ્ધાંતનો વ્યવહારૂ રીતે અંગિકાર કરવામાં આવ્યો છે. અને મતદારનું ધોરણ વિસ્તૃત કરવામા આવ્યું છે. ગુજરાત અને કાઠિયાવાડનાં ઘણાં રાજ્યોમાં પણ જ્યાં શક્ય હોય ત્યાં લોકશાસનનો સિદ્ધાંત પ્રવિષ્ટ થતો જાય છે, એટલે અમને લાગે છે કે જ્યારે બ્રિટિશ હિંદના પ્રાંતો પોતાની અંદર અંદરના આતરિક સવાલોનો નીકાલ કરી નાખશે તે પહેલાં દેશી રાજ્યોએ લોકશાસનના ધોરણે ઘણી બંધારણીય પ્રગતિ કરી હશે, અને જ્યારે રાજાઓને ખાત્રી થશે કે બ્રિટિશ હિંદના રાજદ્વારી આગેવાનો પોતાને પ્રાપ્ત થયેલી રાજદ્વારી સત્તા યોગ્ય રીતે વાપરે છે, અને દેશી રાજ્યો તરફ સહાનુભુતિથી જુએ છે, ત્યારે તેઓ સ્વેચ્છાપૂર્વક આવશ્યક સ્વાર્થ ત્યાગ કરીને પણ-ફેડરેશનમાં જોડાશે.

હાલની પ્રાંતિક સરકારનાં કામો તેમજ બ્રિટિશ હિંદના રાજદ્વારી આગેવાનોના અવારનવાર થતા ભાષણો ઉપરથી રાજાસાહેબોને લેશ પણ એવી ખાત્રી નથી મળતી કે કોંગ્રેસની બહુમતી ધરાવનારી ફેડરલ સરકારમાં તેઓને યોગ્ય ન્યાય મળી શકશે. પ્રાંતોમાં તત્કાલ થયેલા કેટલાક કાયદાઓ ઉપરથી

અને લઘુમતિના હિતો તરફ રહેતા દુર્લક્ષ ઉપરથી રાજાઓ ઉલટ એમ માનતા થયા છે. કે ફેડરલ તંત્રમા એમનું હિત સચવાવાનું નથી. એમ પણ કહેવાયું છે કે "સાર્વભૌમસત્તાના આશ્રય નીચે હવે ઝાઝીવાર, રાજાઓ રક્ષણ મેળવી શકશે એમ આશા તેઓએ રાખવી જોઈએ નહીં." બ્રિટિશ હિંદનો પ્રબળ રાજદ્વારી પક્ષ દેશી રાજ્યોના કરારોનું કેટલુ મૂલ્ય આકે છે તેનું આ શબ્દોથી માપ નીકળે છે. અને આવી પરિસ્થિતિમાં રાજાઓ પોતાના હકોની સલામતી માટે માગણી કરે કે તે માટે દબાણ કરે તેમા બહુ આશ્ચર્ય નથી સિવાય કે તેઓની ઈચ્છા વિરૂદ્ધ તેમને ફેડરલ તંત્રમા ધકેલી દેવામા આવે! પણ જો રાજ્યો સાથેના કરારો અને તેના સ્થાયી હકો સચવાઈ રહે, તો રાજાઓ સમગ્ર હિન્દના સયુક્ત તંત્રમા જોડાવા ખુશી છે. અગર જો નરેન્દ્ર મંડળના ચાન્સેલરે મુંબઈ કોન્ફરસના ઠરાવમા તેમજ ત્યાર પછી તેઓએ જે ભાષણો કર્યા છે, તેમા આ અગત્યના મુદ્દાનો ઉલ્લેખ કર્યો નથી, પરંતુ રાજાઓની વિચારણામા આ પ્રશ્ન પ્રધાન સ્થાને છે જામસાહેબે કહ્યુ હતુ કે "પ્રજાની વધતી જતી ન્યાયી જરૂરીઆતોને પહોચી વળવા માટે પોતાના સાધનોનો વિકાસ કરીને નાણાં મેળવવાનો અને પોતાના હકો સુરક્ષિત રહે તે માટે રાજા સાહેબો ઘણા આતુર છે" હવે જો તેઓને પ્રામાણિકપણે એમ લાગતું હોય કે બ્રિટિશ હિંદની સાથે રાજ્ય બંધારણમાં જોડાવાથી તેમના હકોનો ઈન્કાર કરવામાં આવશે અને તેથી પરિણામે દેશીરાજ્યોની પ્રજાને પણ આર્થિક રીતે સહન કરવુ પડશે તો તેઓ ફેડરેશનમાં જોડાવાની વિવેકપૂર્વક ના પાડી શકે છે. આ સંબધમાં કોંગ્રેસને સતુષ્ટ કરવા રાજકર્તાઓ ઉપર એમની ઈચ્છા વિરૂદ્ધ દબાણ કરી ફેડરેશનમાં જોડાવા કોઈ પક્ષે આગ્રહ ન કરવો જોઇએ ફેડરેશનની યોજના ગમે તેટલી સુઘટિત હોય તો પણ હાલના સમયમા તેનો અમલ કરવો અવ્યવહારૂ છે. અને તે અવ્યવહારૂતાના નિમિત્ત એકલા રાજાઓનેજ ગણવા એ પણ વાસ્તવિક નથી. સાર્વભૌમસત્તા કે જે રાજાઓ ઉપર અસર કરી શકે એમ છે તેને માટે પણ સારામા સારો માર્ગ તો એ છે કે જ્યા સુધી રાજાઓની ઇચ્છા ન હોય ત્યા સુધી ફેડરેશનમાં જોડાવાનુ એમની સ્વેચ્છા ઉપર રાખવુ જોઇએ. અને રાજાઓ પોતાના રાજ્યમા લોકસંતોષ મેળવી શકે એવા, રાજકીય સુધારા કરે, એ કાર્યમા તેઓને પ્રોત્સાહન આપવુ જોઇએ એટલું જ નહીં પણ જે રાજ્યોમા, સાર્વભૌમસત્તાએ વારંવાર કહ્યા છતા સુધારાનો અમલ ન થતો હોય તે રાજ્યોમાં એવા સુધારા લોકોની શક્તિ અનુસાર તત્કાળ દાખલ થાય તેને માટે પ્રયત્ન કરવો જોઈએ તથા તે માટે અમલી પગલાં પણ ભરવા જોઇએ. એમ કરતા જો રાજાઓ તરફથી કોઈ પ્રત્યવાય ઉભો કરવામા આવે તો આ સત્તાએ, પોતાની સાર્વભૌમ પણાની સત્તાનો ઉપયોગ કરવો એ જરૂરનુ છે. રાજા સાહેબોની ફરજ છે, કે જે પ્રજામા એમને શાસન કરવુ છે તે પ્રજાને સંતુષ્ટ રાખવી. અને પોતાની ઈચ્છા કરતાં પ્રજાની ઇચ્છાનો પ્રથમ વિચાર કરવો.

એક અબ્બાસી.

# રાજ્ય બંધારણનો ખરડો

[ અત્યારે દેશીરાજ્યોમાં,—એના બંધારણમાં લોકશાસનના સિદ્ધાંતોનો સ્વીકાર કરાવવાના સતત પ્રયત્નો થાય છે. રાજકર્તાઓમાં એક વર્ગ એવો છે, કે આ માટે શંકાશીલ છે. આવા મતભેદના કારણે કેટલાક રાજ્યોમાં અનિચ્છનીય પ્રસંગો કે તોફાનો થવાના દાખલા બન્યા છે જેના મૂળમાં બંધારણીય પ્રશ્ન પરત્વે મતભિન્નતા સિવાય બીજું કાંઈ નથી. આવા સંયોગોમાં કેવળ સમાધાનની દૃષ્ટિથી લોકશાસનના સિદ્ધાંતને સ્પર્શતો બંધારણનો એક ખરડો અમે આ નીચે પ્રકટ કરીએ છીએ. વાચકોને એની અપૂર્ણતા સહજ નજરે પડે એવી છે. રાજકર્તાના હસ્તક તેમાં વિશાળ સત્તાની સોંપણી કરવામાં આવી છે, એ અત્યારના યુગમાં અસ્વીકાર્ય થઈ પડે એવું છે. પરંતુ જો વાંચનારાઓ તેમજ ઉદ્દામમત ધરાવનારાઓ એની વ્યવહારૂતા ધ્યાનમાં લેશે તો લાગશે કે હાલની સ્થિતિ કે સંયોગોમાં આ ખરડામાં છે એવા પ્રકારની બંધારણની મર્યાદા હોવી આવશ્યક છે. લોકશાસનમાં શ્રદ્ધાવાળાઓને તો એમાંથી કાંઈ સંતોષ પ્રાપ્ત થાય એવું નથી, એ અમારા લક્ષ બહાર રહ્યું નથી; છતાં પણ જે સ્વરૂપમાં આ ખરડો છે એ સ્વરૂપજ દેશીરાજ્યોની હાલની સ્થિતિમાં અમને ઇષ્ટ લાગ્યું છે. સાથે સાથે તેમાંથી બંધારણીય વિકાસ કરી શકાય એવી ગોઠવણ રાખવામાં આવી છે. "ડાયર્કી"ના સિદ્ધાંતને આ ખરડામાં પ્રાધાન્ય આપવામાં જો કે નથી આવ્યું છતાં પણ કોઈ રાજ્યને અમુક ખાતા પરત્વેની લોકોને સોંપણી કરવી હોય તો તે કરી શકે એવું તત્વ આ ખરડામાં વાંચનારાઓ જોઈ શકશે. રાજકર્તાના વર્ચસ્વનો સ્વીકાર છતાં પ્રજાને પણ લાગે કે તેઓ રાજ્યતંત્રમાં યોગ્ય રીતે હીસ્સો ધરાવે છે એવી શુદ્ધ બુદ્ધિથી આ મુસદ્દો ઘડાયો છે. અને અમે આશા રાખીએ છીએ કે દેશી રાજ્યો પોતાના નવા તંત્રની ઘડતર વખતે આ ખરડાને ધ્યાનમાં લે. તંત્રી. ]

---

હેતુ:—રાજ્યને અંગે કાયદાઓમાં સુધારો કરવા અને રાજ્યની પ્રજા પોતાની જવાબદારી સમજી નરેશની છત્રછાયા નીચે રાજ્ય વહીવટમાં ક્રમે ક્રમે યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે એવી જરૂર જણાતાં નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે.

**પ્રસ્તાવના**

૧. આ કાયદાનું નામ ઈ. સ........ની સાલનો રાજ્યનો કાયદો કહેવાશે.

૨. આ કાયદાનો અમલ આખા રાજ્યમાં થશે.

૩. હાલમાં નરેશની× સત્તા નીચે રાજ્યમાં જે પ્રદેશ છે, તે તથા નરેશના નામે જે પ્રદેશ ઉપર હાલમાં વહીવટ ચાલે છે તે પ્રદેશના અંગના સર્વાધિકારો, સત્તા તથા હકુમત ભૂતકાળની માફક નરેશ જેમનાં તેમ ભોગવશે, સિવાય આ કાયદામાં બીજી રીતે કહેવામાં આવ્યું હોય અથવા નરેશ તરફથી સૂચન કરવામાં આવ્યું હોય.

**કારોબારી વહીવટ**

૪. આ કાયદાની કલમોને અનુસરીને નરેશ પોતાના દીવાન+ મારફત રાજ્યની સર્વ કારોબારી સત્તા ભોગવશે. પણ આ કાયદામાં એવું કાંઈ નથી

---

× અહીં મહારાજા, નવાબ સાહેબ, ઠાકોર સાહેબ, દરબારશ્રી, પંતપ્રધાન, સચીવ વગેરેમાંથી યથોચિત શબ્દ મૂકવો.

+ જો દ્વિશાસન પદ્ધતિ (ડાયર્કી) ને સ્વીકારવાના સંયોગો હોય તો "દીવાન" શબ્દ પછી "અને પ્રધાન" મૂકવું.

કે જે રાજ્યના તાબાના બીજા અધિકારીઓએ ઉપર એમના કામકાજના અંગે ધારાસભા અટકાયત કરી શકે અથવા રાજ્યની કોઇ અદાલતના કાયદા અન્વયે ન્યાયાધીશે, અથવા રાજ્યના અધિકારીએ અથવા કોઈ સ્થાનિક સત્તાએ જે કામો સુપ્રત કર્યા હોય તે કામો અને તેના અંગની સત્તા દીવાન નહીં ભોગવી શકે.

૫. (અ) દીવાનની નીમણુંક મહારાજા કરશે અને તેઓ નક્કી કરે એ શરતો પ્રમાણે એટલી મુદત સુધી તે દીવાનપદે રહેશે.

(બ) આ કાયદા પ્રમાણે દીવાન ઉપર રાજ્યની જે ફરજો નાંખવામાં આવી હોય અને તેને જે સત્તા સુપ્રત કરવામાં આવી હોય તેનો અમલ તે મહારાજાના તાબામાં રહીને કરશે તથા મહારાજા જે પ્રમાણે સૂચનાઓ કરશે તે પ્રમાણે વર્તશે.

૬. આ કાયદાની કલમોને આધારે રાજ્યના ચાલુ કાયદાઓ સંબંધી ઉત્પન્ન થયેલા પ્રશ્નો દીવાન સમક્ષ રજુ થશે

૭. આ કાયદાની કલમોના આધારે જો મહારાજાને યોગ્ય લાગે તો દીવાનની સાથે વિચારણા કરીને નીચે માટે ગોઠવણ કરે.

અ. અમુક બાબતોના ખર્ચ સંબંધી ચર્ચા કરવાની, અને–

બ. એ માટે કેટલી રકમ રાખવી તે નક્કી કરવાની.

૮. રાજ્યની કારોબારી સત્તાનાં કામો સરલતાથી અને ઝડપથી થાય એટલા માટે મહારાજા હુકમો અને નિયમો કરશે. ખાસ કરીને આ કાયદામાં જે બાબતોનો ઉલ્લેખ કર્યો હોય તેવી રાજ્યના વહીવટને લગતી બધી બાબતો મહારાજા આગળ દીવાન પેશ કરશે. તેમ મહારાજ જે બાબતો સબંધી માહિતી માગે તે આપશે.

૯. એક ખાતાને અંગે મંજુર રહેલી રકમ દીવાનની સંમતિ વગર બીજા ખાતા માટે વાપરી શકાશે નહીં.

૧૦. આ કાયદામાં નિર્દિષ્ટ ન કરી હોય એવી નીમણુંકો, બઢતી વગેરેના સંબંધમાં કયા ધોરણે અને કયા નિયમો મુજબ કરવું તે મહારાજા નક્કી કરશે.

૧૧. આ કાયદામાં વાપરેલા (મહારાજા કે દરબાર કે ઠાકોર) શબ્દનો અર્થ આ કાયદાની કલમો પ્રમાણે મહારાજાથી ભોગવાતી રાજ્યની કારોબારી સત્તા છે.

૧૨. આ રાજ્યની કારોબારી સત્તાના બધા હુકમો, સૂચનાપત્રો એ દરબારે કર્યા છે એમ કહેવાશે અને તેને મહારાજાની સૂચના મુજબ અનુમતિ મળશે.

૧૩. આવા હુકમો અને સૂચનાપત્રો રાજ્યની કારોબારી સત્તાએ નથી કર્યા તે કારણે તેની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન કરવામાં આવશે નહીં.

૧૪. હાઈકોર્ટના ન્યાયમૂર્તિ થવાની યોગ્યતા ધરાવનાર વ્યક્તિની રાજ્યના "એડવોકેટ જનરલ" તરીકે મહારાજા નીમણુંક કરશે.

૧૫. એડવોકેટ જનરલને મહારાજાએ ન્યાયની જે ફરજો સુપ્રત કરી હોય તે માટે અથવા તો જેને માટે તેને પૂછવામાં આવે તેવી બધી ફરજો અદા કરવાને માટે અને ન્યાયની બાબતોમાં દરબારને સલાહ આપવાની તેની ફરજ રહેશે. આ ફરજો અદા કરવામાં રાજ્યની બધી કોર્ટોમાં તેને કામ ચલાવવાનો અધિકાર રહેશે.

૧૬. મહારાજા નક્કી કરે તે મહેનતાણું એડવોકેટ જનરલને મળશે અને મહારાજાની ઇચ્છા હશે ત્યાં સુધી તે નોકરીમાં રહેશે.

### ધારાસભા

૧૭. મહારાજાની સર્વોપરિ સત્તા નીચે રાજ્યની એક ધારાસભા બનશે.

૧૮. ધારાસભા દીવાન (સંખ્યા)[1] સભ્યોની બનશે. આ સભ્યો પૈકી ... સભ્યો ચુટાયેલા અને

---

૧. આ સંખ્યામાં સ્થાનિક સંયોગો, કેળવણી, યોગ્યતા, વગેરેને અનુસરી ફેરફાર કરી શકાય.

અને ૧|૩ સભ્યો ધારાધોરણ પ્રમાણે મહારાજા નિયુક્ત કરશે.

સિવાય અમુક બીલ ધારાસભામાં દાખલ દાખલ કરવામાં આવ્યું હોય અથવા કરવાનું હોય તે માટે તે બીલના વિષયનો વિશિષ્ટ અનુભવ તથા જ્ઞાન ધરાવનારા બે વિશેષ સભ્યોને નિયુક્ત કરવાની મહારાજાને સત્તા રહેશે. આ સભ્યોને, જ્યાં સુધી આ બીલ ચાલુ હોય ત્યાં સુધી ધારાસભાના બીજા સભ્યોની માફક બધા હક્કો રહેશે. અને તેઓ વિશેષ સભ્યો કહેવાશે.

૧૯. એડવોકેટ જનરલને ધારાસભાની કાર્યવાહીમાં ભાગ લેવાનો અથવા તો જે સમિતિ કે ઉપસમિતિમાં તે સભ્ય હોય તેમાં ચર્ચા કરવાનો અધિકાર રહેશે. માત્ર મત આપવાનો તેનો અધિકાર નહીં રહે.

૨૦. પ્રત્યેક ધારાસભા તેની પ્રથમ બેઠકની તારીખથી ત્રણ વર્ષ સુધી ચાલુ રહેશે. સિવાય કે:-

- અ. મહારાજાને ખાસ સયોગોમાં યોગ્ય લાગે તો આ ધારાસભાની મુદત વખતો વખત વધારવામાં આવે, અથવા તો
- બ. મહારાજા કોઈપણ વખતે ધારાસભાને બરખાસ્ત કરે.

૨૧. (૧) આ કાયદાની કલમોની મર્યાદામાં રહી નીચેની બાબતોના સંબધી નિયમો કરીને મહારાજાની સંમતિથી દીવાન ગોઠવણ કરે.

- અ. આ કાયદા પ્રમાણે ચુંટણી માટે મતદાર મંડળો રચવા સંબધી.
- બ. ચુંટણીઓને માટે પ્રાદેશિક મતદાર વિભાગ અને બીજા મતદાર સંઘોમા મત યોગ્યતા નક્કી કરવા સંબધી,
- ક. ધારાસભાના સભ્ય થવાની યોગ્યતા ઠરાવવા સંબધી,
- ડ. આ કાયદા પ્રમાણે ચુટણીની અને મત આપવાની પદ્ધતિ અને મતપત્રકો નક્કી કરવા સબધી,
- ઇ. ચુટણી વખતે ઉમેદવારોને ખર્ચ થાય તે સંબધી,
- ફ. ચુંટણીમાં ગેરરીતી કે બીજા ગુના સંબંધી,
- ગ. ચુટણીના સબંધમાં કાંઈ તકરાર અથવા મતભેદ ઉભાં થાય તેના નિર્ણય સંબંધી,
- હ ધારાસભામાં નિયુક્ત સભ્યોની મુદત સબંધી,
- આઇ કઈ શરતોએ અને કયા ધોરણે ધારાસભામાં સભ્યોની નિયુક્તિ કરવામાં આવશે તે સંબધી,
- જે ધારાસભામાં ખાલી પડેલી જગ્યા કે જગ્યાએ પૂરવા સબંધી, અને
- કે. ઉપરની બાબતો સિવાયની બીજી કોઈ પણ બાબત સંબંધી, અને

(૨) હવે પછીની કલમની ઉપકલમમાં, સભ્યો તરીકેની બીનલાયકાત દર્શાવી છે તેમાની કોઈપણ બીનલાયકાત ધારાસભાનો કોઈપણ સભ્ય ધરાવતો હોય અથવા તો કોઇ સભ્ય, દીવાનને પોતાની જગ્યાનું રાજીનામું આપે તો તેની જગ્યા ખાલી પડી કહેવાશે.

લાગલાગટ ચાર મહીના સુધી જો કોઇપણ સભ્ય, સભ્ય તરીકેની તેને જે ફરજો બજાવવાની છે તે ન બજાવી શકે તેમ હોય તો, તેની જગ્યા ખાલી પડેલી ગણાશે.

૨૨. ધારાસભાના સભ્ય થવાને માટે અને ચુંટાવા માટે અમુક વ્યક્તિ બીન લાયકાત ઠરશે જો તે,

અ (૧) મ્યુનિસિપાલિટી અથવા એવી બીજી કોઈ પણ સ્થાનિક સંસ્થા અથવા રાજ્યમાં નોકરી કરતો હોય, (આ અપવાદ દરબાર નિયુક્ત સભ્યોને લાગુ પડશે નહીં અને અમુક વ્યક્તિ નોકરી કરે છે કે નહીં તેના અંગે આ કલમની રૂએ પ્રશ્ન ઉભો થશે તો તે સંબંધી દીવાનનો નિર્ણય છેવટનો ગણાશે.)

(૨) ૨૫ વરસની અંદરનો હોય,

(૩) તે રાજ્યનો અથવા બ્રિટિશ હિંદનો વતની ન હોય,

(૪) તે અસ્થિર ચિત્તનો હોય અને તેને એ રીતે કોર્ટે જાહેર કર્યો હોય,

(૫) કોર્ટથી તે નાદાર ઠરેલો હોય,

(૬) તેને ગુન્હેગાર ઠરાવ્યો હોય,

(૭) ચુટણીમાં તેણે ગેરરીતી ચલાવી હોય જેથી રાજ્ય અને બ્રિટિશ હિંદના આ માટેના કાયદાથી ધારાસભાના સભ્ય થવાને તેને નાલાયક ઠરાવી ગુન્હેગાર ગણવામાં આવ્યો હોય તો તે આ કાયદાની કલમોમાં જણાવ્યું હોય તેટલી મુદત માટે બીન-લાયકાત રહેશે.

(૮) જો તે બ્રિટિશ હિંદ અને રાજ્યની કોર્ટમાં અમુક ગુન્હા માટે ગુન્હેગાર ઠર્યો હોય અને બે વર્ષ કરતાં ઓછી નહીં એવી સજા તેને થઈ હોય તો તે બીન લાયકાત રહેશે. પણ તે છૂટો થયા પછી અમુક ખાસ કેસમાં મહારાજા નક્કી કરે તે પ્રમાણે પાંચ વરસ અથવા તે કરતાં ઓછી મુદત વીત્યા પછી તે લાયક ઠરશે.

(૯) જો તે ધારાસભા માટે ઉમેદવાર હોય કે ચુંટણી એજન્ટ હોય અને આ કાયદાને અંગે કરેલા નિયમો પ્રમાણે ચુંટણીનો ખર્ચ રજુ કરવામાં તે નિષ્ફળ જાય તો બીનલાયકાત ઠરશે સિવાય કે જે તારીખે તે ખર્ચ રજુ કરવાનો હોય તે તારીખથી પાંચ વરસ પસાર થાય અથવા તો મહારાજા આ પ્રકારની તેની બીનલાયકાત દૂર કરે.

(ક્ષ) કોઈપણ ફોજદારી ગુન્હા માટે કોઈ માણસ સજા ભોગવતો હોય તે દરમ્યાન તે ધારાસભાના સભ્ય તરીકે ચુંટાવાને યોગ્ય ઠરશે નહીં

(ક) આ કલમની પેટા કલમ ( ક્ષ ૭-૮ )થી ધારાસભાનો ચાલુ સભ્ય જો બીન-લાયકાત ઠરે તો તે તારીખથી ત્રણ મહીના સુધી તેની બેઠક ખાલી પડી છે એમ જાહેર કરવામા નહીં આવે. આ ત્રણ મહીનામા જો તેને થયેલી સજા માટે તેણે અપીલ કરી હોય તો તે અપીલનો જ્યાં સુધી ચૂકાદો ન આવ્યો હોય ત્યાં સુધી પણ જાહેર કરવામાં નહીં આવે. આ સમય દરમ્યાન તેનું સભ્યપણું રહ્યા છતાં ધારાસભામાં બેસવાનો કે મત આપવાનો તેને અધિકાર રહેશે નહીં.

૨૩. (૧) ધારાસભાની પહેલી બેઠક અને છેલ્લી બેઠક વચ્ચે બાર મહીના ન થાય એ રીતે દર વરસે ઓછામાં ઓછી એક વખત ધારાસભાની બેઠક ના. મહારાજા બોલાવશે,

(૨) આ કલમ પ્રમાણે મહારાજા પોતાને યોગ્ય લાગે તેવે વખતે અને જગ્યાએ ધારા-સભા બોલાવશે અથવા મુલતવી રાખશે.

૨૪. આ કાયદાના પરિશિષ્ટમાં દર્શાવવામાં આવેલ છે તે રૂપમાં ધારાસભાનો દરેક સભ્ય, પોતાની બેઠક લીધા પહેલાં પ્રમુખ આગળ અથવા તો પ્રમુખથી નિયુક્ત થયેલ કોઈપણ વ્યક્તિ આગળ સોગન લેશે.

૨૫. (૧) હોદ્દાની રૂએ દીવાન ધારાસભાના પ્રમુખ રહેશે.

(૨) ધારાસભા પોતાનો ઉપપ્રમુખ પસંદ કરશે. અને તેની જગ્યા ખાલી હોય તે વખતે ધારાસભાના સભ્યોમાંથી બીજો ઉપપ્રમુખ પસંદ કરશે.

(૩) આ સભ્ય કે જે ઉપપ્રમુખની પદવી ઉપર હોય, તે જો ધારાસભાનો સભ્ય મટી જાય અથવા કોઈપણ વખતે તે પોતાની જગ્યાનું રાજીનામું દીવાનને પેશ કરે અથવા ધારાસભાના જેટલા સભ્યો હોય તેટલા સભ્યોમાંથી બહુમતીથી તેના હોદ્દા ઉપરથી દૂર કરવાનો ઠરાવ કરવામાં આવે તો ઉપપ્રમુખની જગ્યા ખાલી પડશે.પણ આવો કોઈ પણ ઠરાવ ૧૪ દિવસની નોટીસ વગર લાવવા દેવામાં આવશે નહીં.

(૪) ધારાસભાના પ્રમુખની ગેરહાજરી દરમિયાન ઉપપ્રમુખ અથવા ઉપપ્રમુખ પણ ગેરહાજર હોય તો કામકાજના નિયમાનુસાર કોઈપણ વ્યક્તિ, જેને ધારાસભા નક્કી કરે તે પ્રમુખ તરીકે કામ કરશે.

(૫) ધારાસભાના નિયમો પ્રમાણે ઉપપ્રમુખને પગાર આપવામાં આવશે પણ જ્યાં સુધી ધારાસભા નક્કી ન કરે ત્યાં સુધી મહારાજા નક્કી કરે તે પ્રમાણે પગાર આપવામાં આવશે

૨૬. (૧) ઉપરની કલમના(પેટા કલમ ૫ સિવાયના) બધા પ્રશ્નોનો નિર્ણય ધારાસભાના જે સભ્યો હાજર રહેશે તેમની બહુમતી (પ્રમુખના મત સિવાય) થી થશે. પણ પ્રમુખ અથવા તેની જગ્યાએ કામ કરનાર વ્યક્તિ જો બન્ને બાજુ સરખા મત થશે તો પોતાનો ખાસ મત આપશે.

(૨) કોઇ સભ્યની જગ્યા ખાલી હોય છતાં ધારાસભાને કાર્યવાહી ચલાવવાનો અધિકાર રહેશે. એ કાર્યવાહી કાયદેસર ગણાશે. જો કે પાછળથી એમ જણાય કે અમુક વ્યક્તિને ધારાસભામાં બેસવાનો કે મત આપવાનો અધિકાર ન હતો, છતાં પણ તેણે કાર્યવાહીમાં ભાગ લીધો હતો તો પણ.

(૩) ધારાસભાની બેઠક દરમિયાન કોઈ પણ વખતે ધારાસભામાં ⅓ સભ્યો કરતાં ઓછા સભ્યો હાજર હશે તો તેવે વખતે પ્રમુખ અથવા તેને સ્થાને જે કામ કરતા હોય તેણે ધારાસભાની બેઠક બીજા દિવસ ઉપર મુલતવી રાખવી અથવા તો જ્યાં સુધી ⅓ ભાગના સભ્યો હાજર ન થાય ત્યાં સુધી મુલતવી રાખવી.

નોંધઃ—ધારાસભાના ૧૭ સભ્યો હોય તો તેનો ⅓, ૪ અને ૧૮ કે ૧૯ હોય તો તેના ⅓. ૫ ગણવા.

૨૭. જ્યારે કોઇ પણ વ્યક્તિ ધારાસભામાં બેસવા તથા મત આપવા માટે અયોગ્ય ઠરેલ હોય અથવા સભ્યપણા માટે નાલાયક ઠરેલ હોય અથવા આ કાયદાની કલમ ૨૨ (૭–૮) પ્રમાણે તેનો મત આપવાનો કે ધારાસભામાં બેસવાનો અધિકાર લઈ લેવામાં આવ્યો હોય છતાં પણ તે ધારાસભામાં બેઠેલ હોય કે તેણે મત આપ્યો હોય તો તેની પાસેથી દર બાર રૂ. ૧૦૦ સુધી દંડ વસુલ કરશે.

૨૮ (૧) ધારાસભાના સભ્યોને આ કાયદાની કલમોને અનુસરીને અને ધારાસભાની કાર્યવાહી માટેના વટ હુકમો તથા નિયમોના આધારે ધારાસભામાં વાણી સ્વાતંત્ર્ય રહેશે, તેમ ધારાસભાની કાર્યવાહીમાં ભાગ લેવાને લાયક એવા કોઇ પણ સભ્ય અથવા વ્યક્તિએ કાંઈ પણ કહ્યું હોય અથવા તો ધારાસભાની કોઇ ઉપસમિતિમાં કાંઈ કહ્યું હોય કે મત આપ્યો હોય તો તે સંબંધમાં તેની સામે અદાલતમાં કામ ચલાવવામાં આવશે નહીં, તેમ કોઇ પણ વ્યક્તિ ધારાસભાની સત્તાની નીચે કોઇ પણ જાતના પ્રકાશન માટે, હકીકત પ્રસિદ્ધ માટે અથવા તો કાર્યવાહીના અહેવાલ માટે કે મત માટે ગુન્હેગાર ઠરશે નહીં.

(૨) ધારાસભાની બીજી બધી બાબતોની કાર્યવહીમાં ભાગ લેવાને જેઓ યોગ્ય છે તે સભ્યો કે વ્યક્તિના હકો વખતોવખત જે પ્રમાણે ધારાસભા કાયદા મુજબ નક્કી કરશે તે પ્રમાણે રહેશે.

(૩) આ કાયદામાં કાંઈ પણ એવું નથી કે જેનો અર્થ એમ કરવામાં આવે કે ધારાસભાને પોતાની મેળે અદાલતનો દરજ્જો

મળે છે, અથવા તો ધારાસભાની કોઈ પણ ઉપસમિતિઓને, અધિકારીઓને એ દરજ્જે કે શીસ્તપાલન કરાવવાની સત્તા મળે છે. સિવાય કે જે કોઈ પણ વ્યક્તિએ વટહુકમો અને નિયમોનો ભંગ કર્યો હોય અથવા તો તે મનસ્વીપણે વર્તેલ હોય તો તેવી વ્યક્તિને કાઢી મૂકવાની સત્તા પ્રાપ્ત થાય છે.

૨૯. ધારાસભાના સભ્યોને એલાઉન્સ મળવા સંબંધી વખતો વખત ધારાસભા જે કાયદાઓ કરે તે કાયદામાં દર્શાવ્યા પ્રમાણે એલાઉન્સ મળશે. અને જ્યાંસુધી એ પ્રમાણે નક્કી ન થયું હોય ત્યાં સુધી આ કાયદામાં તે માટેના જે નિયમો હોય તે પ્રમાણે મળશે.

૨૯(૧) આ કાયદાની કલમોની મર્યાદામાં રહીને આ રાજ્યની ધારાસભા આખા રાજ્ય માટે અથવા તો તેના કોઈ પણ ભાગ માટે અને ત્યાં રહેતી પ્રજા માટે મહારાજાને નામે કાયદાઓ કરી શકશે.

(૨) નીચેની બાબતોને અસર કરે તેવા કાયદાઓ અથવા તો તે સંબંધમાં કોઇ પણ બીલ, સુધારો દરખાસ્ત કે ઠરાવ કે પ્રશ્ન કે કાંઇપ્રવૃત્તિ થઇ શકશે નહીં.

અ. રાજકુટુંબ સંબંધી.

બ. મહારાજાના તાજ સાથેના સબંધો કે પરરાજ્યોના નરેશો સાથેના કે રાજ્યો સાથેના સંબધો સંબંધી.

ક. કરારોથી નક્કી થયેલી બાબતો સંબંધી, અને જે અત્યારે અમલમાં હોય એવા પરસ્પરના કરારો કે એ પછી તાજ સાથે કે બીજાં રાજ્યો સાથે જે નવા કરારો કરવામાં આવે તે સંબંધી.

ડ. ફોજદારી ગુન્હાના એક્સ્ટ્રાડીશન સંબંધી,

ઇ. યુરોપીયન બ્રિટિશ સબ્જેક્ટસ સંબંધી,

ફ. મહારાજાના લશ્કર સંબંધી,

ગ. પોતાની ફરજો અદા કરવાની હાઈકોર્ટના કોઈ પણ જડજની વર્તણુંક સંબંધી,

હ. ચલણી નાણાં સંબંધી,

આઇ. રાજ્યની ધર્માદાને લગતી બાબતો કે દરબારના અંકુશ નીચે અથવા તાબામાં જે ધર્માદા સંસ્થાઓ હોય તે સંબંધી,

જે. ભાયાતો અને તેના કુટુંબ સંબંધી,

કે. આ કાયદાની કલમો સંબંધી,

એલ. રાજ્યના ટ્રસ્ટ ફંડો, અનામતો, બેન્ક સંબંધી કે આ બધાંની વ્યવસ્થા કે ઉપયોગ સંબંધી,

એમ. મહારાજા કે રાજ્યકુટુંબના અંગત ખર્ચ સંબંધી.

૩૦. નીચે જણાવેલી બાબતો સંબંધી મહારાજાની પ્રથમ મંજુરી મેળવ્યા સિવાય કોઈ પણ બીલ કે સુધારો ધારાસભામાં દાખલ થઈ શકશે નહીં.

અ. રાજ્યની મહેસુલને લગતું અથવા તો એવું બીજું કાંઈ હોય કે જેથી રાજ્યની મહેસુલ ઉપર અસર થતી હોય એમ લાગે તે સંબંધી,

બ. મહારાજાની પ્રજાના કોઇપણ વર્ગના ધર્મ, ધાર્મિક હકો અથવા ધાર્મિક રૂઢિઓ સંબંધી,

ક. મહારાજાએ પોતાની સત્તાની રૂએ કોઈ પણ હુકમ, જાહેરાત કે કાયદો કર્યો હોય તે સંબંધી.

ડ. ધારાસભાના સભ્યોના હકો સંબંધી,

૩૧. ધારાસભામાં કોઇ બીલ દાખલ કરવામાં આવ્યું હોય, દાખલ થવાનું હોય અથવા તો તે બીલના અંગેની કોઈ કલમ સંબંધી બાબત હોય, અથવા તે બીલમાં કાંઈ સુધારો લાવવામાં આવ્યો હોય કે લાવવાનો હોય કે જેની ચર્ચાથી દીવાનને એમ લાગે કે રાજ્યની અથવા રાજ્યના કોઈ પણ ભાગની સુલેહ શાંતિ અને સહીસલામતને તે અસર થશે તો તેવા બીલ, તેવી કલમ અને તેવા સુધારા પરત્વે

પંવાહી ન થાય અથવા તે સંબંધી આગળ કાંઈ ર્યા ન ચાલે તે પ્રમાણે દીવાન સૂચના કરશે અને સૂચનાનો અમલ કરવામાં આવશે.

૩૨(૧) જ્યારે કોઈ પણ બીલ ધારાસભાએ પસાર કર્યું હોય ત્યારે તે બીલ મહારાજાની મંજુરી માટે પેશ કરતાં પહેલાં દીવાન, ધારાસભાને આખું બીલ અથવા તો તેનો કોઈ પણ ભાગ સુધારાઓ સાથે ભલામણ સહિત ફરી વિચારણા માટે પરત કરી શકાશે.

(૨) જ્યારે એક બીલ ધારાસભાએ પસાર કર્યું હોય અને ફરી વિચારણાને માટે દીવાને તે પાછું મોકલ્યું ન હોય તો તે મહારાજાની મંજુરી માટે રજુ કરવામાં આવશે. અને તે રાજ્યના ગેઝેટ માર્ફત પ્રસિદ્ધ કરીને તેની મંજુરી યા નામંજુરી જાહેર કરવામાં આવશે.

(૩) ઉપરની પેટા કલમ ૨ પ્રમાણે બીલને મંજુરી મળ્યા પછી તે કાયદો થશે.

૩૩(૧) હવે પછી આ કાયદામાં જેને નાણાં સંબંધી વાર્ષિક પત્રક કહેવામાં આવશે તેમાં રાજ્યની આવક તથા ખર્ચનો અંદાજ ધારાસભા સમક્ષ દરેક વરસે મૂકવામાં આવશે. અને દરબારને દર વરસે જે નાણાં જોતાં હશે તે અંગેની દરખાસ્તો ધારાસભા આગળ રજુ કરવામાં આવશે. આ રીતે માગવામાં આવેલી આખી રકમ કે તેનો ભાગ કે ખર્ચની કોઈપણ બાબત સંબંધી મંજુરી યા નામંજુરી આપવાની ધારાસભાને સત્તા છે. સિવાય કે તેમાં નીચેની બાબતોનો સમાવેશ નહીં થાય.

(અ) રાજકર્તાના અંગત ખર્ચ સંબંધી ખર્ચનો જે અંદાજ બતાવવામાં આવ્યો હોય તે સંબંધી.

(બ) કોઈ ખાતાના ખર્ચ પરત્વે જો દીવાનને એમ લાગે કે ખાતાના વહીવટી લાભ માટે તે ખર્ચની જરૂર છે તો ધારાસભાએ તે રકમની નામંજુરી આપી હોય તો પણ તે રકમને મંજુરી પ્રાપ્ત થઇ છે એ પ્રમાણે ગણવાની દરબારને સત્તા રહેશે.

(ક) કોઈ ખર્ચ કોઈ ખાતાનો વહીવટ ચલાવવા માટે જરૂરનો હોય અને રાજ્યની સહીસલામતી તથા શાંતિ માટે મહારાજાને તેની જરૂર લાગે તો ખાસ કેસ તરીકે તે ખર્ચ કરવાની મહારાજાને સત્તા રહેશે.

(ઙ) દરબારની ભલામણ સિવાય કોઈ પણ દરખાસ્તથી કર નંખાતો હોય, નાણાંની ધીરધાર સંબંધી નિયમન થતું હોય, અથવા તો રાજ્યની આર્થિક જવાબદારીઓને તેથી અસર થતી હોય તો તે દરખાસ્ત ધારાસભામાં દાખલ કરવા દેવામાં નહીં આવે.

(ઇ) દરબારની ભલામણ સિવાય કોઈ પણ કામ માટેના ખાસ ખર્ચની દરખાસ્ત.

(૨) રાજ્યની મહેસુલને અસર કરે તેવા ખર્ચનાં નીચે જણાવેલાં ખાતાંઓ સંબંધી ધારાસભા સમક્ષ દરખાસ્તો લાવવાની જરૂર રહેશે નહીં.

(અ) આ કાયદાની ૨૯ મી કલમની પેટા કલમ ૨ મુજબ ધારાસભાની સત્તા મર્યાદા બહારની ખર્ચની જે બાબતો નિર્દિષ્ટ કરવામાં આવી છે તે સંબંધી,

(બ) ઉપર કહેલી કલમની પેટા કલમ ક માં આવતી બાબતો સંબંધી (ક) કોઈ પણ કાયદા નીચે જે ખર્ચ જરૂરનું હોય તે સંબંધી (ઙ) દરબારના નિયમો પ્રમાણે અથવા મહારાજાની મંજુરીથી

કે મહારાજાએ આપેલાં પેન્શનો ગ્રેજ્યુએટી સંબંધી (ઇ) મહારાજા વખતો-વખત જે પગારો અને વિશેષવેતનો ઠરાવે તે સંબંધી (ફ). લોન રીઝર્વ ફંડો ઉપરના વ્યાજ સંબંધી (જે) મહારાજાએ પોતે કરેલાં અથવા તો મહારાજાની મંજુરીથી થયેલાં ભરણાં, જે ધર્માદા કે બીજા કોઇ પણ પ્રકારનાં હોય (હ) જે ખર્ચને દીવાને રાજદ્વારી ખર્ચમાં ગણ્યો હોય.

ઉપર કહેલી બાબતોને કોઈ પણ પ્રશ્ન અસર કરે છે કે કેમ તે સંબંધી મત ઉભો થાય તો તે માટે દીવાનનો નિર્ણય છેવટનો ગણાશે.

૩૪(૧) દીવાન પોતાની સહીથી નીચેની બાબતોનાં પરિશિષ્ટો સત્તાવાર ઠરાવશે.

(અ) ઉપર કલમની પેટા કલમ (૧) પ્રમાણે ધારાસભાએ જે ખર્ચ ખાસ મંજુર કર્યો હોય તે ખર્ચની બાબત (બ) એ કલમની પેટા કલમ (૧ બ) પ્રમાણે જે ખર્ચ ખાસ મંજુર કરવામાં આવ્યો હોય તે ખર્ચ માટેની જુદી જુદી રકમો અથવા એ કલમની પેટા કલમ ૨ માં જણાવેલા ખર્ચની રકમોની બાબતો.

(૨) આ કાયદાની હવે પછીની કલમોની મર્યાદામાં રહીને ઉપર જણાવેલાં પરિશિષ્ટોમાં જ્યાંસુધી કોઈ પણ ખર્ચની રકમ બતાવવામાં ન આવી હોય અને દીવાને સત્તાવાર ન ઠરાવી હોય ત્યાંસુધી તે ખર્ચ કરી શકાશે નહિ.

૩૫. કોઈ પણ હિસાબી વરસને માટે જે બજેટ હોય તે કરતાં વિશેષ ખર્ચ કરવાની દરબારને જરૂરીઆત લાગે તો દરબાર આવા ખર્ચનું અંદાજે નાણાંપત્રક ધારાસભા આગળ વધારાના ખર્ચ તરીકે રજુ કરશે અને વાર્ષિક હિસાબી વરસના નાણાંપત્રકના અંગના આ કાયદાના જે નિયમો છે તે, આવા વધારાના ખર્ચના નાણાં પત્રકને પણ લાગુ પડશે. સિવાય મહારાજા પોતે કલમ ૩૩ (૧ ક) પ્રમાણે કોઈ પણ ખર્ચ મંજુર કરે અથવા તો જે ખર્ચ હિસાબી વરસ માટે મંજુર થઈ ગયો હોય તે ઉપરાંત આ કાયદાની ૩૪.મી કલમની પેટા કલમ ૨ માં જણાવેલા ખર્ચ સંબધી મહારાજાએ મંજુરી આપી હોય તો આવી બધી રકમો દીવાન પોતે પોતાની સહીથી એક પત્રકમાં દર્શાવીને સત્તાવાર ઠરાવી શકશે અને રાજ્યની આવકમાંથી આ બધો ખર્ચ કરવાની તેને સત્તા મળશે.

૩૬(૧) દીવાન પોતે વખતોવખત આ ભાગની કલમોના અમલ માટે અને ખાસ કરીને ધારાસભાના કામકાજ માટેના નિયમો કરશે, ઉપરાંત પ્રમુખ અને ઉપપ્રમુખની ગેરહાજરીમાં જે વ્યકિત કિંવા વ્યક્તિઓ એઓના સ્થાને આવે તે સંબંધી નિયમો કરશે. અને આ કાયદાની કલમો પ્રમાણે જે વિષયોની ચર્ચા અને પ્રશ્નો સંબંધી પ્રતિબંધ મૂકવા જેવું હશે તે સંબંધી નિયમન કરશે.

(૨) આ કલમના નિયમોમાં જે બાબતોનો સમાવેશ ન થતો હોય તેવી બાબતો સંબંધી ધારાસભામાં શું રીતિ ગ્રહણ કરવી તેના અંગેના તથા ધારાસભાના કામકાજની રીતિનાં વટ હુકમો ધારાસભા વારવાર કરશે. પહેલા વટ હુકમો દીવાન પોતે કરશે. પણ જો ધારાસભાને તેમાં ફેરફાર કરવાની જરૂર લાગે તો તે દીવાનની સંમતિથી થઇ શકશે.

(૩) ઉપર કહ્યા પ્રમાણે થયેલો કોઈ પણ વટ હુકમ આ કલમમાં દર્શાવેલા નિયમોથી વિરૂદ્ધ હોય તો તે માન્ય નહીં રહી શકે. (અપૂર્ણ)

# માનસની વિવિધતા

પ્રત્યેક મનુષ્યનું માનસ એની સગતિ ઉપરથી જણાય છે. એની નિત્ય પ્રવૃત્તિ, એના વિચારો, એની એની વાણી અને એનું વાચન-લેખન જેવા પ્રકારનાં હોય એવું એનું માનસ હોય છે. સમાનધર્મી મનુષ્યો જેમ પરસ્પર તદ્રુપ થાય છે, તેમ વિધર્મી (વિરૂદ્ધ સ્વભાવ-ગુણવાળા) મનુષ્ય સામાજીક વ્યવહારમાં એક બીજાથી આઘા જવા પ્રયત્ન કરે છે. શાંતપણે જીવન ગાળવા ઈચ્છનાર નાગરિક જેમ બંડખોરોથી અલગ રહેવા ઈચ્છે છે તેમ. અને જો કદાચ તેઓ એકત્ર થઈ જાય છે તો એક બીજાને રોગી લાગ્યા કરે છે. જે મનુષ્યનુ માનસ નિર્મળ હોય છે અને જેની બુદ્ધિ સત્યનિષ્ટાને વળગેલી રહ્યા કરે છે એવા મનુષ્યને પેલા બીજાનો પરિચય મનોવ્યથા કર્યા કરે છે અને પોતે વ્યાધિગ્રસ્ત હોય એમ એને લાગ્યા કરે છે. શરીરમાં જેમ રોગ દાખલ થાય છે, અને એનો ઉપાય કરવો કર્તવ્ય છે તથા રોગથી જેમ મનુષ્યનું શરીર ક્ષીણ થાય છે તેમ. અપ્રિય વ્યક્તિના કે વસ્તુના સતત પરિચયથી પણ શરીર ઉપર ઘૃણાજન્ય અસર થાય છે. અને તેથી પણ શરીર ક્ષીણતા પામે છે તથા મન મલિન બને છે. આપણી બાહ્યેંદ્રિયો કરતાં, આંતરેંદ્રિયોને આ અસરનુ સત્વર જ્ઞાન થાય છે. પરંતુ તે આચારમૂઢ હોઈ બાહ્યેંદ્રિયોને આધીન હોવાથી તેમજ ધૈર્ય, વિવેક, સૌજન્યાદિ ગુણોના અવલબનથી અનિચ્છનીય પ્રસગોની અસરને તે નિષ્ક્રિય કરી શકતી નથી. કોઈવાર સંયોગવશાત સાધુપુરુષને દુષ્ટ માનસનો પરિચય થતાં એનો દુર્નિવાર કરવા તે પોતાની રીતે પ્રયત્નશીલ રહે છે. એમાં તે કોઈવાર સફળતા તો કોઈ વાર નિષ્ફળતા મેળવે છે. આથી આવા પુરુષો જો શક્ય હોય તો એકાંતવાસ સ્વીકારે છે.

એક મનુષ્ય હલકો છે કે ભારે છે તે સંબંધી જગતનો વ્યવહાર એક સરખા માપવાળો નથી. સામાન્યતઃ ઉચ્ચ દરજ્જાવાળો કે શ્રીમત મનુષ્ય ભારે ગણાય છે. દરજ્જો, આવક કે દ્રવ્ય જેમ ઓછાંવત્તાં તેમ મહત્ત્વપણાનું માપ લોકોમાં વત્તુ ઓછું મપાય છે. જગતનો વ્યવહાર સામાન્યતઃ ચાલે એટલા માટે આ ધોરણ—કૃત્રિમ છતાં—યથોચિત છે. પરતુ એથી મનુષ્યની મનોવૃત્તિનું યથાર્થ માપ નીકળી શકતું નથી. ગમે તેવો મનુષ્ય હોય પણ તેનું વાચન કેવા પ્રકારનું છે, કેવાં મનુષ્યોની સંગતમાં અને વાતાવરણમાં તે રહે છે, એને શું પ્રિય અને શુ અપ્રિય છે, મનુષ્યો સાથેનો એનો વ્યવહાર અને વર્તન કેવા છે એ વગેરેના ઉપર એના મનુષ્યત્વનુ માપ નીકળે છે. એક ગૃહસ્થ આવીને કહે કે "મે આટલાં આટલા સારાં કાર્યો કર્યાં, ધરનો ઘસારો ખમ્યો, લોકહિત કરવાનો પ્રયત્ન કર્યો અને બીજાઓએ અયોગ્ય કામો કરી સ્વાર્થ સાધ્યો એનુ શુ?" આ હકીકત સત્ય હોય તો પણ મનુષ્યો સત્કાર્યો કરે, સત્યનિષ્ઠ રહે અને અપરિગ્રહપણે ત્યાગ વૃત્તિનું પરિશીલન કરે એ એને માટે કરે છે. અને એનો ઉત્તર આપવાનો ધર્મ પરમેશ્વરનો છે. મનુષ્ય સારાં કામો કરે - એ પ્રભુ સાથેના તેના કરારનું ફળ છે. એટલે એનું ફળ આપવાની જવાબદારી પ્રભુની છે. બીજાની નહીં. પ્રશ્નના આ સમર્થનથી ઘણાને સંતોષ ન થાય છતાં પારમાર્થિક રીતે તેમાં વધારેમાં વધારે સત્ય છે.

પરતુ જે માણસો વ્યવહારપણાને નજર આગળ રાખી સત્કાર્યો કરે છે એમાં તફાવત છે. અર્થાત્ લોકહિતનાં કામો કરનાર સર્વ કોઈ ઉચ્ચ માનસનાં હોય એવું નથી. ધર્મશાળા કે મંદિર બધાવનાર કરતાં

ધર્મશાળામાં આવી રહેનાર મુસાફર કે મંદિરમાં દર્શને આવનાર કે દર્શન પ્રવૃત્તિ તરફ ઉદાસીન રહેનાર વ્યક્તિ વિશેષ પવિત્ર માનસવાળી હોય છે. ગ્રંથલેખક કરતાં તેનો વાચક વધારે ઉચ્ચ ભૂમિકાનો હોય છે અને દાતા કરતાં સંયોગાધીન દાનગ્રહણ કરનારનું મન વિશેષ નિર્મળ હોય છે. અથવા તો નાટ્ય પ્રયોગોમાં હરિશ્ચંદ્ર જેવી ઉચ્ચ ભૂમિકાના પાત્ર કરતાં એના દૃષ્ટાઓ જેમ નિસંશય સત્યના તરફ પ્રીતિ પ્રીતિવાળા હોય છે તેમ

મનુષ્યની સંગતિ, તેની દૈનિક પ્રવૃત્તિ અને બીજા સાથેની તેની વર્તણૂક ઉપરથી એના સ્વભાવનું દર્શન થાય છે. એની વાતચીત અને બોલવાની છટા ઉપરથી પણ એના સ્વભાવનું પ્રતિબિંબ ઘણીવાર પ્રકટ થઈ જાય છે. વાણી ચાપલ્યવાળાં મનુષ્યો બીજા ઉપર તત્કાળ છાપ પાડવામાં સફળતા પ્રાપ્ત કરે છે. કેટલાક વક્તાઓ આ કક્ષામાં આવે. જે વાણી ચાપલ્ય, ધર્મ, નીતિ અને વ્યવહાર વિરોધી હોય તે પરિણામે નુકસાનકારક છે. આવા વાણી ચાપલ્યના મોહથી ઘણા દેશો અને રાજ્યો શિથીલ થયા છે કે નાશ પામ્યાં છે અને હજી પામશે.

વાણી એ મનુષ્યનુ આભુષણ છે. જેનાથી તેનો મર્યાદિત વ્યાપાર શોભે છે. વાણીની મંદતા અને ઉગ્રતા બન્ને હાનિકારક છે. વિચાર કરી કાર્ય કરવું એ મનુષ્ય ધર્મ છે પણ વિચારની સાથે મંદતા જડાયેલી હોય તો તે મનુષ્યને મૂઢ બનાવી મૂકે છે અને એ મંદતા ઉગ્રતા કે અવિચારપણાનું સ્વરૂપ લે છે. અવિચારી મનુષ્ય ગતત ચોતરફ ઘેરાયેલો રહે છે. એનાથી કાર્ય ઉકેલ થતો નથી. અને કાર્ય કરતાં, તેના સાફલ્યને બદલે મુશ્કેલીઓ અને વિપરીતતા ઉભાં કરે છે. એમાથી એને અપકીર્તિ પ્રાપ્ત થાય છે.

આટલા માટે શાસ્ત્ર દૃષ્ટાઓએ જીવનમાં સત્સંગતિને પ્રાધાન્ય આપ્યું છે. કારણ કે સંગતિથી જ્ઞાનનો વ્યવહાર દૃઢ થાય છે. અનિચ્છનીય, નીચ-વૃત્તિવાળાં, પ્રીયભાષી, સ્વાર્થી કે દભી મનુષ્યોની સંગતિથી—પરિચયથી જ્ઞાન ભ્રષ્ટ થાય છે. અને તેથી ઉલટ રીતે એવા મનુષ્યને પોતે સર્વજ્ઞ છે એવું મિથ્યા ડહાપણ રહ્યા કરે છે. એ અકાર્યોનો આરંભ કરે છે, એમાંથી અસત્યવાદ આચરે છે અને માનસિક અધઃપાત ભોગવ્યા કરે છે. મનુષ્યે જો સુખમય જીવન વ્યતિત કરવું હોય તો જેમ સત્જ્ઞાન મેળવવું એ મનુષ્ય ધર્મ છે તેમ સત્સંગતિમાં રહેવું એ પણ આવશ્યક છે. લોકોમાં કહેવાય છે, કે મનુષ્ય જેવા શબ્દોચ્ચાર કરે છે એવું એનું જાતિકુલ હોય છે. જન્મે બ્રાહ્મણ, કે વૈશ્ય હોય પણ જો તેનો વાણી વ્યાપાર દુષ્ટ શબ્દોથી પ્રયોજાયેલો હોય તો તે ચાંડાલ વિશેષણને પાત્ર બને છે. અને એટલા માટે જીવનમા શબ્દ વ્યાપારને પણ મહત્વનું સ્થાન છે. શબ્દોનુ પ્રયોજન સયુક્તિક હોવું જોઈએ. નહીં તો અસ્થાને અને અકાળે પ્રયોજાયેલો શિષ્ટ શબ્દ પણ જો કલહ ઉત્પન્ન કરે તો અશિષ્ટ શબ્દ તો શું ન કરે ? જેઓ સત્સંગતિમાં રહેનારા મનુષ્ય છે, જેઓ સતત સદ્વિચાર કર્યા કરે છે અને જેઓ સદ્વર્તન આચર્યા કરે છે તેઓનો શબ્દ વ્યાપાર યોગ્ય અને નિરૂપાધિક હોય છે. ગુણાવગુણની જેમ શબ્દ પણ મનુષ્ય સ્વભાવનું માપક યંત્ર છે. સંગતિની માફક શબ્દની અસર શરીરનાં પરમાણું ઉપર અને જીવન તત્વ ઉપર થાય છે. એની અનિષ્ટ અસરમાંથી બચવા માટે મૌનનો ગુણ કેળવવો એ નિર્ભય માર્ગ છે. સંભાળીને શબ્દોચ્ચાર કરવા કરતાં મૌનની કક્ષા વધારે ઉચ્ચ છે. અને એજ ગ્રાહ્ય છે.

ભદ્ર.

# કાઠિયાવાડની મુલકગીરી

ઇ. સ. ૧૮૦૫ માં ગાયકવાડ સાથે થયેલા કરારની ચોથી કલમમાં એવું ઠરાવવામાં આવેલું કે "સબસીડરી લશ્કરનો કાંઈ ભાગ ખરી જરૂર પડે ત્યારે કાઠિયાવાડમાં જાય પણ ખરી, જરૂર ઉભી થઇ છે કે નહીં તેનો નિર્ણય અંગ્રેજ સરકાર કરે." ત્યાર પછી અંગ્રેજ સરકાર અને ગાયકવાડ વચ્ચે જે નિકટનો સબંધ બંધાયો તે ઉપરથી એટલુ તો સ્પષ્ટ જણાઇ આવ્યું કે મુલકગીરી લશ્કર મોકલી દરસાલ કાઠિયાવાડમાંથી જે જમાબંધી ઉઘરાવવામાં આવે છે તે જમાબંધી ગાયકવાડ સરકારની આવકનું એક મહત્વનું અંગ છે. છેક ઇ. સ. ૧૮૦૨ની સાલથી જમાબંધી ઉઘરાવવાની આ પદ્ધતિ જે માત્ર મરાઠા રાજ્યમાં જ ચાલતી હતી તેના અનિષ્ટ પરિણામ ઉપર અંગ્રેજ સરકારનુ લક્ષ ખેંચાયું. બીજી બધી જાતની વસુલાત કરતાં મુલકગીરીની વસુલાત જુદા પ્રકારની હતી અને તે એ કે જમાનો આંકડો મુકરર થવાનો આધાર તે વખતની સરકારની વસુલ કરવાની શક્તિ ઉપર સવિશેષ હતો. પણ તેનો આધાર તાલુકાની આપવાની શક્તિ ઉપર ન હતો. જમાની વસુલાતમાં જમા આપનાર રાજ્યની આવક ઉપર કશો આધાર રાખવામાં આવતો નહીં, પરન્તુ વધુ કે ઓછો આંકડો નક્કી થવો તે સરકારના બળાબળ ઉપર આધાર હતો. તેમ છતાં મરાઠાઓના રાજ્યમાં મુલકગીરીની પદ્ધતિ સારી રીતે જાણીતી હતી, અને લગભગ બધા વિજયોમાં મરાઠાઓનો પ્રધાન હેતુ દ્રવ્ય સંપાદન કરવાનો હતો. મરાઠા રાજ્યસત્તા એ વિશિષ્ટ રીતે લશ્કરી સત્તા હોવાથી તેને પોતાના સૈન્યને ઉપયોગી સાધનો મેળવવાના પ્રયત્ન સિવાય રાજ્યનો બીજો મુલકી કારભાર ચલાવવાના વહીવટી યત્ની કે ધારાધોરણની દરકાર ન હતી. પોતાના ખાસ અમલની નીચે ઘણાં વર્ષો તાલુકાઓ ગયા પછી તેઓએ જો કે નિયમસર ન્યાયનાં ધારાધોરણ સ્થાપવા પ્રયત્ન કર્યો પરંતુ તે વખતે જે અમલદારના હસ્તક વસુલાતની સત્તા હતી તેને ન્યાયનું કામ સોંપવામાં આવતું. મળમાં તો મુલકગીરીની પદ્ધતિજ તેઓના અપૂર્ણ વિજયને દર્શાવી આપે છે. તો પણ કાળે કરીને તેઓ સ્થાપિત ધારા અને રીત પ્રમાણે વહીવટ ચલાવવા લાગ્યા. જેમકે તાબાનાં પરગણા સરકાર સામે જ્યાં સુધી બળવો ઉઠાવતાં નહીં ત્યાં સુધી મરાઠાઓ દેશમાં વ્યવસ્થા રાખવા કોશીષ કરતા. દરેક તાલુકદાર પોતાના પડોશી રાજ્ય સાથે મરજીમાં આવે તેમ લડાઈ અથવા સલાહ કરતા. માત્ર તેમાં તે એટલુંજ ધ્યાનમાં રાખતો કે તેથી વરિષ્ટ સરકારને કાંઈ અડચણ આવે નહીં. વળી એ પણ એક શીરસ્તો પડી ગયો હતો કે મુલકગીરીનું લશ્કર ફરવા નીકળતું કે તુરત તાલુકદારો વચ્ચેના આવા અંદરોઅંદરના કજીયા બંધ પડી જતા અને દરેક તાલુકદાર પોતાનું લશ્કર પોતાનાં કીલ્લામાં લઇ જતો. મુલકગીરીની મંડળી વસુલ કરવાનું કામ મુખ્ય કરીને તાલુકાની ઉપજ અથવા મિલકતમાંથી ઠરતી. પરંતુ જ્યાં સુધી કોઇ તાલુકદાર સરકારની માગણીની સામે ન થાય ત્યાંસુધી એના શરીરને હાથ અડાડવામાં આવતો નહીં; એવો રિવાજ હતો કે કોઈ તાલુકદારના મુલકમાં લશ્કર દાખલ થાય તે પહેલાં તે તાલુકદાર જો સરકારનું ચુકવણું કરી દે તો તેના ઉપર જુલમ કરવામાં આવતો નહીં, પરન્તુ જો તે સામે થાય તો જ જોર જુલમથી ખંડણી ઉઘરાવવામાં આવતી હતી. વખત જતાં જેમ જેમ મુલકગીરીની સવારીઓ વિશેષ નિયમિત થવા લાગી તેમ તેમ જમાની રકમનો આંકડો વધતો ગયો અને આખરે દેશમાં મરાઠાઓનાં થાણાં સ્થપાયાં. આ

રીતે ગાયકવાડે લાઠી, અમરેલી, લખતર, પાલીતાણા અને કાઠિયાવાડમાં બીજાં સ્થળોએ તેમજ ગુજરાતમાં પોતાના ખાલસા મુલકની સરહદ ઉપર પોતાનાં થાણાં બેસાડયાં.

મુલકગીરીની વસુલાત ઉઘરાવવાની પદ્ધતિમાં દેખીતાં બે એવાં સ્પષ્ટ અનિષ્ટ હતાં, કે જે અંગ્રેજ સરકારથી નીભાવી શકાય એમ ન હતું. એક તો એ કે દેશમાં ન્યાય આપનારી કોઈ સત્તા ન હતી જેથી તાલુકદારોના અંદરો અંદરના ઝઘડાથી દેશ પાયમાલ થતો અને બીજું મુલકગીરી લશ્કરથી દેશને જે બીજું નુકસાન થતું હતું તે વસુલ કરવાની રકમ કરતાં ઘણું વધારે હતું. આટલા માટે જ્યારે કાઠિયાવાડમાં ગાયકવાડના હક સ્થાપિત કરવા, ગાયકવાડની સાથે બ્રિટિશ સરકાર સામેલ થયા ત્યારે તેમને મુખ્યત્વે બે બાબત નક્કી કરવાની હતી. (૧) પ્રાંતમાં વ્યવસ્થા જાળવવી, અને (૨) વારંવાર ફરતી જતી અને વધતી જતી રકમ ગાયકવાડ વસુલ કરતા તેની વસુલાતનો મુકરર આંકડો ઠરાવવો. આ બે બાબત સિવાય રાજાઓ અને તાલુકદારો જે હકો અને હકુમત ભોગવતા તેમજ ગાયકવાડના જે હકો હતા તેમાં બ્રિટિશ સરકારે દરમ્યાનગીરી કરી નથી. ઇ. સ. ૧૮૦૨–૩ માં પેશ્વા અને ગાયકવાડે અંગ્રેજ સરકારને આપેલા ઘોઘા, ધંધુકા, રાણપુર અને ધોળકામાં પણ જમીનદારોને આવીજ સ્વતંત્રતા હતી પરન્તુ પાછળથી તે પ્રગણાંઓમાં સરકારી ધારા ધોરણ દાખલ થવાથી તાલુકદારોની હકુમત નાશ પામી છે, જ્યારે કાઠિયાવાડમાં, તે વખતની રાજ્ય રીતોને અનુસરી જે કોલકરારો થયા તેથી પેશ્વા તથા ગાયકવાડનાં વખતમાં જે પ્રમાણે ચાલતું તે પ્રમાણે હજુ સુધી ચાલ્યું આવે છે. અર્થાત્ કે જે પ્રગણાંઓ અંગ્રેજ સરકારના સીધા વહીવટ તળે આવ્યાં તે પ્રગણાંઓના જેવો વહીવટ કાઠિયાવાડમાં હજી સુધી દાખલ થઈ શકયો નથી.

ઇ. સ. ૧૮૦૩ ના ડીસેમ્બર મહીનામાં ચીતલ, જેતપુર, કુંડલા, જોડીયાબંદર અને મોરબીના રાજાઓએ અંગ્રેજ સરકારની મદદ માગી તથા અમુક શરતથી પોતાનાં સંસ્થાન તેમની દેખરેખ નીચે મુકવા ઇચ્છા દર્શાવી, પરન્તુ કાઠિયાવાડમાં બધા પક્ષોના હકો કેવા પ્રકારના છે, તેમજ આ વખતે ગાયકવાડ સરકાર સાથે ખાસ બંદોબસ્ત થયો ન હતો એટલે રાજાઓનું આ કહેણ સરકારે માન્ય રાખ્યું નહીં. ઈ. સ. ૧૮૦૭ માં અંગ્રેજ અને ગાયકવાડના એકત્ર લશ્કરે કાઠિયાવાડમાં પ્રવેશ કર્યો. આ પહેલાં વડોદરાના રેસીડેન્ટ કર્નલ વોકર અને ગાયકવાડે ૨૯× તાલુકદારો ઉપર કાગળ લખી પોતાનો ઇરાદો તેમાં દર્શાવ્યો. ઘણી જગ્યાએ એ ઇરાદો સ્પષ્ટ રીતે સમજાયો નહીં. કેટલાક એમ સમજ્યા હવે અંગ્રેજ સરકાર તરફથી વસુલાત થવાની છે. જ્યારે બીજા કેટલાક એવું સમજ્યા કે ગાયકવાડનો હક અંગ્રેજ સરકાર લઈ લેશે. અને તેથી તેઓએ અંગ્રેજ સરકારના આધિપત્ય તળે રહેવાની જાહેર રીતે ઇચ્છા દર્શાવી. પરન્તુ કેટલીક મહેનત પછી તેઓ ખરી વસ્તુસ્થિતિ સમજ્યા એટલે સૂચનવામાં આવ્યા પ્રમાણે તેમણે કરારો કરી આપ્યા. કાઠિયાવાડમાં આ પ્રમાણે ખાસ તાલુકદારી હકથી પ્રથમ નક્કી કરેલા ૨૯ તાલુકાને બદલે પછીથી ૧૫૩ તાલુકાઓ સાથે આ રીતે કરારો થયા છે. જે તાલુકાઓમાં વસતી ન હતી તે તાલુકાઓ પાછળથી વસવાથી ૧૫૩ ની સંખ્યામાં આગળ જતાં ઉમેરો થયો છે. કાઠિયાવાડમાં રજપુત રાજવંશો સિવાય બીજા રાજવંશોમાં પિતાની મિલકત પુત્રોમાં વિભક્ત થઇ જવાનો રિવાજ હોવાથી મોટાં રાજ્યો સિવાય

× આ ઓગણત્રીશ તાલુકદારોમા ઝાલાવાડના ૯, ગોહેલવાડના ૪, અને હાલારના ૧૬ હતા. કર્નલ વોકર પોતાના રીપોર્ટમાં ૧૯૨ તાલુકાઓનો ઉલ્લેખ કરે છે પરન્તુ તેણે જમાબંધીનો બંદોબસ્ત ૧૫૩ રાજ્યો સાથે કર્યો છે.

નાના તાલુકાઓ માનમરતબામાં આગળ જતાં ઘટતા ગયા છે, છતાં તેઓને મોટાં રાજ્યોના રાજા જેટલો પોતાનો હક હજી છે એમ કહે છે. અને પોતે જુદી ચૂકવનીના છે એમ દાવો કરે છે.

કર્નલ વોકરે ચલ્લુને માટે બે જાતના દસ્તાવેજી કરારો તાલુકદારો સાથે કર્યા, અને તે દરેકને માટે જુદા જુદા જમાનો લીધા. પહેલી જાતનો દસ્તાવેજ ફેલજામીનખતનો કર્યો છે. જેમાં દેશમાં સલાહ રાખવા અને અંગ્રેજ સરકાર, પેશ્વા અને ગાયકવાડના પ્રગણાના રક્ષણ માટે ફેલજામીનખત કરાવવામાં આવ્યા છે. ફેલજામીનખત ઉપર રાજાના ભાટની * સહી કરાવવામાં આવી છે, અને આ દસ્તાવેજના કરાર પ્રમાણિકદારીથી પાળવામાં આવે એટલા માટે બીજા તાલુકદારને આડજામીન લેવામાં આવેલ છે. (આવા પ્રકારના જામીનોને કાઠિયાવાડમાં સાંકળીપટાના જામીનો કહેવામાં આવે છે) આથી સાંકળની પેઠે દરેક તાલુકદાર પોતાના પાડોશી તાલુકદારને માટે જવાબદાર છે. સિવાય બીજા પ્રકારનો દસ્તાવેજ મુકરર કરેલી જમાબંધીની રકમ ચલ્લુને માટે ભરાય તે માટે છે. અને તેમાં દસ દસ વરસે બદલાય તેવી રીતે દસ દસ વરસના જામીન લીધા છે. જે તાલુકદારો ગાયકવાડ સરકારને જમા ભરતા નહોતા તેની પાસેથી માત્ર પહેલા પ્રકારનો દસ્તાવેજ કરાવવામાં આવ્યો છે. આ દસ્તાવેજો થયા પછી દરેક તાલુકદારને અંગ્રેજ સરકારના જમાનવાળી એક યાદી આપવામાં આવી છે. ૧૮૦૭ ની સાલમાં કાઠિયાવાડમાં જે બંદોબસ્ત થયો તે, તે વખતની વ્યવસ્થાને અનુસરી કરવામાં આવ્યો છે. જેઓની સાથે દસ્તાવેજો થયા છે. તેનું ખરૂં લીસ્ટ કર્નલ વોકરે પોતાના રિપોર્ટમાં જે પત્રકો ટાંકયાં છે તે વગર બીજું નથી. તે આ પ્રમાણે છે.

| નામ. | કર્નલ વોકરે કહેલાં | જે તાલુકાઓ સાથે બંદોબસ્ત થયો તે |
|---|---|---|
| ઝાલાવાડ | ૪૯ | ૪૮ |
| મચ્છુકાંઠો | ૨ | ૧ |
| ગોહેલવાડ | ૩૧ | ૨૯ |
| બરડો | ૧ | ૧ |
| સોરઠ | ૬ | ૩ |
| હાલાર | ૩૫ | ૩૨ |
| કાઠિયાવાડ | ૬૮ | ૩૯ |
| એકંદર | ૧૯૨ | ૧૫૩ |

આ સિવાય મિ. હ્યુજીસ થોમસના કરારોના ગ્રંથના ૨૩૨ મે પાને એક ટીપ આપી છે પણ તે ખરી નથી. એ ટીપ સને ૧૮૪૨માં મુંબાઈ સરકારને આપવામાં આવેલી ટીપ ઉપરથી લેવામાં આવેલ છે ઉપર જે દસ્તાવેજોના પ્રકાર ગણાવ્યા તે સિવાય હાથ ઝલામણીના દસ્તાવેજો કોઈવાર કરવામાં આવ્યા હોય એમ જણાય છે. હાથ ઝલામણીના દસ્તાવેજ અમુક પ્રકારના, દસ્તાવેજ કરી આપવાની કબૂલાત માટે લેવાયા છે. એટલે જ્યારે પાકા દસ્તાવેજો થઈ તેના ઉપર સહી શીક્કા થતા ત્યારે તે રદ કરી તાલુકદારોને પાછા સુપ્રત કરવામા આવતા

આ બધા દસ્તાવેજો કરવામાં આવ્યા ત્યારે કાઠિયાવાડમાં પેશ્વાના હક ઉપર કાંઇ ધ્યાન આપવામાં આવ્યું હોય એમ જણાતું નથી, કાઠિયાવાડની જમાનો હક એ ગાયકવાડનો પોતાનો ન હતો પરંતુ તેમનો તે હક પેશ્વાના ઈજારદાર તરીકે હતો. છતાં બધાં કરારો ગાયકવાડના નામે થયા છે. ચલ્લુને માટે જમાબંધીનો બંદોબસ્ત કરવામાં આવ્યો તેમાં પેશ્વાનો અભિપ્રાય પણ લેવામાં આવ્યો નથી, તેમ

* ભાટ ચારણની કોમ રજપૂતોમાં માનવંત જાતિ ગણાય છે અને તેમના શરીરને પવિત્ર માનવામાં આવે છે, તેથી તેના જામીન લેવામાં આવે છે કે રજપુત, જો વચનભંગ કરે તો આ કોમ પોતાના પ્રાણને ભોગે પણ તેઓની પાસે વચનપાલન કરાવે.

ઇ. સ. ૧૮૧૪માં ગાયકવાડનો ઇજારો પૂરો થયો અને પેશ્વા તથા ગાયકવાડ વચ્ચે તકરાર થઈ અને આખરે ગંગાધર શાસ્ત્રીનું મૃત્યુ થયું ત્યાં સુધી પેશ્વાને આ બાબતના ખબર પણ આપવામાં આવ્યા નથી. આ વખતે પૂનામાં અંગ્રેજ રેસીડેન્ટે પેશ્વાને દસ્તાવેજ કરવાનો મુસદ્દો આપેલ તેમાં આ કરેલા બંદોબસ્તની હકીકત જણાવી કહ્યું હતું કે તમારે તેનું બરાબર પાલન કરવું જોઇએ.

આ દસ્તાવેજોના મુસદ્દામાં એક ભૂલ રહેવા પામી છે અને તે એ કે જુદી ચુકવતીનું દસ્તાવેજ દસ વરસને માટે એમાં કરવામાં આવ્યું છે. જ્યારે જામીનખત દસ વરસ માટે હતાં અને ચુકવતીનો બંદોબસ્ત તો કાયમનો હતો. આ દસ્તાવેજનો ખરડો પેશ્વાએ કબૂલ કર્યો નહીં એટલે તેને બદલે બીજો ખરડો કરવામાં આવ્યો અને તે સંબંધી કેટલીક વાટાઘાટો ચાલી. આ સિવાય બીજા કેટલાક ખરડાઓ પણ પરસ્પર અપાયા પરંતુ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ. આખરે ૧૮૧૭ના તહનામાની ૭ મી કલમથી પેશ્વા સાથેની બધી તકરારોનો અંત આવ્યો. તેમાં પેશ્વાએ કાઠિયાવાડ ઉપરના પોતાના બધા હકો અંગ્રેજ સરકારને સુપ્રત કર્યા. ૧૮૦૨ થી ગાયકવાડ સરકાર સાથે કરાવ થયો છે કે અંગ્રેજ સરકારની સંમતિ વગર એમણે કાઠિયાવાડમા મુલકગીરી લશ્કર મોકલી સીધી રીતે જમા વસુલ કરવી નહિ તે વખતથી કાઠિયાવાડમાં સર્વોપરિ સત્તા અંગ્રેજ સરકારને મળી છે. તો પણ અમરેલી, ધારી, ધાતરવડ, કોડીનાર જે ગાયકવાડ સરકારના ખાલસા વહીવટ નજે હતાં તે ૧૮૦૭ના તહનામા પ્રમાણે અને ઓખામંડળ અંગ્રેજ સરકારે છતી લીધા પછી ૧૮૧૭ ના કરારની ૭ મી કલમ પ્રમાણે ગાયકવાડ સરકાર હસ્તક રહ્યા છે અને અદ્યાપિ છે.

આ દસ્તાવેજો થયા પછી આર્થિક મુશ્કેલીને લીધે ભાઈઓ ભાગની વહેંચણીને અંગે અને પોતાની નિર્બળતાને લીધે કાઠિયાવાડના તાલુકદારો એ કરી આપેલા દસ્તાવેજોનું પાલન કરવાની એમનામાં શક્તિ રહી નહિ, જ્યારે અંગ્રેજોને કે જેમની માર્ફત સલાહ શાંતિના દસ્તાવેજો થયા હતા એમને પેશ્વા અને ગાયકવાડની સાથેના દોસ્તીના હક જાળવી રાખવાની ઇચ્છાથી પોતાની સર્વોપરિ સત્તા સ્થાપવાની તે વખતે ઇચ્છાજ ન હતી. અને તેથી ખુન અને બહારવટાં ચાલુ રહ્યાં. એમ જણાય છે, કે આ અરસામાં બસો જેટલાં બહારવટાં કાઠિયાવાડમાં ચાલુ હતાં એટલે છેવટે અંગ્રેજ સરકારને ખાસ હકુમત સ્થાપ્યા સિવાય અને પોતાની સર્વોપરિ સત્તા અમલમાં મૂક્યા સિવાય બીજો માર્ગ ન હતો. ઇ. સ. ૧૮૨૫ની સાલમાં આ સંબધી બારા તપાસ કરવામાં આવી, એ ઉપરથી અંગ્રેજ સરકારને માલમ પડ્યું કે કાઠિયાવાડના તાલુકદારોની એવી માન્યતા છે કે તે જેઓને ખંડણી આપે છે તેની સર્વોપરિસત્તા છે. એઓની એવી પણ માન્યતા હતી કે વારસાની તકરારનો ફેંસલો કરવાનો, પરરાજ્યના ગુહનેગારને શિક્ષા કરવાનો, બહારવટીઆને પકડી શિક્ષા કરવાનો, સુલેહશાંતિમાં અડચણ કરતા તાલુકદારોને તાબે રાખવાનો અને તાલુકદારોના અંદરોઅંદરના ઝગડામાં દરમિયાનગીરી કરવા વગેરેનો અધિકાર ગાયકવાડ સરકારનો છે. સને ૧૮૩૧ની સાલમાં આખા કાઠિયાવાડની એક ફોજદારી કોર્ટ સ્થાપીપણે પોતાની સર્વોપરિસત્તાને અમલી રૂપ આપ્યું, જેથી તાલુકદારોની ઉપરની માન્યતા દૂર થઈ. ૧૮૫૩ની સાલ સુધી આ કોર્ટના જે ફેંસલાઓ થતા તેના ઉપર મુંબઈ સરકારની મંજુરીની જરૂર રહેતી. પણ ત્યાર પછી—૧૮૫૩ પછી–જુનાગઢ, નવાનગર, ભાવનગર, પોરબંદર અને ધ્રાંગધ્રા, જે રાજ્યો તે વખતે પહેલા વર્ગનાં રાજ્યો ગણાતાં તેમને સરકારની મંજુરી વગર અંગ્રેજ સરકારની રૈયત સિવાય હરકોઈ જણના ખુનના ગુહનાની તપાસ કરવાનો અધિકાર આપવામાં આવ્યો. જ્યારે વાંકાનેર,

મોરબી, રાજકોટ, ગોંડલ, ધ્રોલ, લીંબડી વઢવાણ અને પાલીતાણાને પોતાની રૈયતો ઉપર આ અધિકાર આપવામાં આવ્યો. આ રીતે કાઠિયાવાડમાં કાયદેસર રીતે અંગ્રેજ સરકારની સર્વોપરિસત્તા પેશ્વાને બદલે સ્થાપન થઈ. આ સિવાય ૧૮૨૦થી ૧૮૩૪ સુધીમાં બાળહત્યાને લગતાં, અફીણ વગેરેને લગતાં લખાણો તાલુકદારોએ અંગ્રેજ સરકારની ઇચ્છા પ્રમાણે કરી આપ્યાં. આ લખાણો પણ અંગ્રેજ સરકારની સર્વોપરિસત્તાના સૂચક હતાં એ વિષે શકા નથી.

"દેશી રાજ્ય" ઓફીસ

---

# પૂજ્ય સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીજીની

## વસુલાત ખાતાના અધિકારી તરીકે કરેલી મુસાફરીની હકીકત.

[ પૂજ્ય સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીજીએ પોતાના સ્વર્ગગમન પહેલા વસુલાતી ખાતાના ઉપરી તરીકે ભાવનગર રાજ્યના મહાલોમા અને ગામોમાં જે મુસાફરી કરી હતી તેનો હેવાલ અમે આ નીચે આપીએ છીએ. આ મહાપુરૂષના અંતિમ જીવનનું આ એક અગત્યનું ચિરસ્થાયી પ્રકરણ છે. અને માત્ર અધિકારી વર્ગને જ નહીં પણ હરકોઇને એમાથી શિખામણનો બોધપાઠ મળે એવું છે. તંત્રી ]

૧૯૩૭ના ડીસેમ્બર મહિનામાં ભાવનગર સ્ટેટ કૉંસીલના પ્રેસીડેન્ટ મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણી અને કૉંસીલના સભ્યો દી બા. ત્રિભુવનદાસ કાલિદાસ ત્રિવેદી અને ખા. બા. સ્યાવક્ષ આદરજી ગોધાવાળા, નિવૃત્ત થતાં, રાજ્ય વહીવટમાં કૉંસીલ પદ્ધતિને સ્થાને ના૦ મહારાજાશ્રીએ દીવાન પદ્ધતિ દાખલ કરી, પોતાના દીવાન તરીકે શ્રીયુત અનંતરાય પટ્ટણીની નિયુક્તિ કરી. આના અંગની ફેરફારીમાં વસુલાત ખાતાના અધિકારીની જવાબદારીવાળી જગ્યા ખાલી પડી. એ ખાતાનાં કામો જેવાં કે (૧) ખેડુત કરજ નિવારણ, (૨) ગ્રામ્ય પંચાયત, (૩) નવા કુવા બંધાવવાનું અને જુના કુવા ગળાવવાનું કામ, (૪) ઢોર ઉછેર, (૫) ગ્રામ્યઉદ્યોગ વગેરે કામો વિશેષ સારા પાયા ઉપર મૂકી શકાય એવી ઇચ્છાથી એ ખાતાની જવાબદારી સર પ્રભાશકરને સુપ્રત કરવાની ના૦ મહારાજાશ્રીને ઇચ્છા થઈ. જો એમની તબિયત સારી હોય તો. નામદાર મહારાજાશ્રીનો સર પ્રભાશકરને આ સ્થાને મૂકવામાં એવો પણ હેતુ હોવાનું સંભવિત છે કે આ ખાતાનો અધિકારી વર્ગ—આસિસ્ટંટ વસુલાતી અધિકારીઓ, થાણદારો અને વહીવટદારોને સર પ્રભાશકરની સાથે કામ કરતાં જે અનુભવ અને જ્ઞાન મળે એ, એ ખાતામાં હમેશાને માટે ઉપયોગી થાય અને ગમે તેવા મોભાવાળા માણસો પણ સેવા કરવાનો પ્રસંગ આવે ત્યારે સેવા પહેલી અને માણસ પછી એ ખ્યાલ રાજ્યના નાના મોટા બધા નોકરોને આવી જાય. એટલુંજ નહીં પણ કોઈપણ અધિકારી આવી બાબતમાં પોતાની જાતનો મોભો કે પદવીનો વિચાર કરવા કરતાં તેણે રાજ્યસેવાનો પ્રથમ વિચાર કરવો જોઈએ, એવા પ્રકારનો સિદ્ધાંત રાજ્ય સેવકોમા એક વખત પ્રસ્થાપિત થઇ જાય એ ઇચ્છવા યોગ્ય છે. નામદાર મહારાજાશ્રીની ઇચ્છામાં, એઓશ્રીનો પોતાની પ્રજા

તરફનો ભક્તિભાવ જોઈ અને ભારે જહેમત ઉઠાવી ભાવનગર રાજ્યના ખેડુતોને કરજમુક્ત કર્યા પછી તેઓ ફરીથી કરજમાં ન પડે માટે તેઓને યોગ્ય માર્ગ દર્શાવવાની લાગણીથી પ્રેરાઈ સર પ્રભાશંકરે મહારાજાશ્રીની ઇચ્છાને શીરોમાન્ય કરી અને આ ગબધી જે ઠરાવ પ્રસિદ્ધ થયો એથી સર્વ કોઈને આશ્ચર્ય થયુ એટલું જ નહીં પણ ઘણાકને તો એવું બને એ અશક્ય લાગ્યું. ખેડુતવર્ગ બહુ રાજી થયો. અને એમને લાગ્યું કે પોતાની મુશ્કેલીઓનું યોગ્ય રીતે નિવારણ થવાની તક હવે પ્રાપ્ત થઈ છે. સર પ્રભાશંકરે જ્યાં જ્યાં મહાલોમાં અને મહાલોના ગામડાંઓમાં મુસાફરી કરી છે ત્યા ત્યાં દરેક સ્થળે ખેડુતો જે ટોળાબંધ એકત્ર થતા હતા અને કોઇ પણ પ્રકારના સંકોચ વગર પોતાને જે કહેવાનુ હોય તે કહી અરજ અહેવાલ કરતા હતા એ ઉપરથી ઉપરોક્ત વિધાન સત્ય ઠરે છે.

તા ૧૭મી ડીસેમ્બરે નીચે પ્રમાણે ઠરાવ પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો

ઠરાવ નં. ૭

વસુલાતી ખાતામાં કેટલાંક કામો જેવા કે (૧) ખેડુત કરજ નિવારણ (૨) ગ્રામ્ય પંચાયત (૩) નવા કુવા બાંધવાનું અને જુના કુવા ગાળવાનું કામ, (૪) ઢોર ઉછેર અને (૫) ગ્રામ્ય ઉદ્યોગની સુવ્યવસ્થા વગેરે માટે તથા એ ખાતાના બધા ઓફીસરોમાં એક સરખી નિયમિત પદ્ધતિ બંધાઈ જાય એમ કરવાની જરૂર જણાતા સર પ્રભાશંકર પટ્ટણીને બીજો હુકમ થતાં સુધી વસુલાતી અધિકારીનું કામ સોંપવામાં આવે છે. એમણે આ કામ કરવાની અમારી ઇચ્છાને માન આપ્યું છે તેથી અમને ખુશી થાય છે. તા. ૧૭ ડીસેમ્બર ૧૯૩૭

(સહી) કૃષ્ણકુમારસિંહજી
મહારાજા, સંસ્થાન ભાવનગર.

પોતાની આ હોદ્દા ઉપર નિયુક્તિ થઈ એટલે સર પ્રભાશંકરે ઉત્તર વિભાગના આસિસ્ટન્ટ વસુલાતી અધિકારી રા. રા. હિંમતરામ પરમાણંદદાસ જેઓ આ ખાતામાં જૂના નોકર છે એમને બોલાવ્યા અને તેઓશ્રીની સાથે વસુલાત ખાતાનાં કામો સબધી ચર્ચા કરતા એમને કેટલીક સૂચના આપતાં કહ્યું કે "ખેડુતો પાછા કરજમાં પડવા માંડ્યા છે, અને મારા જાણવામા આવ્યુ છે કે લગભગ ૨૬ લાખ રૂપિયાનું નવું કરજ થયું છે. ખેડુતોનું આ દેવું પાછું વળી શકે એવું છે કે તેના ઉપર કાયમ વ્યાજ ચડે એવું છે તેની તપાસ કરવાની છે. કારણ કે જો તેમ નહિ કરવામાં આવે તો પાચ દસ વરસે ખેડુતો ઉપર પાછુ લાખો રૂપિયાનું કરજ થઇ જશે. અને ભાવનગર રાજ્યે આ પ્રશ્નને અંગે જે નામ કાઢ્યું છે તથા આ સંબધમાં બીજે ઠેકાણે જે ભાવનગરનો દાખલો લેવાય છે તે ભૂંસાઈ જાય અને આખો અખતરો નિષ્ફળ થયો ગણાય એટલે આ બાબતના ઉપાયો તુર્ત કરવાની જરૂર છે. ખેડુત ૫૦ રૂા. લે અને તેની પાસેથી વેપારી રૂ. ૧૦૦ રૂાનું ખાતુ પડાવે એટલે બમણુ વ્યાજ લે. માટે આપણે વેપારીઓને સમજાવવા કે એવી અઘટિત રીત નહિ ચાલી શકે. નહીં તો પછી જેમ બીજાઓને છે તેમ ખેડુતોને પણ નાદારીનો હક આપવો પડશે જો કે આપણે ખેડુતો અને વેપારી વચ્ચેનો સંબધ બગાડવો નથી. કારણ કે વેપારીઓ રાજ્યનું અગત્યનું અંગ છે. દુષ્કાળ પડે ત્યારે ખેડુતોને રાજ્ય નહીં પણ વેપારીઓજ નીભાવી શકે. પણ ખેડુતો અને વેપારીઓ વચ્ચે લેણીયાત-દેણીયાતનો નહીં પણ મિત્રાચારીનો સંબંધ જોઇએ."

"ખેડુતોએ પણ પોતાનો ખર્ચ ઓછો કરવો જોઇએ અને વેપારી પાસેથી નાણાં લેવાની જરૂર પડે તો એક વરસની જરૂરિયાત જેટલા રૂપિઆ લઈ, પાક થાય એટલે એ રકમ જેટલુ અનાજ વેચી વેપારીના કરજમાથી મુક્ત થઇ જવું અને બાકીનું અનાજ ઘરમાં ભરી રાખવું. આ કામમાં હું બનતી મદદ માગુ છું વેપારીઓ વધારે વ્યાજ માગે તો તે હું આપીશ. પણ તે ૭ ટકા કરતાં વધારે હોવુ ન જોઇએ, કારણ કે દરબાર પણ સાડા ત્રણ ટકાથી

આપે છે, છતાં પણ વેપારીઓને યોગ્ય રીતે વ્યાજ આપવાની મારી ના નથી પરંતુ તે બધો વ્યવહાર ચોકખી રીતે થવો જોઇએ અને બધા ગોટાળા દૂર થઈ જવા જોઈએ. વેપારીઓની તો, દરબાર તગાવી આપે-છતાં-ખેડુતોને જરૂર પડવાની. દીકરો પરણાવવો હોય ત્યારે અથવા તો એવાં બીજાં સામાજીક કામો માટે ખેડુતને વેપારી પાસે જવું પડે છે, અને તે જાય છે. આવા પ્રસંગો માટે કાંઈ દરબાર તગાવી ન આપે. પરન્તુ આવાં ખર્ચો ખેડુતોએ એટલાં મર્યાદિત રીતે કરવાં જોઈએ કે એક વરસના પાકમાંથી એ રકમ બચી શકે. ખેડૂતોને આ વાત આપણે બરાબર સમજાવવી જોઇએ.'

"બીજું એ કે વસુલાતી ખાતામાં તુમારી કામ નકામું વધ્યું હોય એમ હું માનું છુ. તુમારી કામ જ્યારે વધારે થાય છે ત્યારે ઓફીસરો લોકોના પરિચયમાં ઓછા આવે છે. મહારાજ કહે છે કે હુકમ થયા પછી બે વરસે પણ તેનો અમલ ન થાય એ કેવું? એટલે મને લાગે છે, કે આ માટે, (૧) ખોટી જાતના તુમારો ન થવા જોઇએ (૨) જુના તુમારો કેટલી સાલના પડ્યા છે તેનો તપાસ થવો જોઈએ (૩) લાંબો કાળ તુમારો રાખી મુકવા ન જોઈએ. (૪) તુમાર એક સવાલને અંગે હોય અને તેમાંથી બીજા સવાલો ઉપસ્થિત કરવામાં આવે એટલે મૂળ સવાલને બદલે બીજા સવાલોને અંગે તુમાર લંબાય છે. (૫) હુકમ થયા પછી તુમારોનો અમલ તુરત કરવો જોઈએ. અને તેમા ઢીલ ન થવી જોઈએ, એવો મહારાજા સાહેબનો ખાસ હુકમ છે."

"આ બધું થવા માટે થાણુદારો કે વહીવટદારોને વધારે સત્તા આપવાની જરૂર છે કે કેમ તે વિચારવા જેવું છે. પરંતુ તે તો ઉપરનું બધુ પાર પડ્યા પછી હમણાં નહિ."

"બીજાં રાજ્યોમાં લાંચ લેવાય છે. સરકારના રાજ્યમાં પણ ક્યાંક ક્યાંક લેવાય છે, અને આપણે ત્યા મોટા ઓફીસરોમાં નહિ પણ થાણદાર-ફોજદારોમાં જો લાંચ લેવાતી હોય તો તે બંધ થવી જોઇએ."

"ઉપરની બધી ફરિયાદો દૂર કરવાનું સાધન ગ્રામ્ય પંચાયતો છે. જો પંચાયતો સારી રીતે ચાલશે તો ઉપરનું બધું ઓછું થઇ જશે. લોકો અજ્ઞાન છે એ વાત બરાબર છે. પણ ઓફીસરો શું કામના છે? ઓફીસરોની માત્ર આ બાબતમાં બેદરકારી છે. છતાં હઠાગ્રહ ગ્રામ્યપંચાયતો ચલાવવા હું માગતો નથી. આપણે ગ્રામ્યપંચાયતો ઉપર ખૂબ ધ્યાન આપવાની જરૂર છે, પણ બીજા કોઈને આ કામમાં વચ્ચે નાંખવાની જરૂર નથી. મુંબઈમાં કેટલાક તરફથી મને કહેવામાં આવ્યુ હતું કે 'અમે ગ્રામ્યપંચાયતો સ્થાપવામાં મદદ કરીએ.' પણ મેં ના કહી કારણ કે આવા માણસોમાં મોટાભાગની વૃત્તિ, કામ કરવા કરતાં જાહેરમા આવવાની વિશેષ હોય છે. અત્યારે આખા દેશમા ચળવળ ચાલે છે. એક ન્યુસપેપરદ્વારા અને બીજું કેટલાંક મનુષ્યો જાહેર માણસ તરીકે ખપવા માટે તોફાન કરે છે તે દ્વારા ન્યુસપેપરવાળાઓ તો પોતાનો ધંધો ચલાવે છે. અને એમને પોતાના ન્યુસપેપર ખપાવવાનાં છે. એટલે લોકો જેમ બરફી કરતા ભજીયા અને ગાંઠીઆ વિશેષ લે છે તે પ્રમાણે ન્યુસપેપરોમાં પણ એમને રસ પડે એવું લખાણ તેઓને વિશેષ મળે છે, એટલે લે છે. પણ તોફાની માણસોને રાજ્યમાં આવતા કે તોફાન કરતા અટકાવવાનો ખરો રસ્તો ગ્રામપંચાયતોનો છે. અત્યારે આખા દેશમાં દહાવ લાગી રહી છે તેને જો આપણા ઘરમાં આવવા દેવી ન હોય તો ગામડે ગામડે ગ્રામ્ય પંચાયતો કરવી એજ માર્ગ લાગે છે. મને કહેવામાં આવ્યું છે કે ગ્રામ્યપચાયતો સામે એક વાંધો છે અને તે એ કે કેટલાંક ગામોમાં તડાં છે, એટલે ગ્રામ્યપંચાયત ચાલી શકે એવું નથી. પણ તેનો ઉપાય છે એક તો એ કે સ્થાનિક અધિકારીઓની ફરજ છે કે આખા ગામમા એકસંપી કરાવવી અને બીજું જે જે સ્થળે મતભેદ હોય ત્યાં સામા પક્ષને એની મરજી મુજબની પોતાની સાથે લેવો. આમ છતાં જ્યાં લોકો ગ્રામ્યપચાયતો નહિ કરે તો ત્યાં

દરબાર કરશે પણ કોઇ ત્રીજા પક્ષને વચ્ચે આવવા દેશે નહિ. ગ્રામ્ય પંચાયતોને અંગે એક બીજો સુધારો કરવાની જરૂર છે, અને તે એ કે દરેક જ્ઞાતિના સામાજિક કાયદાઓ થવા જોઈએ કે જ્યારે કોર્ટમાં એ જ્ઞાતિના કેસો આવે ત્યારે તે જ્ઞાતિના કાયદા પ્રમાણે ન્યાય અપાય. આથી ન્યાય કોર્ટનું કામ ઘણું ઓછું થઈ જશે. અને સામાજિક ખર્ચો પણ ઓછાં થઈ જશે. લોકોની ગરીબાઇ ઓછી થશે. આ સંબંધી લોકોને સમજાવવામાં આવે તો સમજી શકે એવું છે."

ખેડુતોને માટે ઢોર ઉછેર સબંધમાં સૂચનાઓ આપતાં એમણે કહ્યું કે "મેં ઢોરોને લગતી બે સારામાં સારી સંસ્થા જોઈ છે. એક દિલ્હીમાં છે. અને બીજી નાસિકમાં છે. નાસિકની સંસ્થા તો ક્રમણાં જ જોઈ. આ સંસ્થા જોવા માટે મિ જોશી, મિ. શુક્લ, પાંચ પટેલો અને એક રેવન્યુ ઓફીસરને મોકલવા છે આપણા રાજ્યમાં જો ગોચર ઓછા હોય તો દરબારને વિનતિ કરવી કે ગોચર માટે પ્રબંધ કરે. સારા સાઢો માટે ઈનામ આપવાં જોઈએ." ત્યાર બાદ કુવાઓ સંબધી વિચાર દર્શાવતાં એમણે કહ્યું કે "આપણે ત્યાં ઈરીગેશનનાં સાધનો નથી. માટે દરેક ખેડૂતને એક વાડી તો હોવી જ જોઇએ. અને આ માટે કુવા કરાવવાનું કામ દરેક તપ્પા કે ડીસ્ટ્રીક્વાર લેવું જોઈએ પછી ભલે તે દસ વરસમાં પૂરું થાય. પણ હિંદી સરકારે એક કરોડ રૂપિયા જેમ વહેંચી દીધા છે તેમ ન થવું જોઇએ. સાથે સાથે કુવાઓ બરાબર થાય છે કે નહીં તેની પણ તપાસ રાખવી જોઇએ "

છેવટમાં એમણે દરેક અધિકારીને ડાયરી રાખવાની ભલામણ કરી હતી. અને "ડાયરીમાં લખ્યા પ્રમાણે કામ થાય છે કે નહીં તે ઉપરી અધિકારીએ બરાબર જોવું. ડાયરીમાં લખ્યા પ્રમાણે થાણદારે કે વહીવટદારે મુસાફરી કરી છે કે નહિ તેનો તપાસ રહેવો જોઈએ. આથી સૌથી મોટા અધિકારીનું કામ વધે છે. પણ કામ બરાબર થશે. આપણને યાદ રહેશે એમ ધારી ઘણી બાબતો યાદ રહેતી નથી પણ જો દરેક અધિકારી પાસે ડાયરી હોય અને તેમાં તેને કરવાનાં અને કરેલાં કામની નોંધ રાખે તો કામ ઘણું સહેલું થઈ જાય."

રા. રા હિંમતરાય ભાઈને ઉપર પ્રમાણે સૂચના આપવાના પરિણામે આખા ખાતામાં એની તત્કાળ અસર થવા પામી હતી. સર પ્રભાશંકરે પોતાની નરમ તબિયત છતાં રા. રા. હિંમતભાઈની સાથે ચર્ચા કરી, એક વખત ડીસ્ટ્રીકટમાં જઇ રાજ્યના દરેક મહાલની અને બની શકે ત્યાં સુધી આસપાસનાં થાણાંઓની તપાસણી કરવાનો કાર્યક્રમ નક્કી કર્યો હતો અને તે પ્રમાણે પોતાની ઓફીસને પણ યોગ્ય સૂચના આપી હતી, આ કાર્યક્રમ નીચે પ્રમાણે હતો.

તા. ૬-૧-૩૮ ભાવનગરથી ધોળા પરવાળા.
તા. ૧૨-૧-૩૮ ભાવનગરથી લંકારીઆ, ત્રાપજ ત્રાપજ બંગલે મુકામ રાખ્યો હતો.
તા. ૧૩-૧-૩૮ ત્રાપજથી તળાજા દી. ૩.
તા. ૧૫-૧-૩૮ તળાજાથી ભાવનગર ટ્રેઈનમાં, રાત્રે ભાવનગરથી ઊંચડી.
તા. ૧૬-૧-૩૮ ઊંચડી, ઝાંઝમેર.
તા. ૧૮-૧-૩૮ ઉચડીથી ઓથા, દેગવડા અને ત્યાંથી મહુવા.
તા. ૧૯-૧-૩૮ મહુવા
તા. ૨૦-૧-૩૮ મહુવાથી કુભણ, કોંજલી અને પાછા મહુવા.
તા. ૨૧-૧-૩૮ મહુવાથી ડુંગર અને વીકટર.
તા. ૨૨-૧-૩૮ વીકટર.
તા. ૨૩-૧-૩૮ વીકટરથી રાજુલા, ત્યાંથી કુંડલા.
તા. ૨૪-૧-૩૮ કુંડલા.
તા. ૨૫-૧-૩૮ કુંડલાથી નેસડી અને પાછા કુંડલા.
તા. ૨૬-૧-૩૮ કુંડલાથી ઢસા.
તા. ૨૭-૧-૩૮ ઢસાથી બોટાદ
તા. ૨૮-૧-૩૮ બોટાદથી લાઠીદડ અને બોટાદ,
તા. ૨૯-૧-૩૮ બોટાદથી ગઢડા,
તા. ૩૦-૧-૩૮ ગઢડાથી નીંગાળા.
તા. ૩૧-૧-૩૮ નીંગાળાથી ભાવનગર.

## સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીજીની વ૦ અ૦ તરીકે કરેલી મુસાફરીની હકીકત

તા. ૧૫-૨-૩૮ ભાવનગરથી શિહોર મેલમાં
તા. ૧૬-૨-૩૮ શિહોર સવારના ૯-૩ મિનિટે નિધન

---

આ પૂર્વે સૌથી પ્રથમ ભાવનગર શહેરના થાણદારની ઓફીસની તપાસણી કરવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. અને લગભગ તે દિવસે ૧૨ વાગે તેઓશ્રી થાણદારની ઓફીસની તપાસણી માટે ગયા હતા. આ વખતે બન્ને આસિસ્ટંટ વસુલાતી અધિકારી રા. રા. હિંમતરાય ભાઈ અને રા. રા. હરીલાલભાઈ પણ હાજર હતા. તેમજ દશકોઇ વહીવટદાર પણ હાજર રહ્યા હતા. આ તપાસણીનો ઉદ્દેશ એમણે કહ્યું હતું તેમ "ભુલો કાઢવાનો કે શિક્ષા કરવાનો નહતો પરંતુ કયાં કારણોને અંગે કામમાં વિલંબ થાય છે તે શોધી કાઢી તેના ઉપાયો કરવાનો હતો." દાખલા તરીકે કેટલાક તુમારો ઉપર "ખબર આપવા ઉપર બાકી" એમ લખેલું હતું. આ સંબંધમાં પોતે કહ્યું હતું કે "ખબર તો તુરતજ આપી દેવી જોઈએ. ખબર આપવા ઉપર બાકી એનો કશો અર્થ નથી." કેટલાક જુના તુમારો તપાસી તે શા કારણથી વિલંબમાં પડયા છે તેની પણ તપાસણી અને તે સંબંધી તત્કાળ જે થઇ શકે એવું હોય એવા પ્રકારની પોતે થાણદારને સૂચના આપી હતી. અને એ પ્રમાણે નિકાલ કરી નાંખવાની તાકીદ આપવામાં આવી હતી. આ પ્રમાણે લગભગ સો ઉપરાંત તુમારોની તપાસણી કરી તેના ઉપર રૂબરૂમાં બન્ને આસિસ્ટંટ વસુલાતી અધિકારી સાહેબો સાથે ચર્ચા કરી હુકમો લખાવ્યા હતા. ત્યાર પછી બીજે દિવસે ડેપ્યુટી વહીવટદાર અને વહીવટદાર સાહેબની ઓફીસની તપાસણી કરી હતી. આ ઓફીસોની તપાસણી કરતાં ખેતીવાડી ખાતાને લગતા કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થયા હતા, અને તેથી તા. ૧૧ મી. જાનેવારીએ વસુલાતી ખાતાની ઓફીસમાં ખેતીવાડીની વિચારણા સંબધી એક મીટીંગ રાખવામા આવી હતી.

આ મીટીંગમાં ખેતીવાડી ખાતા સંબંધી છૂટથી ચર્ચા કરવામાં આવી હતી. ઘોળાની ખેતીની શાળામાં અત્યાર સુધી લગભગ ૧૨૫ વિદ્યાર્થી ભણ્યા છે અને તેમાં ૭૩ વિદ્યાર્થી ખેતીના ધંધામાં પડયા છે આ વિદ્યાર્થીએ જ્યાં હોય તે ગામનાં નામ આપવાં એમ કહ્યું હતું. અને તેમણે જે શિક્ષણ મેળવ્યું છે તેનો તેઓ ઉપયોગ કરે છે કે કેમ તે સંબંધી તપાસ કરવાનું કહ્યું હતું. તેમજ એ શાળાના ખર્ચના આંકડાઓ તપાસ્યા હતા. સર. પ્રભાશંકરે કહ્યું હતું કે "ખેતીવાડી ખાતું ઘણું વરસથી હોય તેથી એની ઉપયોગિતા સિદ્ધ થાય નહિ, એ ખાતાથી ખેડુતોને શું લાભ થયો છે તે એની ઉપયોગિતા સિદ્ધ કરવા માટે જરૂરનું છે. જો એ ખાતું ઉપયોગી સાબીત થાય તો તેને સુધારવું જોઇએ." ખેતીવાડીખાતાં તરફથી પોતાના કામકાજનો ઇતિહાસ રજુ કરવામાં આવ્યો હતો અને આ ખાતાના કામકાજ સંબંધી પરસ્પર ચર્ચા કરવામાં આવી હતી. આ બધા સંબંધી ભવિષ્યમાં માર્ગદર્શક વિશેષ-સૂચના આપતાં એમણે કહ્યું કેઃ—

"ચીચોડા દરેક મહાલમાં રાખવા જોઇએ કે નહીં? આ માટે પૈસાનો સવાલ છે, એ ખરૂં પણ પહેલાં દરેક મહાલમાં ચીચોડા રાખવામાં આવતા હતા. પછી સંભાળની ખામીને લીધે તે બંધ પડયા અત્યારે તેની માગણી ઘણી છે તો તે સંબંધી વિચાર કરવો જોઇએ."

"અમુક વાવેતરનો જે પ્રયોગ જે ગામમાં સફળ થયો હોય તે પ્રમાણે આખા ગામે એનું વાવેતર કરવું જોઇએ. જો વાવેતરથી ઓછું ઉત્પન્ન થાય તો પ્રમાણમાં દરબારે વીઘોટી ઓછી લેવી જોઇએ, અને તે ગામ ચોમાસા પહેલાં પસંદ કરવું આ સંબંધી આસિસ્ટન્ટ સાહેબોએ વહીવટદાર સાથે મળી બંદોબસ્ત કરવો જોઇએ. અત્યારે જે કપાસ થાય છે તે કરતાં બનીઆ કપાસ માટે એક ગામ પસંદ કરવું, અને એ બનતાં સુધી ગ્રામ્ય પંચાયતવાળા ગામને પસંદ કરવું કારણ કે એ ગામને સહેલાઈથી સમજાવી શકાય. આજ પ્રમાણે શેરડીને માટે તો જો કે ન થઇ શકે પણ બાજરો, ઘઉં વગેરે અનાજને

માટે એક ગામ પસંદ કરી શકાય કે કેમ તેનો વિચાર કરવો."

"અંગોયા ગામ અને જીણીયા ગામ કુકલા તપ્પામાં છે. તે ગામના લોકો ઘરનો કપાસ લાવી રાંધરે છે, વણે છે. આ પ્રમાણે દરેક ગામ સ્વાશ્રયી થઇ જવું જોઈએ. પોતાને જોઈતી ચીજો માટે ગામે બહાર જવું પડે એમ ન થવું જોઈએ. ગામ સ્વાશ્રયી થયા વિના up liftની વાતો નકામી છે. દરેક ગામે પોતાની જરૂરિયાતની ચીજો ઉત્પન્ન કરવી જોઇએ. શીહોર મહાલનું આંબલા ગામ પણ આવું છે જીંથરીથી બે માઈલ છે."

ભાડકુવા સંબંધમાં કહ્યું કે "નવા ભાડકુવા બંધાવ્યા હોય તેનુ લીસ્ટ તૈયાર કરવુ. ઉમરાળા અને કમા તપ્પામાં જ હજી ભાડકુવાનું કામ થયું છે. અને જે લીસ્ટ તૈયાર કરવામાં આવે તેમાં કુવાઓનાં ગામોનું નામ, ખેડૂતોનાં નામ અને કેટલા ઊંડા કુવા ઉતરાવ્યા તેની માહીતી જોઇએ. કુવાઓ માટે સ. ૧૯૫૬થી મહારાજા ભાવસિંહજીનો પ્રયત્ન હતો. ઘણા કુવા ગળાવ્યા હતા પરંતુ એ પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. મને લાગે છે કે દરેક રેવેન્યુ ઓફીસરનો ધર્મ છે કે આપણે જે કરીએ છીએ તે બરાબર થાય છે કે નહિ તે તપાસવુ જોઈએ અને જો એમ થાય તો કામ કરનારને ખાત્રી થાય કે આપણે જો નહિ કરીએ તો શિક્ષા થશે."

"દરેક ખેડુતને ઓછામાં ઓછો એક કુવો હોવો જોઈએ. ન હોય તો કુવો અને વાડી કરાવી દેવાં. દરેક મામલતદારે પોતાના ગામોમા કયા કયા ખેડુતને વાડી નથી તે જોવુ અને દરેકને/સમજાવીને એક કુવો કરાવવો. જેથી દુષ્કાળનું વરસ આવે તો તેનું ગુજરાન ચાલી શકે આપણો ખેડુત પાણીથી દુષ્કાળના વરસમાં વીઘોટી ન લઇએ પણ તેને ખાવાનુ તો આપવુ જ જોઇએ. કુવાનો ખર્ચ સંકટનિવારણ ફંડમાથી આપવો. દરબારને એથી ફાયદો છે."

"દુષ્કાળ નિવારણ ફંડના વ્યાજમાથી ટ્રેક્ટર વગેરે ખરીદવામાં આવે અને ઉપજ આવે તે પાછી આ ફંડમાં જમા થાય. એટલે ખાસ મંજુરી પણ ન લેવી પડે. આ ફંડનો મૂળ ઇરાદો પણ એ હતો. દર દસબાર વરસે દુકાળ આવવાનો સંભવ છે. આ રકમનું વ્યાજ આટલી મુદતમાં ચાર ટકા પ્રમાણે લગભગ ૧૦ લાખ થાય, એ ખેડુતોને મફત પણ આપી દઈ શકાય. ઉપરાંત રીલીફ કેંપ તો દરબાર જુદા ગણે છે. અત્યારે આ ફંડમાં ૩૦-૩૨ લાખ રૂપિયા છે તેનું વ્યાજ ૧ લાખ આવતું હશે. તેનું જો દર વરસે જુદું બજેટ કરવામા આવ્યું હોય તો તેમાંથી ખેડુતને ખેતીનાં સાધનો આપી શકાય."

"વળી આબાદી ખર્ચનાં બધાં ખાતાનું કામ એક જ ખાતાએ રાખવું જોઈએ, તેમ ખેતીનાં સાધનો પણ એક જ જગ્યાએ રહે અને તે સંબંધી જેને જ્ઞાન હોય તેની મારફતે જ બધી ચીજો લેવાય અને ઉપજ જમે થાય એમ થવું જોઈએ."

ભાવનગર સ્ટેટ અને વડોદરા સ્ટેટના ભેગા સહકારથી એક કેટલ સંસ્થા કરવા માટે એ બંને રાજ્ય વચ્ચે ચાલતી વાટાઘાટ સંબંધી આ મીટીંગમાં ચર્ચા નીકળી હતી તે સબંધી પોતાનો અભિપ્રાય દર્શાવતાં સર પ્રભાશંકરે કહ્યુ કેઃ—

"વડોદરા અને ભાવનગરના સહકારથી ડેરી થાય તેમાં ચરાણીઆનું ભીડ છે, પણ ડેરીની જગ્યા એવી હોવી જોઈએ કે ત્યાં પાણીનો જથ્થો હોય અને ઢોરો ખુલ્લામાં ફરે એવું એ સ્થાન જોઈએ. નાયબ દિવાન સાહેબ કહેતા હતા કે પલાણીયાનું ભીડ છે. પણ ત્યાં પાણીની તંગી પડે ખરી જગ્યા સરહદ ઉપર જોઈએ. વડોદરા જેવું મોટું રાજ્ય છે તો સ્ટાફ સારો રાખી શકાય અને ખર્ચ પણ ઓછુ આવે"

ત્યાર પછી મહુવા પ્લાન્ટેશનવાળા મિ સૂર્યભગવાન સાથે આ પ્લાન્ટેશનની ખીલવણી સંબંધમાં ફેરફાર થઇ શકે કે નહિ ? સંતરાં મોસંબી વગેરે થઈ શકે કે નહિ ?" વગેરે બાબતની ચર્ચા કરી હતી. આ માટે મિ. સૂર્યભગવાનને જનાવરોની મુશ્કેલી બતાવી હતી, અને તેમને એ સંબંધી રિપોર્ટ કરવાનું કહેવામાં આવ્યું હતું.

તા. ૧૨ મી જાન્યુઆરીએ ડીસ્ટ્રીકટ શરૂ કરવામાં આવી હતી. અને પહેલે મુકામે ભંડારીઆ થાણદારની ઓફિસની તપાસણી કરવામાં આવી હતી. સાથે આસિસ્ટંટ સાહેબ મિ. હિંમતરાય અને વહીવટદાર મિ. ગાગલાણી હતા. ઓફિસની તપાસણી કર્યા બાદ તપાસણીને અંગે ઉત્પન્ન થયેલા કેટલાક મુદ્દાઓની ચર્ચા કરતાં સર પ્રભાશંકરે કેટલીક સૂચનાઓ કરી હતી.

૧. દરેક ગામના તુમારો તે તે ગામે જઈને કરવા જોઇએ. ૩૭ તપ્પામાં નાનામાં નાનો ભંડારીઆ તપ્પો છે. તેનાં ૧૦ ગામ છે.

૨. ઇકોનોમીક હોલ્ડીંગનો વિચાર કરવો જોઇએ. એક સાંતીની જમીન એક કુટુંબને તો જોઇએ જ. સહભાગીદાર જુદા કેમ ન પડી શકે? જૂના સહભાગીદારોને જુદા કરી શકાય. પણ તે ઇકોનોમીક હોલ્ડીંગનો ધારો થયા પછી નહીં. આ સંબધમાં વહીવટદારે કહ્યું કે, "સો વીઘાનો નંબર હોય તો તેમાંથી જે ખરેખરો ખેડૂત હોય તેને ૨૦ વીઘાં વેચવાં હોય તો વેચી શકાય છે. જેને ખેતીનાં સાધનો હોય છે તે ખરેખરો ખેડૂત કહેવાય છે."

૩. કાગળો શી રીતે ઉત્પન્ન થાય છે તેના ખુલાસામાં થાણદારે કહ્યું કે "કાં તો અમુક હકીકત પટેલ જાહેર કરે અથવા લખે એટલે તપાસ થાય." પોતે કહ્યું કે "તમે ત્યાંને ત્યાંજ તેનો નિકાલ કેમ ન કરો?" થાણદારે કહ્યું કે "સીધી લીટીના વારસદારમાં અથવા તો ખોરડું સુખડી વડીએ આપવું હોય તો પણ મંજુરી જોઈએ છીએ. રોજ દસબાર તુમારો આવે છે પણ છતાં ફેરણી બરાબર થાય તો કામ ઓછું થાય ખરૂં." પોતે કહ્યું કે "સીધા વારસદારનું નામ દાખલ કરવાની થાણદારને સત્તા આપવામાં આવે તો ઘણા તુમારો ઓછા થાય."

૪. ગામના પસાયતા મોતીસીંગ દેવીસીંગ અને બનેસીંગ દેવીસીંગનો બહુ ત્રાસ છે, એવી હકીકત જાહેર થતાં (જેઓ બંને તેમના કોઈ જમીન ન થવાથી ભાવનગરની જેલમાં હતા.) એમના સંબંધમાં પટેલ અને મુખીનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. તેમ ગામના લોકોનો પણ અભિપ્રાય પૂછવામાં આવ્યો તેમની સામેની ફરિયાદ હોય તેઓને તા. ૧૫ મી સાંજે તળાજાથી ભાવનગર જતાં સ્ટેશને હાજર રહેવાનું જણાવવામાં આવ્યું. એ બન્ને જણાની માને પણ હાજર રહેવાનું કહેવામાં આવ્યું.

ભંડારીઆ થાણું તપાસી ત્રાપજ બંગલે મુકામ રાખવામાં આવ્યો હતો. અને બીજે દિવસે ત્રાપજ થાણાની તપાસણી કરવામાં આવી હતી. ત્રાપજ તપ્પાનાં ૨૨ ગામો છે. આ થાણાની તપાસણી પ્રસંગે જણાયું હતું કે: "આ ગામના તુમારોમાં બેદરકારી છે. તુમારો બાંધી રાખેલા છે અને પિપરડા ગામે મોચીએ ખોરડાની માગણી કરી છે એ ગામે થાણદાર ૨૩ વરસથી ગયા નથી. ૧૫-૫-૩૬નો ત્રાપજના એક ગરાસીઆનો તુમાર હજુરમાં ગયો છે તેનો હજી જવાબ નથી તે સંબંધી ફરીઆદ થતાં તપાસ કરવાનું કહ્યું.

થાણા સંબધી કામ પૂરું થયા પછી ત્રાપજમાં સહકારી મંડળનું સંમેલન ભરવામાં આવ્યું હતું. તેમાં સર પ્રભાશંકરે પ્રવચન કરતાં કહ્યું કે:-"હું કામ કરવા નીકળ્યો છું. ભાષણ કરવા નહીં. મારી ઇચ્છાથી નહીં પણ આ ઘડપણે મહારાજની ઇચ્છાથી નીકળ્યો છું. તેઓ મહારાજા ભાવસિંહજીના પુત્ર છે. અને તમે એમને ઓળખો છો, એમણે મને કહ્યું કે "લોકોના ઉપરનું કરજ ઘટાડયું છે ખરૂં પણ તેઓ પાછા કરજમાં પડયા છે કે નહીં તે બાબતની તપાસ કરી તારા જેવી ખાત્રી મને કોઈ નહીં આપી શકે." એટલે મારે તમને સૌને પહેલું તો એ કહેવાનું છે કે ખેડૂતો કરજમુક્ત થયા પછી પાછા તેમાં પડયા છે, કે નહીં? કરજમાં પડયા હોય તો તેનાં કારણો, ઉપાયો અને દરબારને એમાં શું કરવા જેવું છે એ વિચારથી મહારાજાએ મને મોકલ્યો છે. હું કહું છું તે તમે બધા સાથે સાંભળો છો એમાંથી કોઇ કહેશો કે ફરી કરજ થયું છે કે નહીં! એક ખેડૂતે કહ્યું કે 'અમે ફરી કરજમાં પડયા નથી અને અમે

અમારે સારી રીતે ચલાવીએ છીએ.' આ વાત ખરી છે. પણ શહેરમાં બેઠાં ખેડૂતોનો વિચાર ન થઈ શકે એટલે મારે રહેઠાણ ગામડામાં ગાળવા માગું છું. પણ તે પહેલાં વસ્તુસ્થિતિ શું છે તે જાણવાની મારી ઇચ્છા છે. સોમાં વીશ જણને કદાચ કરજ થાય એને હું કરજ ન કહું કારણ કે એ તો પાક વખતે આપી શકે પણ સોના એંશીને કરજ થાય તે સ્થિતિ તો સહન ન થઈ શકે એવી છે. સો રૂપિયાનો ખાતેદાર ચાલીસ રૂપિયા વ્યાજના શી રીતે ભરી શકે? આ વિચારથી કરજ મુક્તિનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. છતાં પણ જો હવે ફરી કરજ થયું હોય તો એનો ઉપાય કરવાની મારી ઇચ્છા છે. અને હું મહારાજને કહી શકું કે આપે પ્રજા ઉપરથી ભાર ઉતાર્યો છે તેમાં તેઓ ફરી પડ્યા નથી.

કરજના ભારમાં ફરી ન પડવાના મારી નજરે બેજ રસ્તા લાગે છે.

(૧) જ્યારે ચોમાસું આવે ત્યારે દરબાર તગાવીની રકમ જોઇએ તેટલી, વિલંબ કર્યા વગર આપે. પણ તે સાથે એ વાત પણ સાચી છે કે ખેડૂને જરૂરિયાત જેટલું જ માગવું. કારણ કે વધારે બોજો ભરશે તો વરસ આખરે તેનો ભાર અસહ્ય લાગશે. માટે તમારે શિખવાનું છે તે એ છે કે ઉપડી શકે તે કરતાં વધારે ભાર ન ઉપાડવો. એટલે તગાવીની રકમ રીતસર, જોઈએ તેટલી અને ટાણે મળે. એ વાત બધા ઓફિસરને પણ કહેવાનો મારો વિચાર છે. પણ તમને આ વાત પહેલ વહેલી કરૂં છું. તમારા ઉપર આખુ હિંદુસ્તાન આંખ રાખીને જોઈ રહ્યું છે, કે ભાવનગરે કર્યું છે તેમાં શું સત્ય છે! જો તેમાં મને નિષ્ફળતા મળશે તો મારો સ્વભાવ છે કે દુનિયાને ઢોલ વગાડીને જાહેર કરી દઈશ કે કોઈ આવું કરશો નહીં. માટે મારે દરેક ખેડૂતનું મન જાણવું છે કે દરબારે કર્યું છે તે બરાબર છે કે નહીં! અને કરજ મુક્ત થયા પછી ખેડૂતોની સ્થિતિ સુધરી છે કે નહીં? કરજના વ્યાજના ખેડૂતોને દર વરસે વીશ લાખ રૂપિયા ભરવા પડતા હતા, તે વ્યાજની રકમ બચવાથી ખેડૂતોને ખરેખર લાભ થયો છે કે નહીં તે પણ મારે જાણવું છે.

(૨) કરજમાંથી બચવાનો બીજો ઉપાય કોઈનું મરણ થાય ત્યારે કે લગ્ન થાય ત્યારે ખેડૂતોને ખરચ થાય છે તેવાં ખરચ કરતાં સંભાળ રાખવાની છે. આવાં કામો માટે તમને દરબાર પાસેથી તગાવી મળી શકે નહીં. એટલે તમારે વેપારી પાસેથી લેવું પડે. પણ આવાં કામો માટે તમારે ખરચ પહેલેથી નક્કી કરવું જોઈએ એટલે મારો વિચાર છે કે દરેક જ્ઞાતિએ પોતાની જ્ઞાતિના સામાજીક ધારાઓ કરી દરબાર પાસે તે મંજુર કરાવવા. અને તેમાં જો ભંગ થાય તો બીજી બાબતોમાં જેમ કોર્ટોમાં જવાય છે તેમ આમાં પણ જવું. આથી તમારી પાસે રૂપિયા બચશે. ખરક અને પસેવાળની જ્ઞાતિએ આવો ધારો કર્યો છે. તેમ દરેક જ્ઞાતિએ પોતાનો કાયદો કરી બંધ કરવો જોઈએ.

તમારે આવાં કામો માટે રૂપીઆ લેવા પડે તો તો તે તમારા ગામના વેપારી પાસેથી જ લેવા પણ પરગામના વેપારી પાસેથી ન લેવા. કોઈ એમ સમજતું હોય કે દરબારથી આપે છે માટે વેપારી પાસેથી રૂપિયા ન લેવા, પણ તે બરાબર નથી. વેપારીઓ પણ ખેડૂતોને મદદ આપનારી એક જ્ઞાતિ છે. પણ તેને ખેડૂતો પાસેથી પોતાના રૂપીઆ વસુલ થવાની ખાત્રી નથી માટે વધારે વ્યાજ લે છે. પણ તમેએને વસુલની ખાત્રી કરી આપો તો પછી વેપારી પોતાના સ્વાર્થને માટે તમને ચોંટી રહેવાનો. પણ તે પછી જુઆની જેમ નહીં વળગે. બન્નેને તેમાં લાભ છે. હું વેપારીને કહું છું કે તમારા વિના અમારે કાંઈ કરવું નથી. દુષ્કાળ પડે ત્યારે દરેક ગામમાં બબે વેપારી હોય તો આખા ગામને મદદ આપી શકે. હિંદુસ્તાનનો નહીં પણ એકલા ભાવનગર રાજ્યનો જ દાખલો લઇએ તો દુષ્કાળ વખતે ખેડૂતો બચાવવા બે કરોડ રૂપિયા એક વરસમાં જોઇએ. એ કામ રાજ્ય કરી શકે નહીં, એ તો વેપારી જ કરી

શકે. આ રીતે વાણીઆઓ અને કણબીઓનો સંબંધ સુધારવાનો મારો આશય છે. અને કણબીઓને ધીરેલો વાણીઆઓનો એક પણ રૂપીઓ ખોટો ન થાય એમ કરવાની મારી ઈચ્છા છે. પણ એ ત્યારે જ બને કે ખેડૂતો જોઈએ તે કરતાં બિલકુલ વધારે નહીં એટલું અને વરસની આખરે પૂરેપૂરૂં આપી શકાય એટલુ કરજ કરે ત્યારે ખેડૂતે પોતાના હૃદયને સાફ રાખવુ જોઇએ. કારણ કે જેનું હૃદય ચોકખુ નહી હોય તેના મોઢામાં કાંઈ નહીં આવે. પરમેશ્વર ઉપર ભરોસો રાખી મહેનત કરવી. છતાં ખેડૂતો નહીં સુધરે તો તેને માટે એકજ રસ્તો છે અને તે એ કે જે ખેડૂત રોજ કરજમાં પડ્યો રહે તો પછી તેને ખેડૂત મટાડી દેવો. એથી ખેડૂતને પણ ફાયદો થાય અને દરબારને પણ ફાયદો થાય.

દરબારશ્રીની ખાસ ઇચ્છા છે કે દરેક ગામે ગ્રામ્યપંચાયત થાય અને જે ખેડૂતને એ તગાવીની ભલામણ કરે એ ખેડૂતને જ તગાવીની રકમ મળે. આથી એક ફાયદો એ થાય કે ગ્રામ્ય પંચાયતવાળા જુઠું બોલે નહીં. તેઓ દરેક ખેડૂતની જરૂરિયાત જાણતા હોય એટલે જેને જેટલું જોઈએ તેટલુંજ મળે, અધિકારીઓ ઉપરની જવાબદારી પણ ઓછી થાય, એઓ તો ગ્રામ્ય પંચાયતની ચિઠ્ઠી પ્રમાણે તગાવી આપે એટલે તમારે પણ અડચણ ન પડે. આ વાતનો તમે બધા વિચાર કરી જો જો.

મેં તમને કરજમાં પડવાનાં કારણો બતાવ્યાં છે. તેમ તેમાંથી નીકળવાનાં કારણો પણ બતાવ્યાં. પણ એ બધાનો ઉપાય ગ્રામ્ય પંચાયત છે. તમે બધાં અહીં ઘરડા બેઠા છો. પણ તમારા બધા કરતાં હું વધારે ઘરડો છું. મેં ત્રણ જમાના જોયા છે. પહેલાં આખા હિંદુસ્તાનમાં ગ્રામ્ય પંચાયતો હતી, તે વખતે ઢોરો કેવાં હતાં અને અત્યારે કેવાં છે? એટલે ગ્રામ્ય પંચાયત હોય તો તમને પંચાયતમાંથી પૈસા મળે અને તમે ઢોરોનો ઉછેર પણ સારી રીતે કરી શકો. ગ્રામ્ય પંચાયત હશે એ ગામમાં ઢાંઢાઓનો ઉછેર પણ સારો હશે. ગ્રામ્ય પંચાયત તમને કરજમાં નહી પડવા દે. અંદર અંદરની તમારી તકરારો ગ્રામ્ય પંચાયત પતાવી દેશે, એટલે તમારે ભાડું ખરચી હાલાકી ભોગવી ભાવનગર સુધી નહીં આવવું પડે. વળી સહકારી મંડળમાંથી તમને જોઈએ તેટલા ખપ પૂરતા પૈસા મળી શકશે. તમારે ત્યાં સહકારી મંડળી છે તેથી હું ઘણો ખુશી થયો છું. આ મંડળી માટે ગામ જેટલા રૂપિયા એકઠા કરે છે એટલા બીજા દરબાર આપે છે. ગામનો વાણીઓ પણ જો એ મંડળીમાં પોતાના રૂપિયા નાંખે તો એને વ્યાજ સારૂં મળે. અને સહકારી મંડળીમાં આખા ગામની જવાબદારી હોવાથી એના રૂપિયા ખોટા થાય નહીં. આ રીતે સહકારી મંડળીમાં વેપારીનો સ્વાર્થ ભળવાથી હિસાબ બરાબર રહે અને લોકોનાં નાણાંની સલામતી રહે.

ગ્રામ્ય પંચાયત કાયદા પ્રમાણે નહીં પણ તમે માગો તે ધોરણે આપવાનો દરબારનો રિવાજ છે તે તો તમે જાણો છો. પણ તમે ઉપાડી શકો અને ચલાવી શકો એટલું માગવું. પાછળથી જેની ના પાડવી પડે એવું ન માગવું. ગ્રામ્ય પંચાયત હશે તો તમારા છોકરાં સારૂં ભણશે ભણવાથી અક્કલવાળાં થશે અને ધાળાના ફારમમાં મોકલશો તો સારા ખેડૂત બનશે. એ ફારમમાંથી ખેડૂતના ૭૩ દીકરાઓ ભણીને ખેતીના ધંધામાં પડ્યા છે. પહેલાં કહ્યું તેમ ગ્રામ્ય પંચાયતથી ઢોરનો સારો ઉછેર થશે અને ગામની તંદુરસ્તી વધશે. ઢોર સારાં નહીં હોય તો તમે ખેડ શું કરી શકશો? સારાં ઢોર થવા માટે દરેક ગામે દરબારશ્રી તરફથી એક એક સાંઢ આપવાનો રિવાજ છે. તમારે તેની કીંમત આપવાની નથી પણ ગાત્ર એને ખડ આપવાનું છે. આ રીતે ગ્રામ્ય પંચાયતથી આખું ગામ તમારા હાથમાં આવે છે એટલે તમે એવું કરો કે હું મહારાજને જઈને કહી શકું કે મહારાજ કામ પતી ગયું છે. નહીં તો પછી હાથ જોડીને મારે એમ કહેવું પડશે કે મહારાજ તમારી પ્રજા તો એવી છે કે મારાથી

સુધરી શકે એમ નથી. મને મહારાજે એવા વિશ્વાસથી આ કામ સોંપ્યું છે કે આ કામ કરશે તે બરાબર કરશે. હવે તેને સફળ બનાવવું કે નિષ્ફળ બનાવવું તે તમારા હાથમાં છે. આથી વધારે હવે કાંઈ મારે કહેવાનું નથી."

ત્રાપજકર કવિ ત્રાપજના વતની છે એમણે આ સંમેલનમાં ઠીક પ્રયત્ન કર્યો હતો. ત્યાંની સહકારી મંડળીની સ્થાપના કવિ ત્રાપજકર અને બીજા સરવે સ્થાનિક ગૃહસ્થોને આભારી છે. ડીસ્ટ્રીક્ટની મુસાફરીમાં ત્રાપજનું આ ઉપરનું પહેલું ભાષણ હતું. એમના વક્તૃત્વનું સમગ્ર વલણ ગ્રામ્ય પંચાયત સ્થપાય અને પચાયત આખા ગામનો વહીવટ કરે તથા દરબારશ્રીને વહીવટ પરત્વે ઓછી તકલીફ રહે એ પરત્વે હતું. લોકોએ બહુ સ્થિરતાપૂર્વક આ બધું સાંભળ્યુ હતું અને જેઓને કાંઈ ખુલાસા પૂછવાની ઈચ્છા હોય કે ફરિયાદ કરવાપણું હોય તે સંબધી પણ પોતે છૂટ આપી હતી.

સાંજે ત્યાંથી મોટરમાં સર પ્રભાશંકર તળાજા પધાર્યા હતા. તળાજાનું પ્લેગ સ્ટેશન કે જે ગામથી લગભગ બે અઢી માઇલ દૂર છે. ત્યાં સમુન ગખી સર પ્રભાશંકરે મુકામ રાખ્યો હતો. આ સ્થાનનું શાંત વાતાવરણ અને હવા પાણી એમને સારાં લાગ્યાં હતાં. હૃદયના સતત રહેતા દુઃખાવાને અંગે કાંઇક આસાએશ જેવું પણ લાગ્યું હતું. તળાજાના વહીવટદાર રા. દયાશંકર હતા. તેમ આંહી દક્ષિણ વિભાગના આસિસ્ટંટ વસુલાતી રા. રા. હરિલાલભાઇ પણ હાજર હતા. આવી નબળી તબિયતમાં પણ તેમણે વસુલાતી અધિકારી તરીકે સ્ટેટના બધા સ્ટાપ પેપરો ઉપર રાત્રીનો ઉજાગરો વેઠી સપ્યાબધ સહીઓ કરી આપી હતી. અને પ્રચલિત ધોરણ પ્રમાણે પોતાના હોદ્દાની નાનામાં નાની ફરજને પણ અનુસરવાની તત્પરતા દર્શાવી હતી. આ પેપરો હજારોની સંખ્યામાં હોવાથી પોતાના તત્કાલ ઉપરીની સૂચનાથી હવે પછી સહીનો રબર સ્ટેંપ બનાવવાનુ ઠરાવ્યું હતું.

(અપૂર્ણ)

# કૃપારામની કથા

અત્યારે અમારા કુટુંબમાં જેટલા ભણેલા છે, એટલા નોકરીએ વળગી ગયા છે. અને તે દરેક પોતાના ગજાના પ્રમાણમાં રોટલો મેળવી લે છે પરંતુ અમારા કુટુંબનો પરંપરાનો વ્યવસાય એ નથી. મૂળે તો અમારા વડવાઓ કથા વાર્તાની સાથે વૈદકનો ઉદ્યમ કરતા અને તેમાથી તેઓ સુખેથી પોતાનો યોગક્ષેમ ચલાવતા હતા. એમનો આ ઉદ્યમ પણ નિષ્કામ જેવો હતો. જ્યાં પોતે રહેતા હોય ત્યા અને આસપાસના ગામડાઓમાં કોઈ માંદુ સાજુ હોય ત્યારે તેઓ જતા. બીમારની પ્રકૃતિ જોઈ દવા આપતા અને જો સાથે સાથે ગામમા કોઇ કથાનો પ્રસંગ ઉપસ્થિત થતો તો તેનો પણ લાભ ઉઠાવતા. શાસ્ત્રમા એમ કહ્યુ છે કે દરદીને જોવા જનાર વૈદ્યની પરિગ્રહ વૃત્તિ ન જોઈએ. આ સિદ્ધાંતનુ અમારા પૂર્વજો યથાવિધ પાલન કરતા. જેઓને ત્યા તેઓ જતા ત્યાથી માત્ર એક ટકનું સીધુ લઈ હાથે રસોઇ બનાવી ઘરધણીને આશીર્વાદ આપી ચાલી નીકળતા. પરંતુ ચાતુર્માસમા જ્યારે તેઓ ગામોમાં ભાગવતની સપ્તાહમાં બેસતા ત્યારે ગામના લોકો ભક્તિભાવથી આપી શકાય એટલું એમને આપતા. ઘરની સ્ત્રીઓ માટે પહેરવાનાં કપડાં, ધોતિયાં, માદરપાટ, ખાટલા, ગોદડાં, પહેરવાનાં પગરખાં વગેરે ગૃહના સર્વ ઉપકરણો આ સપ્તાહ દરમિયાન મળી રહેતાં અને અમારા પૂર્વજો બે મહીનાની તકલીફને અંગે બાકીના દસ મહીના શાંત ચિત્તે ધર્મ પ્રવૃત્તિમાં અને ઘરની ખેડમાં વિતાવતા. હાલના જેટલી અંગ્રેજી વિદ્યાનો તો તે વખતે પ્રચાર શેનો હોય, પરંતુ ગુજરાતી ભણનાર પણ બહુ ઓછા હતા જેઓ થોડું ઘણુ ફારસી જાણતા હોય તે વિદ્વાનમાં ખપતા. રાજદરબારમાં એમનું ઘણું માન હતું. અમારી જ્ઞાતિમાં બીજી ભાષા કરતા સંસ્કૃત ભાષાનો પ્રચાર વિશેષ હતો. અને અમારા ગામમાંથી ઘણા બ્રાહ્મણો વડોદરાની પાઠશાળામાં સંસ્કૃત ભણવા જતા. અમારા એક પૂર્વજ આશરે પાંચેક પેઢી પહેલાંના—વડોદરામાં શાસ્ત્રાભ્યાસ કરતા અને ત્યાંથી પોતાના વડીલોને ખુશીખબરનો પત્ર પણ સંસ્કૃત ભાષામાં લખતા હતા. તેઓ વડોદરાથી ભણી આવ્યા પછી અમારા ગામના રાજાએ એમને ખેડવાણ જમીન બક્ષિસ આપી બહુ માન કર્યું હતુ તેઓ સર્વત્ર પંડિતના નામથી ઓળખાતા. વડોદરા જેવા શહેરમા લાંબો વખત વસવાટ કરવાથી પેશ્વા અને મરાઠા રાજ્યકાળનો, ગંધી સંગમ તથા એમાંથી એકનાં વળતાં પાણી તથા અંગ્રેજી રાજ્યનો સૂર્યોદય નજરે જોવાથી એમનામાં બહુશ્રુત શક્તિ વિકસી હતી. અને મેં નજરે તો ક્યાંથી જોયા હોય પણ અમારા કુટુંબમા કર્ણપરંપરા સાંભળ્યુ છે, કે પંડિતજી ઘણા પ્રતિભાશાળી પુરૂષ હતા. અને એમની વિદ્વતા આસપાસ બધે પ્રશંસા પામી હતી. એ કાળમાં છાપખાનાં નહોતાં એટલે જે કાંઇ લખાતુ એ સુવાચ્ય હસ્તાક્ષરે લખવામાં આવતું હતુ.

અમારા કુટુંબમાં જ્યારે ભાઈઓ ભાગે વહેંચણી કરવામાં આવી ત્યારે દરેક ભાઈને ભાગમાં વાસણોનું સારૂં જેવું કરજ આવ્યુ હતું. ઉપરાંત દરેક ભાઈને ભાગમાં પોથીનું એક પોટલુ મળ્યું હતું. અને એ વહેંચણી પણ જાણે વજનના ધોરણે કરી હોય એમ જણાતુ હતું. કારણકે ભાગવતનાં, ગીતાનાં અને વિચારસાગર વગેરેનાં પાનાં દરેકના ભાગમાં ફાળવણીના ધોરણે કરવામાં આવ્યાં હોય એમ લાગતુ. આવું એક પોટલુ તાજેતરમાં વીંખતાં એક સરસ વાર્તા મારા જોવામાં આવી. આ વાર્તા પંડિતજીના હસ્તાક્ષરે સંસ્કૃત ભાષામા લખાયેલી હતી. એમની સ્વરચિત હતી કે ઉદ્ધૃત હતી તે તો કહી શકાય

ઇંદ્ર મહારાજની કૃપા અને ઇંદ્રસિદ્ધિની પ્રાપ્તિ, એવું અસાધારણ બળ ધરાવનાર કૃપારામની દૃષ્ટિભર્યા દરબારમાં ઇંદ્રસિદ્ધિ ઉપર પડી. ઇંદ્રસિદ્ધિએ સ્મિત કર્યું અને ઇંદ્ર મહારાજે તે જોયું. જેવું ઇંદ્રાણીનું સ્થાન છે એવું જ સ્વર્ગમાં ઇંદ્રસિદ્ધિનું સ્થાન હોવાથી અને ભર્યા દરબારમાં કૃપારામે અવિવેક કર્યો હોવાથી તે મહારાજની અકૃપાનુ પાત્ર બન્યો, પરંતુ તુરત કાંઈ ન કહેતાં જ્યારે પોતે આવાસમાં પધાર્યા, ત્યારે કૃપારામને બોલાવી પૃચ્છા કરી અને અવિવેકનુ કારણ દર્શાવવાનુ કહ્યુ કૃપારામ મહારાજનો સેવક હતો પરંતુ સેવાવૃત્તિમાથી જેમ ઘણા અયોગ્ય માણસોમાં થાય છે તેમ તેનામાં બુદ્ધિના પ્રભાવે મદ અને સ્વાર્થની વૃત્તિ જન્મ પામી હતી. વાક્ચાતુરીમાં કૃપારામ હોશિઆર હતો. યુક્તિથી એણે કહ્યું કે "ગુનો માફ થાય પણ નારદ ભગવાને કેટલાક દિવસો પહેલા મને કહ્યુ હતુ તે વર્તમાન ઇંદ્ર મહારાજનો રાજ્યકાળ પૂર્ણ થવામા છે અને બધા દેવોની ઇચ્છા છે, કે જો ઇંદ્ર મહારાજનુ સ્થાન કૃપારામને મળે તો સમગ્ર દેવમંડળી સુખરૂપ જીંદગી ગાળી શકે. ઇચ્છા હોય કે ન હોય પણ કાળને વશ તો આપ અને હુ બન્ને છીએ. એટલે અત્યાર સુધી તો આપની કૃપાથી મારૂ એકાકી જીવન ચાલ્યુ, એ જીવનથી મને સંતોષ છે, મને તો ઘણી વખત એમ પણ થયા કરે છે કે જગતમાં પ્રભુએ નારી જગત શા માટે પેદા કર્યું હશે? પરંતુ થવાની ક્રિયા મિથ્યા થઈ શકતી નથી, એવા વિચારવમળે ચઢતા મનમાં એમ પણ થયું કે આ બધા દેવોનું આધિપત્ય પછી મારે સ્વીકારવુ પડશે. મારા મનની આવી ઘડભાંજમાં મારાથી અચિંતિતપણે ઇંદ્રસિદ્ધિ સામે દૃષ્ટિ પડી ગઈ." ઇન્દ્ર મહારાજે જોયુ કે કૃપારામને ઇન્દ્રસિદ્ધિ અર્પણ કરવામા અપાત્રે દાન થયુ છે. વળી તેઓ દેશના રાજા હતા. એમનાં સો વરસ સુધીનો એમને રાજ્યકાજનો અનુભવ હતો. સેવકોના સ્વરૂપ તેમજ જો તેમના ઉપર અજાણે પ્રયોગ કરીને કૃપા થઈ

એવું નથી, પરતુ તેઓ એવા સમર્થ તો હતા કે આવી કોઇ કથા રચવાનુ એમને મન સુલભ હતું. મને વાતોમાં બહુ રસ નહીં હોવાથી પહેલા તો આ લખાણ ઉપર મેં ધ્યાન ન આપ્યું પરતુ અકસ્માત એના અંત ભાગના એક શ્લોક ઉપર મારૂ ધ્યાન ગયુ એ શ્લોક નીચે પ્રમાણે હતો.

> कृपारामम् वृत्तम् भक्त्या शृणुयादपि
> यो नरः ।
> सोऽपि विष्णु नियन्तरः कामसिद्धि—
> मवाप्नुयात् ॥

કામ સિદ્ધિની ઇચ્છાવાળા કોઈપણને થાય તેમ મને પણ પછી તો એ આખી કથા વાંચી જવાનુ મન થયુ. એક પુરાણપ્રિય ભાષામા આ કથા હતી એટલે વાચકો માટે તો તેનું યથાબુદ્ધિ અવતરણ કરીને સંતોષ માનુ છુ આથી મૂળ કથારસને ક્ષતિ પહોંચે એ નિઃસંશય વાત છતા વાચનારાઓ જોશે કે કથાનાં પાત્રોનું ચારિત્ર બોધક અને જાણે ખરૂ લાગી જતું હોય એવુ ચિતરવામા આવ્યુ છે ઈંદ્રના દરબારની વાત છતા આ જગતમા પણ જ્યા ત્યા કથાના બનાવો દૃષ્ટિગોચર થયા કરે છે કથા એવી છે, કે એક વખત સ્વર્ગમા ઇંદ્ર મહારાજ દરબાર ભરીને બેઠા હતા. તે વખતે કૃપારામ નામનો એમનો સેવક જે ઇંદ્ર મહારાજનો ઘણો કૃપાપાત્ર હતો તે સિંહાસન સમીપ શાંત ચિત્તે બેઠો હતો તેનું સ્થાનુ કાર્ય પણ ઇંદ્રાસન પામે એમવાનુ હતું ઇંદ્ર મહારાજની કૃપાથી ઇંદ્રસિદ્ધિ વિદ્યા કૃપારામને વરી હતી. ઇંદ્રસિદ્ધિનું સ્થાન પણ મહારાજના સિંહાસન સમીપ હતું. ઇંદ્રસિદ્ધિની પ્રાપ્તિ થવાથી કૃપારામનું સ્થાન દેવવર્ગમાં અદ્વિતીય જેવુ હતુ અને એના પ્રતાપે કૃપારામ આપણને ભયભીત કરી મૂકશે કે ઇંદ્ર મહારાજનો અગ્રગામી કરાવશે એવો દેવોને ભય પણ હતો. એટલે સર્વ દેવો કૃપારામથી ભયાન્વિત રહ્યા કરતા અને જાણે ઇંદ્ર હોય તે પ્રમાણે, મને કમને પણ એને સત્કારતા.

જાય છે તો તેમની વૃત્તિઓ કેવી દાંભિકતાથી ઘેરાઈ જાય છે, એનો એમને ખ્યાલ હતો. એટલે જે કૃપાપાત્ર સેવકો આત્મભાનવાળા અને પોતાના સ્થાનને સમજનારા નથી હોતા તો પોતાના સ્વભાવથી પોતાનો કેવો અધઃપાત તેઓ કરે છે, એવો પણ એમને અનુભવ હતો એમણે પોતાના અનુભવથી જાણી લીધું કે "મારી અસામાન્ય કૃપાનો દુરૂપયોગ કરી, પોતાના મૂળ સ્વરૂપને વીસરી જઈ ઈન્દ્રસિદ્ધિની સાહાય્યથી દેવગણોમાં દુ ખરૂપ પ્રવૃત્તિ આદરતો હશે. અને ઈન્દ્રસિદ્ધિ એટલે મારી શક્તિ. એટલા માટે નારદ ભગવાને સ્વર્ગમાંથી એને સ્થાન ભ્રષ્ટ કરવાનું ઈચ્છયુ હશે "

સેવકો જ્યાસુધી સેવકપદને યોગ્ય કાર્યો કરે છે ત્યાં સુધી તેઓ સર્વના કૃપાપાત્ર બન્યા રહે છે, પરંતુ જ્યારે તેઓ મહારાજને નામે લોકોમાં યથેચ્છ પ્રવૃત્તિ કરે છે ત્યારે એમનાથી લોકમાત્ર ભયભીત રહે છે. જેઓ સદ્‌ગુણી હોય છે તેઓ તો આવા સેવકોના પ્રતિછાયાથી પણ નાસે છે. આવા સેવકો મહારાજ પાસે અતીશય નમ્રભાવે આજ્ઞાંકિતપણે વર્તતા હોવાથી મહારાજને એમના દોષો તત્કાળ દૃષ્ટિમાં આવતા નથી અને તેથી લોકોમાંથી પણ કોઈ, પરિણામ શૂન્ય આવશે એવા ભયે સત્ય હકીકત જાહેર કરતા નથી. ઇંદ્ર મહારાજનો સેવક કૃપારામ આ કોટિનો સેવક હતો. એનો પુણ્યનો સંચય ઓછો હતો પણ શુક્રાચાર્યે ચંદ્રગુપ્તને ભલામણ કરી નારકી જગતમા તે દ્વારપાળનું કામ કરતો હતો ત્યાથી મુક્ત કરાવ્યો હતો. સ્વભાવે ગરીબ હતો પણ નારકી જગતમા લાંબો વખત રહેવાથી અને ત્યાં પ્રવેશતાં અનેક માણસોના સહવાસથી એનુ મન મલિન બની ગયુ હતુ. અને દેવોના દરબારમા આવ્યા છતાં મનની એ મલિનતા સુધરવાને બદલે ઉલટી વિરૂપ પણ પામી હતી. પણ સ્વર્ગમા રહેવાથી ત્યાંના પુણ્યના આવરણે એ વિરૂપતા આચ્છાદિત થઈ ગયેલી હોવાથી કૃપારામથી દેવોને ભય રહ્યા કરતો હતો કે એ આપણો મિત્ર છતા સંભવ છે કે શત્રુનુ કામ કરી, ઈંદ્ર મહારાજનો અણગમો ઉત્પન્ન કરાવે.

ઇંદ્ર મહારાજનાં શાસનકાળનાં વરસો સમાપ્ત થવા આવ્યાં હતાં. અને એમનો અનુભવ, જ્ઞાન, બુદ્ધિ વગેરેની સાથે અવસ્થા પણ પક્વ થઈ હતી. તેથી એમને વારંવાર પગાવલંબનની જરૂર પડતી હતી. એમની આ પરાધીનતાનો લાભ ઇંદ્રસિદ્ધિ દ્વારા કૃપારામે સહજ પ્રાપ્ત કરી લીધો પરંતુ બધા દેવોએ નારદ આગળ જઈ જાહેર કર્યું કે " આપે જેને નારકી જગતમાંથી મુક્તિ અપાવી છે તેણે તો દેવોની મધ્યમાં એક અન્યથા નારકી જગત ઉભું કર્યું છે, અને આંહી આવી પુણ્ય સંચય કરવાને બદલે પુણ્યનો ક્ષય થાય એવાં કાર્યો કરે છે, માટે ભગવાન ! એનો કાંઈ ઉપાય થવો જોઈએ, નહીં તો આ જગતમાં સ્વર્ગ જેવી સંસ્થા નામશેષ થઈ જશે. કૃપારામ જો કે બહારથી સુશીલ જણાય છે, પરંતુ એની પ્રવૃત્તિ-માત્ર એવી છે, કે ઇંદ્રાસન સમીપ બેસવાને માટે એ પોતે જ યોગ્ય છે એમ માને છે. માટે આ બાબતનો કાંઈ ઉપાય થવો જોઈએ. તેમ ઈંદ્રસિદ્ધિને પણ એણે લાંછિત કરી છે "

અભિમાની માણસોના અભિમાનને પોષણ મળે છે તો એ પોષણ એના સત્વર નાશનું નિમિત્ત બને છે એ એવુ પદ છે, કે બીજાના કહેવાથી તો શું પણ અનુભવથી પણ તે પોતાના સ્વરૂપને જાણી શકતુ નથી અભિમાન એ વ્યાધિ છે, અને કુપથ્ય સેવનથી જેમ વ્યાધિમાં વૃદ્ધિ થાય છે તેમ પ્રશંસા વગેરે પ્રિય વચનોથી રૂપદનો વ્યાધિ વધતાં તે નાશનું કારણ બને છે. એટલા માટે કૃપારામને શિખામણથી નહીં પણ એની વૃત્તિઓને પોષણ મળે એવા શબ્દ પ્રયોગથી સુધારવા અને દેવોનો પ્રત્યવાય દૂર કરવાનુ નારદજીએ જોયું અને તેથી કૃપારામના અભિમાનને પોષક એવા ઈંદ્રાસનના મોહમાં નાખી નારદજીએ એની દુર્બુદ્ધિને ઉત્તેજી. એ દુર્બુદ્ધિએ, "હું પણ ઈંદ્રાણીની સાથે દેવોના દરબારમાં એક વખત બિરાજમાન થઈશ." એવા એવા વિચારે ચઢાવી ઈંદ્રના અભિશાપને પાત્ર બનાવ્યો. ઈંદ્ર મહારાજે કૃપારામને કહ્યું કે "તારો દોષ ક્ષન્તવ્ય હોય પણ

ક્ષમામાત્રથી દોષનું નિવારણ યોગ્ય રીતે થઈ શકતું નથી. એટલા માટે તને સ્વાનુભવથી જ્ઞાન પ્રાપ્ત થાઓ અને મહિતલમા તારો વાસ થઈ તારી સર્વ આશાઓ પૂર્ણ થઓ. " આ રીતે ઈંદ્ર મહારાજથી શાપિત થઈ કૃપારામ મહિતલમા ઉતર્યા.

કૃપારામે મહીતલના પાટનગરમાં જેવો પ્રવેશ કર્યો કે દૈવયોગે ત્યાંના શ્રેષ્ઠિ તેને સામા મળ્યા. નવતર દેહધારીને જોઈ એ દેશના રીવાજ પ્રમાણે શ્રેષ્ઠિએ કૃપારામનો સત્કાર કર્યો અને પોતાના મહાલયે તેને લઈ ગયા. ગમે તે સંયોગોમાં પણ મનુષ્યો પોતાની પ્રકૃતિને ત્યાગી શકતાં નથી. એટલે જ્યારે શ્રેષ્ઠિએ કૃપારામને આગમન કારણ પૂછ્યું ત્યારે સત્ય હકીકત જાહેર કરવાને બદલે એણે કહ્યું કે " હુ ઈંદ્રમહારાજની આજ્ઞાથી સત્ય શોધનને માટે જીવાત્માઓમાં મુક્તિનું પ્રચારકાર્ય કરવા વિશ્વની મુસાફરીમાં નીકળ્યો છુ" આટલું વાક્ય પૂરું કરતાં જ્યાં તે આગળ બોલવા જાય છે ત્યાં તેની જીહ્વા તાળવા સાથે જાણે જડાઈ ગઈ હોય તેમ તેનો વાણિ પ્રવાહ અટકી ગયો. કૃપારામના યજમાનને આથી કાંઈ આશ્ચર્ય લાગ્યુ નહીં. એમણે બહુજ વિનય ભાવે કૃપારામને કહ્યું કે " આપના સ્વર્ગમાં શુ રીત રિવાજો હશે એની તો અમને અહીં કશી માહિતી નથી, પરતુ અમારા દેશમાં એવો રિવાજ છે, કે ઇંદ્રિયોના અત્યાચારથી ઇંદ્રિયો નિરર્થક થઈ જાય છે; અને તેનો કશો ઈલાજ થઈ શકતો નથી " કૃપારામને, " જો એમ હતું તો મને પ્રથમથી કહેવુ હતું" એમ કહેવાનું મન થયુ પરંતુ કહેવાની એનામા શક્તિ ક્યા રહી હતી? ત્યાર પછી શ્રેષ્ઠિએ આગળ ચલાવ્યુ. ' પણ એમા એવું છે કે નવા આગન્તુકને અહીંના નિયમોની માહિતી નહીં હોવાથી જ્યારે બીજી ઇંદ્રિયોનો અત્યાચાર થાય છે ત્યારે પ્રથમની ઇંદ્રિય દોષમુક્ત થઇ જાય છે." આટલુ કહે છે ત્યાં શ્રેષ્ઠિપુત્રી રિવાજ પ્રમાણે આગન્તુકના દર્શને આવી ત્યાં કૃપારામનાં ચક્ષુઓ સામે અંધકાર વ્યાપવા લાગ્યો અને જીહ્વા મુક્ત થવા લાગી. પોતાની પુત્રીના ગયા પછી પિતાએ આગળ કહેવા માંડ્યું "પરંતુ જ્યારે નવા આગન્તુકને આંહીના નિયમોની માહીતી મળી જાય છે પછી તો એણે બહુ સાવધ રહેવું પડે છે. કારણ કે સભવ છે કે સમગ્ર ઇંદ્રિય સમૂહનો વ્યાપાર એક સાથે પણ બંધ પડે?" કૃપારામને આ દુઃખદ સ્થાનનું હવે પૂરેપૂરૂ ભાન થયું. દેવોને પરાસ્ત કરવાનું અભિમાન ધરાવનાર કૃપારામને આ નવતર દેશમાં શી રીતે જીવતર જશે એ વિચારે મુઝવી દીધો. સત્પુરૂષોને દુઃખ દેવાથી ભોગવવાના દંડનુ એને પૂરૂ ભાન થયું ત્યાં પાછું શ્રેષ્ઠિએ આગળ ચલાવ્યું. "જુઓ ભાઈ, અહીં આવનારાઓને અમે ઘણી શિખામણ આપીએ છીએ પણ તેઓ એવા સ્થળેથી આવ્યા હોય છે, કે ત્યાંના રીત રિવાજો તે ત્યાગી શકતા નથી એટલે અમારા આગ્રહ છતાં તેઓ અમારી સાથે નહીં રહેતાં અહીંયાથી થોડે દૂર કેટલાક મહાપુરૂષોનો વાસ છે ત્યાં જાય છે. ત્યા એવા રિવાજો છે કે જે રીવાજો આવનારાઓને માફક આવી જાય છે. માટે હવે આટલે સુધી આવ્યા છો તો ત્યાં સુધી જઈ આવો, વળી અહીંની માફક ત્યાં ઇંદ્રીય દોષ લાગતો નથી. ત્યાંના પુરૂષો અસુર સવાર અહીં આવે જાય છે પણ તુરત પાછા ચાલ્યા જાય છે. તમે ત્યાં જાઓ અને સુખી થશો. " સ્વર્ગમાં રહેનારા કૃપારામને અન્યથા ઉપાય રહ્યો ન હતો. મહિતમાંથી કૃપારામ જ્યારે મહાપુરૂષોના સ્થાનમાં ગયો ત્યારે દિગત સ્વરોથી એનો સત્કાર કરવામા આવ્યો. અને અભિશાપનો અવશેષ કાળ આ મહાપુરૂષોના સમાગમમાં જ વ્યતિત કરવાનો એણે દઢ સંકલ્પ કર્યો.

કૃપારામની કથા આંહી પૂરી થાય છે. ત્યાર પછી એનુ શુ થયું, એ જીજ્ઞાસા રહે છે પરંતુ પાનાઓ ફેંદતાં વિશેષ કાંઇ હકીકત મળી શકતી નથી. મને લાગે છે, કે કોઇ પુરાણમાં આ કથા સંપૂર્ણ હોવી જોઇએ. અને એ ઉપરથી પડિતજીએ ઉપર પ્રમાણે તેને ઘટાવી હોય. ગમે તેમ હોય! એ બોધપ્રદ હોય કે ન હોય પણ મને પ્રાચીનતા તરફ પ્રીતિ હોવાથી અને પુરાતત્વનાં કાર્યોમાં રસ હોવાથી એ કથા અહીં પ્રસિદ્ધ થાય એ ઇષ્ટ લાગવાથી લખી છે.

અમર વ્યાસ

# સ્વ. ડૉ. પ્રાણજીવનદાસ મહેતા

## અને

# મરહુમ ઈડર મહારાજા સર કેસરીસિંહજી સાથેના પરિચયો

( લેખકઃ—જુનો નોકર )

મરહુમ મહારાજા સર કેસરીસિંહજીના રાજ્ય અમલ દરમ્યાન દાક્તર પ્રાણજીવનદાસનો ઈડર રાજ્ય સાથે સંબંધ જોડાયો હતો. તેઓનું ટુંક જીવનચરિત્ર અસ્થાને નહિ ગણાય. તેઓ કાઠિયાવાડ તાબાના મોરબી ગામના રહીશ હતા. તેઓના બુજર્ગોએ તે રાજ્યની સેવા સારી બજાવ્યાનું કહેવાય છે. તેમના પિતાશ્રી પણ કારભારી હતા. દાક્તર પ્રાણજીવનદાસ બાળવયથી જ ચાલાક અને બુદ્ધિશાળી હોવાથી ગુજરાતી તેમજ ઇંગ્રેજી અભ્યાસમાં આગળ વધ્યા અને મેડિકલ લાઈન પસંદ કરી. મોરબી સ્ટેટને ખરચે 'M. D.' ની ડીગ્રી મેળવવા વિલાયત ગયા. જુનાગઢના પ્રખ્યાત દાક્તર ત્રિભોવનદાસે પોતાની દીકરી તેમની સાથે પરણાવ્યાથી અરસપરસ સંબંધ જોડાયો. વિલાયતમાં તેઓના સહાધ્યાયી અને મિત્રો બે હતા. મી. શુકલ જેઓ મોરબી સ્ટેટને ખરચે "Bar-at-Law" થવા સારૂ સાથે જ જોડાયેલા હતા, બીજા મિ. એમ. કે. ગાંધી ( હાલના મહાત્મા ગાંધી ) હતા. તે પણ બેરિસ્ટર થવા સારૂ ગયા હતા. દાક્તર પ્રાણજીવનદાસે 'M. D.' ના અભ્યાસ સાથે 'Bar-at-Law' ના ટર્મ પણ ભર્યા હતા. 'M. D.' ના ટર્મ પુરા કરી તેના ડીપ્લોમા-સરટિફીકેટો મેળવ્યા. બેરિસ્ટરના ટર્મ તો પુરા કરેલા પણ 'કોલ' થવાનું બાકીમાં હતું. દરમ્યાન મોરબી ઠાકોરસાહેબની આજ્ઞાથી તેઓને પાછા ઈન્ડિયા આવી મોરબી હાજર થવું પડ્યું. સાથે મિ. શુકલ બેરિસ્ટર પણ આવ્યા. બંને જણ સ્ટેટને ખર્ચે ગયેલા હોવાથી નોકરીનું બંધન હતું. તેથી નામદાર ઠાકોરસાહેબ શ્રીવાઘજીના હુકમની રાહ જોવા લાગ્યા. ઠાકોરસાહેબને પણ તેઓને લાયક હોદ્દાવાળી જગો ઉપર નિયત કરવાનું બંધન જ હતું. અરસપરસ બંધનો અદા કરવાનાં હતાં. મરહુમ ઠાકોર શ્રી વાઘજી મોરબી જેવા રાજ્યના ગાદીપતિ છતાં તેમની વાણિજ્ય વૃત્તિ વિખ્યાત હતી. એમ કહેવાય છે કે સ્ટેશનેથી ઉતારૂઓને પણ ભાડાના પૈસા મેળવવાની ખાતર પોતાની ખાસ ગાડીમાં સાથે બેસાડી લાવતા હતા. આવી બીજી બાબતોમાં પણ પૈસા કમાવવાની યુક્તિ વાપરતા. આવી યુક્તિ તેઓ આ બંનેને રાજ્યની નોકરીમાં જોડવામાં પણ કરી ગયા. મિ. શુકલ જેઓ બેરિસ્ટર થઈ આવ્યા હતા. તેમને ત્યાંના જ્યુડીસીઅલ આસીસ્ટંટના શીરસ્તેદાર તરીકે રૂા. ૩૦) ના પગારથી નીમ્યા. અને દાક્તર પ્રાણજીવનદાસ જેઓ 'M. D' ની ડીગ્રી મેળવી આવ્યા હતા તેમને રૂ. ૩૦) ના પગારથી મ્યુની-સિપાલિટીમાં હેલ્થ ઓફીસર નીમ્યા. આ પ્રમાણે નોકરી આપી બંધન મુક્ત થયા. હવે આ બંને જણ પણ પોતાની બુદ્ધિ વાપરી છ માસ સુધી પગાર લીધા વગર રાજ્યની નોકરી બજાવી તેમને શીર રહેલ બંધનની ફરજ અદા કરી મોરબી છોડી પોતાનું નશીબ અજમાવવાં બીજા ક્ષેત્રમાં ગયા. મિ. શુકલ રાજકોટમાં બેરિસ્ટર તરીકે વકીલાત કરવા લાગ્યા,

જેઓ એક હોશિઆર અનુભવી અને આગળ પડતા બેરિસ્ટર તરીકે વિખ્યાતી પામ્યા જુઓ! કયા દેશી રાજ્યની મોટામા મોટી ન્યાયખાતાની હોદ્દા વાળી પરાધિનસ્થિતિ અને કેવી આ સ્વતંત્ર નિર્ભય બેરિસ્ટરની સ્થિતિ! દાક્તર પ્રાણજીવનદાસ પણ પોતાની વૈદકીય લાઇનમા આગળ વધતા ગયા અને છેવટે વિધાત્રીદેવી તેઓના ઉપર કેવી તુશમાન થાય છે તે હવે પછી આગળ વર્ણવવામા આવશે

મહારાજા શ્રી કેસરીસિંહજી ની તબીયતમા ભર જુવાનીમાં વીશમતા લાગુ થયાનુ જણાયાથી તે નરમ રહેવા લાગી તે કારણને લીધે ખુદને તેમજ લાગતાવળગતાને ઘણી ચિંતા થઈ વૈદકીય ઈલાજો વખતોવખત સ્થાનિક દાક્તરો તેમજ બહારના દાક્તરોથી કરાવવામા આવ્યા તેઓની ચિકિત્સામા હજુરશ્રીએ Diabitis ( મધુ પ્રમેહ ) હોવાનુ જણાયાથી તેના ઉપાયો યોજવામા આવ્યા પોલિટીક્લ ઓફીસરો પૈકી કેટલાક લાંબા પરિચયને લીધે મિત્રાચારીનો સબધ ધરાવતા હોવાથી વિલાયત હવા ફેર કરવા જવાની ખાનગી સલાહ આપતા પણ નબળી તબિયતને લીધે ત્યાની ઠંડી ખમી શકાય નહિ તેમજ ધર્મચુસ્ત હોવાના કારણથી તેમ કરવાને નામરજી જણાવતા છેવટે એક સારો હોશિયાર પેલેસ દાકતર રોકવાની સુચના થઇ તે પોતાને પસંદ પડવાથી તેની શોધ માટે તાત્કાળિક પગલા લેવામા આવ્યાં જુનાગઢના દીવાન રાવસાહેબ હરિદાસભાઈ જેઓ ઈડર રાજ્યના દીવાન હતા તેમની સલાહ પૂછતા તેઓએ પ્રખ્યાતી પામેના દાક્તર ત્રિભોવનદાસના જમાઇ સદરહુ દાક્તર પ્રાણજીવનદાસને માટે ભલામણ કરી, જેઓ વિલાયતની ઊંચી વૈદકીય 'M D 'ની ડીગ્રી મેળવી આવેલા હતા અને ધરમપુરમાં મેડિકલ ઓફીસરની જગા ઉપર હતા મહારાજાશ્રીએ પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને ધરમપુર મોકલી દાક્તર પ્રાણજીવનદાસને રૂબરૂ બોલાવી પેલેસ દાક્તરની જગાએ નીમણુ કરી રાજ્યના ચિફ મેડિકલ ઓફીસર તરીકે પણ તેઓને જ કામ કરવાનુ સોપ્યુ આ નિમણુક થઈ તે દરમ્યાન મહીકાંઠાના પોલિટીકલ એજન્ટ મિ શીટ્ઝરોલ્ડનો મુકામ ઈડરમા થયો. વાતચીતમા મહારાજાશ્રીએ સાહેબ મોસુફને દાક્તર પ્રાણજીવનદાસને પેલેસ દાક્તર તરીકે નીમ્યાનું જણાવ્યુ સાહેબ બહાદુરે પૂછ્યુ 'To the appointment a Round nail in a Round Hole' મહારાજાશ્રીએ કહ્યુ કે 'Yes he is quite fit, he has earned the well known M D degree of England' સાહેબ મોસુફે કહ્યુ " I am afraid, he may be a Dinner Doctor just as there are Dinner Barristers Your Highness should not reply upon Degrees which sometimes prove quite hollow, and there is no soundness' આ વાતચીત ઉપરથી મહારાજાશ્રીએ દાક્તર પ્રાણજીવનદાસને હકીકત જણાવી એટલે દાક્તર પ્રાણજીવનદાસે પોતાની ડીગ્રી વીગેરે સાથે તેઓ સાહેબને મળવા જવાની આજ્ઞા માગી હજુરશ્રીએ હા પાડી અને સાહેબની પાસે જઈ મળી આવ્યા પોતાના તમામ સર્ટિફીકેટો બતાવ્યા તેમજ વિલાયત સંબધી અને તેમના અભ્યાસ સંબધી લાંબી વાતચીત થઈ જેથી સાહેબ બહાદુરને સંતોષ થયો. સાહેબને હજુરશ્રી સાથે ફરી મળવાનો જોગ થયો ત્યારે સાહેબે કહ્યુ " I really congratulate your Highness for having made a good selection of Dr P J mehta He will certainly prove worthy of the appointment " મહારાજાશ્રીને સંતોષ થયો દાક્તર પ્રાણજીવનદાસ પણ ખુશી થયા, અને પોતાનું કામ ઉત્સાહભેર શરૂ કર્યું પરિચય થતા મહારાજાશ્રીનો પ્રેમ તેમજ વિશ્વાસ વધતો ચાલ્યો પોતાના પ્રાઈવેટ સેક્રેટરીની સાથે તેમને પણ ફરવા હરવા જવામા સામેલ કર્યા હજુરશ્રીની વ્યાધી સંબધી સારીક પરીક્ષા શરૂ કરવામા આવી વ્યાધીની શરૂઆત, તેનુ કારણ, તે કેવા સંજોગોમા અને કેવા ચિન્હો સાથે દેખાવ દીધો, વગેરે

હકીકત સ્થાનિક દાક્તર તેમજ ખુદની સાથે વાતચિત કરી જાણી લીધી. પોતાની પરીક્ષામાં કેવી સ્થિતિ માલમ પડી અને વ્યાધીનું બળ કેવા અને કેટલા પ્રમાણમાં છે, તેનો વિચાર કરી ઉપચારો શરુ કર્યા. દવાની સાથે પરેજી-ખોરાક-અને દરરોજની સંયમ પૂર્વક રહેણીકરણી કેવી રાખવી તે સંબંધી ધીમે ધીમે સલાહ આપવામાં આવી. તે પ્રમાણે હજુરશ્રીએ વર્તન રાખવા પ્રયત્ન કરવા માંડયો. રૂઢીને આધીન થઈ ગએલી ટેવો મુકી દઈ, તદ્દન જુદી પ્રણાલિકામાં મનને અને શરીરને ચલાવવું એ સહેલી વાત નથી, છતાં પ્રાણજીવનદાસની પ્રેમાળ વાણી અને સલાહ આપવાની પદ્ધતિ, વળી મહારાજાશ્રીનો સરળ સ્વભાવ અને ધીરજ આ બધી બાબતો મળવાથી કામ સરળતાથી ચાલ્યું.

દાક્તર પ્રાણજીવનદાસને બિમારીનું મૂળ કારણ મહારાજાશ્રીને કોઈ ઊંટવૈદે "હીંગળોક" ખવરાવી દીધાનું જણાયું. જેથી કરી શરીરના લોહીમાં વિકાર ઉત્પન્ન થઇ વિશમ ગરમી તેમાં દાખલ થઇ. પરિણામ એ આવ્યું કે મહારાજાશ્રીને નિબળતા વ્યાપી ગઇ. અને આ વ્યાધિએ દેખાવ દીધો. તેના ઈલાજો સ્થાનિક દાક્તારોએ કરેલા પણ કોઇ દવાની ખામી તો કોઈ વખત પરેજ અને ખોરાકની ખામીને લીધે રોગને અટકાવી શકાયો નહિ અને દિવસે દિવસે વધારો થતો ગએલો. મહારાજાશ્રીના શરીરની આ પ્રમાણેની સ્થિતિમાં દાક્તર પ્રાણજીવનદાસને પોતાના પ્રજ્ઞાનો અજમાવવાના હોવાથી તેમણે પોતાના અનંતા પ્રયત્ને વ્યાધીને કાબુમાં આણ્યો તેથી હજુરશ્રીની તબિયત સુધરતી ચાલી અને સ્વસ્થતા પ્રાપ્ત થઈ. હજુરશ્રીનો, દાક્તર પ્રાણજીવનદાસ ઉપરનો વિશ્વાસ અને પ્રેમ વધતો ગયો અને તંદુરસ્તીના એક સાચા રક્ષક તેમજ સલાહકાર નિવડયા.

એક પ્રસંગે સહેલગા દરમ્યાન મહારાજાશ્રીએ દાક્તર પ્રાણજીવનદાસને પૂછ્યું કે:-મનુષ્ય પોતાનું આયુષ્ય લંબાવી શકે?

દાક્તર:—'વૈદકશાસ્ત્રના ધોરણ પ્રમાણે પાશ્ચિમાત્ય પ્રજા કુદરત અને નીતિના નિયમોનું પાલન કરી શારિરીક બળશક્તિ સંગ્રહીત કરવાથી આયુષ્ય લંબાવી શકાય છે એમ માને છે. તે વિષય ઉપર કેટલાંક પુસ્તકો પણ તેમણે પ્રસિદ્ધ કર્યા છે. હિંદુ-પ્રજા યોગશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર પ્રાણશક્તિનો વિરોધ કરવાથી આયુષ્ય લંબાય છે એમ માને છે. એક જડવાદી છે. જે શરીર, ઇંદ્રીય, પ્રાણ, મન અને બુદ્ધિથી પર કઇ પણ વસ્તુ નહિ હોવાનું માને છે. તેઓ ઇંદ્રીય આરામી છે. આત્મા જેવી કંઇ સ્વતંત્ર વસ્તુ માનતા નથી. એટલે શરીરને પોષી શારીરશાસ્ત્ર અને કુદરતી નિયમો પ્રમાણે તેનાં સર્વ અંગો અને અવયવોનુ જેવું અને જેટલું રક્ષણ થાય તે પ્રમાણમાં મનુષ્યની સ્થિતિ રહે છે, એવી તેઓની માન્યતા છે. તેઓનાં ધર્મશાસ્ત્રો પ્રમાણે પુનર્જન્મ તેમજ પ્રારબ્ધ જેવી વસ્તુ હોવાનું માનતા નથી જેથી દરેક જીવાત્માનુ આયુષ્ય જન્મની સાથે નિયમિત થયાનો સિદ્ધાંત પણ તેઓ માનતા નથી. હિંદુશાસ્ત્રના સિદ્ધાંતો તેથી જુદા જ છે. તેઓ પુનર્જન્મ, પ્રારબ્ધ અને આયુષ્ય નિયમન થયાનું સ્વીકારે છે. આત્મા સ્વતંત્ર જુદો છે. જેમાં ચૈતન્ય-પ્રકાશ અને જ્ઞાનશક્તિ છે. બુદ્ધિ, મન, પ્રાણ, ઇંદ્રીયો આદી સંઘાતવાળું શરીર જડ છે. જડની તમામ ક્રિયા આત્માની ચૈતન્ય શક્તિ વડે થાય છે. આવી માન્યતા આર્યપ્રજાની છે. કોઈ એવી શંકા કરે કે જ્યારે પ્રારબ્ધ અનુસાર આયુષ્યની મુદ્દત પ્રથમથી નિર્માણ થએલી હોય તો આયુષ્ય યોગશાસ્ત્ર પ્રમાણે કેવી રીતે લંબાવી શકાય. આ શંકાનું સમાધાન થવું એ ગહન વાત છે.

આ વાર્તાલાપ વખતે હજુરશ્રીના પ્રાઇવેટ સેક્રેટરી પણ હાજર હતા. તેમણે દાક્તર પ્રાણજીવનદાસને ત્યાં તેઓના સંબંધી મિત્ર નામે રાયચંદભાઇ રવજીભાઈ (હાલમાં મર્હુમ શ્રીમદ્ રાજચંદ્રના નામથી પ્રસિદ્ધ પામેલા તેમજ પૂરના આધુનિક સમયના તત્ત્વજ્ઞાની)નું સ્મરણ આપી નીચે પ્રમાણે હકીકત કહી.

પ્રાઈવેટ સેક્રેટરી-દાક્તર સાહેબ! આપને ત્યાં એક રોજ હું અને મુડેટી શીવસિંહજી વિગેરે આવેલા

હતા અમો હંમેશની બેઠકમા જઈ બેઠા બાદ આપ થોડી વખતમા ત્યા આવ્યા અને તે રોજ એક જુવાન મર્દ માણસનુ શસ્ત્રના ઘાથી મરણ થએલુ તેની લાશની તપાસમા આપે તે શખ્સનો એક અવયવ હાથનો દીસાનુ જણાવ્યુ જીવ નીકળી ગયા પછી આ પ્રમાણે જડ મૃદુ શી રીતે હાલે ? એ આશ્ચર્ય બનાવનુ કારણ આપનાથી જાણવાની સૌની ઇચ્છા થઈ આપે આપના વૈદકીય શારીરિક શાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે કહ્યુ કે પ્રાણુશક્તિનો કઈ અશ અકાલીન મૃત્યુ થએલ શમમા રહેવાથી હલન થાય એમ બને છે વળી શીવસિંહજીએ કહ્યુ કે અમારા દાદા સુરજમલજીએ ગોતાગામ આગળ ધિંગાણુ મચાવેલુ તેમા સરકારના લશ્કર સાથેના યુદ્ધમા શીર કપાયા પછી ધડ આગળ ધસી લડેલાનો દાખલો ગામમાળાના પુસ્તકમા મોજુદ છે છેવટે ડાકતરસાહેબે તઓના મહેમાન ગવચંદભાઈ જેઓ હોલના એક છેડાપર આરામ ખુરશી પર બેઠા હતા તેમના તરફ આગળી બતાવી અમારૂ ધ્યાન ખેચ્યુ અને કહ્યુ કે 'આથી મારો ખુલાસો આ ગૃહસ્થ કરી શકશે ' જે ઉપરથી મેં તેઓ તરફ જોયુ, એટલે તેઓએ પૂછ્યુ "તમો રાજ્યના પ્રાઇવેટ સેક્રેટરી છો ? ' મે કહ્યુ "હા ' તેઓએ પૂછ્યુ 'દરબારમા ઘડિયાળો હશે અને તેમા લાબી તેમજ ટુકી મુદતની ચાવીના પણ હશે " મે કહ્યુ હા છ માસ ચાલી શકે એવી ચાવીના ખીસ્સા ઘડિયાળો છે " ગવચંદભાઇએ પૂછ્યુ કે ' એવી લાબી મુદતની ચાવીના ઘડિયાળની કમાન અકસ્માત તૂટી જાય ત્યારે શી ક્રિયા થાય છે તેની માહિતી છે ? મે કહ્યુ, "હા મુદતપુરી થતા નિયમસર આટા ઉખલી કમાન ખલાસ થવાને બદલે એકદમ ધણી જ ઝડપથી ઉખલી જાય છે અને એટના જોરથી કે આગળી વચમા આવે તો કપાઈ જાય " ગવચંદભા એ કહ્યુ કે "શરીરના બધારણ પણ ઘડિયાળ મ કરના છે ઘડિયાળમા હોલકની ગતીના આધારે કાટાની ગતીનુ નિયમન જેવી રીતે છે તેવીજ રીતે શરીરમા છે.

પ્રાણની ગતીના આધારે માચો ચાલે છે શરીર નિર્માણ થતાની સાથે તેનુ આયુષ્ય નક્કી થાય છે સો, પચાસ, પચીસ કે પાચ વરસ એવી રીતે શરીર સ્થિતિનો કાળનિયમ થએલો કહેવાય છે તેમા ઊડો ભેદ એ છે કે તે દિવસ-માસ-વરસ એવા વ્યવહારિક કાળ પ્રમાણે આયુષ્યની ગણતરી કરવાની નથી પણ તેનું માપ પ્રાણના શ્વાસોશ્વાસ ઉપર નિયત થયેલુ મનાય છે દિવસ રાત્રીના ૧૬૦૦ શ્વાસોશ્વાસની ગણતરી છે. દરેક જીવાત્માના શરીરની સ્થિતિ તે પ્રમાણે અમુક શ્વાસોશ્વાસ જે નીર્માણ થયા હોય તે પ્રમાણે હોય છે તમારા જાણવામા હશે કે મરણ પથારી ઉપર સુનેયો પોતાના શ્વાસોશ્વાસ પુરા કરવા તરફ હોય છે જેથી લૌકીકમા એમ કહેવાય છે કે "હવે શ્વાસ ઉપડયો છે ઘડીસાત છે" સર્પ ગરોળી વગેરેની પુછડી કપાઈ ગયા બાદ હાલ્યા કરે છે બળીદાનમા બકરા કુકડા પાડા વગેરેના શરીર છેદ થયા બાદ ધડ હાલ્યા કરે છે આ બધુ પાછળ શેષ રહેલી, પ્રાણશક્તિ ને પડધાને આધારે છે

આ પ્રમાણે શ્રીમદ્ ગવચદભાઇએ તત્ત્વદષ્ટીએ આપેલ ખુલાસા ઉપરથી સમજી શકાય છે, કે યોગ-શાસ્ત્રમા લખ્યા પ્રમાણે પ્રાણનિરોધની ક્રિયા સાધ નાર પોતાના શ્વાસોશ્વાસ ઓછા ખપાવી શકે અને આયુષ્ય લબાવી શકે એ માનવા જેવુ છે પ્રાચીન શાસ્ત્રોમા પૂર્વના ઋષિમુનિઓએ ઘણા લાબા આયુષ્ય ભોગવ્યાના દાખલા છે તે કાંઈ ગપોડા નથી પણ સાચા છે વૈદકશાસ્ત્ર પ્રમાણે આયુષ્ય લબાવી શકાય છે એવી માન્યતા પાશ્ચિમાત્ય પ્રજાની છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે પ્રારબ્ધ આધીન શરીરની સ્થિતિ જેટલી મુદત રહેવાની નિર્માણ થએલી હોય તેમા ફેરફાર કરી શકાય કુદરતી કાયદા અને નીતિના નિયમોનું પાલન થવાથી પ્રાણશક્તિનો સંગ્રહ થાય છે ઓછા શ્વાસો શ્વાસ ખપે છે જેથી આયુષ્યની વૃદ્ધિ થાય છે એમ મનાય છે કારણ શ્વાસોશ્વાસની નીયમીત ગતી બાર આગળની છે છતા ઉતાવળા વેગભર ચાલવાથી

કામ, ક્રોધ વગેરે આવેશોને આધીન થવાથી, વધુ ખાવાથી, બહુ ઉંઘવાથી, બહુમૈથુન સેવનથી શ્વાસની ગતી વધે છે એટલે સુધી કે તેનુ માપ યોગશાસ્ત્રમા ૬૪ (ચોસઠ) તસુ સુધી બતાવ્યુ છે અર્થાત્ શ્વાસ ઘણા ખપી જાય છે. અને આયુષ્ય ઘટે છે. આ પ્રમાણે અભિપ્રાય બતાવી પ્રશ્નનો ખુલાસો કર્યો હતો

પોલિટીકલ એજંટ મિ રીટસરોલ્ડ સાહેબનો મુકામ પ્રોરબંદરમા થયેલો, ત્યારે પોતે ત્યાની હૉસ્પીતાલની મુલાકાત લેવા આવ્યા, સાથે નામદાર શ્રી મહારાજા સર કેસરીસિંહજી તથા તેમના દિવાન લાલજીભાઈ પુરૂષોત્તમદાસ દીવાન બહાદુર પણ હતા મકાનની સ્વચ્છતા, દવાનો સ્ટોક, ઑપરેશનના ઈન્સ્ટ્રુમેન્ટ, વગેરે જોઈ ખુશી થયા, બાદ દર્દીઓ દવા લેવા આવેલા ત્યા આવ્યા એકને પૂછયુ, "ટમે કોન છો?" તેણે જવાબ દીધો, શામ' વાણીઆ શોએ "કેમ આવ્યા છો,? સાહેબે પૂછયુ" વાણીઆએ કહ્યુ, "શામ' ઘરવાળા માડાસે" સાહેબ સમજી શકયા નહી એટલે હજુરશ્રીના સામુ જોયુ હજુરશ્રીએ સાહેબને કહ્યુ, કે "તેની સ્ત્રી માંદી છે." સાહેબે ફરી પૂછયુ "ટમાની બૈરીનું નામ શુ? શામ? બૈરીનુ નામ ટે લેવાનુ હશે? દાક્તરે કહ્યુ" કેસમા તમારે નામ લખાવવુ પડશે તે સિવાય દવા મળશે નહી આથી વાણીઓ ગભરાયો અને આમ તેમ જોવા લાગ્યો કે તેની બૈરીનું નામ જાણનાર કોઈ ત્યા હાજર હોય તો તેની પાસે નામ લખાવે, પણ કોઇ માલુમ પડયુ નહી. છેવટે યુક્તિ શોધી કહાડી. દાક્તરને કહ્યુ, "શાબ, લખો, એક તો "રૂ" અને બીજુ 'ખી" આ પ્રમાણે તેની બૈરીનું નામ રૂખી હતુ તે લખાવ્યુ સાહેબબહાદુર, મહારાજાશ્રી વગેરે મંડળને આથી બહુજ આનંદ થયો બીજા દરદીને સાહેબે પૂછયુ "ટમે કોણ છો અને કેમ આવ્યા છો?" દરદીએ જવાબ આપ્યો "સાહેબ બ્રાહ્મણ છુ દાંત સડેલા છે તે કઢાવી નાખવા સારૂ આવ્યો છુ" સાહેબે કહ્યુ "બહુ બોત ખાતે હો? પછી સાહેબે દાક્તર તરફ જોઈ કહ્યુ કે, Doctor you are the Surgeon of the individual and have to see that the rotten part of the body is soon cut off, that the rest may be quite safe. અને લાલજીભાઇ તરફ નજર કરી કહ્યુ કે Diwan Bahadur, you are the Surgeon of administrative body and have to be most careful in getting rid of the rusty and rotten parts of your machinery, just intime to stop further decay." પછી હજુરશ્રી તરફ જોઈ કહ્યુ I trust you agree with me, dear Maharaja આ પ્રમાણે આનંદભેર મુલાકાત પૂર્ણ થઈ.

કોઈ બીજા પ્રસગે હજુરશ્રીએ દાક્તરને પૂછયું, "એક પુસ્તકમા એવુ એક વાકય મ્હારા વાચવામા આવ્યુ છે કે 'King can do no wrong" એનો ભાવાર્થ શુ હશે?

દાકતરે લબાણથી વિવેચન કર્યું તેની મતલબ એવી હતી કે—' Legal maxims' નામના કાયદાના પુસ્તકનું આ સુત્ર જણાય છે તેનો અર્થ દેશકાળને અનુસરીને જુદો જુદો કરવામા આવ્યો છે, સતયુગના સમયમા "રાજા" એ ઈશ્વરી અંશ છે, તેથી બધી રીતે પૂર્ણ હોવાથી તેઓ દોષોથી રહીત હોવાનુ સ્વીકારવામા આવતુ હતુ. સુત્રનો ગ્હરસાર્થ પણ ખરી રીતે આજ છે આપણા પ્રાચીનશાસ્ત્રો પણ તેજ અર્થનું પ્રતિપાદન કરે છે બીજો પણ એવો અર્થ થઈ શકે છે કે લક્ષાર્થે "રાજા" એટલે અમુક વ્યક્તિ નહિ, પણ "રાજ્ય સત્તા" એવો એબ્સ્ટ્રેક્ટ અર્થ લેવાનો છે અર્થાત રાજ્યસત્તા ભોગવનાર અમુક વ્યક્તિ નહિ, પણ પરંપરા ચાલી આવતી "રાજ્ય સત્તા" છે રાજ્ય ભોગવનાર ગુન્હો કરે તો તે શિક્ષાને પાત્ર થાય પણ 'રાજ્ય સત્તા" દોષિત ગણાય નહિ. મતલબ ગંભીર ગુન્હો કરનાર રાજા યાને રાજ્ય ભોગવનાર પદભ્રષ્ટ થઈ શકે, પણ રાજ્ય ગાદી યાને રાજ્ય સત્તાનો

ઉચ્છેદ કરવામાં આવે નહિ. એકને ઉઠાડી બીજો ગાદી ઉપર બેસાડી દેવામાં આવે છે. અને સત્તાની પરંપરા ચાલે છે.

આધુનિક સમયમાં આપખુદ સત્તા ભોગવનાર રાજાઓ મનસ્વીપણે એમ માનવા લાગ્યા કે "રાજ્ય-પદ્દી" ઈશ્વરદત્ત તેમજ જન્મસિદ્ધ છે. તેથી તેઓ પોતાની સત્તા ગમે તેવી રીતે વાપરી શકે. તેમાં તેમનો ગુન્હો ગણાય નહિ. મારવો હોય તેને મારી શકે અને બાંધવો હોય તેને બાંધી શકે" એવી લૌકીક કહેવત છે. પ્રજા મુગે મોએ તેવો જુલમ ખમી શકે એવી મનોવૃત્તિવાળી હોય ત્યાં સુધી આ દોર અને જોહુકમી ચાલે. પ્રજામા જાગૃતિ આવતાં સામા થઈ બળવો કરે, અને રાજા પ્રજા વચ્ચેના નેકસંબંધો અને હકોની વાટાઘાટ થાય. આવી રીતે ફેરફારો થયેલાના દાખલા ઇતિહાસમાં મોજુદ છે. રાજાની પદ્દી અને માન મરતબો જળવાય એવા પ્રબધો રચવામા આવે એટલે એક સાધારણ ગુન્હેગારની માફક રાજા ગુન્હો કરે ત્યારે સામાન્ય કોર્ટો તેનો ઈન્સાફ કરી શકે નહિ તેમજ શિક્ષાને પાત્ર થઈ શકે નહિ, પણ રાજાઓ ગુન્હો કરે ત્યારે સામાન્ય કાયદા લાગુ નહિ કરતાં ખાસ 'કમિશન' નીમી માન મરતબો સચવાય એવી રૂઢી લાગુ કરવામા આવે છે. મતલબ 'King can do no wrong' નો ભાવાર્થ આ પ્રસગે એવો કરવાનો છે કે રાજાઓ ગુન્હા સંબંધી સામાન્ય કાયદા કાનુનોથી મુક્ત છે. વગેરે વિવેચન કરી વિચારો દર્શાવવામાં આવ્યા હતા.

અન્ય પ્રસંગે મહારાજાશ્રીએ દાક્તરને તેઓનો વિલાયતની પ્રજાની કૌટુંબીકભાવના, રહેણી કહેણી, તેમજ વર્તન હિંદની સાથે સરખામણી કરતાં કેવા જણાય છે તે સબધી અભિપ્રાય પુછ્યો.

દાક્તરે નીચેની મતલબનો પોતાનો અભિપ્રાય જણાવ્યો કે:—"આર્યપ્રજાની કૌટુંબીકઐક્યતા, સંપ અને સહૃદયતા અન્ય પ્રદેશોમા જોવામા આવતી નથી. આવી શુદ્ધ ભાવનાઓ હિંદુશાસ્ત્રમા વર્ણન કરેલ મહાન પુરૂષોના જીવનચરિત્ર અને તે સમયની પ્રજાના આચાર વિચારોને અનુસરીને બંધાએલી છે. જો કે તેમાં કાળ બળે તેમજ રાજ્ય ક્રાન્તિઓએ ઘણા ફેરફારો કર્યા છે. વળી પાશ્ચિમાત્ય સંસર્ગે કરી વિદેશી ઢબ-છબ, વિદેશી ભાષા, વિદેશી ખાણાં-વિદેશી પહેરવેશ વગેરેનું અનુકરણ થવાથી તો દાટ વળ્યો! તો પણ હજુ હદમાં છીએ. વિલાયતની પ્રજાની કૌટુંબીકભાવના આવી શુદ્ધ અને પ્રેમાળ નથી. કારણ ત્યા બાપને જો દીકરાને ઘેર થોડા દિવસ રહેવાનું હોય, તો દીકરો બાપના ખાધા ખરચનું બિલ કરી પૈસા વસુલ કરે. અને દીકરો બાપને ઘેર રહેલો હોય તો બાપ પણ તેવીજ રીતે ખરચ વસુલ કરે. આવી રૂઢી જ્યાં હોય ત્યાંની વાતો વિચીત્ર છે. દરેક જણ પોતાની જ સુખ સગવડતા સાચવવામાં જ તત્પર હોય. એક બીજાની અનુકૂળતા અને ઘસારો વેઠવાની ત્યાંના કુટુંબોમાં ભાવના જોવામાં આવતી નથી. 'Brother-hood' ની કૃત્રિમ રૂઢીઓ અને એટીકેટોની જાળોનું વર્ણન કરવા બેસીએ તો આખાં પુસ્તકો ભરાય! ખરૂં જોતાં હૃદયોની ભિન્નતા જ નજરે પડે છે, અને તે રાજ્ય નીતિમાં પણ ઉતરીને "Divide and Rule"ના તેઓના સૂત્ર પ્રમાણે સઘળું તંત્ર રચાયું છે.

એટલું તો માન્ય કરવું જોઈએ કે તે પ્રજાએ, વિદ્યાકળામાં આગળ વધી ભૌતિક ઉન્નતિ પ્રાપ્ત કરી છે. અને અન્ય પ્રજાઓના હક સંબંધને હાની પહોંચે તો ચિન્તા નહિ. પણ પોતાનું આર્થિક હીત કેવી રીતે સધાય તે પ્રધાનપણે લક્ષમાં રાખી સઘળી બાજી રચી છે, "વર મરો કન્યા મરો પણ ગોરનું તર-ભાણું ભરો" એવી કહેવત પ્રમાણે રાજ્યતંત્ર ઘડાયું છે. તેઓના કેટલાક ગુણો વખાણવા લાયક છે. સાહસીકપણું, કાર્યદક્ષતા, સ્વદેશાભિમાન, સમય-સુચકતા, આગળ ધસવું વીગેરે સદ્‌ગુણો અનુકરણ કરવા જેવા છે. આપણાં પ્રાચીનશાસ્ત્રોની અને લુપ્ત થયેલી કળાઓનું પાકું શોધન કરી તેમાંથી આર્થિક ઉન્નતિ સાધવાને જે પ્રયાસો અને નવીન હુન્નરોનો વધારો કર્યો છે, તે આપણને આશ્ચર્ય

ચકિત કરે છે, એટલુંજ નહિ પણ આપણો પ્રમાદ, આળસ, પાછળ પડવાપણું સિદ્ધ કરી આપણને શરમાવા જેવી સ્થિતિમાં આણ્યા છે, છતાં, આપણામાં હજુ જાગૃતિ આવી નથી.

તેઓની પ્રજામાં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યા બમણી તમણી હોવાથી વ્યભિચાર વૃત્તિનેપોષણ મળે એવી વસ્તુસ્થિતિજોવામાં આવે છે. જો કે ત્યાંની હવા ઠંડી છે. પણ તેમનાં ખાણાં પીણાં ગરમ છે. ઘરમાં કામ કરનાર નોકર-ચાકર પણ સ્ત્રીવર્ગ હોય છે. આપણા દેશમાંથી ગયેલા વિદ્યાર્થીઓને બાથરૂમમાં નહાવાની સામગ્રી તૈયાર કરનાર, બીછાનાં સાફ કરી તૈયાર કરનાર, તેમજ બીજાં કામ કરનાર જુવાન કુંવારી છોકરીઓ હોય! આવી લાલચોમાંથી તેઓને નિર્લેપપણે પસાર થવું મુશ્કેલ પડે છે. કેટલાક તેમાં ફસાઈ ગયાના દાખલા પણ બને છે. રાજ્યવંશીઓને તો આ મોહ જાળમાંથી બચવું મુશ્કેલ પડે છે. તેઓ ફસાયાના દાખલા પણ બને છે. વળી આવી લાલચોમાંથી આજ કાલ રાજાઓ ત્યાંના પ્રવાસે જવાના શોખીન થતા જાય છે, અને બહુ ખરચ કરે છે, જે બોજો તેમની રૈયત પર પડે છે. પરિણામે તેઓને સોસવું પડે છે.

બીજી તેમની વખાણવા લાયક બાબત બહારની તેઓની સ્વચ્છતા છે. તેમનાં ઘરબાર, દાચરચીલાં, પહેરવેશ આદિ બહુજ સ્વચ્છ અને વ્યવસ્થિત જોવામાં આવે છે. વસ્તી તવંગર-મધ્યમ અને ગરીબ અને ત્રણેનું મિશ્રણ છે. તેમાં ગરીબનું પ્રમાણ વધારે જોવામાં આવે છે. પણ અહીંની માફક તેઓ ભીખ માગી શકતા નથી. કારણ કે ત્યાં ભીખ માગવી એ ગુન્હો ગણાય છે. તેથી ગરીબને કંઈ મદદ જોઈતી હોય તો રસ્તાની ઉપર જનાર ગૃહસ્થો આગળ ઝાડુ ફેરવે, પંખાથી પવન નાખે, કંઈ ગાયન ગાઈને તેનું ધ્યાન પોતાની ગરીબાઈ તરફ ખેંચી કંઈક મેળવે પણ ભીખ તો માગીજ શકે નહી. આથી ત્યાં અહીંની માફક આળસને ઉત્તેજન મળતું નથી. આપણા દેશમાં ભીખારી ઘણાજ વધી ગયા છે. જેથી દેશને તેઓ બોજારૂપ થયા છે. ત્યાં દરેક જણ કામ કરીને પોતાનો નિર્વાહ કરે છે, અને ઉદ્યમી રહે છે. છતાં મજુરવર્ગને ખરચે તવંગરો તાગડધીના કરે છે એમ કહેવાય છે. તેઓને રહેવા સારૂ ઘરો પણ નથી, બહાર જ્યાં ત્યાં પડી રહેલા જોવામાં આવે છે, ફક્ત લુલાં-લંગડાં-આંધળાં અશક્તોને માટે ગરીબગૃહો હોય છે ત્યાં તેમને આશ્રય મળે છે

કેળવણી તેમજ હુન્નર કરવામાં તેઓ આપણા કરતાં વધારે આગળ છે કેળવણી આપવાની સંસ્થાઓ પણ જોઈએ એ તેટલી છે. દરેકને શાળાનું શિક્ષણ મળે એવી ગોઠવણ કરવામાં આવી છે. જેમ શિક્ષણ મળવાના સ્થાન ઘણા છે તેમ જુગારખાનાં, દારૂના પીઠાં, નાટકો, સિનેમા, કુટણખાનાં વગેરે ઉન્માર્ગે ચડાવવાના સાધનો પણ ઘણાં છે. તેઓના ખાણાં પીણાં એટલાં બધાં રાજસી-તામસી છે કે વિષય લાલસા વધારે જોવામાં આવે છે આ પ્રમાણે છતાં પ્રજાનો મોટો ભાગ ઉંચી કેળવણી, સુસરકાર અને સુવિચારથી સુરક્ષિત થયેલ મંડળો અને કુટુંબોથી ભરપુર છે. જેમની ઉંચી ભાવનાઓ અને ચારિત્રો ઘણા પ્રશસાપાત્ર છે.

તે દેશમાં ઔદ્યોગિક કારખાના બહુ છે. કાપડની મિલો, વરાળયંત્રો અને વિજળીના કારખાનાં, સોય અને ટાંકણીઓ બનાવવાનાં કારખાનાં, તમામ જાતની છરીઓ, ચપ્પુ, શસ્ત્રો વગેરે બનાવવાના કારખાના, તમાકુની બીડીઓ, દારૂ, પીણાં, ખાણાની ચીજો વગેરેનાં કારખાનાંમાં લાખો મજુરો કામ કરી રહ્યા હોય છે, ઘરની અંદર બૈરાં-છોકરાં-છોકરીઓને કામે લગાડવાને પણ ઘણાં સાધનો છે, જેથી કોઈ પણ આળસુ બેસી રહેલું જોવામાં આવે નહીં. કોઈ સિવવાનું, કોઈ ભરવાનું, કોઈ ચિત્રો પાડવાનું, કોઈ ગાવાનું, કોઈ વાજીંત્ર વગાડવાનું એમ કામમાં મચેલાં જોવામાં આવે છે.

પબ્લીકપાર્ક, ખાનગી બગીચાઓ, કસરત શાળાઓ, અખાડા, તાલીમખાનાં, ક્રીકેટ, ટેનિસ

વગેરે રમવાનાં સ્થળો પણાં રમણીય હોય છે. રજ-વાડાનાં મકાનો, પેલેસો, કોર્ટહાઉસો, ટેમ્સ નદીનો પુલ, હોટેલો, ખાનગી ધનાઢ્ય વર્ગનાં રહેવાનાં ગૃહો, આ બધું જોવાલાયક છે. આપણને એમ લાગે છે કે ઇન્ડિયામાં આવી કલેક્ટર, પોલિટીકલ એજન્ટ, કમીશ્નર, જડજ વગેરે મોટા હોદ્દાવાળા અને ભારે પગારવાળાઓ પૈસા કમાઇને ત્યાં મોટાં ભવ્ય મકાનો બંધાવી રહેતા હશે, ના, તેમ નથી! તેઓ તો હોટેલોમાં રહી જીંદગી પુરી કરે છે. પછી કોઇક ઘર બાંધે છે તો ફક્ત નાનુ જ! જેનું નામ તેઓ "કોટેજ" આપે છે. કેટલાક પેનશનરોને તો મેં બજારમા શાકની ઝોળી લઇ શાક ખરીદતા જોયા છે. ગમે તેમ હો! પણ તેઓ ઘણું સુખી અને સાદું જીવન ગાળે છે. નહી કે આપણા અહીંની માફક મોટા મકાન બાંધી, મોટા વરા કરી, લોકોમાં મોટા કહેવરાવવાને બધુ ધન ખરચી નાખી ખાલી ખખ જેવા બને છે! તેઓ પોતાની કમાણીનો ઉપયોગ તેમનાં બાળકોને સારી કેળવણી આપી સુધારવામાં અને જુદા જુદા ધધાને લાયક કરી પગ-ભર કરવામાં કરે છે. તેમને માટે પૈસો એકઠો કરી મુકી જતા નથી, કે તેઓનાં છોકરાં પાછળથી આળસુ બની તે કુમાર્ગે ખરચી દઇ ભીખારી બને. આ પ્રમાણે તેમના વિલાયત સંબંધી વિચારો બતાવ્યા હતા.

મહારાજાશ્રીએ એક પ્રસંગે એમ પૂછ્યું કે– "આજકાલ રાજવંશીઓ ઘણે ભાગે અપુત્ર સ્થિતિ કેમ ભોગવે છે? તેના વિષે તમારો શું અભિપ્રાય છે?"

દાક્તરઃ–તેના ઘણાં કારણો છે. મુખ્ય કારણ તો એ છે કે શરીરનું રક્ષણ થતુ નથી. તેની ત્રુટી જન્મથી રાજવંશીઓ ભોગવે છે. "બીજમાંથી વૃક્ષ" એ ન્યાયને આધારે બીજની નબળાઇ એજ વૃક્ષની નબળાઇનું મૂળ કારણ છે, પછી ક્ષેત્ર સારૂં હોય તો પણ વૃક્ષતો નબળુંજ થવાનું. બીજ આરોપણ પિતાથી થાય છે. આધુનિક સમયમાં રાજાઓ ઘણી રાણીઓ પરણે છે તેથી પણ સંતોષ નહી થતાં પાશવાનો રાખે છે. તેથી શક્તિનો અતી-શય વ્યય થાય છે. આ પ્રમાણે હાલના રાજાઓની સ્થિતિ છે તેઓ વ્યસનો વગેરે કુટેવોને લીધે શરિ-રની નિર્બળતાથી સારી તંદુરસ્ત પ્રજા ઉત્પન્ન કરી શકતા નથી. વળી તેઓનાં ફરજનો જન્મથી ધાઇમા અને દાવડીઓ જેવી હલકી સ્ત્રીને આધીન કરવામાં આવે છે. In short they are brought up in a vitiated nursery-bed જરા મોટાં થતાં ખવાસો અને હલકા નોકરોને આધીન પડે છે. જેમના સહેવાસમાં તેઓ અનેક પ્રકારની કુટેવો શિખે છે. પછી સ્કૂલ અગર કોલેજમાં દાખલ થાય છે ત્યાં પણ પેલા નાનપણમાંજ સંભાળ લેનાર ખવાસો તો ભેગા જ હોય છે. કોલેજમાં સખત કાયદા અને નિયમોને આધિન રહેવું પડે એટલે પોતાના મુસાયબ અગર ટયુટર અને એક બે ચુનંદા નોકરો હોય, છતાં અલગ ઉતારાઓમાં બીજા નોકરો વગેરેને રહેવાની છુટ હોય છે. તેથી કોલેજના શુદ્ધ વાતાવરણમાં પણ ગંધ તો ખરી જ. વિષય લંપટ ખવાસો અને દાવડીઓની વિષયપોષક વાતો અને કુસંગથી પમાર થએલા રાજ-કુમારો કોલેજના કેદખાનામાંથી છુટ્યા ના છુટયા કે તુરતજ લગ્નદલાલોએ તૈયાર કરેલા પરણવાનાં માગાં આવેલાં હોય તેમાંથી એકાદ ગાળીયું વળગાડી દેવામાં આવે છે. ત્યાં પણ ભારે ટીકાની રકમ, કીમતી દાયજો, અને મોટા રાજ્ય સાથે સંબધમાં આવવાની લાલસાના અંધપીઝેડામાં ભવિ-ષ્યનાં વર-કન્યાની ઉમર વગેરેની શી રીતે સમા-નતા અગર વિશમતા છે તે તરફ ધ્યાન અપાતું નથી. ઘણાં કેસોમાં કન્યા વર કરતાં મોટી હોય છે. પછી કહેવાનું શું ઉપર વર્ણવેલ સ્થિતિના રાજકુમાર મોટી કન્યાની સાથે વિવાહીત થયા એટલે વસ્તુસ્થિતિ પહોચી વળવાને અનેક પ્રકારના ઉપાયો કરવામાં આવે છે. તેજદાર આસવો, દારૂ, જોસદાર માત્રાઓ વગેરે કૃત્રિમ ઇલાજો કામે લગાડવામાં આવે છે. તેથી

લાભને બદલે હાની થાય છે અને ઉલટી કાયમની કુદરતી અને પ્રજોત્પતિ શક્તિ ખોઈ બેસે છે. આ પ્રમાણે દાક્તરે પ્રશ્નનો ખુલાસો કર્યો.

દાક્તર પ્રાણજીવનદાસ દીવાન બહાદુર લાલજી-ભાઈની દીવાનગીરી દરમ્યાન હતા. લાલજીભાઈને દીવાન પદ ધારણ કરે લગભગ પાંચ વરસ થવા આવેલાં. તબીયત પણ નરમ જેવી રહેવા લાગી. તેથી તેઓએ નિવૃત્ત થવાની ઈચ્છા નામદાર મહારાજાશ્રીને જણાવી. મહારાજાશ્રીએ કહ્યું કે–"હાલ ઉતાવળ શી છે? પ્રથમ આપની જગોએ લાયક ગૃહસ્થ કોણ છે તે સબંધી વિચાર કરી મને જણાવો." દીવાન બહાદુરે દાકતર પ્રાણજીવનદાસનુ નામ સુચવ્યું અને કહ્યું કે, "તેઓએ બારીસ્ટરના ટર્મ ભર્યા છે એટલે કાયદાકાનુનથી વાકેફ છે. વળી આપના વિશ્વાસુ નિવડયા છે." મહારાજાશ્રીએ દાક્તર પ્રાણજીવનદાસની શી મરજી છે તે જાણવા તેઓને પૂછ્યું–પણ તેઓએ દીવાનપદ લેવાની સાફ ના પાડી, અને કહ્યું કે, દાકતરને દીવાન બનાવવો એ "Fixing a Square nail in a round hole" જેવું થશે. લોકોને પણ તે રૂચતું આવશે નહી. તેમજ પોલીટીકલ એજન્ટને પણ ચર્ચાનું કારણ થશે. એવામાં મહી-કાંઠા પોલીટીકલ એજન્ટનો મુકામ ત્યાં થયો, પ્રસંગે વાત નીકળી, દાકતરની હોંશીયારી અને પ્રમાણીક વર્તન વીગેરે બાબત સાહેબ બહાદુરને માહીતી હતી. પણ વાંધો માત્ર દાક્તરને દીવાન બનાવવો એ ઉચીત ગણાશે કે નહીં તે હતો; અને તેજ કારણ બતાવી દાક્તરે પ્રથમથીજ ના મરજી જણાવેલી. મહારાજાશ્રીનો દાક્તરને દીવાન પદે નીમવાનો ભાવ તેમજ આગ્રહ બહુ જણાયો અને બારીસ્ટરના ટર્મ ભરી કાયદા કાનુનમાં પાવરધા થયા છે એટલે નીમવાની હરકત નથી વીગેરે અભિપ્રાય જાણી સાહેબ બહાદુર પણ હજુરશ્રીના અભિપ્રાયને મળતા થયા. પણ દાક્તરે તો છેવટ સુધી જગો લેવાની ના પાડી. હજુરશ્રી નારાજ થાય, એટલે દાક્તરે એક યુકતી શોધી કાઢી કે "બારીસ્ટરના ટર્મ ભર્યા છે. પણ "કોલ" થયો નથી. મારો વિચાર ઈંગ્લાંડ જઈ તે વિધી પુરી કરી આવવાનો છે. માટે મને રજા મળે તો હું જઈ "કોલ" થઈ આવું. જેથી પછી કાંઇ વાંધો રહેશે નહી." હજુરશ્રીએ ખુશીથી તેમ કરવા જવાની રજા આપી એટલે દાક્તર ફરી ઈંગ્લાંડ ગયા. તે દરમ્યાન અહીંઆ છપનીઆ દુષ્કાળની શરૂઆત થઇ. આવા સંજોગો ઉભા થવાથી દીવાન લાલજીભાઈની નરમ તબીયતને લીધે વહેલા છુટા થવા તેઓએ આગ્રહ કર્યો. મહારાજાશ્રીએ તેઓને દાક્તર પ્રાણજીવનદાસ પાછા આવતાં સુધી રોકાવા કહ્યું. લાલજીભાઇ પણ દાક્તરની રાહ જોવા લાગ્યા. દાકતર પ્રાણજીવનદાસ "કોલ" થઈ પાછા ઇન્ડીઆ આવવા નીકળ્યા ખરા, પણ વચમાં પોતાના મિત્ર મી. એમ. કે. ગાંધીને મળવા સારૂ આફ્રિકામાં રોકાયા, તેથી ઢીલ થઈ. મહીકાંઠા પોલીટીકલ એજન્ટે છપનીયા દુકાળને વળવા સારૂ ઈડર સ્ટેટ શું ઈલાજો લેવા ધારે છે તેની પ્રોજેકટ તૈયાર કરી મોકલવા તાકીદ કરી. એટલે લાલજીભાઈ તો ગભરાયા અને છુટા કરવા આગ્રહ પૂર્વક વિનંતી કરી. એક તરફ નરમ તબીયત તેથી લાલજીભાઈ દુષ્કાળની વસ્તુસ્થિતિને પહોંચી વળવા અશક્ત હતા તે ખુલી વાત હતી. બીજી તરફ પ્રાણજીવનદાસને પાછા આવવામાં ઢીલ થઈ. આ પ્રમાણે "સુડી વચ્ચે સોપારી"ની કહેવત પ્રમાણે મહારાજાશ્રીને મુઝવણ થઈ. જો બીજો દીવાન નીમે તો દાક્તર પ્રાણજીવનદાસ સાથે વચન ભંગ જેવું થાય. તેઓની રાહ જોવામાં આવી પણ પ્રોજેકટ, એજન્સીમાંથી રીમાઇન્ડરો ઉપર રીમાઇન્ડર આવ્યા છતાં મોકલાય નહીં, તો પોલીટીકલ એજન્ટ સાહેબની ખફગી થાય! આવા સંજોગો આવી પડ્યાથી હજુર-શ્રીને રાવબહાદુર કેશવલાલ હીરાલાલ, ખંભાતના માજી એડમીનીસ્ટ્રેટરને એકદમ નીમી લાલજીભાઈને છુટા કરવા પડ્યા. કેશવલાલભાઈએ દુષ્કાળનું કામ ત્વરાથી હાથમાં લીધુ અને પ્રોજેકટ તૈયાર કરી મોકલી આપી.

દાક્તર પ્રાણજીવનદાસ તેઓના મીત્ર મી. એમ. કે. ગાંધીને આફ્રીકામાં મળી પાછા આવ્યા. અત્રે જોયું તો દીવાનની જગો પુરાઈ ગયેલી જણાઈ. વચમાં પ્રાઇવેટ સેક્રેટરી અને મુડટી શિવસીંહજી હોવાથી તેમને, આ પ્રમાણે થવાનું શું કારણ, તે વિષે પુછ્યું. બંને જણે તેમને સમજાવ્યું કેઃ–" તમારા પાછા ફરવામાં ઢીલ થઈ અને દુષ્કાળનો મામલો! તેથી મહારાજાશ્રીને દીવાન નીમી દેવામાં કફોડા સજોગો આવી પડવાથી, ફરજ પડી છે. તેઓને તમારી સાથેના વચનની વિસ્મૃતી થયેલી નહોતી. અમો બંનેએ પણ તે સબંધી શ્રીજીનું ધ્યાન ખેંચ્યુ હતું કોઈ પ્રકારની ખટપટનું પરીણામ થયું નથી." હજુરશ્રીની સાથે મુલાકાત થતાં બધી બાબતનો ખુલાસો થયો. દાક્તરના મનનું સમાધાન થયું ખરૂં! પણ જે આશાએ અને ભરોસે લાંબો પ્રવાસ ખેડી, ખરચમાં ઉતરી દાક્તર બારીસ્ટરની "કોલ" થવાની વિધીપૂર્ણ કરી આવ્યા, છતાં નિષ્ફળતા પ્રાપ્ત થયાની વાત તો મનમાં સાલ્યા જ કરે. મહારાજાશ્રીને પણ મનમાં બહુ ક્ષોભ થયા કરે. દાક્તર ઘણા સમજુ, તેથી તેમણે રસ્તો શોધી કાઢચો કેઃ–" જ્યારે બારીસ્ટરની વિધીપૂર્ણ કરી છે અને ડાકટરની ડીગ્રી પણ છે ત્યારે અન્યક્ષેત્રમાં નશીબ કેમ નહી અજમાવવું!" આમ વિચાર કરતાં કરતાં છેવટે રગુનનું અન્નજળ જાગ્યું!

હે પ્રારબ્ધ દેવી! તારી તો બલીહારી જ છે! હવે દાક્તર પ્રાણજીવનદાસને ઈડર સ્ટેટમાંથી છૂટા થઈ રગુનમાં પોતાનું નશીબ કેવી યારી દેછે તે વિષે આ પત્રના અગાઉના અંકોમાં કેટલીક હકીકત કહેવામાં આવી છે છતાં યથાવકાશે પ્રભુની મહેરબાની હશે તો વિશેષ કહેવાશે



# દેશી રાજ્યોના પ્રશ્નો

## કેળવણી વિષે ના૦ પોરબંદરનરેશના વિચારો.

[ સપ્ટેંબર માસની આખરે પોરબંદર હાઈસ્કૂલના વાર્ષિક મેળાવડા પ્રસંગે પોરબંદરના નામદાર મહારાજાશ્રીએ હોસ્ટેલ બાબત પોતાના વિચારો દર્શાવતા કેળવણી વિષયક કેટલાક મહત્વના વિચારોનો ઉહાપોહ કર્યો હતો અર્વાચીન કેળવણીના વિચારકો તેમા ઘટિત ફેરફાર કરવા માટે વ્યવહાર ઉકેલ શોધી રહ્યા છે તેમા ના૦ મહારાજાશ્રીએ દર્શાવેલા વિચારો ઉપયુક્ત થાય એવા હોઈ આ નીચે આપવામા આવ્યા છે, જે તેઓશ્રીએ આપેલા ભાષણના તારણરૂપે છે તંત્રી ]

ગયા મહીનાની ૧૭ મી તારીખે દુષ્કાળ નિમિત્તે આપણે સૌ મંદ્રેમાના હોલમા ભેગા થયા હતા, અને જ્યારે મેં મારી બે અગત સેવાઓ જાહેર કરેલ, ત્યારે મેં કહ્યુ હતુ કે વિદ્યાર્થીઓ માટે એક હોસ્ટેલ બાંધી પ્રજાને ભેટ આપવાનો મારો ઇરાદો છે, અને તે બાબતના માગ વિચારો હું હવે પછીના હાઇસ્કુલના મેળાવડામા જાહેર કરીશ તે સમય આજે આવી પહોંચ્યો છે, અને હોસ્ટેલ બાબત મારા શુ શુ વિચારો છે તે સમજાવવાની હું આ તક લઉ છુ. આપ સૌને કદાચ યાદ તો હશે કે આ હોલમા આજથી બરાબર બે વર્ષ પહેના આપણે સૌ એકઠા થયા હતા ત્યારે કેળવણી કેવા પ્રકારની હોવી જોઈએ તે બાબત મેં મારા પોતાના વિચારો જાહેર કર્યા હતા, અને તે મેળાવડો પુરો થયા બાદ બહુજ જુજ સમયની અંદર મેં મારા હોસ્ટેલ બાબતના વિચારો કાગળ ઉપર મુકવા શરૂ કરી દીધા હતા મને ખ્યાલ કરતા ખરેખર આનદ થાય છે કે મારી સેવાઓ ફળીભૂત થવાનો સમય હવે ઘણોજ નજદીક આવતો જાય છે હોસ્ટેલની યોજના કાગળપર મૂકયા પહેના મને એમ લાગ્યુ કે યોજના એવા પ્રકારની હોવી જોઈએ કે ત્યા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ આ દુનીયામા પડતા અનેક દુખોમાંથી જેમ બને તેમ મોટે અંશે બચી જાય. ત્યારે મેં મારા મનને એક સવાલ પૂછયો કે "આ દુનીયામા દુખનાં શુ શુ કારણો છે" ખૂબ ખૂબ વિચારણાને પરીણામે એમ લાગ્યુ કે કારણો તો ઘણા છે, પણ મુખ્ય કારણ તો "અસંતોષ" બીજા તમામ કારણો તેના પેટા ભાગમાં આવી જાય છે

અસંતોષનો ઉપાય શુ? કદાચ આપ સૌને લાગશે કે તેનો ઉપાય મુશ્કેલ હશે પણ મારા નમ્ર માનવા પ્રમાણે તે કાંઈ બહુ કઠીન નથી લાગતુ માણસમા અસંતોષ કયારે પેદા થાય છે અને તે પેદા થવાના ખાસ કારણો કયા? તેનો મુખ્યત્વેકરીને એ જવાબ હોઈ શકે કે જ્યારે પોતાનાજ માટે-પોતાનાજ સ્વાર્થ માટે-માણસ જીદગી ગાળતો હોય કારણ ઘણું સ્પષ્ટ છે તેથી એ બાબત વિશેષ વિવેચન નથી કરતો 'સ્વાર્થ' એ સર્વ દુખોનું મૂળ છે એ દર્દની દવા તો માત્ર એકજ છે-અને તે દવા 'પરમાર્થ'. પરમાર્થ પણ એવા પ્રકારનો ન હોવો જોઈએ કે હુ આમ કરીશ તો મારી આબરૂ વધશે-હું એમ કરીશ તો મારી વાહવાહ કહેવાશે-હુ અહીંઆ જઈશ તો મને યશ મળશે-હું ત્યા જઈશ તો મને પ્રખ્યાતી મળશે પરમાર્થ, કયારે પરમાર્થ કહી શકાય કે જ્યારે તે બીલકુલ સ્વાર્થ રહીત હોય ત્યારેજ. સ્વાર્થી પુરૂષને મોટી ઉમરે પરમાર્થી બનાવવો એ સહેલુ નથી પરમાર્થના તથા જન સેવાના સસ્કાર તો નાનપણમાજ પાડવા જોઈએ માટે મારી હોસ્ટેલની યોજનામા મેં તે બાબત ખાસ લક્ષ આપ્યુ છે, અને નાની વયથીજ જન સેવા તથા પરમાર્થના સસ્કાર પડે તેવી જાતની ગોઠવણ કાર્યક્રમમાજ દાખલ કરી દેવાનો પ્રયત્ન કર્યો છે.

દુનીયામા દુઃખનું બીજુ મોટુ કારણ એ હોય છે કે મનુષ્ય પોતે પોતાની કિંમત નથી સમજી શકતા આપણી કિંમત હોય લોઢાની, અને આપણે માનીએ કે આપણે છીએ સોનાના આપણે હોઈએ ૧૨-૧૪ રૂપીયાના પગારને લાયક અને આશા રાખીએ ૪૦-૫૦ ના પગારની આથી કરીને કમાવાની ઉમરે આપણામાં ઘણો અસંતોષ ઉત્પન્ન થાય છે એનો ઉપાય પણ ખાસ મુશ્કેલ નથી એનો ઈલાજ શિક્ષકો તથા માબાપોના હાથમા છે-માબાપોના હાથમા વધારે નાનપણથી છોકરાઓને ભાઈ બાપા કરી કરીને બહુજ વધારે પડતા લાડથી ઉછેરી બગાડવામા આવે છે, તેથી દોઢડહાપણના ખ્યાલો નાની ઉમરથી તેમના મગજમા બેસી જાય છે, કે જે મોટી ઉમરમા નીકળવા મુશ્કેલ થઈ પડે છે માટે નાનપણથીજ તેવા ખ્યાલો તેમના મનમા ન આવે તે માટે ખાસ કાળજી રાખવા આ તકે માબાપોને હું ભાર દઈને ભલામણ કરૂ છુ તમારા દીકરા દીકરીઓ કાંઇ સારૂ કામ કરે કે કોઈ વિષયમા ખાસ પ્રવીણતા બતાવે, તો તેઓને મોઢે એમ ન કહેવુ કે તમારા જેવુ કોઈ હુશિયાર નથી એમ કહેવાથી છોકરાઓને એક બીજો પણ ગેરલાભ થાય છે અને તે એ કે વધારે શીખવા માટે અને વધારે હુશિયાર થવા માટે તેઓની કાળજી પછી ઓછી થઈ જાય છે અને ઓછી થઇ જાય તેમા નવાઈ પણ શુ છોકરાઓને તો નાનપણથીજ અંગ્રેજી કહેવત "Deserve & Desire'–'યોગ્ય બનો અને પછી ઇચ્છો'–એ ઉત્તમ સૂત્રના ખ્યાલોમા અને વાતાવરણમા ઉછેરવા જોઇએ

આ તકે હું પોરબંદરથી પ્રજાને તથા ખાસ કરીને સુદામાપુરીએ પહોંચેલા વિદ્યાર્થીઓને આપ સૌના સુખ માટે એક સલાહ આપવા ઇચ્છુ છુ આપ સૌના મનમા એમ થતું હશે અને મને ખબર છે કે થાય પણ છે, કે અમે ભણ્યા ગણ્યા, અમે ભણતા ગયા, તોપણ રાજ્યમા નોકરી મેળવવાની મુશ્કેલી પડે છે પરતુ આપ સૌ ખાત્રી પૂર્વક સમજજો કે આ મુશ્કેલી માત્ર પોરબંદર રાજ્યમાજ છે તેમ નથી હિંદુસ્થાનના દરેકે દરેક રાજ્યમા અને દરેકે દરેક ઈલાકામાજ તેવીજ હાડમારી ઘણા વર્ષોથી ચાલુ છે, એમા રાજકર્તાઓનો દોષ નથી કદાચ અંશે દોષ ગણાય તોપણ એટલા પુરતો કે પ્રજાઓને અગાઉથી ચેતવણી ન આપી કે તમો ખોટે રસ્તે ચાલ્યા જાઓ છો તેને અંગે હુ પણ અમુક અંગે દોષિત થયો છુ પણ "જાગ્યા ત્યારથી સવાર" એ સૂત્રના અંગે હુ આજે મ્હારા પ્રીય પ્રજાજનોને તે ચેતવણી આપી દોષ મુક્ત થાઉ છુ હવે ખોટો માર્ગ એ કે ઘણા વર્ષોથી પ્રથા એવી પડી ગઇ છે કે છોકરો થોડુ ઘણુ ભણ્યો એટલે માબાપોની ઇચ્છા તેને કારકુનની નોકરીમા દાખલ કરવાની હોય છે, પછી ભલે તે છોકરો બ્રાહ્મણનો હોય, રજપુતનો હોય, ખેડુનો હોય, અગર તો હોય સુતાર, લુહાર, વાણંદ કે મોચી 'કારકુની" એ જીંદગીનું દ્રષ્ટિ બિંદુ કરીને આપણી હિંદુસ્થાનની પ્રજાઓ બેસી ગઈ છે ખાસ કરીને કાઠીયાવાડની પ્રજાઓ. મારી ચેતવણી તો એટલા પુરતી જ છે કે તે પ્રમાણે ન હોવુ જોઈએ પ્રજાઓએ તેમના વિચારો જેમ બને તેમ વેળાસર બદલાવવાની અગત્યતા આવી ગઈ છે મદ્રાસ ઇલાકામા છોકરો ગમે તેટલુ ભણ્યો હોય તો પણ નાનામાં નાની નોકરી રાજીખુશીથી કરી લ્યે છે તે ઈલાકામા કેળવણી એટલા મોટા પ્રમાણમા છે અને ગ્રેજ્યુએટની એટલી મોટી સખ્યા થઈ ગઈ છે, અને દરેક વર્ષે એટલી મોટી સંખ્યામા વધારો થતો જાય છે, કે ટેકસી હાંકવાવાળા જુઓ તો ગ્રેજ્યુએટ બસ હાંકવાવાળા જુઓ તો ગ્રેજ્યુએટ, ટિકિટ કલેકટર જુઓ તો ગ્રેજ્યુએટ, પટાવાળા જુઓ તો ગ્રેજ્યુએટ, હમાલ જુઓ તો ગ્રેજ્યુએટ, દ્રપાની જુઓ તો ગ્રેજ્યુએટ, ડબલ ગ્રેજ્યુએટની પણ એજ દશા છે વકીલોની સ્થિતિ પણ ત્યા એવીજ છે નાના નાના કેસો તો માત્ર ચાર આનામાજ લે છે-અને તે પણ નહીં કે એક દિવસના, પરતુ આખા કેસના મુબઈ જેવા મોટા

અને પૈસાદાર શહેરમા ગ્રેન્યુએટો–મદ્રાસી શિવાય–ફક્ત ત્રીસ રૂપીઆના પગારથી રાજીખુશીથી નોકરીની શરૂઆત કરી દીએ છે મને કહેતા દીલગીર થાય છે, પરતુ હકીકત સત્ય છે, કે આપણે ત્યા મેટ્રીક થયેલ છોકરાઓની એવીજ સ્થિતિ થઇ પડી છે અને તેની સ્થિતિને જેઓ દુખદ માનતા હોય તો મારા ધારવા પ્રમાણે એમાથી બચવાના ઉપાય માત્ર એજ છે–કહાતો છોકરાઓ એમના મનમાથી એવા ખ્યાલો કાઢી નાખે કે અમારાથી કારકુન અગર શિક્ષકની નોકરી શિવાય બીજી નોકરી થઇ શકે નહીં અને અમુક પગારથી ઓછા પગારે નોકરી થઈ શકે નહીં, અને કહાનો મનમા નાનપણથીજ નિશ્ચય રાખે કે ભણ્યા પછી કાઇક ધધે વળગી જાઇશ–ખાસ કરીને બાપદાદાના ધધે બાપદાદાના ધધા ઉપર હુ ખાસ ભાર મુકુ છુ તેનુ કારણ હું મારી અલ્પ મતી પ્રમાણે સમજાવુ પ્રભુની આ આખી સૃષ્ટિ અને અગાધ રચના 'Cause and Effect' "કાર્ય અને કારણ"ના સુદર નિયમથી ચાલ્યે જાય છે "કાર્ય અને કારણ" રૂપી એક જબરદસ્ત કારખાનુ છે એમા તરેહ તરેહના સાચાઓ પણ તેજ નિયમાનુસાર રાતદિવસ સૌ સૌના કામ કર્યે જાય છે તે સચાઓમા દરેકે દરેકને પોતપોતાનુ સ્થાન છે સૂર્યો, ચદ્રો, તારાઓ, પૃથ્વીઓ સૌ સૌનુ કામ કર્યે જાય છે પૃથ્વીઓ પરના તત્વો, મનુષ્યો, પશુઓ, પક્ષિઓ અને જળચર પ્રાણીઓ સૌ સૌને પ્રભુએ પોતપોતાના સ્થાન તથા દરજ્જો વહેચી આપી છે, અને કુદરતના નિયમો અનુસાર એક બીજા સાથેની સંખ્યાઓના પ્રમાણો પાડી આપ્યા છે મનુષ્ય માટે મનુ ભગવાને ચાર વિભાગ પાડી આપ્યા–બ્રાહ્મણ ક્ષત્રીય, વૈસ્ય અને શુદ્ર બ્રાહ્મણની ફરજ જ્ઞાન મેળવવુ અને જ્ઞાન આપવુ, ક્ષત્રીને દેશના રક્ષણની ફરજ સોપી, વૈસ્યને વ્યાપાર કરવાની, અને શૂદ્રોને નોકરી કરવાની ફરજો વ્હેચી આપી આ ઉત્તમ ગોઠવણમા સ્થાન ભ્રષ્ટતા તથા ફરજ ભ્રષ્ટતા થવાથી જુદા જુદા બધાઓના પ્રમાણોમા ફેરફાર થાય છે તેને લીધેજ દુનીયામા દુખ તથા અશાતિ પેદા થાય છે એમ મારૂ માનવુ છે ક્ષત્રી વૈસ્યનો ધધો કરે અને વૈસ્ય ક્ષત્રીનો, બ્રાહ્મણ શૂદ્રનો, અને શૂદ્ર બ્રાહ્મણનો, તો ગડબડ ગોટાળો થયા વગર રહે નહીં વળી દાખલા તરીકે આપણે એક મશીન લઈએ તેમા ગોળ ચક્કરને ઠેકાણે એક સીધો ભાગ મુકીએ અને સીધા ભાગની જગ્યાએ ચક્કર ગોઠવીને મશીન ચાલુ કરીએ તો શુ પરીણામ આવે તેનો આપજ ખ્યાલ કરો ખોટી જગ્યાએ ગોઠવાએલો ભાગ જો નબળો હશે તો પોતેજ તુટીને નાના કટકા થઈ જશે, અને જો મજબૂત હશે તો આખા મશીનને નુકશાની પહોચાડી તેને ચાલતુ બધ કરી દેશે, અને એ મશીન ફરીથી કયારે ચાલુ થાય કે જ્યારે તે ભાગને કાઢી નાખવામા આવે, અગર તો તે ભાગને અનુકુળ થાય તેવી રીતે આખુ મશીન નવુ બનાવવામા આવે એક બીજો દાખલો લઇએ મોટર જેવી મોટી ચીજમા એક કારબરેટર જેવી નાની ચીજમા જરા પણ કચરો આવી જાય છે, તો તરત જ મોટર ચાલતી અટકી જાય છે કહેવાનો ભાવાર્થ એટલોજ કે સૌએ પોતપોતાની જગ્યામા રહેવુ જોઇએ ખરો આનદ અને ખરી ઉપયોગીતા તેમાજ છે અને જો છોકરાઓ તેમના બાપદાદાનો ધધો ચાલુ રાખે તો સૌ સૌની જગ્યામા રહેવાના થતા ઉલ્લઘનનુ પ્રમાણ બહુ ઓછામા ઓછુ રહે આપ સૌ એકાદ બે દિવસ શાતિપૂર્વક વિચાર કરી જોશો તો આપને પણ લાગશે કે તે રસ્તો સહેલામા સહેલો છે, અને તેના કરતા બીજો એકે વધારે સરળ રસ્તો નથી તેની આપને આકડાથી પણ એક સાદી સાબીતી આપુ એક હજાર માણસની વસ્તીનું એક નાનુ ગામડુ લઇએ તેમા એમ માનો કે એકસો સુતાર, એકસો દરજી અને એકસો લુહાર છે દરેક જ્ઞાતિનુ પ્રમાણ આખી વસ્તીનો દસમો ભાગ થયો દસ વર્ષ પછી એમ માનો કે ૧૦ ટકા સમસ્ત વસ્તિમા વધારો થયો એટલે ગામડાની કુલ વસ્તી થઈ ૧,૧૦૦, અને પેલી

લખવુ સૌ સૌને ઘેર જમ્યા પછી બપોરે ત્રણ બજે તમામ વિદ્યાર્થીઓ હોસ્ટેલમા એકઠા થઈ જશે અને તે દિવસનો બાકીનો વખત વારાફરતી સોમવારના દિવસોએ નીચે પ્રમાણે કામ જોવામા, શીખવામા, અખતરો કરવામા ગાળશે —સુતાર કામ, નેતરકામ, સગીત, લુહાર કામ, મોટર મિકેનિઝમ, હાથવણાટ, કાતવાનુ કામ, દિવાસળીઓનું કામ, મોજા ગંજીફરાક બનાવવાનું કામ, સોની કામ, માટીના ઠામવાસણનું કામ, બુટનું કામ, ટેનીંગ, મધમાખી, ઉછેર, વીજળી કામ, કાગળ બનાવવાનું, કપડાનું કામ, રેડીયો એન્જીનીયરીંગ, ટેલીગ્રાફનુ કામ બાગ બગીચાનું, રસોઈનું અને બજાર લઈ આવવાનું કામ તો આવી ગયુ, તે ઉપરાત પાણીમા તરવાનું અને બની શકશે તો ઘોડેસ્વારીનું કામ વિગેરે વિગેરે બીજા તેવા ઉપયોગી કામો શિખવવાની ગોઠવણ થશે આથી એમ નથી માનવાનું કે આ તમામ કામોમા વિદ્યાર્થીઓને પ્રવિણતા જ મેળવવી પડશે. આ તમામ કામોનુ જ્ઞાન પ્રાથમિક વર્ષ માટે જરૂરનું રહેશે કે જેથી ખબર પડી આવશે કે કયા કયા વિષયોનો કેને વધારે શોખ છે તે જાણ્યા પછી માત્ર તેજ વિષયોમા કાર્યકુશળ બને તેની કાળજી રાખવામા આવશે

લાબી રજાઓ દરમ્યાન વિદ્યાર્થીઓને બની શકે તેટલુ ખેતીવાડીનુ તમામ જ્ઞાન આપવાની ગોઠવણ કરવામા આવશે, અને બની શકશે તો બાઇસિકલ પર્યટનો માટે પણ ગોઠવણ કરવામા આવશે

હવે એ સવાલ આવ્યો કે આ હોસ્ટેલમા દાખલ કરવા માટે ચોનીશ કેવા પ્રકારના વિદ્યાર્થીઓ ગોતવા એક વાત તો ચોક્કસ છે કે મેટ્રિક થયા પછેલા બેથી ત્રણ વર્ષ આ હોસ્ટેલમા ગળાય તો સારૂ તેથી હાલ ચોથા પાચમા ધોરણમા અભ્યાસ કરતાઓમાથી ગોતવાના રહેશે અને તેમાથી પણ કેવાઓને ગોતવા અને કેવા પ્રકારની જ્ઞાન કસોટીમાથી તેમને પસાર કરવા તે બાબત હજી વિચારણામા છે

આપ સૌનો મેં ઘણો વખત આજે લીધો પણ હું આશા રાખુ છુ કે આપને એમ નહીં લાગે આજનો વખત વ્યર્થ ગયો છે હોસ્ટેલનું બાધકામ હવે થોડા દિવસમાજ શરૂ થશે અને તેનું નામ "શ્રી હનુમાન હોસ્ટેલ" રહેશે. છેવટમા શ્રી હનુમાન પાસે યાચના કરૂ છુ કે પોરબદર રાજ્યનું તેઓ કાયમ રક્ષણ કરે, અને આપણને આશીર્વાદ આપે કે તેમના નામની હોસ્ટેલમા ભણતા વિદ્યાર્થીઓ તેમના નામને દિપાવે તેવા થાય, અને પોરબદર રાજ્યના માત્ર સારા શહેરીઓ તરીકે નહીં પરંતુ જવાહીરો તરીકે પકાય

---

## ઓખા બંદર

ઓખા એ રાજ્યનુ મુખ્ય બદર છે પરતુ તે શિવાય પણ દ્વારકા, બેટ, મુળદ્વારકા, વેલણ, નવસારી અને બીલ્લીમોરા એ પણ વડોદરા રાજ્યના ધ્યાન ખેંચે એવા બદરો છે

છેક સને ૧૮૮૨ ની સાલથી શ્રીમત મહારાજા સાહેબનું લક્ષ ઓખા બાજુએ એક બદર ઉભુ કરવા માટે દોરાયુ હતું મુશ્કેલીઓ અને તેમના ઉકેલને અતે સને ૧૯૨૨ મા ઓખા બદર સ્થાપન કરવામા આવ્યુ ત્યાની પરિસ્થિતિ એવા પ્રકારની હતી કે વ્યાપારની ખીલવણી અર્થે આ બદર લોહમાર્ગની સાથે કાઠીયાવાડ અને ગુજરાતની સાથે જોડવુજ પડે એટલે જામનગર રેલ્વેની સાથે તેનુ જોડાણ કરવામા આવ્યુ

મોટી સ્ટીમરો ઉભી રહી શકે તેને માટે ૪૦૦૦ ફીટ લાબો એક ડક્કો પણ બાધવામા આવ્યો. વળી વખારો અને બીજી વ્યાપારીઓને જોઈતી સગવડો પણ ત્યા કરવામા આવી અને વિધિસર સને ૧૯૨૬ મા શ્રીમત મહારાજા સાહેબના શુભ હસ્તે ઓખા બંદર ખુલ્લુ મુકવામા આવ્યુ

આ બદર મુંબઈ અને કરાચીના સિદ્ધા દરીઆઇ માર્ગમા પડે છે અને કાઠીયાવાડની વાયવ્ય ખુણામા તે આવેલુ હોઇ વર્ષના કોઈ પણ ભાગમા આવતી જતી સ્ટીમરો લાગરી શકાય એવી સગવડ વાળુ છે યુરોપથી આવતી સ્ટીમરો પણ સ્તો

બદલ્યા સિવાય અને વખતનો વ્યય કર્યા સિવાય અહિં આવી શકે છે. બંદરમાં વખારો, મોટર લોંચ, ક્રેઇન, વિગેરે અત્યારના યુગને જોઈતી બધી સગવડો પુરી પાડેલી છે. લોહમાર્ગનો ફાંટો પણ છેક ડક્કા સુધી વધારેલો છે. ત્યાં વીજળીનો, ટેલીફોનની, પીવાના પાણીની પણ વ્યવસ્થા પુરતી છે. વ્યાપારીઓ માટે સગવડ થાય એ અર્થે વડોદરા બેન્કે પોતાની એક શાખા ત્યાં ખોલેલી છે.

આ બંદર ઉઘડવાથી નીચે જણાવેલા કારખાના શરૂ થયેલાં છે.

**સિમેંટનું કારખાનું**—દ્વારકાં સિમેંટ કંપની બંધ થયા પછી વડોદરા સરકારે એમના લેણા પેટે એ કારખાનું ખરીદ કર્યું હતું. અને પાછળથી તે ઓખા સિમેંટ કંપનીને ૧૯૨૯ની સાલમાં વેચવામાં આવેલું ત્યારથી કારખાનાએ ઝડપી અને સતત પ્રગતિ કરી છે. હવે એ વાર્ષિક ૧,૦૦,૦૦૦ ટન સિમેન્ટ બનાવી શકે એવી સ્થિતિમાં છે. આ સિમેન્ટ પશ્ચિમ કિનારાનાં ચીતાગોંગ, કલકત્તા, અને બીજાં બંદરોએ ચઢે છે.

**મીઠાનું કારખાનું**—દરિયાના પાણીમાંથી મીઠું પકવવાનું આ બીજું મોટું કારખાનું છે, અને તેનું ધોયેલું મીઠું કલકત્તા અને ઈસ્ટ આફ્રિકા જેવા પરદેશમાં પણ મોકલવામાં આવે છે. ઓખા સોલ્ટ વર્કસે ૪૩,૯૯૬ ટન મીઠું પકવ્યું તેમાંથી ૪૨,૧૫૯ ટન ૧૯૩૭-૩૮ દરમ્યાન બહારગામ ચઢાવ્યું. ઇપ્સમ સોલ્ટ, મેગ્નેસીઅમ કલોરાઇડ જેવી મીઠાની ઉપ પેદાશો બનાવવા માટે પાયોનીઅર મેગ્નેસીયા વર્કસ ૧૯૩૦માં મીઠાપુરમાં ખોલવામાં આવ્યું છે અને કારખાનામાંથી ૧૯૩૭-૩૮માં ૪,૪૭૪ હંડ્રવેટ માલ જર્મની અને ૧૪,૯૨૫ હંડ્રવેટ માલ યુનાઇટેડ કિંગડમ મોકલવામાં આવ્યો.

**બીજાં કારખાનાં**—ઉપર જણાવેલાં કારખાનાં સિવાય ઓખામાં એક બરફ બનાવવાનું, એક દળવાની ઘંટીનું અને એક તેલ કાઢવાનું એવાં કારખાનાં છે. હજી પીત્તળનાં વાસણો, ટીનનાં વાસણો, કાગળની પેટીઓ અને બીજાં એવાં કારખાનાં ઉભાં કરી શકાય એમ છે.

ઓખા બંદરની આધુનિક ખીલવણીમાં જણાવવા જેવું બર્મા શેલ ઑઈલ સ્ટોરેજ એન્ડ ડીસ્ટ્રીબ્યુટીંગ કંપની ઑફ ઇન્ડીઆ લીમીટેડ તરફથી તેલ ભરવાની ટાંકી બાંધવામાં આવેલી છે, તે છે. આ ટાંકી બાંધવાનો ખર્ચ આશરે રૂ. ૧૫ લાખ થશે. ૧૯૩૯ની સાલમાં આ કામ પુરૂં થશે એવી ધારણા છે. ત્યાં પેટ્રોલીઅમમાંથી બનતી ચીજો પેટ્રોલ, ઘાસતેલ, ડીઝલ ઑઈલ વિગેરે સંગ્રહી રાખવામાં આવશે. તે સિવાય ઘાસતેલના ડબા બનાવવાનું કારખાનું બંધાય છે. તેલની સ્ટીમરોમાંથી તેલ સીધું ટાંકીઓમાં ભરાશે અને તેમાંથી રેલવે મારફતે ટાંકીમાં, પીપોમાં અને ડબામાં વહેંચાશે.

## દરિયાઈ વહાણોની અવરજવર

હંસા, હોલેન્ડ-બ્રિટીશ ઇન્ડીઆ, કલેન, એન્કર, બ્રિટીશ ઇન્ડીયા, એલરમેન, વીલસન એન્ડ સીટી હોલ લાઈનનાં વહાણો નિયમિત રીતે પરદેશી માલ માટે આવે છે. અને એશીયાટીક, બોમ્બે સ્ટીમ નેવીગેશન અને સિંધીઆ સ્ટીમ નેવીગેશનનાં વહાણો સ્થાનિક ચીજોનો માલ આણે છે. છેલ્લાં દશ વર્ષોમાં કેટલાં દરિયાઇ અને કિનારે ફરતાં વહાણો ઓખા બંદરે આવ્યાં તે નીચેના તખ્તામાં બતાવ્યું છે.

| વર્ષ | દરિયાઈ | | એકંદર | કિનારે ફરતાં | | એકંદર |
|---|---|---|---|---|---|---|
| | સ્ટીમરો | વહાણો | | સ્ટીમરો | વહાણો | |
| ૧૯૩૭-૩૮ | ૧૦૦ | ૨૯ | ૧૨૩ | ૨૩૨ | ૭૧૪ | ૯૪૬ |
| ૧૯૩૬-૩૭ | ૯૯ | ૩૨ | ૧૩૧ | ૨૪૬ | ૬૪૮ | ૮૯૪ |
| ૧૯૩૫-૩૬ | ૯૯ | ૨૮ | ૧૨૭ | ૨૩૩ | ૨૫૧ | ૪૮૪ |
| ૧૯૩૪-૩૫ | ૧૦૧ | ૧૭ | ૧૧૮ | ૨૭૭ | ૨૨૨ | ૪૯૯ |
| ૧૯૩૩-૩૪ | ૧૧૫ | ૧૩ | ૧૨૮ | ૨૭૪ | ૨૨૮ | ૫૬૨ |
| ૧૯૩૨-૩૩ | ૧૨૨ | ૨૨ | ૧૧૪ | ૨૮૮ | ૨૪૯ | ૫૩૭ |
| ૧૯૩૧-૩૨ | ૧૦૭ | ૧૪ | ૧૨૧ | ૨૫૦ | ૨૭૫ | ૫૨૫ |
| ૧૯૩૦-૩૧ | ૭૫ | ૪૧ | ૮૬ | ૨૪૧ | ૨૫૨ | ૫૯૯ |
| ૧૯૨૯-૩૦ | ૫૯ | ૧૧ | ૭૦ | ૨૬૬ | ૨૪૮ | ૫૧૪ |
| ૧૯૨૮-૨૯ | ૫૭ | ૧૯ | ૭૬ | ૨૪૫ | ૩૧૬ | ૫૬૧ |
| ૧૯૨૭-૨૮ | ૪૪ | ૩૦ | ૭૮ | ૧૬૯ | ૨૦૩ | ૩૭૨ |

## વ્યાપારની પ્રગતિ

આ બંદરેથી થએલા આયાત નીકાસની તપસીલ જોતાં તેની પ્રગતિનો ખ્યાલ આવી શકશે.

( દરેક રકમ હજારની છે )

| વર્ષ | આયાત | | | નીકાસ | | |
|---|---|---|---|---|---|---|
| | પરદેશી | સ્થાનિક | એકંદર | પરદેશી | સ્થાનિક | એકંદર |
| | ટન | ટન | ટન | ટન | ટન | ટન |
| ૧૯૩૭-૩૮ | ૨૦ | ૮૮ | ૧૦૮ | ૧ | ૧.૨૩ | ૧.૩૨ |
| ૧૯૩૬-૩૭ | ૧૫ | ૨૮ | ૪૩ | ૨ | ૧૨૫ | ૧.૭૯ |
| ૧૯૩૫-૩૬ | ૧૯ | ૭૫ | ૯૩ | ૧ | ૧૨૪ | ૧.૯૯ |
| ૧૯૩૪-૩૫ | ૨૦ | ૫૮ | ૭૭ | ૨ | ૧.૧૬ | ૧૯૬ |
| ૧૯૩૩-૩૪ | ૨૭ | ૫૦ | ૭૭ | ૫ | ૧.૦૧ | ૧.૮૩ |
| ૧૯૩૨-૩૩ | ૩૬ | ૪૮ | ૮૪ | ૬ | ૮૩ | ૧.૭૩ |
| ૧૯૩૧-૩૨ | ૨૬ | ૪૨ | ૬૮ | ૪ | ૬૮ | ૧.૩૯ |
| ૧૯૩૦-૩૧ | ૩૪ | ૧૬ | ૫૧ | ૫ | ૨૬ | ૭૭ |
| ૧૯૨૯-૩૦ | ૪૩ | ૧૧ | ૫૫ | ૧ | ૧૮ | ૭૩ |
| ૧૯૨૮-૨૯ | ૪૦ | ૨૦ | ૬૧ | ૯ | ૧૧ | ૮૧ |
| ૧૯૨૭-૨૮ | ૩૫ | ૩ | ૩૮ | ૮ | ૫ | ૫૨ |

## જકાતનું ઉત્પન્ન

છેલ્લાં ૧૧ વર્ષમાં બ્રિટીશ પ્રમાણે લીધેલી ઓખા બંદરનું જકાતનું ઉત્પન્ન નીચે પ્રમાણે છે.

| વર્ષ | જકાત મહેસુલ | | |
|---|---|---|---|
| | વીરમગામથી આગળ જતાં માલપરની જકાત | કાઠિયાવાડમાં વપરાયેલા માલપરની જકાત | પરદેશી માલપરની એકંદર જકાત |
| | રૂપિયા | રૂપિયા | રૂપિયા |
| ૧૯૩૭-૩૮ | ૮,૨૧,૪૦૧ | ૨,૩૮,૭૯૬ | ૧૦,૫૨,૧૯૭ |
| ૧૯૩૬-૩૭ | ૮,૩૩,૭૩૨ | ૧,૯૫,૧૩૯ | ૧૦,૨૮,૮૭૧ |
| ૧૯૩૫-૩૬ | ૮,૯૪,૫૮૦ | ૪,૫૩,૧૨૪ | ૧૩,૪૭,૭૦૪ |
| ૧૯૩૪-૩૫ | ૧૨,૨૧,૩૬૫ | ૩,૬૯,૫૦૧ | ૧૫,૯૦,૮૬૬ |
| ૧૯૩૩-૩૪ | ૧૩,૭૫,૪૯૩ | ૪,૫૩,૩૮૪ | ૧૮,૨૮,૮૭૭ |
| ૧૯૩૨-૩૩ | ૧૫,૧૧,૪૬૪ | ૪,૪૭,૫૪૫ | ૧૯,૫૯,૦૦૯ |
| ૧૯૩૧-૩૨ | ૧૩,૯૭,૮૫૧ | ૨,૯૮,૦૬૮ | ૧૬,૯૫,૯૧૯ |
| ૧૯૩૦-૩૧ | ૧૧,૬૪,૧૫૬ | ૩,૬૦,૨૪૮ | ૧૪,૬૪,૪૦૪ |
| ૧૯૨૯-૩૦ | ૯,૯૮,૧૬૩ | ૨,૮૨,૬૦૮ | ૧૨,૮૦,૭૭૧ |
| ૧૯૨૮-૨૯ | ૯,૭૪,૪૮૭ | ૨,૦૩,૩૨૪ | ૧૧,૭૭,૮૧૧ |
| ૧૯૨૭-૨૮ | ૮,૨૯,૭૨૩ | ૧,૬૩,૪૫૧ | ૯,૯૩,૧૭૪ |

નીચેના તખ્તામાં એજ મુદત દરમ્યાનનું જકાતનું મહેસુલ અને ખર્ચ દર્શાવવામાં આવ્યાં છે.

| વર્ષ | બ્રિટીશ હિન્દી દરે લીધેલી જકાત | બીજી જકાત | એકંદર | જકાત ખર્ચ |
|---|---|---|---|---|
| | | રૂપિયા | | રૂપિયા |
| ૧૯૩૭-૩૮ | ૧૦૫૨૧૯૭. | ૯૨૧૭ | ૧૦૬૧૪૧૪ | ૭૫૩૭૨ |
| ૧૯૩૬-૩૭ | ૧૦૨૮૮૭૧ | ૪૯૯૦૦ | ૧૦૭૮૭૭૧ | ૭૩૨૬૨ |
| ૧૯૩૫-૩૬ | ૧૩૪૭૭૦૪ | ૪૦૬૧૦ | ૧૩૮૮૩૧૪ | ૬૨૪૬૧ |
| ૧૯૩૪-૩૫ | ૧૫૯૦૮૬૬ | ૮૨૫૫૯ | ૧૬૭૩૪૨૫ | ૬૨૮૨૫ |
| ૧૯૩૩-૩૪ | ૧૮૨૮૮૭૭ | ૩૪૩૮૮ | ૧૮૬૩૨૫૫ | ૫૫૩૨૬ |
| ૧૯૩૨-૩૩ | ૧૯૫૯૦૦૯ | ૩૪૪૮૪ | ૧૯૯૩૪૯૩ | ૫૪૨૧૮ |
| ૧૯૩૧-૩૨ | ૧૬૯૫૯૧૯ | ૨૩૧૦૯ | ૧૭૧૯૦૨૮ | ૧૧૩૩૨૬ |
| ૧૯૩૦-૩૧ | ૧૪૬૪૪૦૪ | ૨૫૧૨૫ | ૧૪૮૯૫૨૯ | ૨૭૦૮૮ |
| ૧૯૨૯-૩૦ | ૧૨૮૦૭૭૧ | ૧૭૪૫૧ | ૧૨૯૮૨૨૨ | ૩૨૫૮૦ |
| ૧૯૨૮-૨૯ | ૧૧૭૭૮૧૧ | ૨૪૧૩૫ | ૧૨૦૧૯૪૬ | ૨૮૭૭૦ |
| ૧૯૨૭-૨૮ | ૯૯૩૧૭૪ | ૨૧૬૪૮ | ૧૦૧૪૮૨૨ | ૨૧૭૭૪ |

વ૦ શા૦ પત્રિકામાંથી

## વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ હવે પા સદી વટાવી ગઇ છે શ્રીમત મહારાજા સાહેબે એને જન્મ આપ્યો તેનું બંધારણ શ્રી વિલીયમ એલન્સ બોર્ડન નામના એક અમેરિકન પુસ્તકાલયશાસ્ત્ર વિશારદના હસ્તે રચાયુ અને તેનો અમલ કરવાનુ કામ ગુજરાતના જાણીતા સેવાભાવી શ્રી મોતીભાઈ અમીનના હાથથી થયુ એટલે ઉદાર રાજ્યાશ્રય, નિષ્ણાત જ્ઞાન અને અથાગ ઉત્સાહ, પરિશ્રમ અને સેવાભાવ આ પ્રવૃત્તિના પાયામા રહેલા છે

એના શરૂઆતના તથા હાલના બંધારણમા ફેરફાર ન હોવાથી તેના ઇતિહાસમા ઉતરવાની આવશ્યકતા નથી તો પણ, પુસ્તકાલય પ્રવૃત્તિમા સાડેજ઼સાજ પરિવર્તન કરનાર નીચે જણાવેલા વર્ષો લક્ષમા લેવા જેવા છે સને ૧૯૦૬મા શ્રીમત મહારાજા સાહેબે અમેરિકાથી આજ્ઞા કરી કે વડોદરામા પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવી તેજ અરસામા પેટલાદ હાઈસ્કુલના હેડમાસ્તર શ્રી અમીને મિત્રમડળ અને સરક્યુલેટીંગ લાઇબ્રેરીની યોજના અમલમા મુકી સને ૧૯૧૦મા વડોદરામા મધ્યવર્તી પુસ્તકાલય સ્થાપવામા આવ્યુ અને ગ્રામ અને ફરતા પુસ્તકાલયોની યોજના મજુર થઈ. સન ૧૯૨૫મા સરકારની પ્રેરણાને લોકજાગૃતિનો સાથ મળ્યો અને પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપનારી બે પ્રજાકીય સસ્થાઓ અસ્તિત્વમા આવી ૧ પુસ્તકાલય સહાયક સહકારી મડળ, ૨ રાજ્ય પુસ્તકાલય પરિષદ મડળ (જે પાછળથી રાજ્ય પુસ્તકાલય મડળ તરીકે ઓળખાયુ) તેજ વરસે ગણદેવીમા પહેલી રાજ્ય પુસ્તકાલય પરિષદ ભરાઈ સને ૧૯૨૮મા પુસ્તકાલયો પ્રાથમિક શાળાઓનું પૂરક કાર્ય કરનારી સસ્થાઓ તરીકે ઓળખાયા અને બાળ મહીના પુસ્તકાલયોને ઉત્તેજન આપવાનું ધોરણ સ્વીકારાયુ સને ૧૯૩૨મા શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય હોવુ જોઇએ એવો સિદ્ધાત મજુર સ્વીકાર્યો અને ૧૯૩૬ની શરૂઆતમા તે સિદ્ધાતનો ખાતા તરફથી અમલ પણ થયો ત્યારથી, થયેલા કાર્યને ટકાવી રાખવાનુ અને વધારે સગીન બનાવવાનુ કાર્ય ઉત્સાહ, અને આનદ સહ લોકો દ્વારા ઉપાડી લેવાની તજવીજ ચાલી રહી છે

પુસ્તકાલયોની જે ગુથણી રાજ્યમા પ્રસરી છે તેના વિસ્તારનો ખ્યાલ આપવા માટે કઈક આકડા ધ્યાનમા રાખવા જેવા છે રાજ્ય ચાર પ્રાતોમા વહેંચાયેલુ હોઇ તેનો એકંદર વિસ્તાર ૮૦૦૦ ચોરસ માઈલ છે દરેક પ્રાંતમા એકેક પ્રાત પુસ્તકાલય છે. દરેક તાલુકાના મુખ્ય ઠેકાણે તેમ ૪૦૦૦ વસ્તીવાળા ગામોમા મળી કુલ ૧૧૯૬ ગ્રામ્ય પુસ્તકાલયો છે તે ઉપરાત પુસ્તકાલય હોવા છતા અનેક કસબાઓમા વાચનાલયો છે તેની સખ્યા ૧૯ની છે પુસ્તકાલય વિનાના ગામોમા ૨૬૨ વાચનાલયો છે સ્ત્રીઓ અને બાળકો માટે સ્વતત્ર પુસ્તકાલયોની સખ્યા અનુક્રમે ૧૬ની અને ૧૧ની છે આ સર્વ પુસ્તકાલયોને મદદ કરનારી ફરતા પુસ્તકાલયની એક શાખા છે જેમા ગામેગામ પુસ્તકો પહોંચાડવા માટે ૩૯૦ પેટીઓ છે

ઉપરના પરિચ્છેદમા જે જુદી જુદી જાતના પુસ્તકાલયોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે દરેક પુસ્તકાલયની વ્યવસ્થા કેવી રીતે કરવામા આવે છે તે તપાસીશુ

પ્રથમ નાણાની વ્યવસ્થા લઇએ આવકના સાધનો ત્રણ છે ૧ ગામ લોકોની મદદ, ૨ સ્થાનિક પચાયતની મદદ, ૩ સરકાર મદદ આમ સ્વાશ્રયના સિદ્ધાન્ત અનુસાર મુખ્ય આધાર ગામ લોકોની મદદ ઉપર રહે છે કારણ તે રકમ જેટલી હોય તેટલી જ રકમ પચાયતની અને તેટલી જ સરકાર મદદની હોય છે. ગામ લોકો જે રકમ ઉભી કરે છે તેમા સભ્યોની વર્ગણીનો, સખાવતનો, દાનોનો, ઇતર દેણગીનો, કાયમ નિધીના વ્યાજનો અને મકાન ભાડાનો મુખ્યત્વે કરીને સમાવેશ થાય છે જો કે સરકારી મદદ લેનાર સર્વ પુસ્તકાલયો સર્વ લોકોને માટે મફત છે, તો પણ સભ્યો પાસેથી વર્ગણી લઇ તેમને ઇતર લોકો કરતા કેટલીક વધારાની સગવડ કરી આપવામા આવે છે

જેમકે છાપાંઓ તેમજ એક કરતાં વધારે પુસ્તકો એકી વખતે ઘેર વાંચવા લઈ જવાના વિગેરે. જન્મ, મરણ, લગ્ન, જનોઈ, વિગેરે શુભાશુભ પ્રસંગે દાન આપવાની પ્રથા જુની છે. કાયમ નિધીનું વ્યાજ એક ઉત્પન્નની નિશ્ચિત બાબત છે. સને ૧૯૧૬થી એક પુસ્તકાલયે જેટલી રકમ તે વરસે ખર્ચવાની હોય તેના ત્રીજા ભાગની રકમ તે વરસે કાયમ નિધીમાં લઈ જવી જોઇએ, એવું ખાતાએ ઠરાવ્યું અને લોકોએ તે માન્ય કર્યું. પરિણામે દરેક પુસ્તકાલય પાસે હાલ સારું ભંડોળ છે. અને તેના વ્યાજની રકમ નિશ્ચિતપણે દર વરસે તેમને મળ્યા જ કરે છે. મકાન ભાડાની રકમ થોડાંજ પુસ્તકાલયોને મળે છે. ગામ લોકો જેટલી રકમ એકઠી કરે તેટલીજ રકમ સરકાર આપે એવું કહેવામાં આવ્યું છે. પણ તેને મર્યાદા તો છે જ. પ્રાંત પુસ્તકાલયોને રૂ. ૭૦૦, કસ્બા પુસ્તકાલયોને રૂ. ૩૦૦ અને ગ્રામ્ય પુસ્તકાલયો, મહીલા પુસ્તકાલયો તથા બાલ પુસ્તકાલયોને રૂ. ૧૦૦થી વધારે રકમ અપાતી નથી. પ્રાંત પચાયતો તરફથી પણ ઉપરની મર્યાદાને પાત્ર રહીનેજ રકમ અપાય છે. થોડાં વર્ષોથી ગ્રામોદ્ધારનાં બીજાં કાર્યો માટે માગણી આવવાથી પ્રાંત પંચાયતો, ઉપર જણાવેલી મર્યાદા સુધી પણ રકમ આપી શકતી નથી. રાજ્યનાં પુસ્તકાલયોને મદદ આપવા માટે સરકારી અંદાજમાં લગભગ ૪૦,૦૦૦ રૂપિયા દાખલ કરવામાં આવે છે.

દરેક પુસ્તકાલય પાસે ઉપર જણાવ્યા પ્રમાણે રકમ જમા થયા પછી જે તે પુસ્તકાલય પોતાનું અંદાજ પત્રક બનાવે છે. ખર્ચ કરવાની બાબતો તો વર્તમાનપત્ર ખરીદી, પુસ્તક ખરીદી, લાકડી સામાન, પગાર એજ મુખ્યત્વે હોય છે. તેમાં મોટાભાગે વર્તમાનપત્ર ખરીદીનો હોય છે. પછી પગારનો ખર્ચ આવે છે. કસ્બાઓમાં પગારદાર ગ્રંથપાલ હોય છે, ગામડાઓમાં ગ્રંથપાલનું કામ નિશાળના શિક્ષક સેવા ભાવથી કરે છે, પરન્તુ દરેક પુસ્તકાલયને સાફસૂફી અને ઘેર ઘેર . વર્તમાનપત્રોની વ્હેંચણી કરવા માટે કમીમાં કમી એક પગારદાર નોકર રૂા. ૧૦ થી ૧૫ સુધીનો રાખવો પડે છે. સને ૧૯૩૭–૩૮ ની સાલમાં એકંદર સાર્વજનિક પુસ્તકાલયોનો રૂા. ૧,૪૯,૧૯૮ નો ખર્ચ થયો તેની ફાળવણી નીચે પ્રમાણે હતીઃ વર્તમાનપત્રો માટે ૪૭,૩૨૯, પુસ્તકો ખાતે ૩૧,૩૧૯, પગાર ખાતે ૨૪,૪૮૧, મકાનના ૩૪,૩૪૩ અને પરચુરણ ખર્ચ ૧૧,૭૨૭

જેમ નિશાળના શિક્ષક સેવાભાવથી ગ્રંથપાલનું કામ કરે છે તેમ ઘણે ખરે ઠેકાણે નિશાળની જગા પુસ્તકાલય માટે વપરાય છે. કુલ પુસ્તકાલયો પૈકી ૧૭૪ મકાનવાળા છે મકાનો બાંધવા માટે સરકાર તરફથી રૂા. ૧૦૦૦૦ જેટલી રકમ લોકોને દરસાલ આપવામા આવે છે. અને બાકીની રકમ નિભાવ માટેનું જે ધોરણ છે તેજ ધોરણમાં ઉભી કરવામાં આવે છે. રાજ્યનો અનુભવ એવો છે કે ઘણાં ખરાં મકાનો ધનિક વ્યક્તિઓની દેણગીને લીધે શક્ય થયાં છે.

પુસ્તકાલયોની કારોબારી વ્યવસ્થા સ્થાનિક સમિતિને આધીન હોય છે. સમિતિ ૩ થી ૧૨ ઈસમોની હોય છે. તેમા રહેલુ ચુટણીનું તત્ત્વ ખાસ ધ્યાનમાં રાખવા સરખું છે. બધા દરસાલ નવેસર ચુટાય છે. ચુટણીને યોગ્ય થવા માટે ઉમેદવારે પુસ્તકાલયના સભ્ય થવું પડે છે. આ સમિતિ બજેટ બનાવવાનું, પુસ્તક પસંદગી કરવાનું, વર્તમાનપત્ર ખરીદવાનું, પત્રવ્યવહાર કરવાનું વગેરે કામ પોતાની અખત્યારીમાં કરે છે. પુસ્તકાલય ખાતું એક માત્ર એટલુંજ જુવે છે કે કંઇ પણ કામ પુસ્તકાલયોને અહિતકર્તા થતું નથી. આ વિશિષ્ટતા પુસ્તકાલયોને લોકપ્રિય બનાવવામાં મોટાભાગ ભજવી રહી છે. કારણ લોકોને એમ લાગે છે કે પુસ્તકાલય એ તેમની સંસ્થા છે. અને એને આગળ લાવવાનું કામ પણ લોકોનું છે. એમાં સખ્તાઈ નથી, ઉત્કર્ષના પગથીઆ ઉપર ચડવાની માત્ર પ્રેરણા છે.

સ્ત્રીઓ માટે સ્વતંત્ર પુસ્તકાલયો ખોલવાનું મુખ્ય કારણ એ હતું કે સ્વભાવતઃ સ્ત્રીવર્ગ પુરુષોની હાજરીવાળી સંસ્થાઓનો છુટથી લાભ લેવા શિખ્યો ન હતો. એ મુશ્કેલી દૂર કરવા મહિલા પુસ્તકાલયો ખુલ્યાં અને હવે તો તે સ્ત્રીઓ માટે કલબ જેવી

સંસ્થામાં વિકસ્યાં છે. નવસારી, પાટણ, અને અમરેલીના મહિલા પુસ્તકાલયો આ બાબતમાં આદર્શ લેખાશે. તેમાં પુસ્તકો વચાય છે, કલા એટલે શિવણ ભરત ગુંથણના વર્ગો ચલાવાય છે, હિંદીનું શિક્ષણ અપાય છે, ગરબાઓ ગવાય છે, અને જીવન વધારે ખીલવવાનો ઉદ્દેશ પાર પાડનારા બધા જ કાર્યોને તેમા અવકાશ રહે છે

વાચનાલયો શરૂ કરવાનું કારણ એ છે કે સામાયિકો જેટલી ઝડપથી લોકોમા વાચવાનો રસ ઉત્પન્ન કરે છે તેટલી ઝડપથી પુસ્તકો કરી શકતા નથી. વળી વાચનાલય થયુ એટલે પુસ્તકાલયનું ખાત મુહૂર્ત થયુ એમ માનવાનું દર વરસે વાચનાલયોનું પુસ્તકાલયોમા રૂપાતર થતુ જાય છે

ફરતા પુસ્તકાલયોની પેટીઓ સ્થાનિક પુસ્તકાલયના અધુરા ગ્રથસંગ્રહને પૂરક થાય છે અને જ્યા પુસ્તકાલયો ન હોય ત્યા તેની ગરજ સારે છે. ખાતાની આ ફરતા પુસ્તકાલયોની યોજના એટલી યશસ્વી નીવડી છે કે તેનુ અનુકરણ કેટલાક પ્રાત અને કરળા પુસ્તકાલયોએ પણ કર્યુ છે.

---

## દેશી રાજ્યો અને યુરોપીય લડાઇ

(અખિલ ભારત દેશી રાજ્ય લોક પરિષદની કારોબારી તરફથી પ્રગટ કરવામા આવેલું નિવેદન)

અખિલ ભારત દેશી રાજ્ય લોકપરિષદની કારોબારી, વિશ્વની તવારીખની એક કટોકટીની પળે મળે છે, જ્યારે યુરોપમા એક મહાયુદ્ધ મચી રહ્યુ છે હિંદની પ્રજાએ પોતાના ભાવિ સબધી અતિ મહત્વના ગભીર નિર્ણયો કરવા રહે છે ભારતના આ ભાવિમા દેશી રાજ્યોનો પણ સમાવેશ થાય છે એટલુજ નહિ પણ આજના કટોકટીના મામલામા આજેય એની સીધી અસર દેશી રાજ્યો પર થતી જોવામા આવે છે.

ભારતીય રાષ્ટ્રીય મહાસભાની કારોબારીએ તા ૧૪ મી સપ્ટેમ્બરના દીને પ્રકટ કરેલા નિવેદનને અને રાષ્ટ્રીય મહાસભા સમિતિએ તા૦ ૧૦ મી ઓક્ટોબરે કરેલા ઠરાવને આ સમિતિ સંપૂર્ણ અનુમોદન આપે છે; ભારતના ઐક્ય અને ભારતની સર્વમાન્ય સ્વતત્રતામાં માનતા હોઇને, ભારતની જનતાની લોકશાસનવાદી સ્વતત્રતા માટે મહાસભાએ ઉઠાવેલ પ્રખર અવાજ માટે પોતાનો સતોષ જાહેર કરે છે આ ભાવિ સ્વતત્રતામાં દેશી રાજ્યોનો સમાન હિસ્સો હોવો જોઇએ, એમણે સમાન જવાબદારીઓ ઉઠાવવા તૈયાર રહેવુ જોઇએ.

યુરોપના યુદ્ધનું તત્કાલ કારણ નાઝી આક્રમણ છે અને પશ્ચિમના મિત્રરાજ્યોએ જાહેર કર્યું છે કે તેઓ પ્રજાતત્રવાદ, સ્વાધીનતા અને આત્મ-નિર્ણયના અધિકાર માટે લડી રહ્યા છે આ કારોબારી આ હેતુઓ સાથે સહમત થાય છે, પરતુ એ આવશ્યક છે કે આ હેતુઓનું સ્પષ્ટીકરણ થવું જોઇએ અને યુરોપ બહારના દેશો અને ખાસ કરીને ભારતને એ સિદ્ધાતો લાગુ પાડવા જોઇએ.

આ સ્ટેન્ડીંગ કમિટી એટલા માટે પોતાના યુદ્ધ અને શાતિના ઉદ્દેશોનું સ્પષ્ટીકરણ કરવા રાષ્ટ્રીય મહાસભાએ બ્રિટનને આપેલા આવ્હાન સાથે સંપૂર્ણ સહમત થાય છે. બ્રિટન જે નાઝીતત્ર સાથે લડી રહ્યુ છે તે તત્ર કરતા પણ પ્રત્યાઘાતીતંત્ર હેઠળ વસતી દેશી રાજ્યોની પ્રજા માટે પણ આ હેતુઓનો અમલ થવો જોઇએ. મહાસભાની કારોબારીએ જાહેર કર્યું છે તેમ દેશી રાજ્યોની જુલ્મનીતિ નિભાવવા માટે ભારતીય નરેન્દ્રો કરતાં પણ બ્રિટિશ સરકાર વધારે જવાબદાર છે, એ ખીના છેલ્લાં કેટલાક વર્ષો દરમ્યાન બહુજ ખુલ્લી થઈ છે ભારતમાં આ પ્રકારની રાજપદ્ધતિને ટેકો આપવો એમાં બ્રિટન જે સિદ્ધાતો માટે લડતું હોવાનું કહેવાય છે તે સિદ્ધાતોનો સ્પષ્ટ ઇન્કાર છે.

યુદ્ધ ચાલુ રાખવાને ભારતના ઘણા નરેશોએ સામ્રાજ્યને ચરણે પોતાની સેનાઓ અને સાધનો

ધર્યાં છે અને યુરોપમાં લોકશાસનવાદ કાયમ રહે એ માટે પોતાનો સંપૂર્ણ ટેકો જાહેર કર્યો છે. પોતાને આંગણે નર્યું-નિર્ભેળ-જુલ્મી શાસન પ્રવર્તતું હોય તે વેળા આ પ્રકારની જાહેરાત કેવળ અસંબદ્ધ છે. યુદ્ધની બાબતમાં અમુક જવાબદારીઓ સ્વીકારવા અગર પોતાનાં સાધનો સરકારની સેવામાં ધરતાં પહેલાં નરેન્દ્રોએ પોતાની પ્રજાની સલાહ લીધી નથી. દેશી રાજ્યોની પ્રજાઓ તરફથી અ. ભા. દે. રા. લોકપરિષદની કારોબારી આ પ્રકારનાં બંધનોનો સ્વીકાર કરવા તેમજ યુરોપમાં યુદ્ધ ફાટી નિકળ્યું છે એટલા માટે દેશી રાજ્યોમાં નિરંકુશ શાસન ચલાવી લેવા ના પાડે છે.

આ સમિતિ સખેદ નોંધ લે છે કે લડાઇને બ્હાને ઘણાં ખરાં રાજ્યોમાં પ્રજાની સ્વતંત્રતા ઉપર કાપ મારવામાં આવે છે અને દમનનાં નવીન સખ્ત યંત્રો ગતિમાં મુકવામાં આવ્યાં છે. કેટલાંક રાજ્યોમાં યુદ્ધના ઓથાં હેઠળ જાહેર કરાયેલી સુધારાની યોજનાઓનો અમલ જાણીબુઝીને હડસેલવામાં આવ્યો છે. આ રીતે લોકશાસનવાદને માટે લડાતું આ યુદ્ધ વધુ નિરંકુશ શાસનમાં પરિણમ્યું છે એટલુંજ નહિ પણ પ્રગતિનું અવરોધક બની રાજ્યોમાં દમનનું કારણભૂત બન્યું છે.

દેશી રાજ્યોની પ્રજા આ સામે પોતાનો તીવ્ર વિરોધ જાહેર કરે છે અને આ સંજોગોમાં યુદ્ધને ટેકો આપવા કેવળ અશક્ત છે. એમના ઉપર આ રીતે ઠોકી બેસાડાતી જબરદસ્તીનો સખ્ત સામનો કરવો રહેશે.

આ સમિતિના મત પ્રમાણે દેશી રાજ્યોમાં લોકશાસનપદ્ધતિ દાખલ કરવાનો પ્રશ્ન અતિ મહત્વનો અને તાત્કાલિક છે; કે જેથી એ રાજ્યોની પ્રજા સ્વતંત્ર ભારતના ઘડતરમાં અને નવીન વિશ્વરચનાના કાર્યમાં પોતાનું સ્થાન મેળવે.

આ સમિતિ આ ઉદ્દેશથી ભારતીય નરેન્દ્રોને પોતાના રાજ્યમાં જવાબદાર રાજતંત્રની સ્થાપના એ અંતિમ ધ્યેય છે એમ જાહેર કરવા તત્કાળ ભવિષ્યમાં એનો અમલ કરવા માટે વધારેમાં વધારે પગલાં લેવા આવ્હાન દે છે.

દમનના નવા કાયદાઓનો અમલ કરવામાં ન આવે અને પ્રજાને વિચાર વાણી સ્વાતંત્ર્યની સંપૂર્ણ છુટ રહે એવી ઘોષણા થવી જોઈએ.

ભારત, બંધારણીય દષ્ટિએ યુદ્ધમાં ભલે ગણાતું હોય પરંતુ ભારતની નજદીક ક્યાંય લડાઈની પરિસ્થિતિ નથી, નિદાન દેશી રાજ્યોમાં તો નહિજ કે જે બહાના હેઠળ દમનના કાનુનોનો અમલ વ્યાજબી ઠેરવી શકાય.

આ સમિતિ એ સ્પષ્ટ કરવા ઇચ્છે કે આ મહત્વના ફેરફારો જ્યાં સુધી કરવામાં ન આવે અને રાજ્યોનું તંત્ર પ્રજા સંમતિ અને પ્રજા પ્રતિનિધિઓ દ્વારા જ્યાં સુધી ચાલતું ન હોય ત્યાં પ્રજાના કોઈ પણ પ્રકારનાં સહાય અને સહકારની નરેન્દ્રોએ આશા ન રાખવી.

લોકશાસન અને વાણી વિચારના સ્વાતંત્ર્ય માટે વીરતા અને હિંમતથી લડત ચલાવી રહેલ જુદાં જુદાં રાજ્યોની વીર પ્રજાને આ સમિતિ પોતાના અભિનંદન પાઠવે છે. આ લડત અંતે તો ભારતના વિશાળ સ્વાતંત્ર્ય યુદ્ધનું અંગ માત્ર જ છે અને પ્રજાએ એ માટે તૈયાર રહેવું ઘટે.

# નોંધ અને ચર્ચા

## પોરબંદર રાજ્યની શિક્ષણ પ્રવૃત્તિ

થોડા વખત પહેલાં પોરબંદર ખાતે શ્રીભાવસિંહજી હાઇસ્કૂલમાં એક આનન્દદાયક પારિતોષિક સમારમ્ભ યોજાયો હતો જે પ્રસંગે ના. મહારાજા રાણાસાહેબે હાલની કેળવણી વિષયક ઘણા અગત્યના સવાલોના સંતોષકારક નિરાકરણ પરત્વે કેટલાક સ્વતંત્ર અને મનનીય વિચારો પ્રદર્શિત કર્યા હતા. (આ ભાષણ અમે આ અંકમાં અન્યત્ર આપ્યું છે) આ ભાષણ કેળવણીની દીશામાં હાથ મહેનત દ્વારા દરેક વિદ્યાર્થીને સ્વાવલમ્બી બનાવી વ્યક્તિ સ્વાતન્ત્ર્યના માનસને પોષનારૂં છે. અને અત્યારે જ્યારે નોકરી કરનારાઓની સખ્યામાં અસાધારણ વધારો થઈ ગયો છે ત્યારે હવે કેળવણીની દીશા બદલી પ્રજામાંથી પરાવલંબનની ભાવના દૂર કરવાની જરૂર છે. આ દૃષ્ટિએ જોનારને ના. પોરબંદર નરેશનું વક્તૃત્વ સમયોચિત લાગ્યા વિના નહીં રહે.

રાજ્યના વિદ્યાધિકારીએ, રાજ્યમાં છેલ્લાં બે વરસમાં બાળકેળવણી, કન્યાકેળવણી, પ્રાથમિકશાળાનાં મકાનો, માધ્યમિક કેળવણી વગેરેમાં કેટલી પ્રગતિ કરી છે તેનો પોતાના પ્રારંભિક ભાષણમા ઉલ્લેખ કરતાં કેળવણીશાસ્ત્ર પરત્વે નવાં દૃષ્ટિબિંદુ દર્શાવ્યાં છે તે મનનીય છે. આ રીતે પોરબંદર રાજ્ય કેળવણીના ક્ષેત્રમાં અને તેના પ્રચલિત સિદ્ધાંતોમાં મૂળગત ફેરફાર કરવાની જે ઉત્સુકતા ધરાવે છે તેમાં સફલતા મેળવશે. અને એમ એટલા માટે લખવાનું મન થાય છે કે ના. મહારાજાએ આ સમગ્ર પ્રશ્નને અભ્યાસક દૃષ્ટિથી વિચાર્યો છે.

---

## વિઠ્ઠલગઢ

લગભગ છેલ્લાં પાંચ વરસથી વિઠ્ઠલગઢ તાલુકામાં ત્યાંના દરબાર સાહેબના વહીવટ સામે સ્થાનિક માણસો પૈકી એક વર્ગને અસંતોષ છે. અને તે વહીવટમાં રહેલી અતીશય કરકસર અને તેમાંથી સહજ રીતે જન્મ પામતી દ્રવ્યસંગ્રહની અનુચિત ભાવનાને લઈને હોય એમ જણાય છે; રાજ્યની તીજોરી તર હોય એ આ ઉડાઉપણાના જમાનામાં ઇચ્છવા યોગ્ય છે. પરન્તુ તે માટે મર્યાદિત રીતે પ્રબંધ કરવામાં આવે એ ઇષ્ટ છે. વળી માત્ર વિઠ્ઠલગઢ તાલુકામાં જ નહીં પણ બીજે પણ ઘણે ઠેકાણે આવું ધોરણ પ્રવર્તતું જોવામાં આવે છે. "લોભશ્ચેદગુણેન કિમ્" અર્થાત્ કે મનુષ્યમાં જો એક લોભ હોય તો બીજા અવગુણો તો તેની પાછળ પાછળ ચાલ્યા આવે છે. રાજ્ય વહીવટની સફળતાનો આધાર એ વહીવટમાં કરભાર વગર પ્રજાને કેટલો સંતોષ છે તેના ઉપર છે. પ્રાચીનોએ કહ્યું છે કે "अकराल्लभते लक्ष्मीम् अवधाद्रक्षते प्रजाम् । अयुद्धात् वर्धते राष्ट्रम् स ज्ञाता बुद्धिमान् मतः" ॥ લોકો ઉપર કરો નાંખ્યા વગર રાજ્યમાં સમૃદ્ધિ મેળવે, માર્યા વગર રાજ્યની રક્ષા કરે અને વિના યુદ્ધે રાજ્યમાં વૃદ્ધિ કરે એવું જાણનાર બુદ્ધિમાન" તે ઉપર નાનાં મોટાં બધાં રાજ્યો જો લક્ષ આપે તો રાજ્યોના વહીવટ સામેના વિરોધો શક્તિહીન થાય, ચાલુ પ્રવાહ વાળી લેવાનો પ્રયત્ન કરવો એ હિતાવહ નથી.

---

## સ્વ. મોલ નરેશ

મોલ ઠાકોર સાહેબ જોરાવરસિંહજી દોઢ બે વરસ જેટલો અલ્પકાળ રાજ્યાસન ભોગવી સ્વર્ગવાસ પામ્યા છે. એમ કહેવામાં આવે છે કે એમના પિતામહે

એમને દ્રવ્યથી ભરપૂર તીજોરી સુપ્રત કરી હતી પરન્તુ એમને હસ્તે આ બધા દ્રવ્યનો અયોગ્ય વ્યય થયો હતો ગમે તેમ હોય અને અમે ઇચ્છીએ છીએ કે તેમા અતિશયોક્તિ હોય પરન્તુ આવા કિસ્સાઓ જો દેશી રાજ્યોમા થતા હોય તો તેમા એજન્સિ અધિકારીઓએ નિષ્ક્રિય રહેવુ ન જોઈએ એક રાજકર્ત્તા, રાજ્યના દ્રવ્યનો વ્યય કયા માર્ગે કરે છે, કોની સલાહથી કરે છે અને તેનું શુ પરિણામ આવે છે તેની તકેદારી રાખવાની એજન્સિ અધિકારીઓની ફરજ છે સાર્વભૌમસત્તાપણુ તો માત્ર શક્તિ છે, અને એજન્સિ જેવી અધિકારી સંસ્થા જ્યાં જરૂર પડે ત્યા એ શક્તિને દરમ્યાનગીરીનુ સ્વરૂપ આપવા બધાયેલી છે એટલે ઘણા અનિષ્ટો થઈ જતા અટકી પડે અને જો કે તુરતમાં તો સંભવ છે કે રાજકર્ત્તાનો અણગમો પ્રાપ્ત કરવો પડે પરન્તુ તેનું પરિણામ જરૂર ઉપકારક આવે

અમે મરહુમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ અને મરહુમના લઘુબંધુ જેઓ નરેશપદે આવ્યા છે તેઓ પ્રજાને સુખ આપે !

---

રીતે ન વાપરવા કે જેથી સાજાને બદલે હાનિ કરી આત્માને હીનકોટિમાં મુકાય

---

## રાજકર્ત્તાઓની માસિક સભાઓ

છેલ્લા કેટલાક મહીનાઓથી કાઠિયાવાડના નરેશોની માસિક કોન્ફરન્સો ભરાય છે આ પ્રમાણે પહેલાં જામનગર, રાજકોટ, ભાવનગર પોરબંદર, વાંકાનેર એ વગેરે સ્થળોએ આવી સભાઓ ભરાઈ ગઈ છે આ સભાઓમાં માત્ર રાજકર્ત્તાઓ જ ભાગ લે છે તેમના દિવાનો મંત્રીઓને એમાં આમંત્રણ નથી હોતાં. સભાઓનું કામ ગુપ્ત રાખવામાં આવે છે પરંતુ જો રાજકર્ત્તાઓ પોતાના મંત્રીઓમાં દૃઢ વિશ્વાસ ધરાવતા હશે એવા મંત્રીઓને તો નરેશો સભાની હકીકત જણાવતા હશે નરેશો પોતે રાજ્યના વહીવટને લગતા પ્રશ્નો ચર્ચે એ ઇચ્છવા જોગ છે પરંતુ દરેક ગોપ્ય વસ્તુઓમાં જે ભય રહેલો છે તે ભય નરેશોની આ ખાનગી ચર્ચાઓમાંથી પણ જન્મ પામે તો આશ્ચર્ય નહીં કારણ કે એથી પ્રજામાં શંકાનું વાતાવરણ ઉત્પન્ન થાય છે અને એટલે બેશક પ્રજા ખાની

લાગી છે. અને મોજશોખ વધ્યા છે. અને પરિણામે ખેડુતોની ખેતી નબળી થતી ગઈ છે. આ તરફ ના. મહારાજાએ જેમ ખેડુત ભાઇઓનું લક્ષ ખેચ્યું છે તેમ અધિકારી વર્ગ પણ તે નાગદાગની ભાવનાને ઝીલી તેને મૂર્ત સ્વરૂપ આપશે એવી અમને આશા છે.

---

## ગોંડલ રાજ્યમાં દુષ્કાળ નિવારણની યોજના

આ વર્ષે કાઠિયાવાડના પશ્ચિમ ભાગમાં વરસાદની અછતને લીધે દુષ્કાળ જેવી સ્થિતિ ઉભી થઈ છે. પરન્તુ જે રાજ્યોમાં આવી સ્થિતિ વર્તાઇ છે તે રાજ્યોએ પ્રજાના જાનમાલનાં રક્ષણના ઉપાયો હાથ ધર્યા છે ગોંડલ રાજ્યે આવા ઉપાયો કરી ભાત પાડી છે. આ રાજ્યે એક કરોડ રૂપીઆ દુષ્કાળ નિવારણ પ્રસંગે ખરચવાની નિશ્ચયાત્મક યોજના તૈયાર કરી છે. અને તે પ્રમાણે કામ હાથ ધર્યા છે. રાજ્યો પાસે દ્રવ્ય તો હોય છે પરન્તુ એનો યોગ્યાયોગ્યતા પૂર્વક વ્યય કરવામાં તે વાપરનારનું ખરૂં મૂલ્યાંક્ન થાય છે. એ તો હવે સર્વત્ર પ્રસિદ્ધ હકીકત છે કે ગોંડલ નરેશનો અંગત ખર્ચ, એઓશ્રીની અંગત જરૂરીઆતો, મુસાફરીઓ અને રાજ્ય કાજમાં મિથ્યાઆડમ્બર રૂપ પ્રવૃત્તિઓ એટલાં ઓછાં છે કે તેઓ સહજ રાજકોષને પ્રતિવર્ષ સમૃદ્ધ બનાવ્યે જાય છે. અને આવા જ્યારે કુદરતી પ્રકોપના પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે આપણને આશ્ચર્ય થાય એવી રીતે લોકહિતાર્થે આ રાજકોષનો છૂટથી ઉપયોગ કરે છે.

બીજાં રાજ્યોએ પોતાના રાજકોષનો આ ધોરણે સદુપયોગ કરવો જોઈએ.

---

# ‘દેશી રાજ્ય’ સંબંધી અભિપ્રાયો

I need hardly say that any magazine which deals with the topics and interests of the Indian States in a reasonable and temperate manner will always command my sympathy.

* * *

I have no suggestions to make but have altered 2 words to make the facts correct. **Late Hon. Sir C. C. Watson**

Such a magazine, so long as the tone is irreproachable should contribute to a long felt want—I hope your paper is prospering.

**Major D. M. Fraser, P. A. E. K. Agency.**

The style he has adopted appears appropriate for rendering the magazine useful and interesting. The undersigned has, this day issued circular to all Jurisdictional Chiefs and Talukdars in this Agency, drawing their attention to the magazine. **Major L. Gorden P. A. Mahikantha Agency.**

Hoping your journal is popular and paying concern. **W. T. Owan**

......you are doing really good service to the whole order of Indian Princes, and your magazine has always dealt with the most important questions pertaining *to the Indian States in a really responsible manner.* His Highness regularly reads your paper and cherishes a very high opinion of your work...... **T. J. Rajo**

" The book is interesting and worth having in a Thana."

**Deputy Political Agent E. K. Agency.**

I think the magazine will be appreciated by those connected with the Indian States. **Major L. E Lang**

I have found a very favourable impression of the general tone and get up of the Magazine. **J. E. C. Jakes**

I should at once say that the scheme is based absolutely on right lines & deserves encouragement from the rulers and ruled. **Rao Bahadur H. B. Kotak**

"તમારા જેવા સાવધાન અને દેશની દાઝ જાણનારા વિચારશીલ તંત્રીના અધિકાર નીચે "દેશી રાજ્ય" ફતેહમંદ નીવડશે એવી હું આશા રાખું છું." **મર્હુમ દી. બા. કેશવલાલ ધ્રુવ**

"દેશી રાજ્યમાં જે લેખો આવે છે તે ઉંચી કોટિના હોય છે અને તેના ઘણા અભ્યાસીઓને તે ઉપયોગી હોય છે." **- મર્હુમ ગો. ન. અમીન**

પુ. ૧૨ મું ] ઑક્ટોબર-ડીસેમ્બર : ૧૯૩૯ [ અંક

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશીરાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારું ત્રૈમાસિક

**The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.**



તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

# 'દેશી રાજ્ય' સંબંધી અભિપ્રાયો

I need hardly say that any magazine which deals with the topics and interests of the Indian States in a reasonable and temperate manner will always command my sympathy.

* * *

I have no suggestions to make but have altered 2 words to make the facts correct. **Late Hon. Sir C. C. Watson**

Such a magazine, so long as the tone is irreproachable should contribute to a long felt want—I hope your paper is prospering.

**Major D. M. Fraser, P. A. E. K. Agency.**

The style he has adopted appears appropriate for rendering the magazine useful and interesting. The undersigned has, this day issued circular to all Jurisdictional Chiefs and Talukdars in this Agency, drawing their attention to the magazine. **Major L. Gorden P. A. Mahikantha Agency.**

Hoping your journal is popular and paying concern. **W. T. Owan**

......you are doing really good service to the whole order of Indian Princes, and your magazine has always dealt with the most important questions pertaining to the Indian States in a really responsible manner. His Highness regularly reads your paper and cherishes a very high opinion of your work...... **T. J. Raja**

" The book is interesting and worth having in a Thana."

**Deputy Political Agent E. K. Agency.**

I think the magazine will be appreciated by those connected with the Indian States. **Major L. E Long**

I have found a very favourable impression of the general tone and get up of the Magazine. **J. E. C. Jakes**

I should at once say that the scheme is based absolutely on right lines & deserves encouragement from the rulers and ruled. **Rao Bahadur H. B. Kotak**

"તમારા જેવા [illegible] અને દેશની દાઝ જાણનારા વિચારશીલ તંત્રીના અધિકાર નીચે "દેશી રાજ્ય" ફતેહમંદ નીવડશે એવી હું આશા રાખું છું." **મર્હુમ દી. બા. દેશાવસાસ મુન**

"દેશી રાજ્યમાં જે લેખો આવે છે તે ઉંચી કોટિના હોય છે અને તેના ઘણા અભ્યાસીઓને તે ઉપયોગી હોય છે." **મર્હુમ મો. ન. અમીન**

પુ. ૧૨ મું ] ઑક્ટોબર-ડીસેમ્બર : ૧૯૩૯ [ અંક ૩

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશીરાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારૂં ત્રૈમાસિક

The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.



તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

# અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ.

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૨ મું ]　　ઓક્ટોબર-ડીસેમ્બર : ૧૯૩૯　　[ અંક ૩

## Principles of Good Government

1. Treat them as your own.

2. Eat what they can eat.

3. Dress as simple.

4. Let them feel that you love them, and to show that you love them, you should really love them.

5. Render equal justice to all.

6. Let not executive officers interfere in justice.

7. Pensionable service–thus security to servants.

8. Generous medical relief.

9. Efficient police for security of person and property.

10. Accessibility to applicants however humble in status. Love towards the people combined with creation of feeling that lying and false complaints will receive due chastisment.

11. Careful selection of able and reliable officers.

12. Careful personal supervision which alone can bring activity in the service.

13. Not elaborateness but promptness.

14. *Immediate redress of grievances* if found to be right grievances.

15. Every servant however highly placed amenable to be adjudged before a law court at the complaint by the subjects–only he should be protected against complaints against discharge of his duties. If a prima facie case is proved, then alone on a certificate of the Court he should be ordered to prove his innocence. The complainant must know that the complaint if false or maliciously made will receive punishment, *the idea is not to protect* the criminal and at the same time to give license to designing and intriguing person for harassment to honest public servants.

# દેશી રાજ્યો અને જવાબદાર રાજ્યતંત્ર

( ગતાંક પૃષ્ટ ૯૩ થી )

જુના કાળની મહાજનની સંસ્થાનું બળ સ્વાર્થોને લીધે હવે રહ્યું નથી. તેને બદલે પરિષદ મંડળો, યુવક સંસ્થાઓ, યુવક લીગો વગેરે નામોવાળાં મંડળો ઉભાં થયાં છે. અને એ મંડળો છાપાંઓ દ્વારા રાજ્યોના વહીવટ સામે પ્રચાર કાર્ય કરે છે. છાપાંઓમાં હકીકતો જે આવે છે તેની તત્કાળ અસર રાજ્યોના અધિકારી વર્ગ ઉપર થાય છે. વળી દેશી રાજ્યોનો વહીવટ એવા સારા સુરાજ્યના ધોરણે કાંઈ ચાલતો નથી કે જેથી કરીને પ્રચાર કાર્ય સામે અધિકારી વર્ગ બેદરકાર રહે. એક હાથની સત્તાના જે નિર્બળ અંશો છે, તે અંશો હાલના દેશી રાજ્યોના વહીવટમાં આવી જવાથી પ્રચાર કાર્યને ઉલટું જોર મળ્યું છે અને રાજ્યોની સત્તા તથા આ મંડળો વચ્ચે સ્થાયી વિરોધ થતો જાય છે. રાજ્યોમાં ઠેર ઠેર સત્યાગ્રહો, અસહકાર, ઉપવાસ વગેરેના પ્રયોગ થતા જોવામાં આવે છે, અને સરકારની નજર પણ છાપાનાં લખાણો ઉપર રહેતી હોવાથી તેમજ સરકારી તંત્રમાં પણ લોકશાસનના સિદ્ધાંતોનો વિપુલ પ્રમાણમાં સ્વીકાર થતો જાય છે, તેથી રાજ્યોની સામેની ચળવળ ઘણી વાર જોર પકડતી જાય છે. અને એવી ચળવળ દબાવવામાં આવે છતાં એમાંથી જે સતત અસંતોષ રહ્યા કરે છે તે રાજ્યના પાયાને નિર્બળ બનાવી નરેશ તરફની લોકોની ભક્તિને ક્ષીણ કરે છે. સાર્વભૌમ-સત્તાની હુંફથી તત્કાલ એનાં અનિષ્ટ પરિણામ રાજ્યોમાં જોવામાં નહીં આવે પરન્તુ સરવાળે તેમાંથી નરેશોના રાજત્વનો દરજ્જો, એમનો મોભો અને એમની પ્રતિષ્ઠાને હાનિ પહોંચવાનો ભય છે.

રાજ્યતંત્ર ગમે તે પ્રકારનું હોય પણ દરેક તંત્રના મૂળમાં લોકોની ઇચ્છાના જળનું સીંચન જો થયા કરતું ન હોય તો તે તંત્ર અપંગ બની જાય છે. કાં તો તેમાં બીજી સત્તાનો પ્રવેશ થાય છે અને કાં તો તંત્રનું સ્વરૂપ પલટાઈ જાય છે. પાશ્ચાત્ય સંસ્કારોને લીધે અત્યારે નરેશોના ખર્ચમાં ઘણો જ વધારો થયો છે લોકોની અને એમની રહેણી કરણીમાં કયાંઈ એક વાક્યતા રહી નથી. એમનો પહેરવેશ, ખોરાક, એમના સંબંધો અને એમના રીવાજો એ બધાં એટલાં બધાં ખરચાળ બની ગયાં છે કે ઇચ્છા છતાં પણ રાજાઓ અને પ્રજા વચ્ચે આ જમાનામાં મેળ થવો અસંભવિત છે. જ્યારે બીજી બાજુ પ્રજામાં પણ ન ભુંસી શકાય એવી રાજ્યતંત્રના બંધારણ પરત્વે અમુક પ્રકારની માન્યતા દઢિભુત થઈ ગઈ છે. એટલે હવે પરસ્પરનાં આ વિરોધી બળો વચ્ચે માર્ગ કહાડવાનો જ ઉપાય રહે છે. કેટલાક નરેશો પણ હવે એવી માન્યતા ધરાવનારા થતા જાય છે કે પ્રજા વર્ગના માણસોને રાજ્યતંત્રમાં ભાગીદારી આપવાનો સમય આવ્યો છે. તેઓને એક ભય એ લાગે છે કે આમ કરવામાં આવે તો એક વખત એવો પણ કેમ ન આવે કે પોતાને શાસનદંડ છોડવાની ફરજ પડે. મનુષ્યોના સંબંધો જેમ પોતપોતાની યોગ્યતા પ્રમાણે બંધાય છે અને ટકી રહે છે, એજ ધોરણ હાલની નૃપતિ સંસ્થાને લાગુ પડે છે. જો રાજાઓ પ્રજાના ખરેખર રક્ષક અને રાજત્વના ગુણોને પાત્ર હશે તો લોકો સતત એમના તરફ ભક્તિભાવથી જ જોશે. હાલના ઈંગ્લાંડના તંત્રમાં સમગ્ર સત્તા પ્રજાના હાથમાં છતાં રાજા તરફ ત્યાંની પ્રજા કેટલા વિનયથી, ભક્તિથી અને માનથી જુએ છે એ સુવિદિત છે. એનું કારણ એ છે કે રાજા પ્રજાજીવનના વ્યવસાયમાં હસ્તક્ષેપ નથી કરતા પણ જ્યારે પ્રજાને એમની સલાહની જરૂર પડે છે ત્યારે તેઓ તૈયાર રહે છે.

ઇંગ્લેન્ડનું ધોરણ હીંદનાં રાજ્યોને અનુકૂળ હોય કે ન હોય તેની ચર્ચા કરવી એ અપ્રાસગિક છે. પરન્તુ એટલું ખરૂં કે દેશી રાજ્યોના રાજ્યવહીવટમાં એવી વ્યવસ્થા તો જરૂર કરવી જોઇએ કે જેથી, રાજકર્તાઓ જે પ્રતિષ્ટાને માટે અત્યાગ્રહ ધરાવે છે તે પ્રતિષ્ટાનું રક્ષણ થાય અને પ્રજાનાં મન સંતોષાય.

દેશી રાજ્યોની પ્રજાનો એક વિશિષ્ટ ગુણ એ છે કે તે પરાપૂર્વથી રાજકુટુંબોની સાથે સામાજિક કે આર્થિક સંબંધોથી બંધાયેલી છે. એ પ્રજાના મોટા ભાગના પૂર્વજોએ હાલના નરેશોના પૂર્વજોની સાથે રાજ્ય સ્થાપવામાં કે વિજય મેળવવામા ભાગ લીધો હોય છે, એટલે ગમે તેવા તીવ્ર મતભેદો પણ રાજકર્તા આગળ તે ભૂલી જવા પ્રયત્ન કરે છે. વળી પ્રજાના બધા વર્ગો રાજકર્તાના અધિકારો છીનવી લેવા નહીં પણ તેને મર્યાદિત કરવા ઈચ્છા ધરાવે છે. હીંદુસ્તાનમાં નરેશ સંસ્થા સંયુક્ત કુટુંબની ભાવના ઉપર રચાયેલી છે. પરન્તુ એ ભાવના હવે અત્યારે રહી નથી. કુટુંબોમાં જેમ વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના વિકસતી જાય છે તેમ રાજ્યતંત્રોમાં પણ એ ભાવનાની અસર થઈ છે. દરેક સિદ્ધાંતના જેમ ગુણદોષ હોય છે તે પ્રમાણે આમાં પણ છે પરન્તુ તે છતાં પણ હાલના નરેશતંત્રના બંધારણમાં ઘટિત ફેરફાર કર્યા સિવાય તો છૂટકો જ નથી એમ અમને લાગે છે. વળી જે ફેડરેશનમાં જોડાવા માટે રાજા સાહેબોએ અત્યાર સુધી ચર્ચા ચર્ચી કરી છે એ તંત્ર તેમજ હવે પછી સમગ્ર હીંદ માટે કોઈ બીજા તંત્રની કદાચ વિચારણા થાય તો તે તંત્ર પણ લોકશાસનના સિદ્ધાંત ઉપર જ રચાશે. અને તેમાં નરેશોએ જોડાવું તો પડશે. તો પછી એવાજ કોઇ સિદ્ધાંતો ઉપર તેમણે પોતાના હાથનાં તંત્રોની રચના શા-માટે ન કરવી? પ્રતરેતરની કુશાગ્ર બુદ્ધિ પ્રમાણે ચાલવા કરતાં પોતાની સ્વલ્પબુદ્ધિ પ્રમાણે વર્તન રાખવું એ હિતાવહ છે. જો નરેશોને એમ લાગતું હોય કે પ્રજાની માગણીઓને સંતોષવી એ ફલપ્રદ છે તો પછી નિરર્થક વિલંબ ન કરવો જોઈએ. બીજાનાં ધરો જોઇને પોતાનાં ધરો બાંધવા કરતાં આપણી સગવડ સાચવનારાં ધરો બાંધવાં એ વધારે યુક્ત છે. રાજકર્તાઓ વિષે કમનસીબે કેટલાકો તરફથી વિરોધજનક પ્રચાર કરવામાં આવ્યો છે. અને કોઈ કોઇ રાજ્યોમાં વ્યક્તિગત નરેશોની અનિચ્છનીય વર્તણુંક ઉપરથી બધા નરેશોને દુષ્ટબુદ્ધિ ચીતરવામાં આવ્યા છે. વસ્તુતઃ તેમ નથી. અમે સત્યનિષ્ટાપૂર્વક માનીએ છીએ કે નરેશો જો પોતાના કારોબારી જ્ઞાનનો ઉપયોગ લોકશાસનના સિદ્ધાંતો, રાજ્યતંત્રમાં સમન્વિત કરવામાં કરે તો તેથી દેશી રાજ્યોની પ્રજાને સંતોષ મળે. અને એને ખાત્રી થાય કે ભવિષ્યના તંત્રમાં પ્રજાની ઇચ્છાને પ્રાધાન્ય મળશે.

લોકશાસન, એ શબ્દ મોહક છે પણ તેનો અર્થ અમર્યાદિત છે. એટલે કેવા બંધારણને લોકશાસનવાળું બંધારણ કહેવું એ પ્રશ્ન છે? અમેરિકા અને ફ્રાંસ, એ બે દેશોના બંધારણ પ્રધાનપણે લોકશાસનના ધોરણે ચાલે છે. ઇંગ્લેન્ડનું બંધારણ અર્ધલોકશાસિત તંત્ર છે. પરન્તુ આ બંધારણો પ્રજાને સર્વથા સુખરૂપ છે એમ તો વારંવાર ત્યાં થતા મતભેદો, તોફાનો, બખેડા વગેરે ઉપરથી કહી શકાય નહીં. આ બધાં બંધારણો સ્થિતિસ્થાપક છે. અવારનવાર તેના નિયમોમાં વૃદ્ધિ ક્ષય થતો જોવામાં આવે છે. એટલે ખરૂં જોતાં આ બંધારણ પ્રયોગાત્મક જેવાં છે. જો કે નરેશતંત્ર, જગતમાં દીર્ઘકાળથી ચાલ્યું આવે છે અને સ્થાયી જેવું છે પરન્તુ અત્યારે કાળ એવો આવ્યો છે કે તેમાં ન્યુનાધિક ફેરફાર કરવાની અગત્ય છે. અને અમને લાગે છે જો હીંદુસ્તાનનાં દેશી રાજ્યો માટે બંધારણનો કોઇ આદર્શ હોય તો તે ઇંગ્લેન્ડનું રાજ્ય બંધારણ છે. આ બંધારણમાં જેમ નરેશ તંત્રને સ્થાન છે તેમ લોકેચ્છાને પણ સ્થાન છે. લોકો અને નરેશનો આ તંત્રમાં સુમેળ છે. લોકોની સત્તા છતાં નરેશમાં લોકોની અસામાન્ય ભક્તિ છે. નરેશ પ્રત્યેની બીનવફાદારી એ, તંત્ર તરફનો રાજદ્રોહ ગણાય છે. દેશી રાજ્યોના નરેશો જે ઇચ્છે છે તે ઇંગ્લેન્ડના તંત્રમાંથી મળી રહે છે. એટલું જ નહીં પણ નરેશનું ત્યાંના રાજ્ય બંધારણમાં એટલું મહત્વનું સ્થાન છે, કે

સમયાનુસાર નરેશ સમગ્ર બધારણ ઉપર અસર પહોચાડી શકે છે એટલે ઇંગ્લેન્ડનું રાજ્યબધારણ લક્ષમા રાખી દેશી રાજ્યોનું રાજ્ય બધારણ રચવામા આવે તો અમને લાગે છે કે તે વધારેમા વધારે સાનુકુળ થાય રાજકર્તાઓને જે પ્રતિષ્ઠા, દરજ્જો અને માન અકગમ જોઈએ છીએ તે તેમા મળી રહે છે, અને પ્રજાને લોકશાસનના તત્ત્વો મળી રહે છે જો કે એટલું ખરૂ કે એવુ બધારણ તત્કાલ સ્થાપન કરવામા આવે એવુ કોઈ ઇચ્છે નહીં પરન્તુ એ બધારણના સિદ્ધાંતો લક્ષમા રાખી, તેને પાયારૂપ ગણી દેશી રાજ્યોના બધારણો રચાય એ ઇષ્ટ છે અને એમ કરવામા આવે તો પણ પ્રજાને સતોષ મળે

બ્રિટિશ હિંદમાં જે બધારણીય પ્રગતિ થઇ છે તે ક્રમાનુસારી છે, અને તેના મૂળમા લોકશાસનના તત્ત્વોને માન રાખવામા આવ્યાં છે ૧૯૦૯, ૧૯૧૯ અને ૧૯૩૫ ના હીંદી સરકારના બધારણીય કાયદાનો આ ધોરણે વિકાસ થયો છે અને થતો જશે રાજ્ય બધારણ એ, એક પ્રકારનો પ્રયોગ છે અને તેમાય હીંદુસ્તાન જેવો વિશાળ ખડ, જે ખડની પ્રજા એક દેશવાસી છતાં લઘુમતિઓમાં વહેંચાયેલી ગણાય છે, એટલે તેમાં તો કોઇ પણ બધારણ શરૂઆતમા પ્રયોગાત્મક જ નીવડે અર્થાત્ કે તેમા ફેરફાર કરવાની અનિવાર્ય જરૂરીઆત ઉભી થયા વિના રહે જ નહીં અને તેમાય જે બધારણ લોકશાસનના સિદ્ધાંતોને અનુલક્ષી રચવામા આવે તે બધારણ લોકમતના સ્વરૂપ પ્રમાણે ઘડાતું હોઈ હમેશા સ્થિતિસ્થાપક રહે છે. બધારણ ચલાવવાના નિયમોનું એક સરખુ ધોરણ તેમા ટકી શકતું નથી એટલે એમ લાગે છે, કે જેઓ બધારણના ચોક્કસ પ્રમાણના સ્વરૂપનું ધ્યાન ધરી ઉત્સાહપૂર્વક કાર્ય કરી રહ્યા હોય તેઓ જો પોતાના અભિપ્રાયના ઉપર મુસ્તાક રહેશે તો તે રોષ ઇષ્ટાપત્તિ જ લેખાશે પરન્તુ તેનો અર્થ કોઇ એમ તો ન જ કરે કે દેશી રાજ્યોનો સાપ્રત વહીવટ યથાર્થ છે કે તેમા ફેરફારને અવકાશ નથી દેશી રાજ્યોના રાજ્યવહીવટમા અત્યારે એકધારી સંબદ્ધતા રહી નથી દરેક રાજ્યોનો વહીવટ જો કે સ્થાનિક સંજોગો અનુસાર ચાલે એ ઇષ્ટ છે પરન્તુ તે બધામા મૂળગત એકવાક્યતા જળવાવી જોઈએ-તે નથી રાજ્યોના નરેશોને જ્યારે જ્યારે પોતાના મતવ્યો જાહેર કરવાનો પ્રસંગ આવે છે ત્યારે એમનાથી એવા વિચારો પ્રકટ થાય છે કે જેથી રાજ્યોની પ્રજામા આશાસ્પદ ભાવો જાગૃત થાય છે અને તેને પોષણ મળે એવી પ્રવૃત્તિ કરવાનું પ્રજાને મન થાય છે અને જ્યારે પોતાના નરેશોના આચારમાં અને વિચારોમા પ્રજા વિરોધ જુએ છે ત્યારે તેને આશ્ચર્ય થાય છે નરેશોની માન્યતા છે કે "અમારે ત્યા તો સ્વરાજ્ય જ છે" આ હકીકત બરાબર છે, પરન્તુ એનો અર્થ, રાજ્યવહીવટ હીંદીઓ દ્વારા ચાલે છે તે કરતા વિશેષ નથી એક વાત ખરી છે કે રાજ્યોના વહીવટમા અંગત તત્ત્વ ઓછુ કરી નાખવામા આવે, રાજ્યના દ્રવ્ય ભડારોનો (જો હોય તો) પ્રજાકીય હિતના ધોરણે ઉપયોગ કરવામા આવે અને પ્રજાની શાંતિ, સુખ અને સમૃદ્ધિવાળા જીવનમાં રાજાના શાંતિ, સુખ અને સમૃદ્ધિ છે એવા હાર્દિક સહકારની ભાવના રાખવામા આવે, રાજ્યમા કોઈ નિરૂદ્યમી રહે નહિ, અનાજ વગર કોઈ ભુખે ન મરે અને વસ્ત્ર પાણીથી વચિત ન રહે એની કાળજી રાખવામા આવે તો દેશી રાજ્યોની પ્રજાને રાજ્ય વહીવટ સામે ફરીઆદ કરવાના નિમિત્ત ન રહે અને તે છતા બધારણીય ગોઠવણ કરવાનો પ્રસગ ઉપસ્થિત થાય તો તે પરસ્પરના સહકાર અને શુભ ભાવનાથી જ થાય એવી અમારી માન્યતા છે

અત્યાર સુધી હીંદની કોંગ્રેસ દેશી રાજ્યોના વહીવટ તરફ ઉદાસીનપણે રહી હતી પરન્તુ ઉસ્સા એ દમથી (ખરૂ જોતા તો નરેન્દ્ર મડળની સ્થાપના પછીથી) કોંગ્રેસ દેશી રાજ્યોના વહીવટ ઉપર નજર રાખવા માડી છે અને જેમ જેમ કાળ જતો જાય છે અને સરકારી રાજ્યમાં કોંગ્રેસનું મહત્ત્વ વધતું જાય છે તેમ તેમ રાજ્યો તરફ કોંગ્રેસની

નજર વિશેષ દઢ થતી જાય છે થોડા દિવસો પહેલા કોંગ્રેસની કારોબારી સમિતિ યુરપના યુદ્ધની વિચારણા પરત્વે મળી હતી તેણે બ્રિટિશ સરકારને, પોતે કયા આશયોથી યુદ્ધમા ઉતરેલ છે તે આશયો જાહેરમા મૂકવાનો આગ્રહ કરનારો ઠરાવ કર્યો છે, જો કે આ આખો ઠરાવ બ્રિટિશ હીંદ અને બ્રિટિશ સરકારના પરસ્પરના સંબંધને લગતો છે છતા તેમા દેશી રાજ્યોની નીતિ સબંધી પણ ઉલ્લેખ કરવામા આવ્યો છે અને તે ઉપરથી કોંગ્રેસનુ વલણ દેશી રાજ્યોના વહીવટ સંબંધી કેટલુ ઉગ્રતાવાળુ છે તે જણાઈ આવે છે તેમા આ પ્રમાણેની મતલબ લખ્યુ છે કે —

' કાર્યવાહક સમિતિએ જોયુ છે કે દેશીરાજ્યોના ઘણા રાજાઓએ તેમની સેવાઓ અને સાધન સામગ્રી આપવાની તત્પરતા બતાવી છે અને યુરોપમા લોકશાસનના કાર્યને મદદ આપવાની ઇચ્છા દર્શાવી છે પરદેશમા લોકશાસનની તરફેણમા પોતાની સહાનુભુતિ તેમણે જાહેર કરવી જ હોય તો આ સમિતિ એમ સુચવવા ઇચ્છે છે કે તેમણે સહુથી પહેલી કાળજી તેમના પોતાના રાજ્યો જેમા આજે નિર્ભેળ આપખુદીનુ રાજ્ય પ્રવર્તે છે તેમા લોકશાસન દાખલ કરવાની રાખવી જોઈએ ગયા વરસમા એવો દુ ખદ અનુભવ થયો છે કે આ આપખુદીને માટે રાજાઓના પોતાના કરતા પણ હિંદુસ્તાનમાંની બ્રિટિશ સરકાર વધારે જવાબદાર છે આ નીતિ એ લોકશાસનને અને નવી જગત વ્યવસ્થાને માટે ગ્રેટ બ્રિટન યુરોપમા લડવાનો દાવો કરે છે તેનો નર્યો ઇન્કાર છે ”

નરેશોની હાલની વર્તણુક પોતાની પ્રજા પરત્વે વિરોધાભાસ ઉત્પન્ન કરનારી છે તેનું ઉપર્યુક્ત મંતવ્યમા સૂચન કરવામા આવ્યુ છે નરેશોને માટે વ્યક્તિગત રીતે આ સબંધમા નિર્ણય પ્રકટ કરવો એ શક્ય નથી પરન્તુ બહુ સ્પષ્ટ રીતે, ખુલ્લા શબ્દોમા અને નિખાલસપણે સમગ્ર નરેશ મડળે ' અમારી રાજનીતિનુ અંતિમ ધ્યેય લોકશાસનના સિદ્ધાંતોને માન્ય રાખવાનું છે ” એ પ્રમાણે જાહેર કરી દેવુ યોગ્ય છે ઉપરાત જ્યા જ્યા શક્ય હોય ત્યા એ સિદ્ધાતાનુરૂપ પ્રારંભિક વહીવટી પ્રબધો પણ કરવા જોઇએ દા તા મ્હૈસોર, ત્રાવણકોર, વડોદરા, ગ્વાલીઅર અને એવા બીજા રાજ્યોમા કરવામા આવ્યુ છે તે પ્રમાણે

બધા રાજ્યોમા એક સરખી રીતે બધારણીય પ્રગતિ સ્વીકારવામા આવે એ ઇષ્ટ નથી સંયોગો અને સાધનો પ્રમાણે તેનો, વિકાસક્રમના ધોરણે સ્વીકાર થવો જોઈએ ક્યાક સલાહકારક સમિતિ નીમીને, ક્યાક ચુંટણીનુ મર્યાદિત ધોરણ માન્ય રાખીને, ક્યાક એ ધોરણ કેળવણીના પ્રમાણમા રચીને, તો ક્યાક જ્ઞાતિ કે વિભાગી રચના કરીને બધારણીય યોજના સ્વીકારવી જોઈએ ગમે તેમ કરવામા આવે પણ જેટલુ કરવામા આવે એટલું શુદ્ધ નિષ્ઠાથી અને પ્રજા પ્રત્યેના સાચા પ્રેમથી કરવામા આવે હીંદુસ્તાનની કારોબારી સભાઓ ધારાસભાઓ મ્યુનીસિપલ વહીવટ અને લોકલબોર્ડોના વહીવટમા કેવી રીતે ક્રમશ વિકાસ થતો આવ્યો છે તેનો અભ્યાસ કરી તેમા નરેશ તંત્રના સિદ્ધાંતોનો સમન્વય કરી કોઇ શક્ય યોજના કરવામા આવે તો વધારે સફળ થાય એમ લાગે છે બધારણ, એ એક પ્રકારના રાજકીય શિક્ષણનો વિભાગ છે એટલે તેનો અભ્યાસ ક્રમાનુસારી થાય તો તે ઇષ્ટ છે અતી ઉત્સાહમાં આવી જઈ કોઇ રાજા કે કોઈ અમાત્ય જો તેનો અસ્થાને પ્રયોગ કરશે તો તેમા લાભ કરતા હાનિ વિશેષ થવાનો ભય છે પ્રજાનો ધર્મ તો પોતાની ઇચ્છાઓ વ્યક્ત કરવાનો છે તે ઇચ્છાઓને કેટલે અંશે અનુકુળ થવાના સંયોગો પરસ્પરના હિતમા છે તેનો વિચાર નરેશો અને એમના અમાત્ય મડળે કરવાનો છે અને તે પોતાની સત્તામા ન્યૂનતા આવશે એવી માન્યતા કે ભયથી નહીં પણ સમગ્ર પ્રજા જીવન માટે શુ પથ્યાપથ્ય છે એનો અભ્યાસ કરી નિખાલસતાથી વિચાર કરવાનો છે અને જો તે પ્રમાણે કરવામા આવશે તો દેશી રાજ્યોની પ્રજા એવી હજી વિવેકભ્રષ્ટ નથી કે,

એવી વિચાર સરણિને અમાન્ય રાખે. પ્રજાનો મોટો ભાગ તો એવું જ ઇચ્છે છે કે એમની ફરીઆદો ધીરજ પૂર્વક સાંભળવામાં આવે, એમના દુઃખોનું આશ્વાસન મળે, શકય એટલી એની મુશ્કેલીઓ દૂર કરવાના ઉપાયો થાય અને એના તરફ પ્રેમભરી દૃષ્ટિથી જોવામાં આવે. ઉલ્લાં કેટલાંક વર્ષોથી કમનસીબે એવું થતું જોવામાં આવે છે કે રાજ્યકર્તાઓ અને એમની પ્રજા વચ્ચે અસાધારણ અંતર પડતું જાય છે. રાજાઓના મહેલો માણસોના માણસો દૂર હોય, અધિકારી વર્ગના બંગલાઓ, એમની કચેરીઓ અને કાર્યાલયો સુધી પહોંચતાં પ્રજાને પારાવાર અડચણ વેઠવી પડતી હોય, કલાકોના કલાકો ભુખ્યાં તરસ્યાં ફરીઆદીઓને બેસી રહેવું પડતું હોય, એમના તરફ દીલસોજી દર્શાવવાને બદલે ધુત્કારી કાઢવામાં આવે, પોતે જાણે ગિરિશૃંગે હોય અને પ્રજા જાણે ગર્તમાં હોય એવી દૃઢ માન્યતા બંધાઈ ગઇ હોય ત્યાં આ અંતર શી રીતે ટાળી શકાય? ભાષણોથી, લખાણોથી, ઢંઢેરાઓથી કે મિથ્યાપ્રલાપોથી તો એ અંતર ઉલટ વધે છે અને સમગ્ર નરેશ મંડળ સામે પ્રજાની ઇતરાજીમાં વૃદ્ધિ થતી જાય છે. જુના વખતમાં જો કે નરેશો અને એમનું અમાત્ય મંડળ આટલું સવિશેષ કેળવાયેલું ન હતું, પરન્તુ તેમનામાં જે એક વસ્તુ હતી તે હૃદયની નિખાલસતા હતી. તેને બદલે અત્યારે જ્યાં ત્યાં બુદ્ધિનાં મંદિરો ચણી એમાં અસત્ય, મિથ્યાચાર અને પાશવવૃત્તિની મૂર્તિઓ ગુપ્ત રીતે પધરાવી દેવામાં આવે છે. આ બધા સામે પ્રજા અસહિષ્ણુ બને તો તે ક્ષંતવ્ય લેખાવું જોઇએ.

આ તો તત્ત્વજ્ઞાનની વાત થઈ. વ્યવહારુ વાત તો એ છે કે સ્થિતિ સંયોગાનુસાર દેશી રાજ્યોમાં લોકશાસનના સિદ્ધાંતોના પાયા ઉપર બંધારણની મહેલાતો બંધાવી જોઈએ. નાના રાજ્યોનો પ્રશ્ન બાદ કરતાં હીંદુસ્તાનમાં ૫૦ જેટલાં દેશી રાજ્યો કે જેઓ તાજની સાથે કરારી સંબંધથી સંકળાયેલાં છે તે રાજ્યોએ તો આ સિદ્ધાંતોને તત્કાલ માન્ય રાખવા જોઇએ. ધારાસભાઓ રચી તેમાં લોકોના વહીવટી વિચારોનાં તત્ત્વોને આમંત્રવાં જોઇએ. અને તેઓમાંથી જેઓ વહીવટી ભાર ઉપાડવાને યોગ્યતા ધરાવનારા હોય તેઓના ઉપર એ ભાર મૂકવાનો પ્રયોગ આરંભવો જોઈએ. પછી તે પ્રધાનો દ્વારા કે પછી અન્યથા. અત્યારે ઘણાં ખરાં મોટાં રાજ્યોમાં "ડાયર્કી" ના તત્ત્વને વળગી રહી વહીવટી તંત્ર ગોઠવવામાં આવે છે અમારા મને આ ગોઠવણ જેટલી વ્યવહારૂ છે તે કરતાં વધારે મતભેદ અને વિતંડા ઉત્પન્ન કરનારી છે. રાજ્યનાં અમુક ખાતાંઓ પ્રધાનોને સુપ્રત કરવાં અને અમુક ખાતાંઓ અધિકારી વર્ગના હસ્તક રાખવાં એ મૂળતત્ત્વ "ડાયર્કી"ની યોજનામાં છે. એની દ્વિરાજ્ય પદ્ધતિમાં મતઐકયને બદલે મત ભિન્નતા વિશેષ ઉત્પન્ન થવાનો સંભવ છે. જો કે એમાં પ્રજાને સંતોષ આપવાનો પ્રયત્ન છે પણ તે કરતાં પ્રજાને લોકશાસનનું ક્રમશઃ જ્ઞાન મળે, તેને વહીવટી અનુભવની સાથે તેમાં રહેલી મુશ્કેલીઓનું જ્ઞાન પ્રાપ્ત થાય અને પ્રજા સમસ્તનું રાજ્યવહીવટ દ્વારા યોગ્ય રીતે નિયમન થાય, વિવેકની સાથે તેનામાં રાજભક્તિનો વિકાસ થાય અને રાજા, અધિકારી વર્ગ તથા પ્રજાનાં મન, સ્નેહ શૃંખલાથી બંધાયેલાં રહે એવું તંત્ર શોભાસ્પદ અને હિતકર છે.

સર્વ દૃષ્ટિએ વિચાર કરતાં દેશી રાજ્યોમાં નીચેના તત્ત્વાનુસાર બંધારણીય રચના કરવામાં આવે તો તે ઇષ્ટ છે.

(૧) રાજ્યકર્તાની સર્વોપરિ સત્તા.

(૨) લોકો ગમે તેવા મનાતા હોય છતાં આંતર વહીવટને લગતા પણ વિચાર દર્શાવવા માટે લોકસભાની સ્થાપના.

(૩) લોક સભાનું ચુંટણીનું તત્ત્વ શરૂઆતમાં મર્યાદિત રાખવું અને ક્રમે ક્રમે તેનો વિકાસ કરતાં જવો.

(૪) રાજ્યકર્તાને યોગ્ય લાગે તો પ્રજામાંથી પસંદ કરી મર્યાદિત સ્વરૂપની એકસ્થાયી રૂપની સલાહકારક સમિતિ (પ્રીવીકાઉન્સીલ જેવી) નીમવી.

(૫) વહીવટી બધી જવાબદારી રાજકર્તા ઉપર રહેવા દેવી.

ઉપરનાં તત્ત્વો લક્ષમાં રાખી જો દેશી રાજ્યોનું પ્રાથમિક બંધારણ રચવામાં આવે તો ભવિષ્યમાં તેનું યશસ્વી સ્વરૂપ ઘડાતું જાય એમ લાગે છે. જો કે શરૂઆતમાં તંત્રની જશ કે અપજશની બધી જવાબદારી રાજકર્તા ઉપર રહે છે. અને તત્કાળ વેગથી વિચાર કરનારા જેઓ હોય તેઓને તે ન ગમે એવું છે. પરન્તુ લોકસભાના વિચારોનું નૈતિક દબાણ, એ જવાબદારીને વિમાર્ગે જતાં ખસુસ અટકાવશે અને રાજકર્તાને પોતાની તરફ પ્રજા ભક્તિ કેળવવાની ઈચ્છાને પોષ્યા કરશે. એટલું જ નહીં પણ થોડાં જ વરસોમાં રાજકર્તાની સ્વયં ઇચ્છા પણ એવી થશે કે પોતાની જવાબદારી ઓછી કરી તેમાં અંશતઃ લોકસભાને પણ ભાગીદાર બનાવવી. વળી જો કોઈ નરેશને સલાહકાર સમિતિની જરૂર લાગશે અને તેની સ્થાપના કરશે તો એ સમિતિના સભ્યોના સીધી રીતે રજુ થતા વિચારો નરેશના વર્તન અને કાર્યો ઉપર અંકુશ જેવા થઈ પડશે. અને તે છતાંય કોઈ નરેશ પ્રજામતની સતત અવગણના કર્યા કરશે તો બ્રિટિશ હીંદની પ્રજાના વિચારો અને સાર્વભૌમ સત્તાના બળની અસર પડ્યા વિના નહીં રહે. પરન્તુ નરેશના હાથમાં સર્વોપરિ સત્તા રહ્યા પછી તે પ્રજામતની અવગણના કર્યા કરશે એવા ભયથી કોઈ એવું બંધારણ ન ઘડાતું જોઈએ કે રાજા પ્રજા વચ્ચે હમેશનું મનદુઃખ અને સંઘર્ષણ રહ્યા કરે.

ઉપર જે કોંગ્રેસની કારોબારી સમિતિના ઠરાવમાંથી ઉતારો આપવામાં આવ્યો છે, તેમાં નરેશોના આપખુદ વર્તન ઉપર આક્ષેપ કરવામાં આવ્યો છે. પરન્તુ ઉપર પ્રમાણે જો બંધારણની રચના કરવામાં આવે તો પછી તેવા આક્ષેપને અવકાશ રહેતો નથી. અત્યારે જેમ છે તેમ ભવિષ્યના હીંદનાં બંધારણમાં દેશી રાજ્યોનો એટલો ભારે કાંઇ નિકટવર્તી સંબંધ નથી કે તેઓ સ્વતંત્ર રીતે પોતાને માટે બંધારણ ન રચી શકે? એમ કહેવામાં આવે છે કે હીંદના બંધારણમાં લઘુમતિ તરીકે મુસ્લીમોની માફક દેશી રાજ્યોનું પણ સ્થાન છે. પરન્તુ તે વિધાન યથાર્થ નથી. દેશી રાજ્યોનો રાજદ્વારી સંબંધ બ્રિટિશ હીંદ સાથે નહીં પણ તાજ સાથે છે. અને તાજ અને હીંદના નરેન્દ્ર મંડળે પરસ્પર એ સંબંધનો કાયદેસર રીતે, કરારથી, તહનામાથી સ્વીકાર કરેલો છે, અને તે સંબંધમાં તાજની સત્તા સર્વોપરિ છે એમ માન્ય રખાયેલું છે. વળી દેશી રાજ્યો હીંદમાં લઘુમતિ વિભાગો તરીકે નહીં પણ "સાર્વભૌમ સત્તાના પ્રતિકરૂપ" વહીવટી વિભાગો છે એટલે બ્રિટિશ હીંદના બંધારણમાં દેશી રાજ્યોનુ એવું સ્થાન નથી કે જેથી તેઓને પોતાનું યથેચ્છ આતરિક બંધારણ રચવામાં પ્રત્યવાય આવે. દરેક નરેશ અને દરેક રાજ્યનો અધિકારી વર્ગ પ્રજાની જરૂરીઆતો, એની શક્તિ, એની કેળવણી વગેરેનો વિચાર કરી ખુલ્લા દીલથી જો પ્રજાને સંતોષવા પ્રયત્ન કરશે તો દેશી રાજ્યની પ્રજા એવી છે અને તેનામાં હજી એટલી પ્રબળ રાજભક્તિ રહેલી છે કે એ પ્રયત્ન માત્રથી પણ તે સંતુષ્ટ બની સહકાર અને વિવેકની ભાવનાને વળગી રહેશે.

[ સંપૂર્ણ ]

'દેશી રાજ્ય" ઓફીસ.

# મુળ ગીરાસીયા અને તેમના સંબંધની સંક્ષિપ્ત માહીતી

લેખકઃ—ભાઇલાલ ઓધવજી સંઘવી, બી. એ. એલએલ બી. વકીલ,

હાઇકોર્ટ, વડોદરા.

[ કાઠીઆવાડ અને વડોદરા રાજ્યના મૂળગરાશીઆઓની સ્થિતિ અને એમના હકો પરત્વે, રા. રા. વકીલ ભાઇલાલભાઈ, કે જેઓ આ વિષયના જાણકાર છે તેમણે આ લેખ "દેશી રાજ્ય" માટે તૈયાર કરી આપેલ છે. જેઓ આ બાબતમા રસ લેતા હશે એમને જ નહીં પણ દેશી રાજ્યોનો અધિકારી વર્ગ કે જેમની સમક્ષ આવા પ્રશ્નો વારંવાર ઉપસ્થિત થાય છે તેમને ઉપયોગી હોઇ સદરહુ લેખ અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ. તંત્રી ]

કાઠીઆવાડના દેશી રાજ્યમાં મુળ ગીરાસીયા સંજ્ઞાથી ઓળખાતો જમીનદારોનો મોટો વર્ગ આવેલો છે.

૧. મુળ ગીરાસીયા એ કાંઈ જાત કે કોમ નથી પણ વિશિષ્ટ સત્તા પ્રકાર અને હક્ક દરજ્જો ભોગવતા જમીનદારો તેમજ ગ્રામ ધારણ કરનારાઓને મુળ ગીરાસીયાથી ઓળખવામાં આવે છે. મુળ ગીરાસીયા એ કાંઇ જાતીય પદવી યા દરજ્જો કે કોઈ પ્રકારનો મરતબો નથી પણ અમુક ગામ કે જમીનના સંબંધમાં વિશિષ્ટ હક્ક ભોગવતા માલીકોને મુળ ગીરાસીયાના નામથી ઓળખવામાં આવે છે. આવા ગીરાસીયામાં રજપુતો, કાઠીઓ, મુસલમાનો, આહેરો, મેરો, ચારણો, સૈયદો, વીગેરે અનેક જાતના એ કોમના માણસો કાઠીઆવાડમાં દરેક રાજ્યમાં આવેલા છે. અને તેઓની જમીનના તેમજ રાજ્યમાંથી મળતી આવકો વીગેરેના સંબધમા તેમના હક્ક અને દરજ્જો જુદા જ પ્રકારનાં હોય છે.

૨. ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે મુળ ગીરાસીયાની કેવી રીતે ઉત્પતિ થઇ અને તેમના ગામો યા જમીનો સંબંધમાં તેમનો દરજ્જો મુળ ગીરાસીયાનો છે એમ ક્યારથી કહેવામાં આવ્યું. કાઠીઆવાડમાં સને ૧૮૭૩ માં રાજ્યો અને તેમના ભાયાતો અને મુળ ગીરાસીયા વચ્ચે ઉત્પન્ન થતી તકરારોનો નીકાલ કરવા માટે નામદાર બ્રીટીશ સરકાર તરફથી રાજસ્થાનિક કોર્ટ સ્થાપન કરવામાં આવી હતી. અને સદરહુ કોર્ટના કામકાજ માટે માર્ગદર્શક એક નિયમ ઘડવામાં આવ્યો હતો. અને સૌથી પહેલામાં પહેલી મુળ ગીરાસીયાની વ્યાખ્યા જે નિયમ ઘડવામાં આવ્યો હતો, તેની કલમ ૭ માં આપવામાં આવી હતી. સદરહુ નિયમમાં આપેલી વ્યાખ્યા. પહેલાં કોઈ પણ ઠેકાણે મુળ ગીરાસીયાની સત્તાવાર વ્યાખ્યા આવી નથી. તેમ વડોદરા રાજ્યે હજુ સુધી મુળ ગીરાસીયાની સત્તાવાર વ્યાખ્યા બહાર પાડેલી નથી.

૩. કાઠીયાવાડ રાજસ્થાનિક કોર્ટનો ધારો, નામદાર ગવર્નર ઇન કાઉન્સીલ સાહેબની તા. ૨૬–૮–૭૩, ની મજુરીથી કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી, રાજકોટ તરફથી પોલીટીકલ ડીપાર્ટમેન્ટ મારફત તા. ૧–૯–૧૮૭૩ ની તારીખથી પ્રસિધ્ધ કરવામાં આવ્યો હતો અને તે ધારાની કલમ ૭ માં મુળ ગીરાસીયાની વ્યાખ્યા નીચે મુજબ આપવામાં આવી છે. કલમ ૭–રાજસ્થાનિક સભા મારફતે આઠમા પેરેગ્રાફમાં જણાવ્યા પ્રમાણે પોતાના દાવા સાંભળવાનો અને ઠરાવ કરવાનો હક્ક છે તે........

(૧) ભાયાત.

(૨) ગીરાસીયા.

મુળ ગીરાસીયા આ શબ્દનો અર્થ એ છે કે કોઈ એક ગામ અથવા ગામોના ભાગનો અસલ માલેક

અથવા અસલ માલેકનો વંશ જેણે મુળ ગીરાસીયા દાખલ ગામ અથવા ગામો અથવા ગામ અથવા ગામોના ભાગ અથવા ગામ અથવા ગામોમાં અથવા ગામ અથવા ગામોના ભાગમાં તેઓને જે અસલ હક્ક હોય તેનો બધો કાંઈ હીસ્સો દરબારને તેણે આપ્યો હોય અને તેમાં તેનો બાકીનો હીસ્સો અથવા કાંઇ એક હક્ક પોતાના માટે તેણે રાખ્યો હોય તેવા સખ્સને મુળ ગીરાસીયો જાણવો.

જે ગીરાસીયો મુળ ગીરાસીઆના જેવો હક્ક ધરાવે છે અથવા ધરાવવા જેવો દાવો કરે છે તેઓના હકો મુળ ગીરાસીયાના જેવા જ છે એવું સભાની નજરમાં આવે તો તેનો આ કામને માટે મુળ ગીરાસીયા શબ્દમાં સમાવેશ થાય છે.

ચાકરીયાત બાબતના (ભાયાત નહિ એવા) મનુષ્યના દાવા (એટલે ચાકરી કરવી જોઈએ તેના બદલામાં આપ્યું હોય તે બાબતના દાવા) તે તથા ઈનામના દાવા (એટલે આગળ બજાવેલી ચાકરીના બદલામાં અથવા બીજા કોઇ કારણથી આપ્યું હોય તે બાબતના દાવા) અને ધર્માદાના દાવા (એટલે ધર્મના કારણસર જે આપ્યું હોય તે બાબતના દાવા) અને બીજા દાવા જે કે રાજસ્થાનિક સભાની આ અપવાદમાં જે સરતો લખી છે, તેના જેવા આવે તેઓના દાવા રાજસ્થાનિક સભા સાંભળશે નહિ. પણ તેવા દાવાઓ દરબારની કોર્ટમાં સાંભળી ત્યાં ઠરાવ થશે.

ઉપરના નિયમથી ત્રણ જાતના જમીનના ધારણ કરનારા બતાવવામા આવ્યા છે એમ જણાશે. પહેલા વર્ગમાં જમીનોના મુળ માલિકો કે જેઓએ પોતે અગર પોતાના વડીલોએ જ્યાં પોતાની જમીનો આવેલી હોય ત્યાં મુળ ગીરાસીયા તરીકે કાંઈ હીસ્સો દરબારને તેણે આપ્યો હોય અને તેમાં એનો બાકીનો હીસ્સો અથવા કાંઈ એક હક પોતાના માટે તેણે રાખ્યો હોય તેવા સખ્સોને ખરા મુળ ગીરાસીયા ગણવા ઠરાવ્યું છે. બીજા વર્ગમાં જે ગીરાસીયો મુળ ગીરાસીયાના જેવો હક ધરાવે છે અથવા ધરાવવા જેવો દાવો કરે છે તેનો પણ મુળ ગીરાસીયા શબ્દમાં સમાવેશ કર્યો છે પરંતુ તે પ્રસમ મુળ ગીરાસીયાના જેવા હકો ભોગવનો હોવો જોઇએ. ત્રીજા વર્ગના મુળ ગીરાસીયામાં બાતલ કરેલા લોકો જાતીકી નીમણુક કીંવા હકો ભોગવનારા લોકો છે જેવા કે ઇનામી, ખેરાતી, ધર્માદા, ચાકરીયાત જમીનોના ધારણ કરનારાઓ.

૪. મુળ ગીરાસીયા શબ્દ સને ૧૮૭૩ માં કાઠિયાવાડમા રાજસ્થાનિક કોર્ટ સ્થાપન કરવામાં આવી હતી ત્યારે જ ઉપજાવી કાઢવામાં આવ્યો ન હતો પણ રાજસ્થાનિક કોર્ટ સ્થાપવામાં આવી તે પહેલા સદર શબ્દ પ્રચલીત હતો અને રાજસ્થાનિક કોર્ટ સ્થાપવામા આવી તે પહેલા મુળ ગીરાસીયાઓની ઠરતી હતી મુળ ગીરાસીયાનો શબ્દ મુજબ અર્થ કરતા અસલ ગીરાસીયા એ પ્રમાણે થાય છે અને તેજ અર્થમાં રા. ધનજીશાહ હોરમસજી કરાકાએ કાઠિયાવાડ ડીરેકટરી સને ૧૮૮૬ની આવૃત્તિના પૃષ્ટ ૪૯૫ ઉપર વ્યાખ્યા આપેલી છે. "Mulgirasia means original holders of a village or a portion of a village lands" અને મિ. ફરામરોઝ માસ્ટરે પાલણપુર ડીરેકટરીના સને ૧૯૦૮ની આવૃત્તિના વોલ્યુમ ૧ ના પૃષ્ટ ૩૯૭ માં તેજ પ્રમાણે વ્યાખ્યા આપી છે. મુળનો અર્થ, ઇંગ્રેજીમાં original અને ગીરાસીયાનો અર્થ, Heriditory land-holder તે મુજબ થાય છે.

૫. મુળ ગીરાસીયાઓ સંબંધેની સ્થિતિ અને તેમના સત્તા પ્રકાર કર્નલ વોકર સાહેબે મુંબઈ ગર્વમેન્ટ ઉપર સને ૧૮૦૪ અને ૧૮૦૬ માં જે કાગળો લખેલા છે અને જે કાગળો બોમ્બે ગર્વમેન્ટ સીલેકશન વોલ્યુમ ૩૭માં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તેમાં વર્ણવવામાં આવ્યા છે. બોમ્બે ગર્વમેન્ટ સીલેકશન વોલ્યુમ ૩૭ ના પૃષ્ટ ૩૧ ના પેરા ૪૯, ૫૦, ૫૬ અને ૬૬ તેમજ પૃષ્ટ ૩૩ ના પેરા ૭૮ માં જણાવ્યા મુજબ આવા ગીરાસીયા પોતાની મીલકતના સંબંધમાં સર્વ હક્ક ભોગવતા હતા. મુળ ગીરાસીયા

એટલે ગામ અગર ગામોની જમીનોના અમન ધારણ કરનારા મુળ માલિકો જેઓ નવીન રાજ્ય સત્તા સ્થાપન થતા પહેલાના હોય તેઓને મુળ ગીરાસીયા સમજવામા આવતા હતા કર્નલ વોકર કહે છે " જે જે હકીકતો મને મળી છે તે ઉપરથી એમ જણાશે કે આ પ્રાંત પરના જુદા જુદા સામ્રાજ્યોના વખતમા કાઠિયાવાડના જુદા જુદા રાજ્યો એક જ જાતની અને એક સરખા જ દરજ્જાની સ્વતંત્રતા ભોગવતા હતાં." જમાબંધી ભરવા સિવાય દરેક બાબતમા રાજકર્તાઓ જેવા કે રાજાઓ, ઠાકોરો અને ગીરાસીયાઓ સ્વરાજ્ય સત્તાના દરેક હકો ધરાવતા અને ભોગવતા " પેરા ૫૬ મા કહે છે "Bhumia is applied to all possessors of landed property who are not Rajas and Thakors of which they are of the inferior gradation We have generally called them girasias in consequence of their being ancient heriditory proprietor of the portion of the territory they possess in which sense the word Gras is used in Kathiawar and is equivalent to "Asal" or "Keddim"

જે રાજા કે ઠાકોરો નથી પણ તેથી ઉતરતી પંક્તિના છે તે જમીન ધારણ કરનારા ભુમીયાથી ઓળખાતા. તેઓને ગીરાસીયા તરીકે લેખકે વર્ણવેલા છે કારણ કે તેમના કબજામાની મીલ્કતો તેઓના જુના વખતથી પેઢી દર પેઢીથી વારસામા ઉતરી આવેલી છે. અને કાઠિયાવાડમાં ખાસ શબ્દ અસલ અગર કદીમ શબ્દ સરખો છે અસલ અગર કદીમ શબ્દનો અર્થ ફાર્બસ રાસમાળાના પૃષ્ટ ૫૬૯ ઉપર 'Asal or Kadim" two Mohmeden words which mean root, origin, foundation & ancient old former" એટલે ગુજરાતીમા "મુળ, પ્રારંભ, સ્થાપના" અને "પ્રાચીન, જુનુ, પહેલાનુ" એ અર્થ થાય છે ઉપર મુજબનો અસલનો અર્થ વીલસન ગ્લોસરી પૃષ્ટ ૩૪ ઉપર આપ્યો છે અને કદીમનો અર્થ તેજ બુકના પૃષ્ટ ૨૪૭ ઉપર વંશપરંપરાથી મળેલા ગીરાસને કહેવામા આવ્યો છે

કર્નલ વોકરના વખતમા મુળ ગીરાસીયા એટલે ગામની જમીનના મુળ ધારણ કરનારાઓ જેઓ નવીન રાજસત્તા સ્થાપના થતા પહેલાના મુળ માલિકો હતા અને જેઓને વંશપરંપરાથી જમીનો વારસામા ઉતરી આવેલી હતી

૬ કર્નલ વોકરે સને ૧૮૦૭મા કાઠિયાવાડમાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી લેવાતી ખંડણીનો નાના મોટા રાજ્યો સાથે નીકાલ કર્યો અને તેઓ પાસે નીયમીત ખંડણી ભરાય અને દેશમા સુલેહશાંતી રહે તે માટે તેઓના આડ જામીન અને ફેલ જામીનખતો લીધા પણ તાબાના ગીરાસીયાઓને જે તે રાજ્ય નીચે રાખવામા આવ્યા આવા ગીરાસીયાના હકો ઉપર વોકર સેટલમેન્ટ પછી રાજ્ય તરફથી આક્રમણ થવા લાગ્યુ. ગીરાસીયાઓ રાજ્ય વિરૂધ્ધ રાજકોટ પોલીટીકલ એજન્ટ પાસે ફરિયાદો કરતા અને એજન્સી આ બાબતમાં દરમ્યાનગીરી કરતી. પોલીટીકલ એજન્ટોના મુકામો ઉપર ગીરાસીયાના ટોળાઓ રાજ્ય સામે ફરિયાદ કરવા ફરી વળતાં રાજ્યની આક્રમણકારી નીતિથી દેશમાની સુલેહ શાંતિનો ભંગ થયો અને ગીરાસીયાઓ બહારવટે નીકળી જતા અને રૈયતને લુંટી ત્રાસ આપતા અને પોતાનો ગુમાવેલો હક્ક પાછો આપવા રાજ્યને ફરજ પાડતા. વોકર સેટલમેન્ટ વખતે જે રાજ્યો સાથે કરારો થયા તેઓને બ્રીટીશ સરકારની બાંહેધરી આપવામા આવેલી નહીં. તોપણ જે આડજામીન અને ફેલજામીનખતો રાજ્યો પાસેથી લખાવી લેવામાં આવેલા હતા તેમાં આવા તાબાના ગીરાસીયાઓને સીધી નહી પણ આડકતરી રીતે બાંહેધરી આપવામા આવેલી હતી

૭ રાજ્યો તરફથી પોતાના તાબાના ગીરાસીયાના હકો ઉપર આક્રમણ થવાથી ગીરાસીયાઓમાં

અશાંતિ ફેલાઈ અને કાઠિયાવાડમાં ગીરાસીયાના બહારવટાનો ત્રાસ વધી પડયો આ ઉપરથી છેવટ કાઠિયાવાડનાં રાજ્યો સાથે લાંબી વાંટાઘાટના અંતે એક નિષ્પક્ષપાત ટ્રીબ્યુનલ નીમવા નક્કી થયું. અને ભાયાત તેમજ મુળ ગીરાસીયા અને રાજ્ય વચ્ચેની તકરારોનો નીકાલ કરવા માટે સને ૧૮૭૩ માં રાજસ્થાનિક કોર્ટ સ્થાપવામાં આવી. આ કોર્ટના પ્રમુખ તરીકે એજન્સીના અનુભવી અમલદાર કામ કરતા અને તેને મદદ કરવા માટે દેશી રાજ્યમાંથી વાકેફગાર માણસોને પંચ તરીકે નીમવામાં આવતાં. સદર કોર્ટના કામો સંબંધમાં રાજસ્થાનિક કોર્ટની હકુમત આખા કાઠિયાવાડ ઉપર હતી અને તેનો અખત્યાર પ્રાંતની મુખ્ય પોલીટીકલ કોર્ટ જેટલો હતો. સદર રાજસ્થાનિક કોર્ટે સને ૧૮૭૩ એપ્રીલથી સને ૧૮૯૯ સુધી કામકાજ કર્યું. આ કોર્ટે ભાયાત અને મુળ ગીરાસીયાના હક્કો, દરજ્જો અને પરસ્પર જવાબદારી સંબંધીનો નિકાલ કર્યો, અને સને ૧૮૯૯ માં આ કોર્ટ નાબુદ કરવામાં આવી. અને નં. ૭૧ સને ૧૮૯૯ના જાહેરનામાથી રાજ્યની ભાયાતી કોર્ટમાં ગીરાસીયાની તકરારોનો નિર્ણય કરવા ઠરાવ્યું અને ભાયાતી કોર્ટના ઠરાવ ઉપર જે તે રાજ્યની હજુર કોર્ટમાં વિવાદ કરવો અને રાજ્યની કોર્ટ તરફથી ગીરાસીયાઓને પોતાને ન્યાય મળ્યો નથી એમ લાગે તો એજન્સી તરફ અરજ કરવા ઠરાવ્યું અને ને મુજબની વ્યવસ્થા ચાલુ છે.

૮. વડોદરા રાજ્યમાં અમરેલી પ્રાંતમાં મુળ ગીરાસીયાની સંખ્યા મોટી છે. અમરેલી ગીરાસ કોર્ટ સ્થાપન થતાં પહેલાં ગીરાસીયાઓ શરૂમાં રાજકોટ એજન્સી તરફ રાજ્ય- વિરૂદ્ધ ફરિયાદ કરતા, ત્યારબાદ અમરેલીમાં રહેતા આસીસ્ટંટ રેસીડન્ટ તરફ શ્રીમંત ગાયકવાડ સરકાર સામેની તકરારો કરતા અને તેઓ ઘટતો ન્યાય આપતા. છેવટ નામદાર વરીષ્ટ સત્તાની સલાહ પ્રમાણે સને ૧૮૭૫ માં અમરેલીમાં ગીરાસ કોર્ટ આપવામાં આવી. કાઠિયાવાડમાં રાજસ્થાનિક કોર્ટ જે ઉદ્દેશથી સ્થાપવામાં આવી હતી તે ઉદ્દેશ મુજબ અમરેલી પ્રાંતના ગીરાસીયાઓને ન્યાય આપવાના હેતુથી આ કોર્ટ સ્થાપવામાં આવી હતી. સદર ગીરાસ કોર્ટનું કામ અમરેલી પ્રાંતમાં ન્યાયનું કામ કરતી પ્રાંત ન્યાયાધીશીને સોંપવામાં આવ્યું. અને પ્રાંત ન્યાયાધીશીના ઠરાવ ઉપર નામદાર વરીષ્ટ ન્યાયાધીશીમાં વિવાદ કરવા માટે ગીરાસીયાને હક્ક આપવામાં આવ્યો. અને નામદાર વરીષ્ટ ન્યાયાધીશીનો ઠરાવ આખરનો ગણવા ઠરાવ્યું. ગીરાસ કોર્ટની પોઝીશન પંચના જેવી છે, જેથી જો ગીરાસ કોર્ટનો ફેંસલો રાજ્ય વિરૂદ્ધ જાય તો તેમને વિવાદ કરવા છુટ છે અને નામદાર વરીષ્ટ ન્યાયાધીશીના ઠરાવથી ગીરાસીયા નારાજ હોય તો તેમને નામદાર વડોદરાના રેસીડેન્ટ સાહેબ તરફ અરજ કરવાની છુટ છે. અને નામદાર રેસીડેન્ટ સાહેબ તરફથી યોગ્ય સલાહ મળે તે કરવા વ્યવસ્થા છે. જો કે હાલમાં એમ કહેવામાં આવે છે કે ગીરાસીયાને રેસીડન્સીમાં જવાનો માર્ગ બંધ થયો છે અને રાજ્યની ન્યાય કોર્ટમાં દાદ મળવા છુટ રાખી છે જેથી વરીષ્ટ ન્યાયાધીશીના ઠરાવ ઉપર હજુર ન્યાયસભામાં ગીરાસીયાઓ વિવાદ કરી શકે છે, પણ આ બાબત વાદગ્રસ્ત છે.

૯. ઉપર કહી ગયા તે મુજબ કર્નલ વોકરે કાઠિયાવાડનું સેટલમેન્ટ કર્યું તે વખતે મુળ ગીરાસીયા એટલે જમીન ધારણ કરનારા મુળ માલિકો જેઓ નવીન રાજસત્તા સ્થાપન થતાં પહેલાના હોય તેમને ઓળખવામાં આવતા હતા અને જેઓએ ફક્ત કોમેન્ડેશન અને રેઝરવેશન કર્યું હોય તેમને જ મુળ ગીરાસીયા સમજવા તેવા સંકુચીત અર્થમાં તે વખતે સમજવામાં આવતા નહિ. રાજસ્થાનિક કોર્ટ સ્થાપન થઇ તે વખતે મુળ ગીરાસીયાની વ્યાખ્યા સંબંધે બહુ જ લાંબી વાટાઘાટો રાજ્યો સાથે થયેલી હતી. અને છેવટ લાંબી પરિષદોને અંતે મુળ ગીરાસીયાની વ્યાખ્યા નક્કી કરવામાં આવી હતી. અને છેવટ એમ ઠર્યું કે જેમાં કોમેન્ડેશન અને રેઝરવેશનનો સ્પષ્ટ પુરાવો મળી આવતો ન હોય પણ જે

ગીરાસીયાઓ મુળ ગીરાસીયા જેવા હક્કો ભોગવતા હોય તેમને મુળ ગીરાસીયા ગણવા એમ ઠરાવેલુ હતું ફક્ત ધર્માદા, ખેરાતી અને ચાકરીયાત મદદના ધારણ કરનારાઓને મુળ ગીરાસીયામાંથી બાતલ કરવા ઠરાવેલુ હતુ

૧૦ જે ગીરાસીયાઓ રાજસત્તા સ્થાપન થતા પહેલાના હોય અને નવીન રાજસત્તા સ્થાપન થયા પછી રાજ્યને કાંઇ ભાગ આપી બાકીનો ભાગ પોતાની પાસે રાખ્યો હોય તેઓ મુળ ગીરાસીયા છે પણ મુળ ગીરાસીયા જેવા હકો ભોગવનારા ક્યા પ્રકારના ગીરાસીયા તે સબંધમા કયાંઇ qualitative test મુકેલો નથી એટલે અમુક પ્રકારની હકીકત સાબીત થયે તેઓને મુળ ગીરાસીયા જેવા ગણવા એવુ કયાંઇ ઠરાવેલુ નથી તે બાબતનો દરેક કામની હકીકત ઉપર આધાર રાખે છે અને રાજસ્થાનિક કોર્ટ જે તે કામની હકીકત ઉપર ઠરાવેલ છે તેમ છતા કેટલીક નીચે બતાવેલી હકીકતો સાબીત થયે મુળ ગીરાસીયા જેવો દરજ્જો આપેલો છે જેઓ નવીન રાજસત્તા સ્થાપન થતા પહેલાના ગીરાસીયા હોય, જેઓ લડાયક કોમના માણસો હોય જેઓ લશ્કરી પ્રકાર સિવાયની બીજી કાંઇ ચાકરી કરતા ન હોય જેઓ પોતાની જમીનોના ગીરો વેચાણ વગેરેના સ્વતંત્ર વ્યવહારો કરતા હોય અને તે સામે રાજ્યે વાંધા લીધેલા ન હોય, જેઓનો ભોગવટો લાંબા વખતનો હોય મુળ ગામ ધર્માદા કે ખેરાતી મદદનું હોય પણ નવી રાજ્યસત્તા સ્થાપન થયા પછી આવા ગામ ધારણ કરનારાઓએ ગામ અગર ગામમાંથી ભાગ આપી બાકીનો ભાગ રાખેલો હોય, જે ગીરાસીયાઓ મુળ રાજકીય કોમ તરફથી ઉતરી આવેલા હોય અને જેઓનો સબંધ પોતાના સમાન દરજ્જાના અગર તેથી વધુ ઉચા દરજ્જાઓ સાથેનો હોય, જેઓ પોતાનો વહીવટ સ્વતંત્ર રીતે કરતા હોય, જેઓને મુળ ગીરાસીયા જેવા ગણી મુળ ગીરાસીયા તરીકે વર્ણવ્યા હોય અને તેઓના મુળ ગીરાસીયા તરીકેના વતન સામે રાજ્યે વાંધો લીધો ન હોય, જેઓને ખાલસા વહીવટમા ગણવામા ન આવતા હોય આવી અને એવા પ્રકારની હકીકતો સાબીત થયે તેઓને મુળ ગીરાસીયા જેવો દરજ્જો રાજસ્થાનિક કોર્ટે આપેલો છે એટલુજ નહિ પણ કેટલાક કામોમા જાતીકી નીમણુક ધરાવનારા ધરમો જેવા કે ઇનામી, ખેરાતી અને ધર્માદા વગેરે ગામના ધારણ કરનારાઓ જેઓએ અધાધુધીના વખતમા પોતાની મુળ સ્થિતિ બદલી નાખી જુદુ અને ચઢતુ પદ જેઓએ પ્રાપ્ત કર્યું હોય તેઓને પણ મુળ ગીરાસીયા જેવા ગણેલા છે અને હક્કપત્રકો આપવા ઠરાવ કરેલા છે

૧૧ મોગલ અને મરાઠાનો સમય અધાધુધીનો હતો મારે તેની તલવાર હતી જબરો નબળાને ગળી જતો કાઠિયાવાડમા તે વખતના સમાજની અનિશ્ચિત સ્થિતિના સમયમા કેટલાક ગામો અગર જમીન ધારણ કરનાર ગીરાસીયાઓને પોતાની સ્થિતિ સુરક્ષિત નથી એમ લાગેલુ અને તેઓએ પોતાના સુરક્ષિતપણાના બદલામા જે તે રાજ્યો સાથે કરારો કર્યા કે રાજ્યે પોતાના ગામ કે જમીનોમાંનો કેટલોક ભાગ આપવો અને તેના બદલામા રાજ્યે તેમના બાકીના હકનો બાદ આવે નહિ એવી સુરક્ષિતતા આપવી અને આવા કરારો કરી તેઓના નામે ગયા એટલે મુળ ગીરાસનો દરજ્જો mutual agreement પરસ્પર બન્ને પક્ષ વચ્ચે ગોઠવણોથી થયેલો છે રાજ્યોએ મુળ ગીરાસીયાને તેઓએ લખી આપેલા ભાગના બદલામા રક્ષણ આપવા બદલના અભય વચનો આપેલા છે અને આવા પવિત્ર કરારનો ભંગ રાજ્ય કરી શકે નહિ મુળ ગીરાસીયાઓને કોલ અને પરવાના આપવામા આવેલા છે અને જ્યા સ્પષ્ટ પરવાના રજુ થઇ શકે નહિ ત્યા લાંબા કાળના વર્તન ઉપરથી કરારો થયાનું અનુમાન થઇ શકે છે આવી રીતે મુળ ગીરાસીયાના ગામો કે જમીનો જાતીને દરજ્જાની નથી કે જે ગામોમા જમીનો રાજ્યને ઇચ્છા પડે ત્યારે ખાલસા કરી શકે આવા ગામ કે જમીનો રાજ્યસત્તાની

ઇચ્છા મુજબ ખાલસા થઈ શકે નહિ અને મુળ ગીરાસીયાઓને બ્રીટીશ સરકાર તરફથી આડકતરી રીતે બાહેધરી મળેલી છે સદર મુળ ગીરાસીઓની જમીનો બારખળી નકરી ચાલે છે અને તે જમીનોને રાજ્યના ધારાની માફી હોય છે મુળ ગીરાસ સદરે ચાલતા ગામો ઉપર ગીરાસીયાઓનો સંપુર્ણ મુલકી વહીવટ હોય છે અને રાજ્ય તે વહીવટમા દખલગીરી કરતું નથી. જમીનના તમામ પ્રકારનુ ઉત્પન્ન ગીરાસીયાઓ લે છે અને વેરાનું ઉત્પન્ન પણ તેઓ લે છે લોકલસેસ સિવાય બીજી રકમ ભરતા નથી ખેડુત રાખના કાઢવાની મુખત્યારી ગીરાસીયાની છે

ગીરાસીયાઓ પોતાના હકોના રક્ષણ બદલ બહુ જ ચીવટપણુ રાખે છે અને રાજ્ય તરફથી જરા પણ આક્રમણ થયે દાદ ફરિયાદ શરૂ કરે છે રાજસ્થાનિક કોર્ટના ઠરાવો તથા હક્ક પત્રો વાચતા જણાશે કે નાની નાની બાબતો માટેની ફરિયાદો રાજસ્થાનિક કોર્ટ રૂબરૂ રજુ થયેલી હતી અને તેનો નિકાલ રાજસ્થાનિક કોર્ટે આપેલો છે આ બાબતના એકંદર રાજસ્થાનિક કોર્ટના ફેંસલા તથા હકપત્રકો બહાર પડેલા છે એટલે આ બાબત વિશેષ અહીંયા જણાવવાની જરૂર નથી

૧૨. ગીરાસીયાના સરક્ષણ માટે રાજ્ય તરફથી ધારાઓ બહાર પડેલા છે વડોદરા રાજ્ય તરફથી ગીરાસીયાઓના સરક્ષણ માટે નિબંધ નિયમ થયેલા છે અને તેઓને કરજ સ્થિતિમાથી મુક્ત કર્યા છે આ બાબત એકંદર હકીકત ફરી કોઈ વખત જણાવીશુ

ઉપર મુજબ એકંદર કાઠિયાવાડના ગીરાસીયા સબંધીની સક્ષિપ્ત હકીકત છે

---

# ખાનગી મેલાવડામાં કહેલા બે બોલ

## રા રા વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસથી

[ થોડા વખત પહેલા સ ભાવનગરની હજુર ઓફીસના શીરસ્તેદાર શ્રી વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસથી નોકરીમાથી નિવૃત્ત થયા તે પ્રસગે તા ૩૦-૧૦-૩૯ ને રોજ એમણે પોતાના "સહચારી બધુઓ" ને ઉદ્દેશી કેટલીક અનુભવની વાતો કહી હતી તે દેશી રાજ્યોમા તેમજ અન્યત્ર કામ કરનારાઓને રસપ્રદ લાગે એવી હોવાથી આ નીચે આપવામા આવી છે ]

તમે સૌ જાણો છો કે હું આડત્રીશ વરસ જેટલી લાંબી મુદત દરબારશ્રીની નોકરી કરીને હવે છુટો થાઉ છુ આટલી વૃદ્ધ વયે નિવૃત્તિ અને આરામ લેવાનું સદ્ભાગ્ય સાપડયુ તેથી મને આનદ અને સપૂર્ણ સતોષ થાય છે આડત્રીશ વરસની નોકરી દરમ્યાનના બધા અનુભવોની વાતો અત્યારે આડ ત્રીશ મિનિટ જેટલા ટુકા વખતમા કહી શકુ નહિ માટે અડધ ભાગની પ્રથમના ઓગણીશ વરસની કેળવણી ખાતાની નોકરીના અનુભવોની વાત હું પડતી મૂકુ છુ બાકીના ઓગણીશ વરસ આ સેક્રેટરીએટમા અને હજુર ઓફીસમા કરેલી નોકરીના અનુભવોમાથી પણ થોડીક વાતો કરી શકીશ.

આ બધા વખતમા આપણે સૌએ સાથે મળીને જ કામ કર્યું છે, એટલે અનુભવો તો આપણ સૌને લગભગ એક સરખા થયા હોય પણ આપણા વ્યક્તિગત સ્વભાવ અને માનસ જુદા હોવાથી સમાન અનુભવોમાથી આપણે સાર અથવા શિક્ષણ પોતપોતાની રીતે અને પોતાની દૃષ્ટિ અનુસાર લીધુ

હોય કોઈ બીજાની આંખે હું જોઈ શકુ નહિ, તેમ બીજાનું દૃષ્ટિબિંદુ હુ બતાવી શકુ નહિ મારા અનુભવોનો સાર મે મારા સ્વભાવ પ્રમાણે લીધો હોય અને તે મારી રીતે હું કહી શકુ. એટલે આ વાતચીતમા 'હુ કરતો, મે કર્યું, મારે આમ કરવુ ને તેમ કરવુ પડતું" એના પહેલા પુરૂષ સર્વનામના પ્રયોગ વારવાર એકવચને કરવા પડશે, તે ઉપરથી મારામા અહંભાવની કે આપવડાઇની લેશ પણ છાયાનો આરોપ તમો ભાઈઓ નહિ જ મૂકો એમ મને ખાત્રી છે કેમકે તમે તો મારા સ્વભાવથી પરિચિત છો

કાઉન્સીલ સ્થપાયા પછી થોડે વખતે સને ૧૯૨૧મા કેળવણી ખાતાની ઓફિસમાથી મારી બદલી આ સેક્રેટરીએટમા થઇ. તે ખાતામા બધુ કામ—નધો ઢસરડો વીશ વરસથી હું મારે હાથે જ કરતો, પરતુ રાજવહીવટના આ મહાસાગરમા પગ મૂકતા તેની અગાધ વિશાળતાનું મને ભાન થયુ, અને કેળવણીખાતાના જોકે શિરેસ્તેદારીનો શ્રમ ઉઠાવેલો તો પણ ત્યા જાણે હું માત્ર 'કુપમડુક' જેવો હતો એમ મને પ્રથમ અનુભવે લાગ્યુ અને આ વિશાળ મહાસાગરમા મારૂ નાવડુ તરાવીને પાર ઉતરી શકશે કે કેમ? તેના વિચારો થવા લાગ્યા સારે નસીબે મને સાચે રસ્તે દોરનારા સ્નેહી સુકાનીઓ મળ્યા હતા. સેક્રેટરી સાહેબો—મેજર જોરાવરસિંહજી અને શ્રીમાન હરગોવિંદભાઇ જે આપણા સુકાની હતા તે મારી ઉપર મમતા રાખનારા મારા મહાધ્યાયી મિત્રો હતા અને પૂજ્ય પ્રેસીડેન્ટ સાહેબ તથા મેમ્બર સાહેબો પણ મારા મુરબ્બી શિરછત્ર સમાન હતા અને મને વખતો વખત ઉત્તેજન આપતા તેથી હું મારૂં નબળુ નાવડુ પણ હોશે હોશે હકાર્યા કરતો

કૃપાળુ દીવાન બહાદુર ત્રિભુવનદાસભાઇએ મને વહાલથી ઉત્તેજન આપતા ઘણીવાર કહેલુ કે—"હવે હેડકલાર્ક પાસેથી બધુ કામ તમે લઈ લ્યો અને વાકેફ થઈ જાઓ, કેમકે તમે બધુ કરી શકો એવા છો એમ હું જોઉ છુ" એ તેઓશ્રીની ઇચ્છાને વડીલના વચન જેમ આદરથી વધાવી લીધી હતી અને બધુ કામ ઉમગથી કરતો હેડકલાર્ક માકરલાલભાઈ વૃદ્ધવયે પહોચ્યા હતા, અને તેમનો અનુભવ, વહીવટની વાકેફગારી અને સ્મરણશક્તિ પણ બહુ બહુ બહોળા પ્રમાણમા હતા એ બધાનો જેટલો વધુ લાભ લેવાય તેટલો લીધા કરતો, અને તેમણે મને અહીંના કામમા સ્નેહભાવે સહાય આપ્યા કરેલી તે ખાતર તેમનો પણ હું આભારી છુ

દીવાન બહાદુર સાહેબના પોર્ટફોલીયોના ૭ સાત ખાતા અને પૂજ્ય પ્રેસીડંટ સાહેબ હસ્તકના તેટલાં જ ખાતાનું કામ હું પડે કરતો અને રાજ્યના બાકીના પદર ખાતાનુ કામ જ્યુડીશ્યલ અને રેવન્યુ શાખાઓમા થતુ. તે ખાતાનું કામ મારે સીધી રીતે કરવાનુ નહોતુ તોપણ ત્યા ચાલતા કામોની માહીતી હુ મેળવ્યા કરતો તે ભાઇઓ પણ કોઈ કોઈ વાર કાઈ અટપટા તુમારો અથવા વરસોથી ચાલતા કેસોના ઘડીયાનો ઉકેલ લાવવા માટે મને સ્નેહભાવે સોપતા એમ જુદી શાખાઓના જુદા જુદા ખાતાના કામ મળે તેને હું ઇષ્ટાપત્તિ ગણતો, કેમકે તેથી તે તે ખાતાની અને તેના વહીવટની વાકેફગારી મળવાનો મને સ્વાથ હતો એવા ઘડીયાની રિમાર્ક પ્રેસીઝ, અથવા ડાઇજેસ્ટના રૂપમા ભરી જે કરવુ યોગ્ય હોય તે કરી દેતો

હું જાણી જોઇને ઘણા ખાતાનું કામ વેંઢારતો અને મારી મદદમા વારાફરતી બે ત્રણ કારકુનોને પણ રાખતો. પ્રીસીફાઇલો શોધવાની, દફતર દાખલા ખોળવાની, અને એવી એવી કડાકુટ કરાવીને એ ભાઇઓને મેં વારવાર કનડ્યા છે

મૂળથી હું કેળવણીખાતામા નોકર હોવાથી કેળવણી અથવા શિક્ષણ લેવાનો અને આપવાનો મને શોખ હતો એટલે સેક્રેટરીએટ ઑફિસમા પણ બને તેટલા બધા ખાતાના વહીવટની તાલીમ મેળવવાની દૃષ્ટિથી હું એ બધુ કામ કર્યા કરતો જે ભાઇઓને આવુ કામ ઢસરડો કર્યા જેવુ લાગતું તેઓ મારી દયા ખાઇને મને સહાનુભૂતિ દર્શાવતા કે—"આમ

કામ કરીને તૂટી મરશો તોય કોઈ શાબાશી આપવાનું નથી તથા પગાર પણ વધારવાનું નથી " અને એક ભાઈએ તો " બોલે એના બોર વેચાય " જેવી એક નવી કહેવત જોડી કાઢી હતી કે–દરબારી ઑફિસોમા તો–" બોલી બતાવે તે બાહોશ, પણ કામ કર્યા કરે તે ઠાલો "–એવી ગણત્રી છે

ઉપરી અમલદારની શાબાશી મેળવવા કે તેમને રાજી કરવાની વૃત્તિથી હુ કામ કરતો નહિ, અને એવી વૃત્તિથા મે કદિ કામ કર્યુંજ નથી. એ વૃત્તિમા અમુક અંશે ખુશામત છુપાયલી મને લાગે છે વળી અહીં સેક્રેટરીએટમા ઉપરી અમલદારોને મારે સતુષ્ટ કરવાપણુ જ નહોતું કેમકે તેઓમા સેક્રેટરી સાહેબો મારા સહાધ્યાયી મમતાળુ મિત્રો હતા અને મુરબ્બી સાહેબો મારા ઉપર વાત્સલ્ય રાખનારા મારા શિરછત્ર સમાન હતા ખરૂ કહું તો મને પોતાને સતોષ થાય એટલુ અને એવી રીતે કામ કરવાની મને પ્રથમથી જ ટેવ છે માટે મારા પોતાના સંતોષ ખાતર, અથવા કહો કે સ્વાર્થ ખાતર, હું એ રીતનું કામ કર્યા કરતો

આ પ્રમાણે કામથી મે થોડા વખતમા ઘણી વાકેફગારી મેળવી લીધી હતી ઉપરાત કેટલીક રહસ્યની તાલીમ મારી ઉપર મમતા રાખવાવાળા કર્નલ જોગવરસિહજી પાસેથી મને મળી છે તે ખાતર હુ તેઓશ્રીનો ઋણી છુ હુ શિક્ષણનો શોખીન હોવાથી આ તાલીમને પણ શિક્ષણ દૃષ્ટિએ જોઉ છુ શિક્ષણશાસ્ત્રમા નિશાળના શિક્ષણને " Three R" નું શિક્ષણ કહે છે,—Reading, Writing અને Arithmatic " એ રીતે મે ઉપરોક્ત તાલીમને ' Five P" નુ વિજ્ઞાન શિક્ષણ માન્યુ છે

આ પાંચ P કયા તે હુ કહી બતાવીશ પણ દરેક મુદ્દાનું લાંબુ વિવરણ કરવા બેસું તો દરેક ઉપર નિબધ જેટલુ લખાણ થાય અત્યારે વખત થોડો હોવાથી દરેક મુદ્દા માટે બબ્બે વાક્ય અથવા બબ્બે સૂચક શબ્દો કહીને મારા સમજવાનો આશય વ્યક્ત કરીશ

પહેલો P–Punctuality, એટલે not only in time, but in every work and at every moment in the whole life

આ તાલીમથી મારામા સમયસિદ્ધિ એટલી બધી કેળવાઈ ગઈ છે કે મારા ઘરની ઘડિયાળ તેમજ આ ઑફિસના ચેમ્બરની ઘડિયાળ પણ મારી કહ્યાગરી થઈ ગઈ છે પ્રાત કાળે પથારીમાથી મારા ઉઠવાના ખબર પડે કે તરત મારા ઘરની ઘડિયાળ પાચના ટકોરા કરવા ટેવાઈ ગઈ છે અને આ ઑફિસમા હુ આવતો ત્યારે દાદરને પહેલે પગથીએ મારૂં પગલુ ન પડયુ હોય ત્યા સુધી ચેમ્બરની ઘડિયાળ પણ જાણે થભી રહેતી અને મારૂ પહેલુ પગલુ પગથીઆ ઉપર પડતા સાથે અગીઆરના ટકોરા થવા લાગતા અને ઘડિયાળ તેના ટકોરાથી મારા પગલાંના ધબકારા સાથે તાલ પૂરતી ! આવી સમયસાધના અત્યારે પણ મારા બધાય જીવનક્રમમા જામી રહેલી છે

બીજો–P–Perseverence, એટલે Constant and brave application to work without being worried or tired

ત્રીજો P–Perfection, એટલે Presentation of any case with complete study and full information આ શિક્ષણ સાધ્ય કરવાના પ્રયત્નથી મને योगः कर्मसु कौशलम् નો સિદ્ધાત પણ સમજાઈ ગયો પોતાનું પ્રાપ્ત કામ કે સ્વીકારેલી ફરજ બજાવવા માટે પ્રથમ તો જોઈતી કુશળતા મેળવી લેવી જોઈએ અને એ કામ બધી જરૂરી માહીતી સાથે સપૂર્ણ બનાવવામાં એક ચિત્તે લાગવુ એ ખરો યોગ–એ જ ખરી કર્તવ્યપરાયણતા કહેવાય

ચોથો P–Precision, એટલે neither more nor less than what is asked for in any case or in any departmental document

नामूल लिख्यते किंचिन्नानपेक्षितमुच्यते–આ મલ્લિનાથનું સૂત્ર કે motto હું સંસ્કૃત સાહિત્યમા

શીખેલો, તેનો ઉપયોગ દરબારી લખાણોમા કેમ કરવો ને વાત આ "પ્રીસીશન"ના સિદ્ધાતમાથી મને પ્રાપ્ય થઈ

અને છેલ્લો P–તે Policy આપણા કારકુનોને એના ગભીર ભાવની કે મહિમાની બહુ ગમ ન પડે, આપણને એની ગરજ પણ ન હોય એ તો મોટા Statesmenના કામનો વિષય ગણાય તો પણ Policy–straightforward and bold ધારણ કરવા જેટલુ રહસ્ય હું સમજતા શીખ્યો. મહાત્મા ગાધીજી પણ માને છે અને કહે છે કે–શુદ્ધ અને સત્ય આચારવિચારવાળા હમેશા નિડર અને બહાદુર બને અને સામાન્ય લોકો પણ સમજે છે કે સાચને કશી આચ ન હોય આ વાતની સિદ્ધિ પૉલીસીના સૂત્રની સાધનાથી મને પ્રાપ્ત થઈ

ઓફિસ વખતમા મારે લાગટ કામ ચાલતા કરવું, તો પણ મારી ખુરશીને મારો ભાર છેલ્લા બે કલાક જ વેઠવો પડતો કેમકે ઓફિસ કામ શરૂ થાય ત્યારથી બધા સાહેબો ત્રણ વાગ્યા પછી ઘેર પધારે ત્યા સુધી એક યા બીજા ત્રીજા સાહેબો મને કામકાજને અંગે બોલાવ્યા કરતા અને હું આવાગમનને હિંડોળે હીંચકવા કરતો!

સિવાય ઘણી વેળા સવારે સાજે કે રાત્રે પણ 'કોલ' આવતા, અને હું ગમે તે સ્થિતિમા ઘેર હોઉં તો પણ તુરત તૈયાર થઈને એ કહેણ ઉપાડી લેતો. સ્કાઉટનો "તૈયાર" ગુણ મેં સાધી લીધો હતો મોડી રાતે ફાનસ લઈને ઓફિસે ગયાના અને દફતર દાખલા ગોતીને કહેવા કામ તૈયાર કર્યાના મીઠા સ્મરણો મને તાજાં છે આમ બધા ઉપરી સાહેબોનો હું "Man on call" જેવો બની રહ્યો હતો

હવે સમસ્ત કારકુનો તથા અમલદારો બધાના વર્તન અને સ્વભાવના નિરીક્ષણથી મેં જે શિક્ષણ લીધુ છે તેની થોડી વાત માનસશાસ્ત્રની દૃષ્ટિએ કરૂં છુ. આમા આપણા જે કોઈ અમલદાર કે આપણે બધા કારકુનોમાથી અમુક જ વ્યક્તિને ઉદ્દેશીને હું કહું છુ એમ માની લેશો નહિ મને તો આખા રાજ્યના બધા અમલદારો અને કારકુનોનો સુભાગ્યે પરિચય થયો છે, અને તે ઉપરથી સમગ્ર જન-સ્વભાવનું નિરીક્ષણ કરવાનું તથા તેનું પૃથક્કરણ કરવાનું અને એ રીતે શિક્ષણ મેળવવાનું સુલભ થયું છે એટલે એ જીવત પુસ્તકોમાથી સ્વભાવશાસ્ત્રનું અને તેના પૃથક્કરણનું મેં જે શિક્ષણ લીધુ છે તેની તટસ્થ દૃષ્ટિએ હવેની વાત કરૂં છુ એમ સમજશો.

પૃથક્કરણના અભ્યાસ માટે મેં ત્રણ પ્રકાર જુદા પાડયા છે. (૧) ઘણા મનુષ્યોને પોતાની શક્તિ કે આવડતના માપનુ ખરૂં ભાન હોતું નથી (૨) બીજા કેટલાકને એવુ ભાન થોડુ જાગૃત થયુ હોય છે, તેઓ પોતાની શક્તિનો કે આવડતનો આક ઘણો મોટો મૂકતા હોય છે પહેલા પ્રકારના મનુષ્યોને ઉત્તેજનની કે લાલચની જરૂર પડે છે, અને તે ઉપરાત ઉપરી અમલદારની ધાકની પણ કોઈ કોઈવાર જરૂર રહે છે બીજા પ્રકારના એ બધા ઉપરાત શાબાશી કે ખુશામત જેવુ ઉતેજન પણ માગે છે, કેમકે તેઓ જે કાંઈ કરે છે તેમા પોતે માનેલી પોતાની મહાન શક્તિ કે અમુલ્ય આવડત ખર્ચ્યાનું તેમને અભિમાન જાગે છે અને એવા અભિમાનના પોષણ અર્થે તેઓ શાબાશી કે ખુશામતની આશા રાખે છે

આવા લોકો નાના કે મોટા દરજ્જાના બધાય ખરી રીતે ખુશામતને દોષ રૂપે ઓળખી શકતા જ નથી. કેમકે તેઓ ખુશામતીયા કંઈ પ્રવચન સાભળે તે બધા પોતે માનેલી આવડતની મહત્તામાં સમાઈ જતા, અથવા કોઈવાર તેથી કદાચ ટુકા પડતા તેમને લાગતા હોય છે

(૩) પણ ત્રીજા પ્રકારના જેમને પોતાની શક્તિનું કે આવડતનું સત્યજ્ઞાન હોય છે અને તેનું ચોક્કસ માપ પોતાને આવી ગયુ હોય છે, તેઓને નથી ઉત્તેજનની પરવા કે નથી કાંઇ લાલચની ગરજ. તેઓ ખુશામતને પણ તુર્ત ઓળખી શકે છે. કેમકે તેમણે જે કાંઈ કર્યું હોય છે તે પોતાની શક્તિ કે આવડતથી જરાય વધારે નથી કર્યું એવુ તેમને ભાન હોય છે મનુષ્ય તરીકે અપૂર્ણતાનું ભાન પણ તેમનામા

જાગતું જ હોય છે, તેથી જરાપણ સ્તુતિ વચનને તેઓ તુરત ઓળખી શકે છે. આવા મનુષ્યો ખુશામત પ્રિય હોતા નથી, બલ્કે ખુશામતને ધિક્કારે છે અને તેના ફાંસામાં કદિ ફસાતા નથી. આ વર્ગના જીવોને પછી ધાક બ્હીકની તો વાત જ શાને હોય.

વળી કેટલાક અમલદારો તેમના હુકમ, સૂચન કે ઈચ્છાના પ્રત્યુત્તરમાં "હા, જી"ના જવાબની જ આશા રાખનારા હોય છે, એવો મને ઘણાં વર્ષો ઉપરનો અનુભવ છે. ઘણીવાર તાબાના બ્હીકણ નોકરોએ તેમને એવી ટેવ પાડી દીધી હોય છે; તેથી "ના, જી" ના જવાબથી તેમને મોટો આઘાત થાય છે. "ના, જી" ના પ્રત્યુત્તરનો તુરત પ્રત્યાઘાત સાંખવા તેઓ તૈયાર હોતા નથી એવા અમલદાર સાથે સરલતાથી કામ લેવા માટે પ્રથમ "હા, જી" નો પ્રત્યુત્તર આપીને ગમ ખાઈ જવી તે ઈષ્ટ છે. પછી જો એમનું કહેવું કે માનવું અયોગ્ય, અવ્યવહારૂ કે અસત્ય હોય તો સાચી વાત કે ખરો માર્ગ બતાવવા ખાતર થોડો કાળ ખમ્યા પછી કહીએ કે–"પણ આ રીતે હકીકત છે અને આમ કર્યું હોય તો વધુ યોગ્ય અને સુગમ થશે એમ મને લાગે છે......વગેરે," તો આઘાત પ્રત્યાઘાતના ઘર્ષણનો ભય દૂર થાય અને કામ સરલ બનાવી શકાય છે.

આટલી વાતોમાં પણ ઘણું મોડું થયું છે એટલે છેલ્લાં દશ વરસના હજુર ઓફિસના મારા અનુભવોની વાતો કરવાનો વખત નથી રહ્યો. પણ ત્યાંના અનુભવોનું એકંદર શિક્ષણ મને કેવું લાગ્યું તે એક વિદ્યાર્થીની જેમ મુકાબલા રૂપે ટુંકાણમાં કહી દઉં.

અહીં મને પાંચ "P" ની તાલીમ મળ્યાની જે વાત મેં કરી તેને હું હાઇસ્કૂલનું શિક્ષણ ગણું છું, અને મેટ્રિક પાસ થયા જેવું માનું છું. એ જ પ્રમાણે હજુર ઓફિસના અનુભવ અભ્યાસને હું તેને તે જ વિષયોનું વિસ્તૃત શિક્ષણ ગણું છું. કૉલેજમાં કાબેલ પ્રોફેસરો પાસેથી તે ને તે જ વિષયોમાં જેમ જેમ ઉચ્ચ પ્રકારની કેળવણી મળે છે, તેમ તે ઓફિસમાં પ્રખર પ્રવીણ પ્રોફેસર દ્વારા મને ઉત્તમ પ્રકારની તાલીમ મળી છે, અને તે વિદ્યાપીઠમાં ગ્રેડ્યુએટ કે Ph. D. બનીને હવે ઉત્તરાવસ્થામાં ઉત્તીર્ણ થવાનો મને આનંદ અનુભવાય છે.

છેલ્લે એક ટુંકી અંગત વાત કરીને મારૂં બોલવું સમાપ્ત કરીશ. હું આપણા માનવંતા દીવાન સાહેબ મહેરબાન અનંતરાયભાઇને ખાનગી પત્ર કે ચિઠ્ઠી લખુ છું ત્યારે "મુરબ્બી શ્રી" એમ એડ્રેસ કરીને લખુ છુ. તે ઉપરથી એક ભાઈએ અગાઉ એક વેળા મને પૂછેલું કે–"અનંતરાયભાઈ તો તમારાથી ઘણા ન્હાના છે તો પણ તમે તેમને "મુરબ્બી" કેમ લખો છો?" મે જવાબ આપેલો કે–"હું કુટુંબ જેવા સ્નેહભાવે 'superior' ના અર્થમાં મુરબ્બી શબ્દ વાપરૂં છું. જે સુપીરિયર માત્ર ઉપરી જ હોય અને ઉપરીપણું જ બતાવે તેને હું "મહેરબાન" લખું. પણ તેઓ તો મારા ઉપરી છતાં એક ભાઇના જેવો મારી ઉપર સ્નેહ રાખે છે, માટે એવા ઉપરી અમલદારને હું "મુરબ્બી" ન કહું તો બીજું શું કહું?

આ પ્રમાણે મને મારી બધી નોકરી દરમ્યાન આવા મમતાળુ અમલદારો અને તમો ભાઇઓ જેવા સ્નેહી સહચારી બંધુઓનો મીઠો સથવારો મળ્યા કર્યો છે તે હું મારૂં સદ્‌ભાગ્ય સમજું છું. અને સતાં सद्भिः संगः कथमपि हि पुण्येन भवति– એ ભવભૂતિના વચનમાં રહેલું રહસ્ય મને બરોબર સમજાય છે.

---

# શેઠ સુંદરજી શિવજી સોદાગર

## અંગ્રેજ સરકારના પહેલા નેટીવ એજન્ટ

લેખકઃ—રાવ સાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.

આજમ શેઠ સુંદરજી શિવજીનું જીવન ચરિત્ર "સુંદર સોદાગર" ને નામે મેં ૩૫ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ કર્યું છે. એમનું જીવન ચરિત્ર એક નવલકથારૂપે ઈતિહાસ છે. એમનું જીવન ચરિત્ર રસમય, બોધદાયક અને અનુકરણીય છે. પૂર્વેના જમાનાનો તે તાદૃશ-ચિતાર દર્શાવે છેઃ વળી "ઈશ્વિરની મરજીમાં આવે તો રંકનો રાય કરે અને તૃણલાનો મેરૂ કરે" એ કહેવત સિદ્ધ કરી આપે છે.

'દેશી રાજ્ય'ના અધિપતિ રા. રા. જયંતિલાલ એમ. મહેતા તરફથી એ શેઠના ચારિત્ર્ય સંબંધમાં લેખ લખવાને આગ્રહ થયેલો, કિંતુ કામકાજને લીધે અવકાશને અભાવે તેમજ શરીરપ્રકૃતિ અનુકૂળ ન હોવાથી મારાથી તેમ કરવાને બની શક્યું ન્હોતું. હમણા પણ એક માસ પૂર્વે ભયંકર માંદગીમાં પટકાયો હતો, તેમાંથી ઇશ્વરની પૂર્ણ કૃપાએ સારો થયો, એટલે એ વિષય હાથમાં ધર્યો છે. એ રીતે વિલંબ થયો તે માટે આધપતિ મહાશય ક્ષમા કરશે.

એટલો સંક્ષિપ્ત પ્રસ્તાવ કરી મ્હારી કથાનો પ્રારમ્ભ કરૂં છું:-

દોહાઃ-

જય જગધરનની માત, જય દીજે બુદ્ધિ અપાર,
કોટિ પ્રણામ કરી, કરૂં સુંદર ચરિત[1] વિસ્તાર,
જન વખતમે કચ્છપતિ, રાજ ગોડ[2] સુધીર,
તન વખતમે પેદા થયો, સુંદર બાવનવીર.

### શેઠ સુંદરજીનો જન્મ-બાલ્યાવસ્થા-પિતાથી વિયોગ

શ્રી કચ્છ દેશની રાજ્યધાની ભૂજનગરમાં સુમારે પોણી બસે વર્ષ પર્વે મહારાવ શ્રી રાયધણજી રાજ્ય કરતા હતા. તે વખતમાં ધ. ક્ષ. નામે શિવજી હીરજી તુંબેખુવા કચ્છ માંડવી પાસે ગુંદીયાળી કરીને ૪,૦૦૦ વસ્તીવાળા, જાડેજા હાલા કેસરજીના ગામમાં રહેતા હતા. તેમને ચાર પુત્રો, નામે જેઠો, સુંદરજી, ભીમજી અને વલ્લભજી હતા. સૌથી જ્યેષ્ટ જેઠો, અને તેનાથી ન્હાનો સુંદરજી હતા. તેઓ ખેતીનો મુખ્ય, અને તેની સાથે થોડોક રંગાટનો ધંધો પણ કરતા. પોતે ધાર્મિક-વૃત્તિના હોવાથી સાધુ સંતોને મહાજનની રીતે મુષ્ટિ અન્ન આપતા. તેમની પાસે પચીસથી ત્રીસહજાર કોરીની મુડી હતી. એ વખતે શિવજી ગામમાં સારા મોભાદાર ગૃહસ્થ ગણાતા. અને ત્યાંના ઠકરાણીઓ સાથે ચોવટ કરવા પણ જતા.

સુંદરજીનો જન્મ રાવ શ્રી ગોડજીના વખતમાં સંવત ૧૮૨૦ માં થયો હતો શિવજીના બધા પુત્રોમાં સુંદરજી કોઈ વિચિત્ર પ્રકારના નીવડયા. પોતે ન્હાનપણમાં ઘણાં તોફાની હતા. બાપની સ્થિતિ દુર્બળ હતી, અને ઉપર જણાવ્યા પ્રમાણે મુખ્ય ધંધો ખેતીનો હતો. પોતાને ત્યાં એક ટટ્ટુ હતું, તેને ગુંદીયાળાના રહીશોના બીજી ટારડા[3]ની માફક સીમમાં ચરવાને છોડતા. અને સુંદરજી સીમમાં ઘોડાઓ ઉપર બેસીને ફરતા. પરન્તુ પિતાના ખેતીના ધંધામાં મદદ કરતા નહિ. ખર્ચ કરવા તરફ, સારૂં માઠું ખાવા, પીવા, પહેરવા, તથા જુવા[4] રમવા તરફ તેમનું લક્ષ

---

૧ શેઠ સુંદરજી, ૨ કચ્છાધિપતિગોડજી, ૩ વછેરા, ૪ જુગાર.

વિશેષ હતું. પિતા તેને હાથ ખર્ચી આપી શકતા નહિ. અને તેની ચાલથી નાખુશ રહેતા. માંડવીમાં ભીમાણી નામની શાખનો એક મ્હોટો ભાટીઓ શેઠ હતો તેને ત્યાં શિવજીનું ખાતું હતું. સુંદરજી જુદે જુદે ત્રણ ચાર વખતે દશ દશ, પદર પદર કોરી તેને ત્યાંથી પોતાના પિતાની રજા વિના છાનીમાની લઈ આવે. એ રીતે કુલ્લે કોરી અઠીસો તેમણે ઉપાડી (સં. ૧૮૩૬-૩૭)

ઉમર ૨૦-૨૨ ની થતાં સુંદરજી ગામમાં ફરવા લાગ્યા, અને બદયુવાનીમાં જુગાર રમવાનો શોખ, વિષયાસક્તિની કૂટેવ, અને ગજા પ્રમાણે દાન ધર્મ કરવાનો તેમને લક્ષ ઉત્પન્ન થયો. છેલ્લા લક્ષથી તો તેનો બાપ કંટાળ્યો નહિ પરન્તુ પહેલી બે કુટેવોથી બહુ દિલગીર થયો. જ્યારે પિતાને ખબર પડી કે પોતાને નામે છુપી રીતે ભીમાણીવાળાને ત્યાંથી કોરીઓ ઉપાડે છે, એટલે તાબડતોબ સુંદરજીને બોલાવી ખૂબ ધમકાવ્યા, અને ભીમાણીવાળાને કહી દીધું કે " સુંદરજીને કાંઈ પણ રકમ ધીરશો, તેનો જવાબદાર હું નથી " આ ઉપરથી ભીમાણીવાળાએ કોરીઓ ધીરવી બંધ કરી, તેથી સુંદરજી ઘણા મુંઝાયા. હાયતંગ થઇ ગયો. અને કોઈ ઉધાર આપે નહિ, અને ઘરમાં સૌ કોઈ તરછોડે.

શિવજી શેઠ મનમાં ઘણાજ સંતાપ પામીને શું કરવું તે બાબત મનમાં વિચાર યોજવા લાગ્યા, અને થોડા વખત પછી પોતાના દીકરાઓને પોતાની હયાતીમાં જ દરેકને કોરી ૨,૦૦૦) આપી દીધી. અને સં. ૧૮૪૦ માં જુદા કર્યા અને મિલકત તથા ગરાસ સર્વેને ભાગે પડતા વહેંચી આપ્યા. સૌથી કનિષ્ટ વલ્લભજીને પોતાની સાથે રાખ્યો. સૌ સૌ પોતપોતાનું ગુજરાન ચલાવવાને રોજગાર તથા ખેતી કરતા.

સુંદરજીએ જુદા થયા પછી પોતાના બાપ તરફથી મળેલો ભાગ બે ત્રણ વર્ષમાંજ ધર્મદાનમાં તથા જુગાર રમવામાં ફના મુકામ કરી નાખ્યો અને પોતે દુઃખી હાલતમાં રખડવા લાગ્યા. આવી હાલત થઇ છતાં કોઈ સાધુ સંત મળે, અને પોતાની પાસે કંઇ હોય તે તુરત તેને આપી દઈ સંતોષ માનતા, પણ જ્યારે પાસે કંઈ જ ન રહ્યું, અને જૂવામાં હારી જવાથી[1] કરજદાર થઇ ગયા ત્યારે ગામના વેપારીઓ જેમનું કરજ સુંદરજીએ કર્યું હતું, તેઓ શિવજી પાસે ઉઘરાણીએ આવ્યા, તે ઉપરથી કરેલું કરજ તો શિવજીએ ચૂકવી આપ્યું, અને પછી તુરત જ ગામમાં સાદ ફેરવ્યો કે "સુંદરજીને મેં ત્રણ વર્ષ થયાં મ્હારાથી જૂદો કર્યો છે, માટે જે કોઈ છદ્દો[2] એક પણ તેને ધીરશે તો તે પોતાના જોખમે ધીરશે, હું તેનો જવાબદાર નથી." એ ઉપરથી ગામમાં ધીરધાર પણ બંધ થઈ ગઈ. પોતાને જુગાર રમવાનું વ્યસન લાગેલુ તેથી તો છુટાય નહિ, અને માંગનારાઓ તો દરરોજ આવીને પજવવા લાગ્યા. આખરે વિચાર કર્યો કે " મારી સ્ત્રી પાસે દાગીના છે તે લઇ માગનારાઓને આપું અને બત ચરકમ જુગાર રમવામાં કામ લાગશે. અને જીતીશ તો મારો કારભાર આગળની માફક સારો ચાલશે." તેથી રાત્રે ઘેર આવી પોતાની સ્ત્રી પાસે દાગીના માગ્યા. ઘણો જ પક્કો વિચાર કરી શાસ્ત્રમાં " દાગીનો " એ સ્ત્રીધન ઠરાવ્યું છે. અને બીજી રીતે નિરાધાર થયેલી સ્ત્રીને સંકટના વખતમાં તે કામ લાગે, માટે તેના ઉપર કોઈનો હક, હિસ્સો, કે અધિકાર રાખેલો નથી. તેથી સ્ત્રીએ દાગીના આપવાની સાફ ના પાડી. તે ઉપરથી આખી રાત તેને સામ, ભેદ, અને દંડથી સમજાવી ધમકી આપી, પણ કંઇ વળ્યું નહિ. સ્ત્રીની જાત હઠીલી તો હોય છે, પણ આ વખતે તેણે વ્યાજબી રીતે હઠ કરી હતી. છતાં સુંદરજીએ તેની પાસે હવે ફરીથી નહિ આવવાના તથા તેનો ત્યાગ કરવાના સોગન ખાઈ સવારના પોતે ચાલી નીકળ્યો, તે વાતને થોડાએક દિવસ વીત્યા કેડે તેમની સ્ત્રીને ઓધાન હતા, તેથી એક પુત્ર પ્રસવ્યો. તેને વિષે

---

૧. એક હસ્તલેખમાં લખ્યું છે કે સુંદરજી જુગારમાં પોતાની સ્ત્રી ૩૦૦ કોરીમાં હારી ગયા હતા. ૨. છદ્દો પૈસો,

એવુ કહે છે કે તે દેવ ચક્ર જેવો અને આજાનબાહુ, એટલે ઘુંટણ સુધી પહોંચે એટલા લાંબા તેના હાથ હતા, તે પુત્રનું નામ દેવસી પાડયુ ( મ ૧૮૪૬ )

હવે સુંદરજીની હાલત શુ થઈ તે ઉપર નજર કરીએ તે પોતાના બાપ તથા ભાઈઓથી છાનામાના જૂનાગઢ ન્હાસી ગયા, અને ત્યા અમરજી દિવાન પાસે નોકરીએ રહ્યા ત્યાંથી ન્હાસી ગિરનારના ડુંગર ઉપર ગયા ત્યા જતા જતા હનુમાનની ટેકરી ઉપર એક જોગીનો આશ્રમ દીઠો અંદર ગયા તો સિદ્ધ સમાધિ ચઢાવીને બેઠો છે તેની નોકરી તેણે ત્રણ દિવસ કરી ત્રીજે દિવસે સિદ્ધની સમાધિ ઉતરી, ત્યારે સિદ્ધ બોલ્યો "તૂ આટલી ચાકરી કરે છે તે તૂ કોણ છો!' ત્યારે તેણે જવાબ આપ્યો જે "હું ગુદીયાળીનો રહીશ, જાતે ક્ષત્રિય છુ અને તમ પાસે આવ્યો છુ" ત્યારે સિદ્ધે કહ્યુ જે તે કંઇ ખાધુ છે?" ત્યારે તે બોલ્યો 'મને ચાર લાંઘણ થઇ છે" ત્યારે સિદ્ધ બોલ્યો કે જા મારી ઝોળી માથી રોટલાના કટકા પડ્યા છે તેમા તને જે ભાવના થશે તે મળી આવશે" ત્યારે તેણે કટકો કાઢી ખાધો, તો તેને શીરાનો સ્વાદ આવ્યો, એમ એની ઉમેદ હતી તે પાર પડી એ પ્રમાણે તેણે એકવીશ દિવસ ચાકરી કરીને કહ્યુ જે "બાવાજી! તમે મારી ગત કરો, નહિ તો હું મરીશ" ત્યારે બાવો બોલ્યો જે "તૂ તારે દેશ જા" ત્યારે તેણે કહ્યુ જે "મારી પાસે ખર્ચી નથી" ત્યારે બાવો બોલ્યો જે "તને ખર્ચી જોઇએ તો જૂનાગઢના દિવાન અમરજી પાસે જા તે તને ચાર દહાડા જમાડી કોરી ૩૦૦) આપશે," ત્યારે સુંદરજી બોલ્યા "એટલે પૈસે કંઈ થાય નહિ, હું તો મારે દેશ જાઉ, ને ઉમગાવ થાઉ તો ઠીક, નહિતર તમારી પાસે મરીશ" ત્યારે બાવો બોલ્યો 'જે તને અહીંથી કંઈ મળવાનુ નથી, પણ ગુદીયાળી પાસે ભાડિઆ ગામ આગળ એક પીરની કબર અને શિવનું લિંગ એ બન્ને પાસે પાસે છે, ત્યા જઈને બેસ તે જે હુકમ થાય તે પ્રમાણે ચાલજે, તો તૂ ગગકાગના રાજ્યમા ઉમરાવ થઇશ, બાકી અહીંથી કંઈ વળવાનુ નથી" ત્યારે બાવાનુ કહેણુ માન્ય કરી, પોતે જૂનાગઢ ગયા, ત્યા અમરજી દિવાને ચાર દહાડા રાખી ખવડાવી જે કોરી ૩૦૦) આપી તે લઇને ચાલ્યા, તે પોતાને ગામ ગયા ત્યા થોડા વખતમા એ કોરીઓ ઉડાવીને ખર્ચી ખાધી

## શિવ પૂજા-શિવનું વરદાન

ગુદીયાળીમા એક કડોળીઓ બ્રાહ્મણ નામે વ્યાસ ત્રિકમજી જોશી રહેતો હતો તે શેઠનો બાળમિત્ર હતો, અને તેને જ્યોતિષનું સારૂ જ્ઞાન હતું શેઠને કોઇ નાણું ધીરે નહિ કોઇ વિશ્વાસ કરે નહિ અને જ્યારે પોતે ખૂબ મુઝાયા, ત્યારે તેની પાસે જઇને પોતાના ગ્રહ વિષે પૂછ્યુ

શેઠ સુંદરજીનો જન્મ વૃશ્ચિક લગ્નમા હતો, મંગળ ત્રીજે, અને કર્કના બૃહસ્પતિ નવમે હતા જન્મ કુંડળી નીચે પ્રમાણે

ल
७
२३
सू
६
२१

१० म | १ | ल २३ | ८ | ७ बु (शु) | ६ के (शु) | ११ च | ५ | १२ राहु | १ श | २ | ३ | ४ गु

જન્મ

મ ૧૮૨૧-શાકે ૧૬૮૬, કાર્તિક સુદ ૧૦ વાર શનેઉ સૂર્યોદયાત, ઘડી ૬, પળ ૭, તા ૩જી નવેંબર સને ૧૭૬૪

## મૃત્યુ

સંવત્ ૧૮૭૮-શાકે ૧૭૪૩, ફાલ્ગુન વદિ ૧૨ બુધવાર તા ૨૦ મી માર્ચ સને ૧૮૨૨-વય વર્ષ ૫૮.

ગ્રહ જોઇ જોશીએ ઉત્તર આપ્યો "તમારા ગ્રહો બહુ સારા છે અને શંકરની ઉપાસના કરવાથી તમને અવિનાશ થશે," તે ઉપરથી સુંદરજીએ કહ્યું કે "મારે તો કમળ પૂજા કરવી છે જો શંકર

પ્રસન્ન થશે તો ઠીક છે. નહિતર આમ દુઃખી જીવતર ગાળવા કરતાં મરવું વધારે સારૂં છે, માટે મને કમળપૂજાનો વિધિ બતાવો." તે ઉપરથી જોશીએ સર્વ વિધિ કહ્યો ને કહ્યું કે "અપૂજ શિવલિંગ પાસે જઈને બેસો તો શંકર તત્કાળ પ્રસન્ન થશે."

પછી ત્યાંથી માંડવી જઈ, કરજ કરી, પોતાની તરવાર મજાવીને પૂજાનો સર્વ સામાન લઈ પાછા ગુંદીયાળી આવ્યા તે વ્યાસ ત્રિકમજીને, તથા ડા. ભોજાને, તથા તેનો એક મિત્ર રાજગર કેશવજીને એ સર્વને સાથે લઈ ભાડિયા તરફ રવાના થયા. ભાડિયા ગામ ગુંદીયાળીથી આસરે બે ગાઉ ઉપર છે. ત્યાં એક બાજુ હિન્દુનું તારાગુરપીઆનું સ્મશાન, અને બીજી બાજુ મુસલમાનનું કબરસ્તાન છે. તેની વચમાં ઉપરનું અપૂજ લિંગ હતું. તેનું નામ નાગનાથ હતું, તેના ઉપર ખિજડાનું ઝાડ હતું ત્યાં ગયા, શિવની વિધિ પૂર્વક પૂજા કરી બે અપવાસ કર્યા, અન્ન પાણી છોડી દીધાં, અને સુંદરજીએ નિશ્ચય કર્યો કે ત્રીજે દિને કમળપૂજા કરવી.

આણીગમ ગુંદીયાળીમાં સુંદરજી બે દિવસ દેખાયા નહિ તેથી શિવજી શેઠને ચિંતા થઈ કે "મારો અકરમી દીકરો ક્યાં ન્હાસી ગયો," તપાસ કરતાં માલમ પડયું કે વ્યાસ ત્રિકમજી, ડા. ભોજા અને રાજગર કેશુને તેડીને ભાડિયાના નાગનાથ મહાદેવ ઉપર કમળપૂજા કરવા કરવા ગયો છે. ત્યારે શિવજીએ પોતાના ભાઈના દીકરાઓ સધા, તથા દેવજીને ત્યાં તપાસ કરવા મોકલ્યો ને કહ્યું જે "તમે [1]સુંદાને સમજાવીને તેડી લાવજો". એ રીતે તેઓ ચાલતા ચાલતા ભાડિઆની નદીમાં આવ્યા અને સુંદરજીએ આઘેથી તેમને આવતા દીઠા, એટલે આ ત્રણે જણા જેવા બેઠા હતા તેવા ઊઠીને સામા ચાલ્યા, ને આવીને ભેગા થયા, ત્યારે તેમણે કહ્યું કે "હવે ચાલો ઘેર" સુંદરજી તથા તેના સાથી-ઓએ વિચાર કર્યો કે આ લોકોને ખબર પડી.તેથી બેસવા દેશે નહિ એમ સમજી તેમની સાથે મુગા ઘેર આવ્યા. પછી શિવજીએ ત્રિકમજીના બાપ વ્યાસ ડોસા મહારાજને બોલાવી કહ્યું કે "તારો દીકરો મારા દીકરા સુંદરજીને બગાડે છે, માટે અમારા દીકરાને કાંઇ પણ થશે તો તારી પાસે ખૂનનો જવાબ લઇશ" તે ઉપરથી વ્યાસ ડોસાજીએ પોતાના દીકરા ત્રિકમજીને ઓરડામાં ઘાલી તાળું દઇને પૂરી રાખ્યો. એથી ત્રિકમજીનું આવવું તો બંધ થઈ ગયું.

હવે એ પ્રમાણે ચાર માસનો ગાળો નાખીને રાજગર કેશુને લઇને સુંદરજી પાછો ભાડિઆ મહાદેવ કમળપૂજા કરવા ગયો. સુંદરજીએ નિશ્ચય કર્યો કે "હવે ત્રણ લાંઘણ કરીને ત્રીજે દિ કમળપૂજા કરીશ અને કેશુને કહ્યું કે "હું મારૂં માથું ઉતારૂં ત્યારે મારૂં માથું શિવના લિંગ ઉપર સરખું ન રહ્યું હોય તો બરાબર મૂકજે" એવું કહીને સુંદરજી માળા ફેરવવા બેઠા, ને કેશુ આઘે જઈને સૂઈ રહયો. હવે જ્યારે એક દિવસ ને રાત ગઇ ને બીજો દિવસ ગયો, અને રાત પડી ને જ્યારે મધ્યરાત થઈ, ત્યારે શિવનાગણો આવી બ્હીવરાવવા લાગ્યા, અને ભયંકર શબ્દો થવા લાગ્યા મોટા મોટા નાગ આવી ફૂંફાડા મારી ડરાવવા લાગ્યા અને જ્યારે પાસે આવ્યા, ત્યારે સુંદરજીએ કહ્યું "સુખેથી મને ડંસો, મારે અહીંથી ખસવું નથી પણ મરવું છે" નાગ પાસે આવે પણ કરડે નહિ, એમ કરતાં દિવસ ઉગ્યો કે ત્રીજો દિવસ થયો. તે દિવસે પણ શેઠે અન્ન કે પાણી લીધાં નહિ. તે દિવસ વીત્યો ને રાત પડી. સવારાત ગઇ, એટલે ભૂત પ્રેતો અનેક રૂપો લઇ આવી બ્હીવરાવવા લાગ્યા, પણ સુંદરજી બ્હીના નહિ..

જ્યારે મધ્યરાત થઇ ત્યારે શિવજીનો ભુંગીગણ દુંડથી મારવા લાગ્યો, અને અતિશય તાપ દેખાડવા લાગ્યો, તો પણ બીધા નહિ. રાત એક પ્રહર રહી ત્યારે શેઠે વિચાર કર્યો કે "દિવસ ત્રણ તથા રાત

---

[1] સુંદરજીને ઘરમા સુંદો કહીને ટુંકા નામે બોલાવતા.

ત્રણુની લાંઘણો થઇ. હવે કમળ પૂજા કરવી" એવો મનથી નિશ્ચય કરી રાજગર કેશુ છેટે સૂતો હતો તેને ઉઠાડી "હવે હુંશિયાર રહેજે" એમ કહી, નાહી ધોઇ શિવ ઉપર જળ ચઢાવ્યું, ને બિલ્લીપત્રો તથા ચંદન પુષ્પથી પૂજા કરીને તરવાર કાઢી ગળે નાખવા ગયા. એટલામાં શિવજીના બાણમાંથી અવાજ નીકળ્યો "માં, માં," એટલે શેઠે આમ તેમ જોયું, કે આ "નકાર" કયાંથી આવે છે, પણ કંઇ દીઠામાં આવ્યું નહિ, ત્યારે જાણ્યું કે "મારૂં મન ડગે છે. કાંઇ નહિ" એમ કહીને જેવી તરવાર શિર ઉપર ખેંચી તેવા શંકર પ્રગટ થઇ બોલ્યા "માગ, માગ, વરદાન માગ! હું તારા પર પ્રસન્ન છું. તું મારો ગણ છો. તે મૃત્યુલોકમાં આવીને અવતાર લીધો છે. માટે ત્હારે જે જોઈએ તે માગ." ત્યારે શેઠે કહ્યું જે "મ્હારે ધન તથા આબરૂ જોઈએ છે." ત્યારે શેઠે કહ્યું જે "તું ઘોડાનો વેપાર કર" ત્યારે શેઠે વળી અરજ કરી કે "પ્રભુ! ઘોડાનો વેપાર દ્રવ્ય વગર તે શાથી કરૂં!" શિવે કહ્યું, "તું અત્રેથી માંડવી જજે. ને નાકા બહાર જે કોઇ પ્રથમ મળશે તે તને પૈસા આપશે. તે તને પોતાની મેળે બોલાવીને કહેશે કે સુંદરજી! કાંઈક વેપાર કર! તને જે પૈસા જોઇશે તે હું આપીશ, તેની પાસેથી પૈસા લઈ ઘોડાનો વેપાર કરજે." એટલું કહી શિવજી અંતર્ધાન થઇ ગયા. તો પણ સુંદરજીને ખાતરી થઈ નહિ, તેથી તેને પાંચમી રાત્રે શંકર સ્વપ્નામાં પાછા આવ્યા ને કહ્યું કે "હું કહું છું તે ખરૂં છે, તેની નિશાની એ કે માંડવીમાં તારી ફોઇને ઘેર દહીં, ભાત ખાવા મળશે.[1] તે ઉપરથી સુંદરજીને ખાત્રી થઈ ત્યારે શેઠ ઉઠયા, અને શંકરની પૂજા કરી રવાના થયા. (સં. ૧૮૪૬)

દોહા:-

મન મેં રસમાં નહિ, નિશ્ચિ કરી બેઠા વીર,
વદે ઉમીઆપતિ, નહિતર પાડું મારૂં શરીર.

(અપૂર્ણ)

---

૧. હસ્તલેખમાં એમ છે કે "તારી ભાભી ખીર, ખાંડ, ને ચોખા ખવરાવશે અને માંડવીની નદી પાસે કાળો કુત્તરો મળશે."

# પેશ્વા સમયની ગ્રામ પંચાયતો

પેશ્વાઓના વખતમાં ગ્રામ પચાયતોમાં સભ્યોને નીમવાની સામાન્ય રૂઢિ નોમીનેશનની હતી. પક્ષકારોને તે સભ્યોની પસંદગીની છૂટ હતી, ઉપરી અગર પ્રમુખને સ્થાનિક અધિકારીઓ નીમતા. જો સરકાર પોતે, કેસમાં સંડોવાયેલ હોય તો સરકારી રાહે સભ્યો ચુંટી કાઢવાનો રિવાજ હતો. બીજા સઘળા પ્રસંગે સરકાર તરફથી પચો નીમવાનો હતો. કારણ તેઓ હિંદુ લોના વાકેફગાર હતા. પછી ભલેને ફરિયાદ અરજીની વિગતના જાણીતા ન હોય. તેમાં પક્ષકારોની સંમતિ જરૂરની ગણાતી. ગેન્ટ કહે છે કે અનિવાર્ય પણે તેની આવશ્યકતા હતી જો પ્રતિવાદી વિરૂદ્ધ પડે તો તે નહીં ગણકારતાં સરકાર પચાયતે કરેલા ફેસલાનો અમલ સત્તાની રૂએ કરાવતા. અત્રે જણાવવુ જોઇએ કે મરાઠાઓની ન્યાય આપવાની રૂઢિ ઉપર આથી પરોક્ષ રીતે અજવાળું પડે છે. કારણ કે ખાનગી રીતે પોતાના ગુનાની માંડવાળ ઈંગિદાપૂર્વક થાય. એવી મતલબથી પ્રતિવાદી પોતાનો કેમ નિષ્પક્ષપાત પંચો આગળ ચલાવવાની ના કહે અને વાદી તેથી લાભી જાય એ ન્યાયપૂર્વક ગણાય નહીં.

ઉપરી અગર પ્રમુખ ખાસ કરીને સરકારી અમલદારો પૈકી નીમાતા નહીં. બીજી અગત્યની બાબત એ હતી કે પંચો હમેશા એકી સંખ્યામાં નીમાતા, કે જેથી બન્ને પક્ષ તરફ સરખી મળ્યા થાય નહીં. આ ઉપરથી એમ જણાય છે કે પ્રમુખને પણ પોતાનો મત આપવાની ફરજ હતી. પચોમાંનો એક જે સમજદાર સાચવટવાળો અને આબરૂદાર હોય તેને ઉપરી તરીકે નીમવામાં આવતો પણ પંચોની બહારનો કોઈ માણસ નીમવાનો વહીવટ નહોતો, પચોમાં કામ કરતી વખતે કાંઇ ઝગડો થાય અગર ગાળા ગાળી કે ગરમા ગરમીનો મામલો બને તો ઉપરી પ્રમુખ તેઓને સલ્લાહ આપી શાંત કરવાનો પ્રયત્ન કરે પણ પંચોના કામમાં ડખલ કરે નહી. ધર્મ સંબધી અગર ન્યાય સંબંધી શકા સમાધાન માટે સરકારી અમલદાર અગર પંચો શાસ્ત્રીનો અભિપ્રાય પૂછે પણ શાસ્ત્રીને અભિપ્રાય આપવાની હદ, તેનો અર્થ શુ થાય એટલા પૂરતી જ રહેતી. પણ કજીઆ બાબત તેને કાંઈ જાણવાની જરૂર રહેતી નહીં. શાસ્ત્રીનો નિર્ણય કાયદાની બાબતમાં આધાર પૂર્વક ગણાતો ખરો, પણ ચેપ્લીન કહે છે કે 'જે બાબતોમા દરેક પંચના અભિપ્રાયની જરૂર હોય ત્યાં શાસ્ત્રીનો અભિપ્રાય પણ બીજા પંચો માફક સામાન્ય વજનનો ગણાય." શાસ્ત્રીને સામાન્ય પંચ તરીકે બેસવાનો વહીવટ નહોતો છતાં તેવો ખાસ નિયમ પણ ન હતો.

હવે પંચોની હાજરી સંબંધી વિચારીએ. એવો રિવાજ હતો કે દરેક પંચને સ્થાનિક મુખ્ય હોદ્દાની અમલદાર તરફથી બોલાવવું થતું, જ્યારે પંચાયત ભરાય ત્યારે પક્ષકારો પોતાના સ્નેહી સંબધીઓને હાજર રહેવાની ખબર આપે. જો કોઇ હાજર થવાની ના પાડે તો તેની જગ્યાએ બીજો પંચ નીમાય. પણ તેની મરજી વિરૂદ્ધ તેને હાજર રહેવાની ફરજ પાડી શકાય નહીં. પણ કામ ચાલતાની દરમિયાન ભાગ્યે જ કોઇ ના પાડે કારણ કે પ્રથમથી તેઓને જે તે પક્ષકારે પોતાની હકીકતથી વાકેફ કરેલા હોય. જે કેસોમાં સરકારી અમલદાર તરફથી પંચોને બોલાવવામાં આવ્યા હોય અને "બીજા અગત્યના કામોમાં રોકાયેલા છે સગાંવહાલાં માંદા છે, એ દિવસે ધર્મ સંબધી કામમાં રોકાવાનું છે" એ વગેરે બાના બતાવી પંચ હાજર રહેવાની આનાકાની કરે અને અધિકારીની નજરમા તે વ ત ઉતરે તો ગેરહાજર

રહેનાર પંચની જગ્યાએ જે તે પક્ષકારો તરફથી બીજા પંચ નીમાય.

કોઈપણ માણસને તેની મરજી વિરૂદ્ધ-પછી તે અધિકારીની સામે હોય તો પણ-પંચમા બોલાવવામા આવતો નહીં પણ એક વખત પંચમા આવવાની હા પાડયા પછી તે ગેરહાજર ન રહી શકે. બીગ્સ કહે છે કે "જો પૂરાવો દૂરથી લાવવાનો હોય તો અને કેમ મુદત ઠરાવ્યા વિના મુલતવી રહે તો પછી બીજો ઇલાજ રહે નહીં એટલે પછી આખરે બીજા પંચો નીમી કેમનો ફેંસલો લાવવો પડે" કોઈ પંચ હા પાડયા પછી ચાલતે કેસે ગેરહાજર રહે તો તે દંડને પાત્ર થતો. પરતુ સીપાઈ મોકલી તેને બોલાવવામા આવતા અને સરકારી હુકમ કોઈ પણ પ્રકારની શિક્ષા વગર તેઓ માન્ય રાખતા

જો પક્ષકારો બહારના નજીકના ગામના પંચોને પસંદ કરે તો તેઓને પક્ષકારોના ખર્ચે ભથ્થુ વગેરે આપી બોલાવવામા આવતા હતા જો કે પટેલને, પંચોને હાજર રાખવાની સત્તા ન હતી પણ અધિકારી અગર શેખદારની દરમીયાનગીરીથી પંચો પટેલનો હુકમ માન્ય કરતા પક્ષકારો નીમેલા પંચે ને ના કબૂલ કરે અગર પસંદ ન કરે ત્યાસુધી પચાયત બરી લેખાય નહીં. આ પ્રમાણે પંચોને ચેલેંજ કરવાનો પક્ષકારોનો હક ગણાતો. તે એટલે સુધી કે આવતા કામે પક્ષકારો પંચે ને ના કબૂલ કરી શકે પરતુ પક્ષકારોની ના પસંદગી સકારણ હોવી જોઇએ એક વખત પંચ ભરાયુ કે તેની આગળ કેસ ફેંસલા માટે તુરત લાવવાનો રીવાજ હતો પરતુ જો નવનાશની મોસમ હોય અને બીજા અગત્યના કામો હોય તો વાત ઢીલમા પડે ખરી

પંચોના અપ્રમાણિકપણા બાબત કે તેમણે લાચ રૂશ્વત લીધા બાબત કાંઇ શિક્ષા કરવાનો પ્રબધ ન હતો. બીગ્સ અને ગ્રાંટ કહે છે કે "એવા ગુન્હાઓ નજરે આવ્યા છતા પંચોને શિક્ષા થયાના દાખલા સાંભળવામા આવ્યા નથી" ચેપ્લીન જણાવે છે કે "સરકારના બધા ખાતાં લાંચીયા હતા દરેક કામમા હરવખત ખીસ્સાં ભરવાની જ વાત રહેતી એ સિવાય કોઈ કામ પાર ઉતરે જ નહીં. લાંચ રૂશ્વત એ જાણે ગુન્હો ગણાતો જ નહીં અને એવું કારણ એ હોય કે આખી પ્રણાલિકા જ ઠેઠ સુધી બગડેલી હતી આવી સ્થિતિમાં લાચ રૂશ્વત લેનારને શિક્ષાની આશા શી રીતે રખાય!" પોટીંજર કહે છે કે "લાંચ રૂશ્વતનો છડેચોક પ્રચાર હતો પણ કોઇ વાર પંચોએ લાચ લઇ પક્ષકારની વિરૂધ્ધમા ફેંસલો આપ્યાનું જણાય છે તો પક્ષકારોને એ રકમ પાછી આપવાનો હુકમ થતો અને વધારામા દંડ પણ કરવામા આવતો હતો પરન્તુ એ રકમ સરકારી અમલદારના ખીસ્સામા જ જમા થતી"

પંચો તરીકે દાખલ થવાનું મરજીયાત ગણાતું છતા દફતરો ઉપરથી એમ જણાય છે કે સાક્ષીઓને તો હાજર થવાનું ફરજીયાત હતું. સાક્ષીઓને હાજર થવાની સગવડ ઉપર ખાસ લક્ષ આપવામા આવતું તેઓને સરકારી રાહે સીપાઇઓ મોકલી હાજર થવાનું કહેવામા આવતુ હતું કોઈ સાક્ષી જાણીજોઈને, બેદરકારીથી અથવા દ્વેષબુદ્ધિથી હાજર થવાની ના પાડે તો તેને ત્યા બે ત્રણ સીબધી ઘોડેસવારો મોસલ તરીકે મોકલવામા આવતા અને એનો ખર્ચ સાક્ષીએ ભોગવવો પડતો હતો. પક્ષકારો પોતે સાક્ષીઓને હાજર કરે એવો નિયમ હતો પરન્તુ જો તેઓ એ રીતે હાજર ન થાય તો સરકારી રાહે હાજર થવાની એમને ફરજ પાડવામા આવતી. જો ભેગા મળી પંચો કામ શરૂ કરે તે વખતે કોઈ અગત્યનો સાક્ષી રજા સિવાય ગેરહાજર રહ્યો માલુમ પડે તો પંચો કામની બીજી મુદત ઠરાવી સ્થાનિક અમલદારને કસુર મુજબ રિપોર્ટ કરે આ પ્રમાણે કર્યા છતા બીજી મુદતે પણ સાક્ષી કંઇ કારણ બતાવી હાજર થવા ના પાડે તો તેને બોલાવનાર પક્ષકારનો એને વિરોધી લેખવામાં આવતો

સાક્ષી આવતા પહેલા આબરૂદાર માણસને સોગન લેવાની ફરજ પાડવામાં આવતી નહીં તેમ સામાન્ય લક્ષણો માટે પણ, જો સામાન્ય પક્ષ-

કારની સોગન લેવરાવવાની ઇચ્છા ન હોય તો તેને પણ સોગન લેવરાવવાની ફરજ પાડવામાં આવતી નહીં. વતન સંબંધી કજીઆઓમાં ખાસ કરી આ પ્રમાણે પક્ષકારો તરફથી સાક્ષીઓ પાસે સોગન લેવરાવવાની સામાન્ય રૂઢિ એ હતી, કે સાક્ષીએ પ્રથમ જે જુબાની આપી છે તેથી એ ઉલટી હકીકત કહેવાનો છે એમ પક્ષકારને પ્રથમથી માલુમ પડ્યું હોય તો સોગન લેવરાવવામાં આવતા. પણ નજીવી બાબતમાં સોગન લેવાનું હિંદુઓને અણગમતું હતું. ચેપ્લીન કહે છે કે "હીંદુ લો પ્રમાણે સોગન આપવાની મના હતી, આ કારણને લીધે સાધારણ કેસોમાં સોગન રાખવાનો રિવાજ ન હતો અને મહત્વના કેસોમાં પણ સાક્ષીની જુબાની આપવાની ઢબ, વર્તણુંક, લખાયેલી હકીકતની બનવા જોગ તુલના અને વિચારણા કરવામાં આવતી. પણ સોગન તો સાક્ષીના સાચાપણાની કસોટી કાઢવાને, શકમંદ હકીકત જણાય તો જ અપાતા." તે કહે છે કે "બ્રિટિશ સરકારની કોર્ટમાં નજીવા કેસોમાં પણ સોગન આપવાની રૂઢિ પડી ગઈ તે ઘણે ભાગે સાક્ષીઓની જુઠી સાક્ષી પૂરવાની આદતને લીધે છે. અને અહીંના લોકો સામાન્ય રીતે જુઠુ બોલવા ટેવાએલાં ગણાય છે." પેશ્વાના વખતમાં જુઠું બોલનાર સાક્ષીને કાંઇ શિક્ષા કરવામાં આવતી નહતી. ફક્ત જુઠાણા બદલ તેને "પચરાત-દસરાત" નામની ધાર્મિક શિક્ષા ફરમાવવામાં આવતી. જે મુદત દરમિયાન તેનાં ઢોર પૈકી એકાદ ઢોર મરી જાય તો તેની સાક્ષી જુઠી છે એમ ગણવામાં આવતું.

કેવા પ્રકારના સોગન આપવા તેનો આધાર સાક્ષીઓની નાતજાત ઉપર રહે છે, કારણ કે જુદી જુદી કોમના સોગન જુદા જુદા પ્રકારના હતા. એટલે હિન્દુને એક રીતિ મુજબ અને મુસલમાનને મુસલમાન રીતિ મુજબ સોગન આપવાનો રિવાજ હતો. પણ સામાન્ય રીતે પોતપોતાના દેવોનાં નામ લઈ સોગન લેવામાં આવતા. જ્યારે બ્રાહ્મણને સોગન ખાવાના હોય ત્યારે બીલીપત્ર, તુલસી, કૃષ્ણા, ગોદાવરી, ગંગાજળ, ગાય ઉપર અગર એને પુંછડે હાથ મૂકવો અથવા તો ઉપર જણાવેલી-નદીમાં ઉભા રહી કે તેમાં સ્નાન કર્યા બાદ સાક્ષી પૂરવી એમ હતું બ્રાહ્મણને પગે હાથ મૂકવો, પોતાના દીકરાને મંદિરમાં લઈ જઈ બ્રહ્મહત્યાના સોગન ખાવા, એ બંધનકારી મનાતું. સામાન્ય રીતે કોઇ વચન પાલન માટે પોતાની મા અગર બાપના સોગન લેવાનો રિવાજ હતો.

મરાઠાઓની સોગન લેવાની રૂઢિ તુલસી-કંકુની પવિત્ર ગણાતી. હિન્દુઓમાં તો ચાલુ રૂઢિ તુલસીપત્ર અને જળ હાથમાં આપી, આચમન કરી સાક્ષી પૂરવાની હતી. આ વિધિ બ્રાહ્મણ કરાવે અને ત્રાંબાપાત્રમાં એ સંકલ્પનું જળ રેડે. કેટલીક જ્ઞાતિઓમાં જગમને હાથે સોગન લેવામાં આવતા. અને ગાયના છાણાની ભસ્મનો તથા તુલસીને બદલે એવી બીજી કોઇ પવિત્ર ચીજનો ઉપયોગ થતો, વળી સામાન્ય રીતે સાક્ષી આવા સોગન લે ત્યારે વધારામાં પોતાના ઇષ્ટ દેવનું નામ લેઇ જુઠું બોલું તો દેવ મને રૂઠજો એમ કહી સોગન ખાતો આ પ્રમાણે કૃષ્ણ કે તુલસીનું નામ લઇને પણ સોગન ખવાતા. પોટીંજર કહે છે, કે સાક્ષી પૂર્યા પછી સાક્ષીના ઉપર દસ બાર દિવસમાં કાંઇ કૌટુંબિક આફત આવી પડે તો પૂરેલી સાક્ષી ખોટી મનાતી.

દેહદમનની રૂઢિ પણ સાચાપણાની કસોટી માટે ઘણી જગ્યાએ ચાલુ હતી. તેમાં ગરમ કરેલા તેલની અંદર વીંટી નાખી દાઝયા વગર હાથથી કાઢે તે સાક્ષી સાચો ગણાય, એ સામાન્ય દેહદમનની રૂઢિ હતી. અને પંચ રાત્રી કે દસરાત્રીના સોગન જે વિષે પ્રથમ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે દસ પદર દિવસમાં કુટુંબનું કોઈ માણસ માંદુ થાય કે મરી જાય તો પણ સાક્ષી ખોટી ગણાતી. મુસલમાનો, અલબત્ત કુરાનના સોગન લેતા.

જુદી જુદી રીતે સોગન ખાવાનો રિવાજ છતાં ખોટી સાક્ષી પુરવાના પ્રસંગો ઘણા ઓછા બનતા હતા. એટલું તો ખરૂં કે જો સાક્ષી અગર પક્ષકારને

કાંઈ ખાસ મતલબ પાર પાડવાની હોય તો ગમે તેવાં પવિત્ર સોગનને પણ નહીં ગણકારતાં જુઠું બોલે ખરા. પણ નિસ્પૃહ સાક્ષીઓને જુઠું બોલવાના પ્રસંગ ઓછા બનતા. ગ્રાંટ આગ્રહપૂર્વક કહે છે કે "દેશની આવી હાલતમાં ખોટી સાક્ષી ઉપર સચોટ અંકુશ માત્ર સરકાર તેની આખી મિલકત જપ્ત કરી લે એ હતો." પોટિંજર તો કેટલાક કેસોના દાખલા, બતાવી, પેશ્વા સમયના તે સંબંધીના કાગળો, ચાલતા કજીઆ દરમિયાન પક્ષકારો વચ્ચે અરસપરસ કબૂલત-નામા રજુ થવાનું જણાવે છે. અને જો એ બધું જણાવવામાં આવે તો એક બીજા પક્ષકારો કેવાં ભયંકર જુઠાણાં ચલાવતા તે જણાઈ આવે. આ સંબંધમાં ચેપ્લીન ભારપૂર્વક જણાવે છે કે કેટલાક કેસોમાં તો જુઠીસાક્ષી પૂરવી એ માનપ્રદ ગણાતું હતું. અને તે માટે મનુનો આધાર પણ આપવામાં આવતો હતો.

અગત્યની બાબત એ છે કે પંચો એક તરફી ફેંસલો આપી શકતા નહીં. પણ ચેપ્લીન કહે છે કે જો પ્રતિવાદી ગેરહાજર હોય તો પ્રથમ, કેવી રીતે આગળ કામ ચલાવવું તે વિષે પંચો રોજનામું તૈયાર કરી તેમાં સહીયો કરી પછીથી વાદીની હકીકત દફતરમાં દાખલ કરે. જો બન્ને પક્ષના સાક્ષીઓ અગર પ્રમુખો હાજર હોય તો તેઓને તપાસવામાં આવે અને પછી ઠરાવ કરવામાં આવે. વળી જો બે પક્ષમાંથી કામ શરૂ થયા બાદ એકની ગેરહાજરી હોય તો તેણે પોતાનો દાવો જતો કર્યો છે એમ માની તેની વિરૂદ્ધનો ફેંસલો આપવામાં આવતો. છતાં જો દાવા, જમીન સંબંધી હોય તો આપેલો કબજો થોડા વખત માટે ગણી ફરી સુનાવણીમાં દાવો લેવામાં આવતો. અને પક્ષકારો ફરીથી હાજર થયે તેની વિરૂદ્ધ ફેંસલો ફરી તપાસ માટે હાથમાં લેવામાં આવતો. જો પક્ષકારો પોતાની ગેરહાજરીનું કારણ માંદગી, લગ્ન પ્રસંગ, અગર બીજાં વધારે અગત્યના કૌટુંબીક કામોનું સાબીત કરે તો પંચો પક્ષકારોને હાજર થવાની થોડા દિવસની મુદત પણ કરાવતા.

કેસની સુનાવણીની રીત ઘણી સાદી અને સરળ રાખવામાં આવતી હતી. પ્રથમ ફરિયાદીના દાવાની હકીકત નોંધવામાં આવે તે બાદ પ્રતિવાદીનો જવાબ લઇ તે દાખલ થાય અને બન્ને બાજુના સાક્ષીઓ લેવાય. દલીલો સાંભળવામાં આવે અને પછી કારણો સહિત વિગત સાથે ઠરાવ બહાર પાડવામાં આવે. જ્યાં બની શકે ત્યાં પક્ષકારો તેમજ સાક્ષીઓની જુબાનીઓ તેઓના હાથ દસ્કતની નોંધવામાં આવતી. સઘળા રજુ થયેલા દસ્તાવેજો અને ઓઅરીયાંની નકલો કરી દાખલ કરવામાં આવે. અને પછી પંચનો દરેક સભ્ય તેના ઉપર પોતાની સહી કરે. આ પ્રમાણે કેસની વિધિ પૂરી થાય. બહારની પંચાયતોને ભેગી કરવાની રીત, શહેરની પંચાયતોને ભેગી કર-વાની રીત કરતાં સરળ હતી. એકંદર આખી પદ્ધતિ સરળ હતી. ગામડાના કજીયામાં, પક્ષકારો પોતાના પડોશીઓને તેનો નિકાલ કરવાનું સોંપે ત્યારે થોડાક આબરૂદાર માણસો ભેગા થાય. એટલે પક્ષકારો ચાલતી રૂઢિને બદલે પંચો બન્ને પક્ષને રૂચતા છે તેની ખાત્રીને માટે ઘાસનાં બે તરણાં લાવી તેઓ સમક્ષ મૂકે. પછી એક બીજા સામેની દલીલો તેમજ બચાવ સાંભળવામાં આવે. અને જરૂર પડતા દસ્તાવેજો અને સાક્ષીઓને તપાસવામાં આવે. બાદ પૂર્ણ વિચાર કરી ઠરાવ કરવામાં આવે. ગામડાના નજીવા કજીયામાં જોકે લિખિતવાર ફેંસલો અપાતો નહીં છતાં દફતરમાં દાખલાસારૂ અને ભવિષ્યના ઉપયોગ માટે ગ્રામ્ય કારકુન તેની નોંધ રાખતો. સઘળા મહત્ત્વના કેસોમાં જ્યારે ફરીઆદ સીધી રીતે પાટીલ અગર મામલતદાર આગળ રજુ થાય ત્યારે નિયમસર સુનાવણી લાવી ચાલુ વહીવટ પ્રમાણે ફેંસલો આપવામાં આવતો.

સઘળી પંચાયતોમાં બધા પુરાવાનો સાર નોંધ-વામાં આવતો. મિ. ગ્રાંટ પોતે માહિતીપૂર્વક જણાવે છે કે "જો કે પંચો પોતાની આગળ રજુ થયેલા પૂરાવાને આધારે ફેંસલો આપતા પણ તેમાં તેઓનું લક્ષ પુરાવાની સંખ્યાને બદલે તેના ગૌરવ ઉપર રહેતું.

એટલે તેમાં રજુ થયેલ સાક્ષી તેમજ પક્ષકારોની અરસપરસ સ્નેહ સંબંધ અગર વિરોધી વૃત્તિની શું અસર થાય છે તે ઉપર ઘણો આધાર રહેતો." કારકુન, માર્ફત ઉલટ તપાસ કરવામાં આવતી. પણ તેમાં માત્ર ત્રણ' સવાલ પૂછવામાં આવતા જેથી સાક્ષીઓની તપાસણીનું કામ ભારે પડતું નહીં. ફરીઆદ ચલાવનાર 'પ્રોસીક્યુટર' અને બચાવ લાવનાર 'ડીફેન્ડન્ટ' એ બન્ને પંચાયતોના માર્ગદર્શક જેવા હતા.

પચાયતોની એક ખાસ ખૂબી એ હતી કે જેમ બને તેમ ઓછો વખત લઈ કજીયાની પતાવટ કરવાની તેના ઉપર ફરજે નાંખવામાં આવતી હતી. આ સંબંધમાં ગ્રાંટનો અભિપ્રાય એવો છે કે "પચાયતોમાં ન દૂર કરી શકાય એવી મોટી ખામી એ હતી કે સત્તાના અતિશય દબાણ સિવાય પંચો પાસેથી ફેંસલો લઈ શકાય એવું ન હતું." પણ ગ્રાંટ અહી ભૂલ ખાય છે. ઘણા દાખલાઓ એવા છે કે પંચાયતના ધોરણથી ટુંક મુદતમાં ફેંસલા થઇ શકતા હતા. જેથી હાલના કાયદાની પદ્ધતિ પ્રમાણે કેસોના ફેંસલામાં બિલકુલ લંબાણ થતું નહીં. ગ્રીગ્મ કહે છે કે જોકે જલદી ફેંસલા કરાવવા બાબત કાંઈ નિયમસર ધોરણ ન હતું. છતાં સત્તાધીશ આગળ અરજી રજુ થતાં તેઓની ઉપર પેરો બેસાડવામાં આવતો અને તે એટલે સુધી કે ફેંસલો આપતાં સુધી તેઓ કાંઈ અન્નજળ લેતા નહીં. પોટીંજર આ સબંધી ઊંડો ઉતરી એવો મત દર્શાવે છે કે "મરાઠા સરકારના અમલ તળે કજીયા ખોરબે નાખવાના વિષય ઉપર એક પ્રકારની રૂઢજાળની માફક શિક્ષણ લેવામાં આવતું. જેથી કોઇ પક્ષકાર પંચાયત આગળ ચાલબાજી રમી પોતાના દાવાની સહીસલામતી, જે અમલદાર દ્વારા પચ નીમાયું હોય તેને વધુ લાંચ આપી અગર સીફારસ કરાવી મેળવી શકે. અને આ પ્રમાણે સરકારી અમલદારને ઢીલથી થતી વીટંબણા જાહેર કરી પંચોને જલદી ફેસલો આપવાની ચેતવણી અપાવે. પછી હાજર રહેલ કારકુન દ્વારા પંચોને ઠરાવેલી મુદત અંદર જલદી ફેસલો આપવા હુકમ કરવામાં આવે. આ પ્રમાણે સહેલાઇથી કામ કરવામાં આવતું. કારણ આપણે જે આ પદ્ધતિને કંટાળો ઉપજાવે એવી ગણી વખોડી કાઢીએ છીએ તે હિંદીઓને સાવ સરળ લાગતી. આ પ્રમાણે કોઇ પણ શખ્સને પોતાના કેસનો ફેસલો મળવાને ત્રણ મહીનાની મુદત નાંખવામાં આવી હોય પણ ઉપરોક્ત યુક્તિ અજમાવી તે એક મહીનાની અંદર ફેંસલો મેળવી શકતો અને પોતાને ઘણો નસીબદાર લેખતો.

આવા કેસોમાં જો પંચો તેમને મળેલા હુકમનો અનાદર કરી ફેંસલો આપવામાં ઢીલ કરે તો કારકુન તેઓની વર્તણુક સબધી રિપોર્ટ કરે તો અમલદાર, પચોને પોતાની કચેરીમા બોલાવી પોતાની સમક્ષ ફેંસલો લખી કાઢવાની ફરજ પાડે. જો કે આ પ્રમાણેની આપખુદીને વખોડી કાઢવા યોગ્ય છે, છતાં જે પક્ષકાર હાર્યો હોય તે જો શ્રીમત હોય તો ભાગ્યે જ આગળ અપીલ કર્યા વિના રહેતો.

( અપૂર્ણ )

"દેશી રાજ્ય" ઓફિસ

# પ્રાચીન હિંદમાં સ્વરાજ્ય

રા. રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ; એલએલ બી. એડવોકેટ.

( એકસ કારભારી ભાદરવા સ્ટેટ, દેસાઈની પોળ, ખાડીઆ અમદાવાદ. )

( "દેશી રાજ્ય" માટે ખાસ )

હાલના પ્રસંગે જ્યારે હિંદને સ્વરાજ આપવાની વાતો થાય છે અને હિંદની સ્વરાજ માટેની માગણી હવે જુની પુરાણી થઈ ગઇ છે અને મહાસભા પક્ષનાં તમામ મંડળોની મુક્ત કંઠે તેજ માગણી છે તેવા સંજોગોમાં સામા પક્ષનું કેવું માનસ છે અને પ્રથમ હિંદમાં કેવું રાજ્ય હતું એ વિષય રસપ્રદ થઈ પડશે એમ ધારી આ લેખમાં એ વિષયનું આલેખન આપીએ તો તે અસ્થાને નહિ ગણાય

આજથી આશરે વીસ વરસ ઉપર રોલેટ કમિટીએ તેના રીપોર્ટમાં જણાવ્યું હતું કે "હિંદમાં બ્રિટિશ અમલ આવતા પહેલાં સ્વરાજ અથવા તો પાર્લામેન્ટરી જેવું રાજ્યતંત્ર હિંદમાં કોઈ જાણતું ન હતું. અને તેવું રાજ્ય માગવામાં આવતું ન હતું" આ હકીકત ખરી નથી. ઘણા જુના વખતથી હિંદ સ્વરાજ ભોગવતું આવ્યું છે અને હાલની તેની માગણી વ્યાજબી છે એમ હાલના સંજોગોમાં સ્પષ્ટ રીતે બતાવી આપવાની જરૂર છે. દુનીઆની દરેક પ્રજાનો આ નિર્ધાર છે અને મોડો વહેલો એ નિર્ધાર પાર પડે તે માટે સાર્વભૌમસત્તાનો પણ આદેશ છે.

હિંદીઓ આર્યન પ્રજાના વશંજો છે અને આર્યોએ એક ઊંચા પ્રકારની રાજનીતિની કળાને કેળવી હતી અને એ કળા અનુસાર લોકોને યોગ્ય પ્રકારની રાજનૈતિક છુટ આપેલી હતી અફસોસની વાત છે કે હાલમાં આપણાં દેશી રાજ્યો જે એજ આર્યોના વંશજો અને અવશેષો છે તેમાંથી પણ વાણી, મન અને કર્મ અને મિલ્કતની સ્વતંત્રતાનો લોપ થતો જાય છે અને તે આર્યન સંસ્કૃતિ માટે વખણાવાં જોઈએ તેને બદલે વગોવાતાં જાય છે. આ પ્રમાણે હોવાથી પરદેશીઓને મન હિંદ દેશ જંગલી સંસ્કૃતિ સિવાયનો અને કોઈ પણ જાતના આદર્શ માટે અયોગ્ય મનાયો છે. કોઈ પણ આદર્શ માટે આપણે હાલમાં પશ્ચિમ તરફ નજર કરવી પડે છે એ આર્યન પ્રજા માટે દુઃખરૂપ નથી?

આ વિષય એટલો બધો નાજુક અને ગંભીર છે કે તેના ઉપર લખવા બેસીએ તો પુસ્તકોનાં પાનાં ભરાય. પરન્તુ આ નાનકડા લેખમાં કેટલાક મહત્વના મુદ્દા તારવી કહાડીએ અને એ મુદ્દા ઉપર જ ફક્ત વિવેચન કરીએ તો આ વિષય ઉપર સારું અજવાળું પડશે. એમ અમારું માનવું છે. એ મુદ્દા નીચે પ્રમાણે છેઃ-

૧. હિંદમાં મહાકાવ્યો, ધર્મશાસ્ત્રો, ઈતિહાસો કે પુરાણોમાં લોકશાસન કે સ્વરાજ્ય એ સારી રાજનીતિ મનાયેલી છે કે કેમ?

૨. રાજાના હુકમોને નામંજુર કરવા માટે લોક પસંદગીની કોઇ સમિતિ હોવાનું જણાય છે. એવી સમિતિઓ રાજાને ફક્ત સલાહ આપતી કે લોકહિત માટે રાજાના ઉપર તે દબાણ કરતી?

૩. કાયદા ઘડવામાં કે તેનો અમલ કરવામાં લોકોને શું સત્તા હતી?

૪. મહાકાવ્યોમાં કે પુરાણોમાં એવા કંઈ દાખલા છે કે રાજા ખરાબ નીવડે તો તેનો દંડ થાય અને તેને ગાદી ત્યાગ કરવાની ફરજ ન પાડવામાં આવે?

૫. રાજાને વિષ્ણુનો અંશ માનવામાં આવે તો રાજાનો જન્મસિદ્ધ હક્ક માર્યો જાય એ માટે શું ખુલાસો છે?

લોકતંત્ર એજ ફક્ત સારૂં છે અને દરેક દેશે એજ તંત્ર માટે આદર્શ રાખવો જોઈએ એ સિદ્ધાંત હજી પણ સ્વીકાર્ય થયો નથી. યુરોપના ઘણાય લેખકોએ ઇંગ્લાંડમાં લોકશાસન તંત્રને બદલે રાજા-પ્રજા-શાસન તત્ર સારૂં માનેલું છે, જ્યારે ફ્રાન્સ અને અમેરિકામાં કેવળ લોકશાસન તંત્ર ચાલે છે. રાજનીતિના ઘણા સારા વિચારકો અને લેખકોનો એવો મત છે કે લોકશાસન તંત્ર કરતાં ઇંગ્લાંડના જેવું રાજા-પ્રજા શાસનતંત્ર સારૂં છે. હવે આપણે આ લેખમાં તપાસીશું કે આપણા આર્યનો લોકશાસન તત્રને પસંદ કરતા હતા કે તેઓ રાજાના શાસનતંત્રને પસંદ કરતા હતા? ગમે એમ હોય, પરન્તુ તે રાજ્યમાં પ્રજાની સ્વતંત્રતામાં જે વ્યાજબી છુટ હતી તે કોઇ પણ દેશની સુધરેલી પ્રજા માની શકશે.

જુના સમયમાં હિંદમાં કેટલાક ઠેકાણે પ્રજાતંત્ર પણ ચાલતું હતું અને કેટલાક જમાનાઓમાં તે હતું, પરન્તુ પુરાણો જોતાં રાજાનું શાસન હતું એમ જણાઇ આવે છે. આપણે હવે એ તપાસીએ કે આર્યોએ પુરાણોના સમયમાં કાયમને માટે રાજ-શાસન સ્વીકાર્યું હતું અગર તો તે અખતરા તરીકે હતું? મહાભારતના શાન્તિપર્વમાં ૫૮ મા અધ્યાયમાં યુધિષ્ઠરે ભિષ્મને સવાલ પૂછેલો છે કે રાજા અને રાજ્યોની શરૂઆત ક્યારે થઈ? ભિષ્મે કહ્યુ છે કે જ્યારે જગતમાં રાજા કે રાજ્યો ન હતા ત્યારે આર્યોએ રાજાની સ્થાપના કરી.

યુધિષ્ઠિરે પ્રશ્ન પૂછયો કે પ્રજાની શી ફરજ છે? તેના જવાબમાં ભિષ્મે જણાવ્યું કે રાજ્યતંત્ર ચલાવનાર રાજા તો જોઇએ જ. રાજા વિના રાજ્ય ચલાવવાનો પ્રજાઓએ પ્રયત્ન કરેલો, પરન્તુ તેમાં તે નિષ્ફળ ગયેલી. આથી તેમણે મનુને રાજા તરીકે પસંદ કર્યો અને તેમણે સફળતાથી રાજ્યધુરાનું વહન કર્યું. આ હકીકત મહાભારતના શાન્તિપર્વમાં ૬૬મા અધ્યાયમાં કરેલી છે, આ ઉપરથી જણાય છે કે આર્યોએ પ્રજાસત્તાક રાજ્ય કરવાનો પ્રયત્ન કરેલો, પરંતુ તેમાં નિષ્ફળ થવાથી છેવટે રાજાસત્તાક રાજ્ય પસંદ કરેલું.

પરશુરામે કેટલાક વખત સુધી ક્ષત્રિય જાતીને નિર્મૂળ કરી તેથી ઉમરાવોનું અને પૈસાદારોનું જોર વધ્યું, પરતુ રાજ્યનો કારભાર બ્રાહ્મણોના હાથમાં રહેવાથી અને બ્રાહ્મણ કોમ ઘણી નાની હોવાથી કશ્યપ ઋષિએ રાજાની સ્થાપના કરી. આ ઉપરથી ચોકખુ જણાય છે કે આપણા પૂર્વજોએ રાજ-સત્તાક, પ્રજાસત્તાક અને ઉમરાવશાહી કે અમલદાર શાહી એવાં ત્રણેય રૂપનાં રાજ્યતંત્ર ચલાવવા પ્રયત્ન કરેલા. છેલ્લાં બે પ્રકારના રાજ્યતંત્ર ચલાવવાં છતાં રાજાતંત્ર રાજ્યને આદર્શરૂપ ગણેલુ.

હવે એટલુ સિદ્ધ થાય છે કે રાજ્ય ચલાવવા રાજાની જરૂર મનાયેલી તો હવે રાજા પાસેની સત્તાઓ આપખુદ કે કાયદા પ્રમાણેની હતી? રાજાની પસંદગી પ્રજાજનો કરતા કે કેમ? તે વખતના રાજાઓ રાજ્યની મિલ્કત પોતાની-ખાનગી ગણતા કે કેમ? રાજાઓ કાયદા ઘડતા કે કેમ? આ કાયદાનો અમલ રાજાઓને કરવો પડતો કે કેમ? રાજાઓ પ્રજા ઉપરના ટેક્સ પોતાની મરજીથી નાખતા? કે ટેક્સ નાખતા પહેલા પ્રજાની સંમતિ લેવી પડતી? રાજાઓને તેમના અપકૃત્ય માટે પ્રજા ગાદીથી દૂર કરી શકતી કે કેમ? રાજાઓનો જન્મસિદ્ધ પવિત્ર હક માનવામાં આવતો કે કેમ? આ બધા પ્રશ્નોનો ઉકેલ આપણે હવે પછી કરીશું.

રામાયણ વાંચતા ચોકખું જણાયેલું કે તે સમયમાં રાજાઓને પસંદ કરવામાં આવતા હતા. રાજા દશરથે રામચંદ્રને યુવરાજપદ આપવા માટે કાઉન્સીલ બોલાવેલી. આ કાઉન્સીલમાં પુરોહિત વસિષ્ઠ હતા, પ્રધાનો હતા, બ્રાહ્મણો હતા, શહેરો અને ગામડાંમાંથી શહેરીઓ અને વેપારીઓ હતા. રાજા દશરથે આ કાઉન્સીલ સમક્ષ પોતે અને પોતાના બાપદાદાઓ-એ રાજ્યની જે સેવાઓ કરેલી હતી તેનું વર્ણન

આપતાં અને પોતાની વૃદ્ધાવસ્થા થવાથી પોતે રાજ્ય કરવા સમર્થ નહિ હોવાથી રામને યુવરાજ પદે સ્થાપવા તેમણે મંજુરી માગી અને કાઉન્સીલ તરફથી તે મંજુરી આપવામાં આવી.

રાજા દશરથે કાઉન્સીલ સમક્ષ એટલે સુધી કહેલું કે જો પોતાની આ દરખાસ્ત જો તેમને પસંદ ન હોય તો કોઈ બીજો રસ્તો બતાવે અને સત્ય વસ્તુ જ કહે. રાજા કહે છે માટે તેમણે "હાયે હા" કહેવાનું નથી એમ સ્પષ્ટ રીતે દશરથે બતાવેલું છે. રામાયણનો અયોધ્યાકાન્ડ જોતાં જણાય છે, કે શ્રીરામના અનેક ગુણ વર્ણન કહેતાં પ્રજાએ ફરીથી પોતાની સહાનુભૂતિ બતાવી અને કહ્યું કે તેઓ યુવરાજપદ માટે સંપૂર્ણરીતે યોગ્ય છે.

કોઈ માણસ એમ કહે કે રામચંદ્રજીના રાજ્યાભિષેક પ્રસંગે દશરથે પ્રજાની સંમતિ લીધી એટલે એમ સમજવાનું નથી કે દશરથરાજા પ્રજાની સંમતિ લેવા બંધાયા હતા. જો તેમ હોત તો રામને વનવાસ મોકલતાં અને ભરતને ગાદી આપતાં દશરથે પ્રજાની મંજુરી લેવી જોઈતી હતી. કોઈ માણસ એમ પણ કહે કે દશરથ રાજાએ રાજ્યને પોતાની ખાનગી મિલ્કત ગણેલી પત્નીની મરજીથી દશરથે રાજ્યની મિલ્કત ભરતને આપી દેવા ધારેલું અને વસિષ્ઠ વગેરે પ્રજાજનો ભરતને પોતાના રાજા તરીકે સ્વીકારવા તૈયાર હતા. રામચંદ્રજીને આટલો બધો અન્યાય થયો તો પણ પ્રજાએ કાયદેસર રીતે બંધારણીય રીતે રાજાને પ્રશ્ન સરખો કર્યો નથી તેનું શું કારણ?

(અપૂર્ણ)

---

# રાજ્યબંધારણનો ખરડો

[ આ ખરડાનો પ્રથમ ભાગ "દેશીરાજ્ય"ના ગતાંકમા પ્રસિદ્ધ થયો છે. શેષ ભાગ આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. કેટલાક ગૃહસ્થો તરફથી એમ કહેવામાં આવ્યું છે, કે આ ખરડામાં બધી સત્તા રાજા કે દીવાનના હાથમાં રહે છે, આ ખરૂં છે. પરંતુ લોકશાસનના સિદ્ધાંતનો તેમા સ્વીકાર કરવામાં આવ્યો છે. દેશીરાજ્યોની હાલની રાજકીય પરિસ્થિતિમા લોકહિતની બાબતોને અનુલક્ષી ઓછામા ઓછું કાંઇ બંધારણ નરેશો સ્વેચ્છાથી સ્વીકારી શકે એમ હોય તો તે બંધારણ આવું જ હશે એમ અમને લાગે છે. આ કરતા તેઓ વધારે આગળ જાય એ સત્વર કબૂલ કરાય એમ લાગતું નથી ]

૨

(૩૭) રાજ્યનું બધું મહેસુલ રાજકર્તાના નામથી લેવામાં આવશે.

સમજુતીઃ-મહેસુલ એટલે બધાં નાણાં અને, જે રકમ રાજ્યે મેળવી હોય અથવા રાજ્યને મળી હોય તે-જેમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે.

અ. રાજ્યની અદાલતોએ હુકમથી અથવા તો ગુન્હાના બદલ દંડ તરીકે કે રાજ્યમાં સ્થાવર જંગમ મીલકતને જપ્ત કરીને જે રકમ મેળવી હોય તે.

બ. રાજ્યમાં બીનવારસી સ્થાવર જંગમ મીલકત.

(૩૮) રાજ્યના મહેસુલ તરીકે જે નાણાં આવે, તે નાણાંની સલામતી માટે સરકાર તરફથી નિયમો કરવામાં આવશે. અને તેને અંગે નિયમોમાં જે અપવાદો રાખવામાં આવે તે શિવાયનાં બધાં નાણાંનું ભરણું જાહેર હિસાબમાં થશે. રાજ્યના હીસાબમાં કઈ રીતે નાણાં ભરવાં અને તેમાંથી કઇ રીતે નાણાં ઉપાડવાં તે માટેના નિયમો કરવામાં આવશે. ઉપરાંત આને લગતી બીજી બાબતોનો તેમજ નાણાંનો જાપ્તો કઇ રીતે રાખવો તે પણ નક્કી કરવામાં આવશે. આ કાયદો અમલમાં આવે તે પહેલાં નાણાંની

વ્યવસ્થાને લગતા જે નિયમો છે તે ચાલુ રહેશે. સિવાય કે આ કાયદાની કલમોથી તેમાં ફેરફાર થતો હોય.

(૩૯) (૧) રાજ્યનાં કામો માટે, આ કાયદાની કલમો પ્રમાણે અથવા તો હવે પછી જે કાયદો અમલમાં આવે તે અનુસાર રાજ્યની કારોબારી સત્તા મહેસુલ ઉપર નાણાં ઉછીતાં લઈ શકશે. તેમજ કારોબારી સત્તા ઉપરના નિયમાનુસાર કોઈ પણ જાહેર મિલકત મોર્ટગેજ મૂકી મૂકશે, તેનો નિકાલ કરી શકશે અને કોન્ટ્રાક્ટ કરી શકશે.

(૨) દરબાર જે વ્યક્તિઓને સૂચના આપે અથવા સત્તા આપે તે જ વ્યક્તિ આવા બધા કોન્ટ્રાકટો તેમજ મિલકતના અંગની ખાત્રીઓ આપી શકશે.

(૩) દરબાર વતી આવો કોન્ટ્રેકટ અથવા ખાત્રી જે વ્યક્તિ આપશે તે અંગત રીતે તે માટે જવાબદાર ગણાશે નહીં.

(૪૦) આ કાયદાથી રાજ્યની ધારાસભાનો જે કાયદો છે (જો હોય તો) તે રદ થતો હોવા છતાં અને આ કાયદાની કલમો પ્રમાણે આ કાયદો અમલમાં આવે તે પહેલાં જે કાયદાઓ રાજ્યમાં ચાલુ છે તે જેમના તેમ ચાલુ રહેશે. સિવાય કે જવાબદાર કોઈ સત્તાએ તેમાં ફેરફાર કર્યો હોય.

(૪૧) આ કાયદાથી રાજ્યની ધારાસભાનો કાયદો (જો હોય તો) રદ થતો હોવા છતાં, આ કાયદો અમલમાં આવે તે પહેલાં આ કાયદાની કલમો પ્રમાણે મતદાર મંડળોમાંથી ધારાસભામાં સભ્યો મોકલવાનું ચુંટણીનું જે મતપત્રક છે તે જેમનુ તેમ ચાલુ રહેશે. સિવાય કે જવાબદાર સત્તાએ તેમાં ફેરફાર કર્યો હોય. તેમ આ કાયદો અમલમાં આવે તે પહેલાં ચુંટણીમાં જે સભ્યો ધારાસભા માટે ચુંટાયા હોય તે સભ્યો આ કાયદાની કલમો પ્રમાણે ચુંટાયેલા ચાલુ રહેશે.

(૪૨) આ કાયદામાં અથવા તો બીજા કોઇ પણ કાયદામાં દર્શાવવામાં આવ્યું હોય ને ન ગણતાં કાયદાઓ કરવાની અને પસાર કરવાની નરેશની જે ખાસ સત્તા છે તે, તેમજ ધારાસભાને અથવા બીજી કોઇ પણ સત્તાને પૂછયા વગર નરેશને પોતાની આપમુખત્યારીથી જે હુકમો અને જાહેરાતો કરવાની સત્તા છે, તે જેમની તેમ ચાલુ રહેશે.

(૪૩) આ કાયદાથી ધારાસભાનો કાયદો તેમજ રાજ્યની મુખ્ય કોર્ટનો કાયદો રદ ગણવામાં આવશે.*

---

## ન્યાયના ધોરણ સંબંધી નોંધ*

બંધારણના આ મુસદ્દામાં ન્યાયના ધોરણ સંબંધી નિયમોનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. અત્યારે લગભગ દરેક મોટા રાજ્યમાં ચિફ કોર્ટ છે, અને તેના ચિફ જડજ હોય છે. આ રાજ્યોમાં ચીફ જડજની કોર્ટ ઉપર હજુર કોર્ટમાં અપીલ થઇ શકે છે. મોટાં દેશી રાજ્યોમાં હજુર કોર્ટ એ છેવટની અદાલત છે. રાજ્યો બંધારણનો સ્વીકાર કરે કે ફેડરેશનનો સ્વીકાર કરે તો એમણે બંધારણીય રીતે કિંવા ફેડરલ કોર્ટના ધોરણે હાઇ-કોર્ટની વ્યવસ્થા કરવી એ યુક્ત છે. જે પ્રમાણે બ્રિટિશહિંદના પ્રાંતોમાં અત્યારે છે તે પ્રમાણે. હાઇકોર્ટના જડજોની નીમણુંક રાજકર્તા કરે પરન્તુ રીવીઝનલ જ્યુરીસ્ડીકશનને લગતી બાબતો પરત્વે અર્થાત્‌વિવાદવાળા પ્રશ્નોમાં જડજોની બહુમતિથી નિર્ણય કરવાનું કે એવું કાંઈ કાયદેસર ધોરણ સ્વીકારવું જોઈએ. તેમજ રાજ્યના વિભાગોમાં સબોર્ડીનેટ કોર્ટો પણ સ્થાપવી જોઈએ. દીવાની મુકદ્દમા કે ફોજદારી મુકદ્દમા સાંભળવાની, નીચલી કોર્ટોની સત્તા મુકરર કરવી જોઈ એ. સ્મોલ કોઝ કોર્ટના જડજોની, સબોર્ડીનેટ જડજોની, તેમજ હાઇકોર્ટના જડજોની નોકરીની મુદત તથા તેમના દરમાયાનું, એલાઉન્સોનું અને રજા તથા પેન્શનનું નિયમન કરવું જોઈએ. તેમજ જડજોને લેવાના સોગંદ વિધિ–અત્યારે ભાગ્યે જ કોઈ રાજ્યમાં થાય છે તે નક્કી કરવાં જોઈએ. અને જે રાજ્યો ફેડરેશનનો સ્વીકાર કરે એ રાજ્યોએ ફેડરલ વિષયો પરત્વે ફેડરલ કોર્ટના અંકુશને માન્ય રાખવો પડે. ખાસ કરીને હાઈકોર્ટને ધારાસભા અને રાજ્યની કોરોબારી સત્તાની અસરથી અલગ

રાખવી જોઈએ પરન્તુ જે રાજ્યો માત્ર ધારાસભાનો સ્વીકાર કરે તેઓને માટે તો ન્યાયના અંગનો બધારણીય ફેરફાર તત્કાલ એટલો તો કરવો જ જોઈએ કે રાજ્યની ચીફ કોર્ટને હા કોર્ટના ધારાધોરણો લાગુ કરવા આટલાથી આતરિક વહીવટ પૂરતો પ્રજાવર્ગને સતોષ થાય એમ લાગે છે ૧૯૩૫ ના હીંદી સરકારના કાયદામા ન્યાયને લગતા વહીવટ સબધી જે ધારાધોરણ દર્શાવવામા આવ્યા છે અને તેમા હાઈકોર્ટોના ન્યાયમૂર્તિઓની યોગ્યતાની અને દરજ્જાની તથા ન્યાયની બાબતો સાથે કારોબારીના સબધની જે વ્યાખ્યાઓ નિર્દિષ્ટ કરવામા આવી છે તે જ ધોરણને લક્ષમા રાખી દેશી રાજ્યોના ન્યાય વહીવટની રચના થાય એ ઈષ્ટ છે કેટલાંક નાનાં રાજ્યો પોતાને ત્યા હાઈકોર્ટોનું બધારણ નીભાવી શકે નહીં એ ખરૂ છે એટલે આવાં રાજ્યોએ એકત્ર મળીને પોતાની હાઈકોર્ટ સ્થાપવી જોઈએ અથવા તો પાસેના મોટા રાજ્યની હાઈકોર્ટનું જ્યુરીસ્ડીકશન માન્ય રાખવુ જોઇએ. શરૂઆતમા આ બાબત રાજ્યોને અસ્વાભાવિક જેવી લાગે, પરન્તુ આ ન્યાયને લગતી એક જ બાબત એવી છે કે જેમા દેશી રાજ્યો જો શુદ્ધનિષ્ટાથી વર્તે તો પ્રજાની ઘણી ફરિયાદો દૂર થાય અને રાજાઓ પોતે ઇચ્છે છે એવી એમની સત્તા ઘણે અંશે જળવાઇ રહે

તંત્રી

---

# મર્હુમ દાદાભાઈ નવરોજી અને વડોદરા

## (હીંદના દાદા)

[મિ આર પી મસાણીએ ' The grand old man of India ' મરહુમ દાદાભાઇ નવરોજીનું અંગ્રેજીમા જીવન વૃત્તાંત બહાર પાડયુ છે આ મહાપુરૂષના નામથી અને કાર્યથી ભાગ્યે જ કોઇ હિંદી અજાણ હશે એમના રાજકીય જીવન દરમિયાન વડોદરા રાજ્યના દીવાનપદે તેઓ કેટલોક વખત રહ્યા હતા અને તે સબધી હકીકત "દેશી રાજ્ય" ના વાચકોને રસ પડે એવી હોઈ સદરહુ પુસ્તકમાથી એટલા ભાગનું અહીં ગુજરાતીમા ભાષાવતરણ કરી, આપવામા આવ્યું છે તંત્રી]

વડોદરા પાસે પાદરા નામના નાના ગામમા એક જૂના ઘરમા ગાયકવાડ કુટુબના એક વ્યક્તિને કેદી તરીકે રાખવામા આવ્યો હતો અને એમ મનાતું કે આ વ્યક્તિ પોતાના બન્ધુના મૃત્યુની રાહ જોઇ રહી હતી આ વ્યક્તિ તે મલ્હારરાવ ગાયકવાડ એમણે ભાઇ મહારાજ ખડેરાવ ગાયકવાડને ઝેર આપીને અથવા તો જોર જુલમથી મારી નાખવાનું તેઓ કાવતરૂં કરે છે એવા શક ઉપરથી મલ્હારરાવને કેદી તરીકે રાખવામા આવ્યા હતા એમના મિત્રોએ બ્રિટિશ રેસીડેન્ટને તેમજ હિંદી સરકારને મલ્હારરાવને મુક્ત કરવા સંબધી ઘણી અરજીઓ કરી હતી પણ તેની સરકાર ઉપર કાંઇ અસર થઇ ન હતી એટલે હવે મલ્હારરાવ માટે મુક્તિનો માર્ગ એક જ રહ્યો હતો અને તે પોતાના ભાઈનું નિધાન એમ કહેવાતું

તા ૨૫ મી ડિસેમ્બર ૧૮૭૦ ને રોજ મલ્હારરાવ વિશેષ અશાંત જણાતા હતા રાત્રે નીદ્રા નહીં આવવાથી થાકેલા જેવા લાગતા હતા એવામા બહારથી કોઇકે આવી મકાનના બારણા ઉપર ટકોરા મારી "સરકાર" એવો અવાજ કર્યો મલ્હારરાવ ગાયકવાડે આશ્ચર્ય ચકિત થઈ પૂછ્યુ 'શુ સરકાર?" આ શુ મશ્કરી થઇ રહી છે? એમ કહી તેઓ આગળ આવ્યા અને આગન્તુક માણસના આગમનનો હેતુ જાણે આગળથી જાણતા હોય તેમ તેને કહ્યુ "અંદર આવો"

આ વ્યક્તિને વડોદરાના રેસીડેન્ટ તરફથી મોકલાવામાં આવી હતી. અને તેને આ રાજ્વંશી કેદી મલ્હારરાવને, એના ભાઈના અવસાનના અને મહારાણી વિક્ટોરીઆની સરકાર મંજુર રાખે તે શરતે હિંદી સરકારની ઈચ્છા, એમને ગાદી સોંપવાની છે તેના સમાચાર આપવાના હતા. મલ્હારરાવે આ સમાચાર શાંતિપૂર્વક સાંભળ્યા.

પણ કેદખાનામાંથી મુક્ત થયા પછી ગાદી મળવાથી મલ્હારરાવને કેવા પ્રકારનો વારસો મળ્યો હતો? આ વખતે વડોદરામાં ઘણો ગેર વહીવટ હતો. રાજ્યના અધિકારી તરીકે ખટપટી માણસો હતાં. ગેરવહીવટને અંગે દુઃખ નિવારણ માટે રીબાયેલી પ્રજા બૂમો પાડી રહી હતી અંગ્રેજી કહેવત છે, કે, 'Uneasy lies the head that wears the crown" આવા ગેરવહીવટથી ભરેલા રાજ્યનો મુકુટ જેના મસ્તકે મૂકવામાં આવે તેના મસ્તકની શું સ્થિરતા રહે? પણ મલ્હારરાવને સંસ્કૃતિ શું એની કાંઈ ખબર હતી? તેના આચાર અને વિચારોમા કશી નીતિ હતી? જો કે તેનામાં સામાન્યબુદ્ધિ અને નિરીક્ષણ શકિત હતાં પરંતુ લાંબા વખત સુધી કેદખાનામાં રહેવાથી અને તેના અંગનાં દુઃખો સહન કરવાં પડ્યાં હોવાથી એનું મન અસ્થિર બની ગયું હતું. અર્થાત્ એ સમતોલપણાની સ્થિતિમાં ન હતા. ગાદી ઉપર આવ્યા પછી તેમને અનુભવ થતો ગયો કે રાજ્યના જુદા જુદા પક્ષો એમને જુદી જુદી રીતે ખેંચી રહ્યા હતા. તેઓ જ્યારે કેદખાનામાં હતા ત્યારે તે વખતના તેમના વફાદાર મિત્રો એમ ઈચ્છતા હતા કે એમને વિશ્વાસ અને જવાબદારીવાળા દરજ્જે મૂકવામાં આવશે. મલ્હારરાવને પણ લાગ્યું કે આવા સર્વ માણસોને એમની વફાદારીનો બદલો આપવો એ એમની ફરજ છે.

સ્વર્ગવાસ મહારાજાનાં એક રાણીને પુત્ર જન્મશે એવો ગંભર હોવાથી રાજદરબારમાં એક બીજો પક્ષ ખુલ્લી રીતે રાણીનો પક્ષમાં હતો. ઉપરાંત રાજ્યમાં એક એવો પણ પક્ષ હતો કે ઉપરના બન્ને પક્ષને ખુશી રાખવા પ્રયત્ન કરતો હતો. નાનાં રાજ્યોમાં આવી જાતની ખટપટ તો સર્વત્ર હોય છે. આ ખટપટની ગંધ મલ્હારરાવને આવી હતી. દરેક પક્ષની સાથે કઈ રીતે કામ લેવું એની એનામાં આવડત હતી. પરંતુ એનામાં મોટામાં મોટો દોષ સ્ત્રીઓ સંબંધી નિર્બળતાનો હતો. સુંદર છોકરીઓનાં માબાપો મહારાજાના કૃપાપાત્ર બનતાં અને તેમને સારા દરમાયાની નોકરી મળતી. રાજ્યની મહેસુલનો વહીવટ, અંગત આવકની કે ગીરાસની માફક થઈ રહ્યો હતો. જે લોકોને મહેસુલ ઉઘરાવવાનું હતું તેમની પાસે નજરાણા તરીકે ઘણી મોટી રકમો લેવામાં આવતી હતી. જ્યારે ઉઘરાતદાર પ્રજા પાસેથી નજરાણા કરતાં ચારગણી રકમો ઉઘરાવતા. આ જુલમમાંથી મુક્તિ મેળવવા ઘણા લોકો ઘર, ગામ અને માલ મિલકત છોડી નાસી જતા. રાજ્યના બજેટમાં ઘણી મોટી ખાદ હતી, જે ખાદ સરદારોને લૂંટીને પૂરવામાં આવતી હતી. ન્યાયનો વહીવટ તો ફારસ રૂપ જ હતો. જે માણસ વધારેમાં વધારે રકમ આપે તેની તરફેણમાં ચૂકાદો આપવામાં આવતો.

મલ્હારરાવના હાથમાં અનિયત્રિત સત્તા આવવાથી અને અંકુશ રહિત તે મોજશોખ ભોગવી શકે એવી સ્થિતિ પ્રાપ્ત થવાથી એમને ભાગ્યે જ ખબર રહી કે વડોદરાનો રાજ્ય વહીવટ ધીમે ધીમે બગડતો જતો હતો. બ્રિટિશ રેસીડન્સી તેની સાન ઠેકાણે લાવી શકી હોત પણ રેસીડેન્સીએ એ તરફ ધ્યાન ન આપ્યું. અને એમને એમ બગડવા દીધું. કદાચ એનું કારણ સાર્વભૌમ સત્તાની દેશી રાજ્યોના વહીવટમાં બીન દરમિયાનગીરીની નીતિ હોય! મહારાજા પોતે પોતાના જે સલાહકારો અને ઓફિસરો ચૂંટતા તેની સામે સાર્વભૌમસત્તા વાંધો લેતી નહીં. તેમ બ્રિટિશ રેસીડન્ટની આંખ સામે રાજ્યમાં જે જુલમ પ્રવર્તી રહ્યો હતો તે સંબંધી પણ રેસીડન્ટે કાંઈ પગલાં લીધાં નહીં.

વડોદરામાં જ્યારે દરબાર ભરાતો ત્યારે ત્યાં એવો રિવાજ હતો કે ગાયકવાડ મુંબઇના ગવર્નરને ડાબી બાજુ બેઠક આપતા બીજા કોઈ દરબારમા આવો રિવાજ ન હતો ૧૮૭૧મા મલ્હારરાવે જે દરબાર ભર્યો હતો તેમા ઉઘાડી રીતે મુંબઇના ગવર્નર મિ સીયમુર ફીટઝરવેંડને આ રીતે બેઠક આપવામા આવી હતી ત્યારે તેને લાગ્યુ કે મહારાણી વિક્ટોરીઆના પ્રતિનિધિને જે માન મળવુ જોઈએ તે માન મળ્યુ નથી આથી ફેબ્રુઆરી ૧૮૭૨મા રેસીડન્ટે મહારાજાને એક પત્ર લખીને જણાવ્યુ કે ' મુંબઈ સરકારની એવી ઇચ્છા છે કે ગવર્નર પોતાના દરબારમા ગાયકવાડને જે રીતે માન આપે છે તે રીતે ગાયકવાડે પણ પોતાના દરબારમા મહારાણીના પ્રતિનિધિ તરીકે ગવર્નરને માન આપવુ જોઇએ અને એ રીતે ગવર્નરને જમણી બાજુ બેઠક આપવી જોઇએ " મહારાજા આથી ગુસ્સે થયા અને કહ્યુ કે ' શા માટે એમ થવુ જોઇએ ? બીજા રાજ્યોમા જે રિવાજ છે, તેની સાથે પોતાને કાંઈ લાગતું વળગતુ નથી તેમજ પરસ્પર પાળવાના રિવાજને તેઓ બહુ અગત્ય આપતા નહોતા બ્રિટિશ સરકારને જે કીંમતી મદદ કરવામા આવી હતી તેના બદલામા ગાયકવાડ આ ખાસ હક ભોગવતું હતુ અને તેથી તેઓ પોતે બીજી કોઈ પણ જાતની ગોઠવણ સ્વીકારવા તૈયાર ન હતા બીજી બાજુ હિંદના તાજના પ્રતિનિધિ આ પ્રશ્નમા મક્કમ હતા એટલે મહારાજાને એક બીજી યાદી મોકલવામા આવી અને તેમા જણાવવામા આવ્યુ કે ' મહારાજાએ આ બાબત પરત્વે વિચાર નથી કર્યો તે જાણી વાઈસરોય ઘણા દુઃખી થયા છે "

એક તરફ તાજના પ્રતિનિધિઓ કોઈ પ્રકારની દલીલો સાંભળવા ખુશી ન હતા જ્યારે બીજી બાજુ મહારાજા નમતું મૂકવા તૈયાર ન હતા દરમિયાન ૧૮૭૨ ના નવેમ્બરમા મુંબઈમા વાઈસરોયના દરબારમા હાજરી આપવા માટે મહારાજાને આમંત્રણ મોકલવામા આવ્યુ. તેઓના હોદ્દાને યોગ્ય તેમને એ દરબારમા બેઠક નહીં આપવામા આવે એ ભયને લીધે તેમણે મુંબઈ ન જવાનો નિશ્ચય કર્યો પણ તેમના પાસવાનોને બીક લાગી કે જો તેમ કરવામા આવશે તો તેનો અર્થ વાઇસરોયનુ જાણી જોઇને અપમાન કર્યું એમ કરવામા આવશે એટલે એમણે મહારાજાને આમંત્રણનો સ્વીકાર કરવાનુ કહ્યુ છતા તેઓ પોતાના નિશ્ચયમાથી સ્હેજ પણ ડગ્યા નહીં ત્યાર પછી દરબારના કેટલાક માણસોએ આ સબંધમા દાદાભાઇની સલાહ લેવાની સૂચના કરી

દરબાર સાથે દાદાભાઈ કઈ રીતે સબંધમા આવ્યા અને કઈ રીતે માનીતા થયા એ હવે જોઈએ ઇસ્ટઇંડિયા એસોસીએશનના કામ માટે એમણે પશ્ચિમ હિંદની મુસાફરી વખતે થોડા મહીના પહેલા જ વડોદરાની મુલાકાત લીધી હતી પણ એમને વડોદરામાથી ખાલી હાથે પાછા ફરવુ પડયુ હતુ છતા દાદાભાઈ માતૃભૂમિના હિતકાર્ય માટે ગમે તે વખતે તૈયાર હતા તથા બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોનું માન કેમ વધે તે માટે ખૂબ આતુર હતા એટલે જ્યારે તેઓ એસોસીએશનના કામ માટે વડોદરા આવ્યા ત્યારે જો કે તેમનું સારૂં સ્વાગત કરવામા આવ્યુ હતું અને મહારાજાના આશીર્વાદ સહ એમને "કોર્ટડ્રેસ"ની ભેટ આપવામા આવી હતી જોકે રાજ્યની ખાલી થતી તીજોરીમાથી ઉપર કહ્યુ તેમ એમને કાંઈ મળ્યુ ન હતું ઉપર પ્રમાણે વડોદરાના દરબારીઓ મુંબઈના આમંત્રણથી જ્યારે ઘણા મુંઝવણમા હતા ત્યારે દાદાભાઈ ઈંગ્લાંડમા હતા અને ત્યાથી દાદાભાઇને બોલાવવાની સૂચનાનો મલ્હારરાવે સ્વીકાર કર્યો છે આથી એકદમ એમને મહારાજા મળવા માગે છે એવી મતલબનો અરજંટ તાર દાદાભાઇને કરવામા આવ્યો દાદાભાઇના આવ્યા પછી મલ્હારરાવે પોતાના પ્રધાનોને દાદાભાઈ સાથે પ્રાસ્તાવિક વાત કરવાનું અને એમને બધી વાતથી માહીતગાર કરવાનુ કહેવામા આવ્યુ બધી હકીકત સાંભળ્યા પછી દાદાભાઇનો એવો અભિપ્રાય થયો કે મલ્હારરાવે દરબારમા હાજરી આપવી એ યોગ્ય છે

દાદાભાઈએ મહારાજાને કહ્યુ કે ' મહારાજ તમારે દરબારમા હાજરી તો આપવી જોઇએ અને

આમાં બીજો કોઇ માર્ગ સૂઝતો નથી. વાઇસરોયને એમ ન લાગવું જોઇએ કે તમે ઇરાદાપૂર્વક દરબારમાં હાજરી આપી નથી." મહારાજાએ કહ્યું "કે "મેં તો નહીં જવાનો નિશ્ચય કર્યો છે, એટલે વાઇસરોયને ખોટું ન લાગે એ રીતે હું મારો નિશ્ચય પાળી શકું તેવો કોઈ માર્ગ શોધી આપવા મેં તમને બોલાવ્યા છે." દાદાભાઈએ નમ્રતાથી પણ મક્કમપણે જવાબ આપ્યો કે "મહારાજા! મને તો એવો કોઈ માર્ગ જડતો નથી. તમારી ઇચ્છાને સંમત છું એમ કહેવાને હું ઘણો ખુશી થાત પરંતુ આપને તેમ કરવાની હું સલ્લાહ આપી શકુ એમ નથી. કારણકે મને ભય છે કે તેથી કદાચ તમને નુકસાન થાય."

ઉપર પ્રમાણે શબ્દો કહીને દાદાભાઇએ મહારાજાની રજા લીધી. દરબારીઓએ એમને ગંભીરશાંતિમાં જતા જોયા. મહારાજા નીચે પડવા માટે ઉપર ચડવા માગતા હતા. એમને કોણ અટકાવી શકે? મહારાજાના સ્ટાફનો એક માણસ દાદાભાઇની પાછળ દોડયો, અને આથી કરીને રાજ્ય ઉપર જે આફત આવી પડવાની છે તે દૂર થાય એવો કોઇ માર્ગ શોધી કાઢવા થોડી વાર રહી ફરી વિચાર કરવા વિનંતિ કરી. દાદાભાઈ એક ખુણામાં બેઠા અને વિચારવા લાગ્યા કે મહારાજા તાજના પ્રતિનિધિ વાઈસરોયનું જે અપમાન કરવા તૈયાર થયા છે અને તેથી રાજ્ય ઉપર જે આફત આવશે તેમાંથી તે કઈ રીતે બચી શકે? અલ્પ સમયમાં એમણે પોતાનો નિશ્ચય કરી લીધો.

દાદાભાઈએ કહ્યુ "મને એક માર્ગ સૂઝયો છે. પણ તે હું મહારાજાને કહીશ." દરબારીઓને આ શબ્દોથી આશ્ચર્ય થયું. કારણકે તેઓ જાણતા હતા કે દાદાભાઇએ જે નિશ્ચય કર્યો હોય તેમાંથી તેમને ચલિત કરવા એ, પોતાના મહારાજાને એમના નિશ્ચયથી ફેરવવા જેટલુંજ મુશ્કેલ હતુ. પરંતુ કયાં કારણોથી દાદાભાઈના વિચારમાં ફેરફાર થયો એ તેઓ સમજી શકયા નહીં.

થોડા દિવસો પહેલા મહારાણી મ્હાલસાબાઇએ અકાલ પુત્રીને જન્મ આપ્યો હતો. આ બાલિકા અઠવાડીઆ કરતાં વધારે જીવી શકી નહી. તેમ મહારાણીની તબિયત પણ સારી ન હતી. આ સ્થિતિને અંગે દાદાભાઈએ મહારાજાની ફરી મુલાકાત લીધી. મહારાજા ઘણા ખુશી થયા. અને કહ્યું કે "હું માનું છું કે તમને છેવટે કાંઇક નિમિત્ત મળી આવ્યું છે. મને તુરત કહો કે શું છે?" દાદાભાઈએ કહ્યુ કે "જો કે હું તો તમને દરબારમાં હાજરી આપવાનું કહું છું છતાં પણ જો તમારી એ પ્રમાણે કરવાની ઇચ્છા ન હોય તો એક નિમિત્ત છે અને તે માહારાણી મ્હાલસાબાઈની માંદગીનું. તમે એમ તાર કરો કે મહારાણીને અકાલે બાળકનો જન્મ થયો છે તેથી તેઓ માંદાં છે અને બાળકનું મૃત્યુ થવાથી મહારાણીની સ્થિતિ વધારે બગડી છે. અને તેથી મહારાણીને આવી ગંભીર સ્થિતિમાં છોડીને દરબારમા આવીને મારાથી હાજરી આપી શકાશે નહીં."

મહારાજાને જાણે પોતાનો ભાર ઓછો થયો હોય એમ તેમણે આ નિમિત્તને સંમતિ આપી. પણ દાદાભાઇને એમણે પૂછયુ કે "મુબઈ સરકારે બીજો પ્રશ્ન એક માટે ઉપસ્થિત કર્યો છે તેનું શું? આ બાબતમાં હું નમતું આપવા તૈયાર નથી. એથી તે મારી મશ્કરી કરવા માગે છે." સદરહુ બાબતમાં દાદાભાઇએ મહારાજા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી. જો કે આવી જાતનું વલણ એ એક પ્રકારનું અભિમાન કહેવાય પરતુ મહારાજા તેનો વિચાર સ્વમાન અને રાજકર્તા તરીકેના દરજ્જાની દષ્ટિએ કરતા હતા. એટલે દાદાભાઇ પણ એમના વિચાર સાથે સંમત થયા કે પચાસ વર્ષ કરતાં વધારે વર્ષોથી જે પ્રથા ચાલી આવી છે તેમાં ફેરફાર કરવાની કશી આવશ્યકતા નથી. આ સબંધમાં દાદાભાઈએ મહારાજાને કહ્યું કે "આ પ્રથા જેમની તેમ ચાલુ રહે તે માટે આપણે આપણો કેસ સારી રીતે રજુ કરી શકીએ એવું છે. આ માટે હું તમને એક મેમોરીઅલ વાઈસરોયને અને બીજુ હિંદી પ્રધાનને મોકલવાની સલાહ આપું છુ." મહારાજાએ "તમારા સિવાય

એવુ મેમોરીઅલ બીજુ કોણુ ઘડી શકે? તમે આ કામ કરશો?" એમ પૂછ્યુ દાદાભાઇએ મેમોરીઅલ તૈયાર કરી દેવાની હા પાડી આ મેમોરીઅલમા ૧૮૫૭ના બળવા સુધીમા વડોદરાની સરકારે બ્રિટિશ સરકારને જે સેવા સમર્પી હતી તેનો તેમજ બળવા વખતે પણ કોઈપણ જાતના ભેદભાવ વગર જે મદદ આપી હતી તેનો ઉલ્લેખ કર્યો હતો

બ્રિટિશ સરકાર સાથેના આવા સારા અને વફાદાર સબંધોને ધ્યાનમા લઈ વડોદરા રાજ્યનુ ઘણી રીતે માન સાચવવામા આવ્યુ હતુ, તે પૈકી એક એ હતુ કે ગાયકવાડ સરકાર પોતાના દરબારમા જમણી બાજુ બેઠક લઇ શકે ૧૮૨૦ મા માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન મુબઈના ગવર્નર હતા તેણે જ્યારે વડોદરાની મુલાકાત લીધી ત્યારથી બેઠકનો આ હક ગાયકવાડ સરકાર ભોગવતા આવ્યા છે ત્યારથી બધા ગવર્નરોની મુલાકાત વખતે—જેમા ગવર્નર જનરલ લોર્ડ ડલહૌસી અને ડયુક ઓફ એડીનબરાનો પણ સમાવેશ થાય છે–હમેશા સોફા ઉપર જમણી બાજુએ પોતાની બેઠક લીધેલી છે અને જાણે રાજ્યે કાંઈક મોટો ગુન્હો કર્યો હોય તેમ ઘણા જુના વખતથી તે જે હક ભોગવતું આવ્યુ છે તે હક અત્યારે આવી રીતે શા માટે છીનવી લેવામા આવે છે? દાદાભાઈએ ૧૮૫૮ના મહારાણી વિક્ટોરીઆના ઢંઢેરામાથી નીચેના શબ્દો ટાક્યા "અમારી માફક જ અમે દેશી રાજ્યોના રાજાઓના હકો, માન, તેમજ તેમનો મોભો સાચવશુ અને તેને યોગ્ય માન આપશુ" આ જાહેરાતના વચન ઉપર મહારાજા ગાયકવાડ વિશ્વાસ રાખતા હતા, અને તેજ પ્રમાણે વાઇસરોયની શુભ નિષ્ઠામા એમને વિશ્વાસ હતો

મુબઈ સરકારે ગાયકવાડ સરકાર તરફના આ લખાણો વાઇસરોયને મોકલાવ્યા તેના ઉત્તરમા જણાવવામા આવ્યુ કે આ પ્રશ્નનો હિંદી સરકારે નિર્ણય કરી નાખ્યો હોવાથી તે પુન ઉપસ્થિત થઈ શકે નહીં હિંદી પ્રધાનને જે લખાણ કર્યુ હતુ તે એને મોકલવામાં ન આવ્યુ તેથી દાદાભાઇએ તૈયાર કરેલુ આ બીજુ મેમોરીઅલ મહારાજાએ ૧૮૭૩મા સીધુ હિંદી પ્રધાનને મોકલ્યુ પરતુ આ બાબતનો કાઇ નિકાલ આવે તે પહેલા તો વડોદરામા એવી ગભીર પરિસ્થિતિ ઉભી થઇ કે જેમા મહારાજા પોતે સંડોવાયેલા હતા

દાદાભાઇએ વાઇસરોય ઉપર મોકલવાનુ અને હિંદીપ્રધાન ઉપર મોકલવાનુ જે મેમોરીઅલ તૈયાર કર્યું તે બદલ દાદાભાઇને રૂ ૫૦૦૦૦) આપવા મહારાજાએ આજ્ઞા કરી દાદાભાઇના કામના પ્રમાણમા આ રકમ જોકે વધારે હતી પણ મહારાજાના મનમા એમ હતુ કે ઇગ્લેંડમા પોતાની વતી લડત ચલાવવામા દાદાભાઇ જેવો માણસ ઘણો ઉપયોગી થશે છતા પણ દાદાભાઇએ એ રકમ લેવાની અનિચ્છા દર્શાવી અને કહ્યુ કે —

દાદાભાઈ–સરકાર મને માફ કરો, મારી સ્થિતિ ઘણી કફોડી છે હુ હિંદુસ્થાનમા ઈસ્ટ ઈંડિયા એસોસીએશનના કામ માટે ફડ ભેગુ કરવા નીકળ્યો છુ અને તેથી આ એસોસીએશનના નિમિત્ત સિવાય બીજા કોઇ પણ નિમિતે હું કાઇ પણ રકમ લઈ શકુ નહીં

મહારાજા–આ તો માત્ર તમારા કામનું મહેતાણું છે અને મારા સલાહકાર તરીકે તમે જે કામ કર્યું તેનો આ બદલો છે

દાદાભાઈ–આપ આ પ્રમાણે કહો તે આપને છાજે છે આપની સેવા કરવામાં હું માન સમજું છુ અને મને તેથી આનદ થયો છે

મહારાજા–અર્ધું મશ્કરીમા અને ગંભીર રીતે કહેતા કહ્યુ કે–"દાદાભાઈ, એક મેમોરીઅલમા તમે મારા મોભાને ઉતારી પાડવા જેવુ કર્યું છે પણ તમે ખરેખર મારૂ જે કામ કર્યું છે તેનો બદલો આપવાનો શુ મને હક નથી મારે તમારા ઉપકારમાં શા માટે રહેવુ જોઈએ"

દાદાભાઈ–હું આપની માફી માગુ છુ મેં જે કામ કર્યું છે તે મે મારા દેશ પ્રત્યેની ફરજ બજાવી છે કારણકે હું માનું છુ કે કોઇ રાજાને

કોઇ નુકસાન થાય તે મારા દેશને નુકસાન થાય છે."

મહારાજા—દાદાભાઈ, તમારે વકીલ થવું હતું. પણ જુઓ, જેમ તમે મારા છોકરાઓનાં હિતોની અવગણના કરી શકો નહીં, તેમ તમે જ્યારે આ રકમ સ્વીકારતા નથી ત્યારે હું હુકમ કરૂં છું કે તમારા છોકરાઓના નામ ઉપર એક ટ્રસ્ટ તરીકે આ રકમ હું તમને આપું છું. હવે આગળ કાંઇ દલીલ થઇ શકશે નહીં.

દાદાભાઈ એ છેવટે મહારાજાની વાતનો સ્વીકાર કર્યો. છતાં પણ તેમના મનને શાંતિ ન હતી. ખરેખર એમને આ ઉમદા બદલો મળ્યો હતો. અને તે આ નજીવા કામ બદલ! લોકો આ માટે શું માનશે? દાદાભાઇએ પોતાના મિત્રોની સલાહ લીધી તેમણે સલાહ આપી કે પોતાના છોકરાઓ માટે આ રકમનો સ્વીકાર કરવો એમાં કાંઇ વાંધો નથી. ખરશેદજી નસરવાનજી કામાએ પણ દાદાભાઈ ને લખ્યું કે "પોતાના છોકરાઓના નામ ઉપર ટ્રસ્ટ તરીકે જે મૂકવામાં આવે તેમાં દાદાભાઈ એ વચ્ચે પડવું ન જોઇએ." ખરશેદજી શેઠે પોતાના કાગળની સાથે સોરાબજી શાપુરજી બંગાલીનો પણ અભિપ્રાય લખાવી બીડયો. છતાં પણ આ રકમનો સ્વીકાર યોગ્ય છે, કે નહીં તે વિષે તો દાદાભાઇ શંકામાં જ રહ્યા. ઇગ્લેન્ડમાંના પોતાના મિત્રોની દાદાભાઈ એ સલાહ લીધી અને તેઓને સદરહુ રકમનો દાદાભાઈ એ સ્વીકાર કરવામાં કાંઈ વાંધા જેવું નથી, એમ લાગ્યું, પણ લોકો વાતો કરશે તો, એ ભયે આ એક ખાનગી વાતને જાહેર સ્વરૂપ આપવામાં આવ્યું. અને એમ અફવા ફેલાઈ કે ગાયકવાડ સરકારના એજન્ટ તરીકે મહારાજાનો કેસ ઇગ્લેન્ડમાં લડવાનું દાદાભાઈ એ માથે લીધું છે. અને તેઓ ઇસ્ટ ઇંડિયા એસોસીએશનને પણ પ્રલોભનમાં નાંખવા માગે છે એટલુજ નહીં પણ આ એસોસીએશનના ફંડમાં બીજા રાજાઓએ પણ જે પૈસા ભર્યા હતા તેને પણ આવું સ્વરૂપ આપવામાં આવ્યું હતું. આથી ઘણા દુઃખિત થઈને પોતાના મનની શાંતિને ખાતર દાદાભાઇને એક જાહેર નિવેદન પ્રસિદ્ધ કરવાની જરૂર લાગી. અને તા. ૬–૮–૧૮૭૩ ને રોજ ભરાયેલી ઇસ્ટ ઇંડિયા એસોસીએશનની સભામાં તેમણે આ હકીકત જાહેર કરી. એ તારીખના સભાના અહેવાલમાંથી નીચેનો ફકરો આપ્યો છે એ ઉપરથી જણાશે કે દાદાભાઈ એ પોતાનો ભાર કેવી રીતે હળવો કર્યો હતો.

"હિંદુસ્તાનના રાજાઓએ આ સભાના ફંડમાં જે ફાળો આપ્યો છે તેને અંગે કાંઇ ગેરસમજણ ઉભી થઈ હોય એમ લાગે છે. એટલા માટે એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે જે રાજાઓએ આ ફાળામાં નાણાંની રકમ ભરી છે તેઓને કોઈ પણ જાતનાં વચન કે આશા આપવામાં આવેલ નથી. તે રકમ કોઈ પણ શરત કરી સ્વીકારવામાં આવી નથી. તેમજ એવુ પણ કાંઈ નથી કે ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનના પ્રયત્નથી રાજાઓને કાંઈ અંગત લાભ કરી દેવાનો હોય!" દાદાભાઈ એ સ્પષ્ટ કહ્યું હતું કે "ફાળાની આ રકમો બદલ રાજાઓની સાથે કોઈ શરતો કરવામાં આવી નથી. પરન્તુ આ એસોસીએશનના બીજા સભ્યો જેવી રીતે સભ્યો તરીકે પોતાનું વાર્ષિક લવાજમ ભરે છે અથવા ડોનેશન આપે છે તે રીતે રાજાઓએ પણ પોતાના દરજ્જાને યોગ્ય જે ફાળો આપ્યો છે તેનો સ્વીકાર કરવામાં આવ્યો છે." દાદાભાઇ ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનમાં જે સ્થાને હતા તેને અંગે તેમની કફોડી સ્થિતિ હતી અને તેથી તેમણે પ્રથમથી જ નિશ્ચય કર્યો હતો કે મહારાજા જે સ્વરૂપમાં (એમના પુત્રો માટે) પૈસા આપતા હતા તે રીતે પણ લેવા યોગ્ય નથી. આ માટે તેમણે પોતાના હિંદી મિત્રો કે જેમને દાદાભાઈ પ્રત્યે માન હતું તેઓની સલાહ લીધી તેમણે પણ કહ્યું કે જ્યારે તમારી પ્રામાણિક અને કીંમતી સેવાના બદલામાં આ રકમ આપવામાં આવે છે ત્યારે તે સ્વીકારવામાં કાંઇ વાંધા જેવું નથી. અને તે પણ તમારા પુત્રોના હિત માટે. આમ છતાં પણ દાદાભાઇએ ઈગ્લાંડના પોતાના મિત્રોને પૂછ્યું અને એમણે પણ, ઉપરના જેવો જ મત દર્શાવ્યો. આથી દાદાભાઈ ને સંતોષ ન થયો. એસોસીએશનમાં એમનું

સ્થાન એવું હતું કે કોઇના એજન્ટ તરીકે એમને ૨–૩ લાખ રૂપિયા મેળવી લેવા મુશ્કેલ ન હતું. પરન્તુ આ બનાવ પછી એમણે દૃઢ નિશ્ચય કર્યો હતો કે પોતાના ચારિત્ર્ય પરત્વે લોકોને સહજ પણ શંકા આવે એવું એક પણ કામ કરવું નહીં. એટલે જ્યારે આવાં પ્રલોભન તેમને આવતાં ત્યારે તેઓ ચોકખું કહી દેતા કે દેવ અને દ્રવ્યની સાથે સેવા થઈ શકે નહીં.

ગાયકવાડ વિરુદ્ધ, એમની ગેરવર્તણૂંક અને તેમના વહીવટને લગતા આક્ષેપોની તપાસ કરવા માટે એક કમિશન નીમવાની સાર્વભૌમસત્તાને ફરજ પડી. અને મલ્હારરાવ ગાયકવાડને પહેલી વાર વડોદરાનુ તંત્ર વ્યવસ્થિત કરવાની ફરજ પડી. આ કામ તેમની અને તેમના દીવાનોની શક્તિ બહારનું હતું. એટલે નિરાશાભર્યા વાતાવરણમાં એમની દૃષ્ટિ દાદાભાઈ ઉપર પડી. દાદાભાઈને આથી નવાઈ લાગી. વડોદરામાં મહારાજાના આશ્રયે ઘણા મલો રહેતા હતા. આ મલો શરીરકુસ્તીમાં ઘણા પ્રવીણ ગણાતા હતા. આ પ્રમાણે મલ્હારરાવના રાજ્ય દરબારમાં બુદ્ધિની કુસ્તી કરનારા પણ (ખટપટી માણસો) હતા. તેઓ વડોદરાના રાજદ્વારી ક્ષેત્રમાં પોતાની કળા અજમાવતા. આ કાબેલ બુદ્ધિમલોને દાદાભાઇ પહોંચી શકે એવા હતા કે નહીં તે હવે જોઇએ

૧૮૭૩ ની વચમાં વડોદરાનું વહીવટ તંત્ર શિથિલ થઇ ગયું હતું. મહારાજા જાણે મૂર્ખાઓના સ્વર્ગમાં રહેતા હોય એમ લાગતું હતું. મહારાજાનાં માણસો રાજ્યની ખરી સ્થિતિથી એમને અજાણ રાખતા હતા. અને પોતાને મસ્તકે આફતનું જે વાદળ લટકી રહ્યું હતું તેનાં ચિહ્નો જોવાને સ્વને એ તોફાનનો અવાજ સાંભળવાને મહારાજાને જાણે આખ કાન ન હતા.

મુંબઇના ગવર્નર તરીકે સર ફીલીપ વૂડ હાઉસ આવ્યા કે તુરત મુંબઈ સરકારની બીનદરમિયાનગીરીની નીતિમાં ફેરફાર થયો. ૧૮૦૨ થી અત્યાર સુધી ગાયકવાડને એવી ખાત્રી આપવામાં આવી હતી કે જે પ્રદેશો ઉપર તેઓ આધિપત્ય ભોગવતા હતા તેના આંતરવહીવટમાં બ્રિટિશ સરકાર દખલગીરી નહીં કરે. આ જો કે ખરૂં હતું પરંતુ તેની સાથે સરકારે એવી પણ આશા રાખી હતી કે રાજ્યના ગંભીર પ્રકારના ગેરવહીવટમાં મહારાજાએ બ્રિટિશ સરકારની સલાહ સાંભળવી જોઇએ. આ ધોરણ લક્ષમાં રાખી કર્નલ ફેરને વડોદરાનો રેસીડેન્ટ નીમવામાં આવ્યો અને તેને એવી સૂચના કરવામાં આવી કે તેણે મહારાજાને એવી સલાહ આપવી કે રાજ્યમાં જે જુલમ ચાલે છે તેનો તુરત અંત લાવવો. મુંબઇ સરકારે હિંદી સરકારને આ સંબંધમાં જે કાગળો લખ્યા હતા તે પૈકી એક કાગળનો શરૂઆતનો ભાગ આ પ્રમાણે હતો.

" આ સાથે સામેલ રાખવામાં આવેલ રેસીડેન્ટના કાગળ માર્ફત અમુક બાબતો અમારી જાણમાં આવી છે. અને જો તે સંબંધી તપાસ કરવામાં આવશે તો રાજ્યમાં ઘણો જુલમ પ્રવર્તી રહ્યો છે તે સાબીત થશે. રાજ્યના હોદ્દાઓ વેચીને, રાજ્યના અમુક પ્રધાનો અને અધિકારીઓ લાંચ લે છે. સ્ત્રીઓને લૂંટવામાં આવે છે. તેમને બલાત્કારથી લઇ જવામાં આવે છે. એમને ઘરની ગુલામડીઓ તરીકે રાખવામાં આવે છે. ભૂતકાળનો ઇતિહાસ દગાફટકા, જોરજુલમ અને લાંચરૂશ્વતથી ભરેલો છે. જોકે આ બાબતમાં કોઈ વખત થોડી મુદત સુધી નમતું મૂકવામાં આવ્યું હોય તો તે એટલા જ હેતુથી ફરી એ પ્રમાણેની જૂની પ્રથાઓ ચાલુ રાખી શકાય."

રાજ્યના આવા અસાધારણ સંયોગોમાં મુંબઇ સરકારે, હિંદી સરકાર પાસે રાજ્યના સરસુબાઓને અને તેઓના આસિસ્ટંટોને નોકરીમાંથી એકદમ સસ્પેંડ કરવામાં આવે એ જાતની સત્તા રેસીડેન્ટને આપવાની સત્તા માટે માગણી કરી હતી. આ અધિકારીઓને સસ્પેંડ કરવાની ખાસ જરૂર હતી કારણકે મુંબઈ સરકારે રાજ્યના ગેરવહીવટને અંગે તપાસ કરવા તેમજ મહેસુલીખાતાના અંધેરની તપાસ કરવા એક બ્રિટીશ કમીશન નીમવાની માગણી કરી હતી. કમીશન નીમવાની સત્તા મુંબઈ સરકારને

આપવામાં આવી. અને હિંદી સરકારના કમીશન નીમવાના હુકમનો અમલ મોકુફ રહે એવી મલ્હારરાવે વિનતિ કરી અને કહ્યું કે "મારા રાજ્ય વહીવટમાં દરમિયાનગીરી કર્યા કરતાં, આવું કમીશન નીમાવાથી મારૂં વધારે અપમાન થશે." આના જવાબમાં મલ્હારરાવને કહેવામાં આવ્યું કે "કમીશન નીમવાની પાછળ સરકારનો જે હેતુ છે તેની જરૂરીઆત એટલી બધી છે કે કમીશનને જે ફરજ અદા કરવાની છે તેને અંગેની કાર્યવાહી કમીશને તત્કાળ શરૂ કરી દેવી જોઇએ.

સ્પષ્ટ છે, કે ઉપરના પ્રતિઉત્તરનો ધ્વનિ મહારાજા માટે અનિષ્ટનો સૂચક હતો. મહારાજા એકદમ ઠંડાગાર બની ગયા. અને કોઇક સારા, સ્વતંત્ર તથા હોશિઆર દીવાનની હવે રાજ્યમાં જરૂર છે એમ એમને લાગવા માંડયું. આ માટે દાદાભાઇને લખવામાં આવ્યું. દાદાભાઈનું નામ પ્રથમ પણ મહારાજાને સૂચવવામાં આવ્યું હતું. ખરશેદજી નસરવાનજી કામાએ આ બાબત વિષે દાદાભાઇને લખ્યું હતું કે "મલ્હારરાવ ગાયકવાડે પ્રતિષ્ઠિત માણસો સાથે વાત કરી હતી. અને તમારા વિષે તેઓને ઉચ્ચમત છે. તેઓ માને છે કે તમે જો રાજ્યના દીવાન થાઓ તો તે ઉભયને પરસ્પર લાભપ્રદ છે. એટલું જ નહીં પણ બ્રિટિશ સરકાર સાથેના વડોદરા રાજ્યના મૈત્રી સંબંધો બાંધવામા તમે સહાયભૂત થઈ પડશો." મલ્હારરાવનું રાજ્યસિંહાસન અત્યારે ડગુમગુ થઈ રહ્યું હતું. આ રીતે છેક છેલ્લી ઘડીએ દાદાભાઇને આમંત્રણ આપવામાં આવ્યું તેથી દાદાભાઈના મનમાં, દીવાનની જગ્યા સ્વીકારવી કે કેમ તે વિષે સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. આમ થવાનું કારણ એમને પોતાને કાંઇ ભય હતો એવું ન હતું પરંતુ જો આવી મોટી જગ્યા સ્વીકારવામાં આવશે તો લોકો એમને કહેશે કે દાદાભાઈ બહુ મહત્વાકાંક્ષી છે, એ હતું. દાદાભાઇએ વિલાયતમાં સર બાર્ટલી ફ્રીઅર, સર ઇરસ્કીન પેરીની સલાહ લીધી. સર બાર્ટલીએ તો એમને કહ્યું કે "તમે વડોદરાના દીવાનનો હોદ્દો સ્વીકારવાથી એક ઘણું મુશ્કેલ કાર્ય હાથ ધરશો." દાદાભાઇએ સર ઇરસ્કીનના અભિપ્રાયની રાહ જોઈ. દરમિયાન મુંબઇથી એવા ખબર આવ્યા કે પોતે દીવાન નીમાય તે વિરૂદ્ધ અમુક માણસો ન્યુસપેપરો દ્વારા ખૂબ ખટપટ ચલાવી રહ્યા છે. મહારાજાના અંગત માણસો તો દાદાભાઇની નીમણુકનો વિરોધ કરે એ સ્વાભાવિક છે, પણ રેસીડેન્ટનો પણ આ નીમણુંક સામે વિરોધ હતો. મૂળથી જ બ્રિટિશ રેસીડન્સી સર્વ સત્તાધીશ જેવી હતી. એટલે મહારાજાએ પસંદ કરેલા દીવાનનો સ્વીકાર કરવો કે નહીં તે તેની ઇચ્છાની વાત હતી. દાદાભાઈની દીવાન તરીકેની પસંદગીની સામે કર્નલ ફેરને એટલો ભારે વિરોધ હતો કે પેપરોમાં પણ એવા અહેવાલો આવ્યા હતા કે દાદાભાઈની નીમણુકને બ્રિટિશ સરકાર કબૂલ નહીં રાખે ૧૮૭૩ના ૩૧મી ઓકટોબરના "ટાઇમ્સ ઓફ ઇંડિયા"ના અંકમાં "ઇંદુપ્રકાશ" માંથી નીચેની મતલબનું લખાણ લઇ પ્રસિદ્ધ કરવામા આવ્યુ હતું. "અમારા જાણવામાં આવ્યું છે કે દાદાભાઇ દીવાનપદે આવે તે સામે કર્નલ ફેરનો વિરોધ છે. અને દાદાભાઇને મહારાજાએ દીવાન તરીકે બોલાવ્યા છે તેથી કર્નલ ફેર મહારાજા ઉપર પણ ગુસ્સે થયા છે. અને અમને ખબર મળ્યા છે તે મુજબ એણે મહારાજાને ત્યાં સુધી કહ્યું છે કે દાદાભાઇને તે વડોદરામાં દાખલ થવા નહીં દે. અને જો અહેવાલ ખરો હોય તો તેણે આ બાબત પરત્વે મુંબઇ સરકારને પણ લખ્યું છે." આ સંબંધી ટીકા કરતાં "ટાઇમ્સ ઓફ ઇંડિયા"ના તંત્રીએ લખ્યું હતું કે "આ બધું સંયોગવશાત છે, છતાં પણ આ પ્રશ્ન પરત્વે રેસીડેન્ટની એવી કફોડી સ્થિતિ જણાવવામાં આવે છે, કે ઉપરોક્ત હકીકતમાં શું ખરૂં છે તે તપાસવું જોઇએ. ઉપરની હકીકત ખરી છે એમ જો કહેવામાં આવે તો તેના ઉપર માત્ર એટલી જ ટીકા કરવી બસ છે કે હાલના બનાવોના ભારથી એક બહાદુર રાજદ્વારી વ્યક્તિએ પોતાના મનનું સમતોલપણું ગુમાવ્યુ છે."

પોતાની સત્તાના ક્ષેત્ર બહાર જનાર એક રાજદ્વારી અધિકારીને માટે આવી સખત ભાષા યોગ્ય હતી.

આ છાપાએ, દાદાભાઈની મલાહ મલ્હારરાવ લેવા માગે છે તેને આવકારપ્રદ લેખી હતી દાદાભાઈના રાજદ્વારી વિચારો સાથે આ છાપુ સમત ન હતુ છતા દાદાભાઈ મહાન્ સિદ્ધાતવાદી અને કુશળ રાજદ્વારી પુરૂષ છે, એ વાતનો સ્વીકાર કર્યો હતો દાદાભાઇના વિરોધીઓ તેમની આ નીમણુક વિરૂદ્ધ એવુ પ્રચારકામ કરી રહ્યા હતા કે 'દાદાભાઇને એવો શુ વહીવટી અનુભવ છે કે જેને માટે તેઓ અભિમાન ધરાવી શકે? શુ મહારાજાના મનમા એવો તુક્કો આવ્યો કે દાદાભાઈની પ્રાઈવેટ હોલમા લાગવગ પહોચશે એટલા માટે એમણે છ હજાર માઇલ દૂર સલાહકાર મેળવવા નજર દોડાવી?' કેટલાક ટીકાકારો એમ પણ કહેતા હતા કે "રાજદ્વારી ચળવળ કરનાર વ્યક્તિ દીવાનપદને માટે શુ યોગ્ય હોઈ શકે?" તા ૧૨-૧-૧૮૭૪ને રોજ ગોરાભજી શાપુરજી બગાલીએ દાદાભાઇને લખેલા એક પત્રમા એક બ્રિટિશ સીવીલીયન અધિકારીનું નામ જણાવ્યુ હતુ, અને તેના વિષે તેઓને એમ માનવાના કારણ મળ્યા હતા કે દાદાભાઇની નીમણૂંક વિરૂદ્ધ "બોમ્બે ગેઝેટ" મા તેણે પત્રો લખ્યા હતા. અને વિશેષમા સોરાબજી શેઠે લખ્યુ હતું કે "કદાચ તેઓ દાદાભાઈ ઉપર વડોદરામા આખ રાખે!"

ઈંગ્લેંડમા જ્યારે દાદાભાઇએ સાભળ્યુ કે વડોદરામા અને તેની બહાર પોતાની વિરૂદ્ધ તોફાન ચાલી રહ્યુ છે ત્યારે તેમણે એ બધી હકીકત સર ઈર્સ્કીનને જણાવી જેથી સર ઇર્સ્કીન દાદાભાઇને મોકર સલાહ આપ્યા પહેલા બધા દૃષ્ટિબિંદુનો વિચાર કરે પરતુ સર ઇર્સ્કીના જવાબથી સમગ્ર પરિસ્થિતિ ફેરવાઇ ગઈ તેણે દાદાભાઇને પત્ર લખી જણાવ્યુ કે

"તમે વડોદરાના દીવાન તરીકે જાઓ છો, તે સામે વિરોધ કરવામા આવે છે એ સાભળીને મને ઘણી દિલગીરી થઈ છે તમારા અગત હિતની ખાતર તો મેં તમને દીવાનપણાનો અસ્વીકાર કરવાનુ લખ્યુ હોત. પણ હું ધારુ છુ કે સારા વહીવટ માટે ગાયકવાડ તેમજ બ્રિટિશના હિત માટે તમારા કરતા બીજો શ્રેષ્ઠ માણસ પસદ ન થઇ શકયો હોત. ટપાલના કાગળો નીકળી જાય તે પહેલા તમારા પત્રનો જવાબ આપી શકુ એટલા માટે આ કાગળ ઘણી ઉતાવળમા તમને લખુ છુ વિશેષમા સર બાર્ટલી સાથે પણ મેં વાત કરી જોઈ છે, અને અમે બને પરસ્પર સમત થયાં છીએ"

આ કાગળથી દાદાભાઈ ને જે હીંમતની જરૂર હતી તે હીંમત આવી ગઇ સમગ્ર પરિસ્થિતિનો એમને ખ્યાલ આવી શકયો એમને લાગ્યુ કે બ્રિટિશ હિંદના ઉચ્ચ નૈતિક બળવાળા અને ઉચ્ચ કેળવણી લીધી હોય એવા માણસોને તક આપવી જોઈએ, જેથી તેઓ સારો વહીવટ ચલાવવામા ઉપયોગી થાય અને જ્યારે આવી તક તેઓને એક દેશી રાજ્યમા મળતી હોય ત્યારે તેમણે શા માટે ના પાડવી? જો કે એક વર્ગ તરીકે રાજાઓ અસ્થિર મનના ગણાય છે છતા દાદાભાઇના વખતમા તો વિશેષ અસ્થિર હશે, એટલે એક સવારે ઉઠીને મલ્હારરાવ પોતાને નીચે પ્રમાણે કહે તો કાંઈ આશ્ચર્ય નહીં એમ દાદાભાઈ ને લાગ્યુ અને તે એ રીતે કે—

"વ્હાલા દાદાભાઈ સાહેબ, તમારી દીવાનગીરીમાં હું એક ઉપયોગી પાઠ શીખ્યો અને તે એ કે સમાનશીલ માણસો જ ભેગા રહી શકે તમે તો નવુ સ્વર્ગ અને પૃથ્વી બનાવવાના ઉત્સાહમા એટલા બધા ઉચે જતા રહ્યા છો કે હું તમારી પાછળ રહી જાઉં છુ અને તમારી પ્રગતિની વચ્ચે આવુ છુ તથા તમારા માર્ગમા અવરોધ કરૂં છુ એટલે સારામા સારો માર્ગ તો એ છે કે આ દુખમય જગતમા મને એમનો એમ રહેવા દો મારા સાળા નાના સાહેબ દીવાન તરીકે જો રહેશે તો અમે બને સાથે ચાલી શકશુ તમે એમને એમ ઉચે ને ઉચે ઉડયા કરો આ તમારી લડન જવાનો પેસેજ!"

આ સ્થિતિ માટે દાદાભાઇ તૈયાર હતા તેઓ એમ પણ જાણતા હતા કે વડોદરામા ભાગ્યે જ કોઈ એવો દીવાન આવ્યા હશે કે જેને મહારાજાની મરજીથી કે બ્રિટિશ સરકારની ઇચ્છાથી ઘેર જવુ

ન પડ્યું હોય! તેઓ બરાબર જાણતા હતા કે આ અને આવી બીજી કેટલીક બાબતો એવી છે કે એનો વિચાર કરતાં દાદાભાઈ, વડોદરા જવાનું ઇષ્ટ ન ગણે પરન્તુ તેમના મનનું ધ્યેય એક જ હતું. અને તે એ કે વડોદરામાં સુવ્યવસ્થિત તંત્ર સ્થપાય અર્થાત સુરાજ્ય સ્થાપવાના કાર્યમાં પોતે કાંઈક અંશે પણ મદદરૂપ થઈ પડે, એટલા માટે એમને આમંત્રણ હતું. એમને લાગ્યું કે આ કાર્ય કરવામાં માત્ર મહારાજાનો વિશ્વાસ અને સહકાર જરૂરનો છે. જ્યાં સુધી આ બે વસ્તુઓ એમને મળ્યા કરશે ત્યાં સુધી તેઓ વડોદરા અને વડોદરા રાજ્યની પ્રજાને માટે પોતાનાથી બનતું બધું કરશે. પરન્તુ જ્યારે તેઓ મહારાજાનો વિશ્વાસ અને સહકાર ખોઈ બેસશે ત્યારે એક મિનિટ પણ વડોદરામાં ઉભા નહીં રહે. અર્થાત્ ખરાબ કે સારા માટે પણ દાદાભાઈએ એકદમ નિશ્ચય કરી નાંખ્યો અને વડોદરા જવા રવાના થયા.

( અપૂર્ણ )

---

# એક દૃષ્ટાંત

## ( મળેલું )

( ખાસ કરીને રજવાડાંઓમા અમલદારોની નીમણુકો કરવામા આવે છે ત્યારે ઘણી વખત વગને લીધે કે નરેશોના અમુક અમુક વિષયના શોખને લીધે, તેમજ અન્ય કારણે લાયકની, લાયક જગ્યાએ નીમણુકો થઇ શકતી નથી. અને કુપાત્રે દાન જેવું થાય છે. અને ઘણી વખત પોતાનામા યોગ્યતા ન હોય એવા લોકોને સારી જગ્યા માટે પોતે લાયક છે એવી ભ્રાન્તિ રહ્યા કરે એમ પણ બનતુ જોવામા આવે છે. આનો અર્થ એમ નથી કે હમેશા અયોગ્ય લોકોથી જ જગ્યાઓ પૂરવામા આવે છે અથવા જેઓને સારી જગ્યા નથી મળી શકતી તે બધા તે જગ્યા માટે અયોગ્ય જ હોય છે. આ નીચે અમેરીકાના પ્રેસીડેન્ડ અબ્રાહમ લીંકનના સમયની જે દૃષ્ટાતવાર્તા લખવામા આવેલી છે તે તો ફક્ત રમુજની સાથે આવી બાબતોમા બોધ મળે તે હેતુથી જેવી સાભળી છે, તેવી લખવામા આવી છે. )

---

અમેરિકાના પ્રેસિડેન્ટ અબ્રાહમ લીંકન પાસે એક બર્ક નામનો નોકર હતો. ઘણો વફાદાર નોકર, લીંકનની સેવા કરવી એ જ પોતાનો ધર્મ માનતો અને કોઈ પણ જાતના પુરસ્કાર વિના એ જ કાર્યમાં મચ્યો રહેતો. એના જીવનની જાણે એ જ એક માત્ર સિદ્ધિ હતી. અને એની સાધનામાં પૂરા પંદર વર્ષથી એ એક ધૂનિ માણસની જેમ મડ્યો રહ્યો હતો. છતાંય મનુષ્યસ્વભાવને સહજ એવી એકાદ રાગની લાગણી તેના અંતરમા ઊંડે ઊંડે પ્રસરી રહી હતી. પુરસ્કાર પામવાની લેશ પણ ઇચ્છા ન હોવા છતાં પણ એક વસ્તુનો મોહ તો એને જરૂર હતો અને તે એ કે કોઈ ધન્ય પળે લીંકનની કૃપાદૃષ્ટિ તેના ઉપર ઉતરે, ત્યારે એક વસ્તુ માગી લેવી. એક નાની સરખી નોકરી. રાજસત્તાના એક નાના એવા અંગભૂત થવાની તેની મહત્વાકાંક્ષા, ઘણું મથન કર્યા છતાં પણ તે દબાવી શકતો ન હતો.

અને એક દિવસ એ ધન્ય ઘડી આવી પહોંચી. લીંકન તેની સેવાથી ખૂબ જ પ્રસન્ન થયો હતો. એણે એ પ્રસન્નતા બર્ક પાસે શબ્દોમાં વ્યક્ત કરી. પોતાના ભાગ્યનું જાણે પાંદડું એકાએક ખસી ગયું હોય એમ બર્ક પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો. તેની સાધનાનું ફળ મેળવવાનો મહામૂલો પ્રસંગ આવી પહોંચ્યો હતો. તે નતમુખે લીંકનના પગમાં ઢળી પડ્યો અને એની કદમબોસી કરતો બોલ્યોઃ "જો આપ મારા પર પ્રસન્ન થયા જ હો તો—."

"તે" લીંકને તેને ઊભો કર્યો અને બર્કની ઇચ્છા જાણવા તેના મુખ સામું જોઈ રહ્યો.

"તો મને એક નાની સરખી નોકરી........."

તે આગળ બોલી શક્યો નહીં

"નોકરી!" લીંકન ક્યાંય સુધી બર્કની સામુ મીટ માંડી રહ્યો બર્કને એમ થઇ આવ્યુ કે જાણે પોતે મહા અપરાધ કર્યો છે તેની નજર પૃથ્વીના હૈયામા પ્રવેશવા મથી રહી હતી.

ઉત્તરે લીંકન બોલ્યોઃ "નોકરી! નોકરી તો હુ આપી શકુ એમ મને લાગતું નથી– પરંતુ તે મારી જે પ્રકારે સેવા કરી છે તેના બદલા તરીકે હું તને એક વાત કહું. જો સાભળવી હોય તો!"

'ભલે" બર્કને થયુ કે વાત સાભળવાથી તેને ખાસ ગેરલાભ તો હતો જ નહીં

"અગાઉ મોગલ જમાનામા એક બાદશાહ થઈ ગયો, એને શિકારનો બહુ શોખ હતો રાત્રિ દિવસ શિકારની જ વાતનુ રટણ, શિકારની વાત સિવાયની બીજી બધી બાબતો એને ગૌણ લાગતી, એટલે રાજ્યકારભાર પણ વજીર કહે તેમજ ચલાવતો શિકારના આ અતિશય શોખને લીધે એણે રાજ્યમા એક હકીમની જગા કાઢેલી અને એ જગ્યાનું મહત્વ એટલુ બધું રાખેલું કે દરબારમા પહેલી ખુરશી આ હકીમની પડે જો કે હકીમને કામ કરવાનુ તો એટલુ જ હતું કે આકાશના તારાઓ, રમલ, વગેરે જોઇને અને ગણિત કરીને બાદશાહને જોઈ આપવુ કે વરસાદ ક્યારે આવવાનો છે જો વરસાદ નથી આવવાનો એમ નીકળે તો બાદશાહની સવારી શિકારે જાય અને આવવાનો છે એમ નીકળે તો ન જાય આ પ્રમાણે ક્રમ ચાલતો, તેમા એક દિવસ બાદશાહને શિકારે જવાનુ મન થઈ આવ્યુ અને જોષ જોવરાવવા માટે હકીમને બોલાવ્યા હકીમ સાહેબ તુરતજ હાજર થયા અને આકાશના તારાઓ તથા રમલ વગેરે જોઇને ગણિત કરી, કહ્યુ કે, "બાદશાહ સલામતની સવારી ખુશીથી શિકારે પધારે, કારણ કે એક મહીના દિવસ સુધી વરસાદ આવે એવો યોગ નથી એમ મારા ગણિતમાથી નીકળે છે." બાદશાહ તો આ સાભળી બહુ જ ખુશી થયા અને તરત જ શિકાર પાર્ટીને તૈયાર કરાવી, શિકારે ઉપડી ગયા ગામનું પાદર વટાવી, ચાર પાચ ગાઉ દૂર સવારી જતા આવી હશે ત્યા સવારીને એ ગામના એક કુંભારે જોઈ.

આ કુભાર પોતાના ગધેડા સાથે માટી લેવા ગયો હતો ત્યા વરસાદ તૂટી પડશે એવી દહેશત લાગવાથી પોતાના અને પોતાના માલના રક્ષણ માટે ઉતાવળી ચાલે પોતાના ઘર ભેગો થવા જતો હતો પણ તેણે જ્યારે બાદશાહ સલામતની શિકાર સવારી જોઇ ત્યારે એ સવારીના લોકોને વરસાદથી હેરાન થવાની ધાસ્તી નહી હોય એમ તેને લાગ્યુ કુભારને તો વરસાદ આવવાનો જ છે એવી મનમા ખાત્રી હતી એટલે તેણે સવારીના કોઈ માણસ જોડે વાત શરૂ કરી.

"આ રસાલો ક્યા જવાનો છે?"

"શિકારે"

"આટલા થોડા વખત માટે આટલો સરંજામ કેમ રાખ્યો હશે"?

'બાદશાહ સલામત એક મહિના સુધી શિકાર ખેલવાના છે માટે"

"તો મારૂ ગરીબનું કહેવુ માનો અને હમણા જ પાછા ફરો કેમકે અરધી કલાકમાં વરસાદ તૂટી પડશે અને તમે બધા હેરાન થઇ જશો"

"કુભાર કોને કહે! તને ખબર નથી કે ખુદ મોટા હકીમ સાહેબે ગણત્રી કરીને કહ્યુ છે કે એક મહિના સુધી વરસાદ થવાનો નથી આકાશ સામે જો તેમા એકેય વાદળું નથી માટે તારે પણ પાછુ આવવુ હોય તો ચાલ"

"માફ કરો મહેરબાન, વરસાદ ન આવે તો કાંઈ નહીં પણ જો આવે તો મારા માલનું શુ થાય એ દહેશત મને મોટી છે, માટે હુ રજા લઇશ" એમ કહી તે પોતાને રસ્તે પડ્યો

એનેકાક એવો બન્યો કે બાદશાહની સવારી જ્યા મજલ બે મજલ દૂર પહોંચી નહીં ત્યા તો આકાશ વાદળાથી ઘેરાઇ ગયુ, પવન સુસવાટાથી ફુંકાવા લાગ્યો, ગાજવીજ થવા લાગી અને તોફાન સાથે મુશળધાર વરસાદ તૂટી પડ્યો. માણસો બધા

વરસાદની દહેશત વિના નીકળ્યા હતા એટલે તેમને વરસાદથી ઘણી હેરાનગતી થઈ અને બાદશાહને શિકારનો મોકો ચાલ્યો જવાથી ઘણોજ ગુસ્સો ચઢયો અને તે બધો ગુસ્સો બાદશાહે હકીમ ઉપર ઠાલવ્યો

મહેલમા આવતા જ બાદશાહે હકીમને બોલાવ્યા અને હકીમ આવ્યા તેવુ જ કહ્યુ "શુ તમે જોષ જોઈ દીધો? એક મહીનો તો ઘેર ગયો પણ આ તો એક બે કલાકમા જ વરસાદ તૂટી પડયો, અમે બધા તમારા જોષને ભરોસે નીકળ્યા અને હેરાન થઇ ગયા તમારો તે બાબતમા શો ખુલાસો છે?"

હકીમે નમ્રતાથી હુકમ આપ્યો કે, "જહાપનાહ મે આપને જે કહ્યુ હતુ તે આકાશના તારાઓ વગેરે ઉપરથી ગણિત કરીને જે દેખાયુ તે કહ્યુ હતુ પણ વરસાદનુ આવવુ ન આવવુ તે ખુદાના હાથમા છે હુ કાઈ ખુદા નથી જો ઇન્સાનનુ કહેલુ બધુ સાચુ જ પડતુ હોય તો ઇન્સાનને જ લોકો ખુદા કહે ખુદાને ખુદા ન કહે"

આ વાતથી બાદશાહનો ગુસ્સો કાઇક નરમ પડયો પરન્તુ આવે વખતે ઘણીવાર બને છે, તેમ બાદશાહના કોઈ પાસવાને તેમની આગળ કુંભારના મળવાની અને તેણે વરસાદની આગાહી કરેલી હોવાની વાત કરી એટલે બાદશાહનો ગુસ્સો ઓર વધી ગયો તેમણે હકીમને તરત બરતરફ કર્યો અને તેની જગ્યાએ નવી નીમણૂક કરવાના હેતુથી કુંભારને બોલાવી હકીમની જગા તેને આપી

જ્યારે કુંભારને માલુમ પડયુ કે કયા કારણે તેને આ જગા મળી છે અને તેને શુ કામ કરવાનુ છે ત્યારે તેણે બાદશાહને અરજ ગુજારી કે, "બંદે નવાજ! હુ વરસાદની બાબતમા કાઇ જ જાણતો નથી તેમ મારા બાપદાદાઓ પણ એવી કોઈ વિદ્યા ભણ્યા નહોતા" બાદશાહને આથી કુતૂહલ ઉપજ્યુ અને પોતાની સવારી નીકળતી વખતે વરસાદ આવશે તેની આગાહી તે શી રીત કરી શક્યો તેનો ખુલાસો પૂછયો કુંભારે ઉત્તર આપ્યો કે "ગરીબ પરવર અમે ઘણા વર્ષોથી જોતા આવ્યા છીએ કે વરસાદ આવવાનો હોય છે ત્યારે મારો ગધેડો તેના કાન નીચા નમાવી દે છે, તેમજ જ્યારે તે તેના કાન એ પ્રમાણે નીચા કરે છે ત્યારે થોડા વખતમા વરસાદ જરૂર આવે છે એમ અમારો અનુભવ છે જ્યારે આપ નામદારની સવારી નીકળી તે વખતે પણ મારા ગધેડાએ કાન નીચા કરેલા તે ઉપરથી વરસાદ આવશે એમ મેં કહ્યુ હતુ"

બાદશાહને આથી અજાયબી અને આનંદ થયો તેને લાગ્યુ કે હકીમની જગ્યાએ તો જે હવામાનની આગાહી બરાબર કરી શકે એવાની જ નીમણુક થવી જોઈએ એટલે તેમણે હકીમની ખાલી પડેલી એ મહત્વની જગ્યા ઉપર કુંભારને બદલે ગધેડાની નિમણુક કરી.

વિકને બર્કને કહ્યુ કે જ આ વાર્તા અહીં પૂરી થાય છે, હકીમની પહેલી ખુરસી ઉપર બાદશાહના દરબારમા એ ગધેડો શી રીતે બેઠો, અને તેની એ નીમણુક દરમીઆન તેણે કેટલીવાર કાન નીચા કર્યા એ ઇતિહાસ લખાયો નથી તેમજ બાદશાહે હકીમને બરતરફ કર્યો અને તેની જગ્યાએ ગધેડાને નીમ્યો તે સારુ કર્યુ કે નહીં અથવા તે બાદશાહને છાજે તેવુ હતુ કે નહીં તેની ચર્ચા કોઇ ફિલસુફે કરી નથી તે તો જેમ બનવાનુ હતુ તેમ બન્યુ પણ એ પ્રખ્યાત નિમણુક પછી દુનિયાના રાજ્યોમા રહેતા દરેક ગધેડાને એમ થવા માડયુ કે મહત્વની જગાઓ તો કેવળ તેમને જ મળવી જોઈએ અને આવી રીતે અગાઉના દાખલા ઉપરથી કોઇ કોઈ જગ્યાઓએ ગધેડાઓની નીમણુકો થઇ છે તેની હુ ના પાડી શકતો નથી, પરન્તુ એ લોકોની કોટિમા તને મૂકવાનુ મને મન થતુ નથી એટલે તારુ હુ કાઈ કરી શકુ એમ નથી"

આનો ઉત્તર બર્કે શો વાળ્યો અથવા ત્યારપછી બર્કનુ શુ થયુ તે જાણવામા નથી એટલે અત્રે તે લખવામા આવેલ નથી

ઇતિ અલમ્

# પૂજ્ય સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીજીની

## વસુલાત ખાતાના અધિકારી તરીકે કરેલી મુસાફરીની હકીકત.

[ ગતાંક પૃ. ૧૩૨ થી ]

તલાજામાં બીજે દિવસે તા. ૧૪ મીની સવારે થાણા કચેરીની તપાસણી શરૂ કરવામાં આવી હતી. કચેરીમાં, મહુવાવાળા રણછોડદાસ ગાંધી કે જેઓ ભાવનગર પ્રજાપરિષદના પ્રમુખ હતા. તેઓ મળવા પધાર્યા હતા. વળતે દિવસે એમની આ મુલાકાતનો અહેવાલ વર્તમાનપત્રોમાં પણ પ્રકટ થયો હતો. થાણાની કચેરીનું તુમારી કામ તપાસી તળાજાના વહોરાઓની મસ્જીદને અંગે પ્રકરણ ઉપસ્થિત થયેલું હોવાથી સદરહુ મસ્જીદ જોવા ગયા હતા. અને મસીદમાં બધે ફર્યા હતા.

કચેરીના કામકાજ દરમિયાન ત્યાંના કારકુનો પ્રોવીડન્ટ ફંડની યોજનાની અને પોતાના પગારનો સ્કેલ વધારવાની માગણી કરવા આવ્યા હતા. એમને કહ્યું હતું કે "જે લોકો અરજો કરે તેનો હું વિચાર કરીશ, એમ કહેવાનો મારો સ્વભાવ નથી. પરન્તુ શક્ય હોય એવું હું તુરત જ કરી નાંખું છું. પરન્તુ અત્યારે તો હું ખેડૂતોના કામ માટે નીકળ્યો છું. એટલે બીજી વખત જ્યારે આવું ત્યારે તમે મને મળજો."

તળાજા કચેરીની તપાસણી દરમ્યાન તેમજ ગામનું મહાજન કચેરીમાં મળવા આવ્યું ત્યારે કેટલાક સ્થાનિક પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી હતી.

(૧) જુવાનસિંહજી વાળાં મા સાહેબના દેવળીયા અને ધાટડવાળી બન્ને ગામોના ખેડૂતોના કરજનું નિવારણ કરવાની તેઓની માગણી ઉપરથી પ્રબંધ કરવાનું ઠરાવવામાં આવ્યું અને તેનો નિકાલ આ મહાલમાં જેમણે કામ કર્યું હોય તેગની પાસે કામ કરાવવો જોઈએ. થાણદારે એક ગામનું પત્રક કર્યું છે બીજાનું બાકી છે તે તુરત કરાવી નાંખવાનું કહેવામાં આવ્યું સત્તાણુંની સાલમાં એ ગામ રાજ્યમાં ભળ્યાં છે.

(૨) ગ્રામ્ય પચાયતના વહીવટમાં બહારનાં માણસો આવી દખલગીરી કરે છે એ સબંધમાં કહેવામાં આવતાં ,"ગ્રામ્ય પંચાયત જો બહારના માણસોની સલાહથી તોફાની પ્રવૃત્તિ કરે તો તે ગામમાં ગ્રામ્ય પંચાયત બંધ કરી, તેજ ગામનો એક થાણદાર નીમવો. એટલે ગામના લોકો સમજી જશે. બે ચાર થાણદારો આ રીતે નીમવાથી દરબારને ખોટ નહીં આવે પરંતુ દાખલો સારો બેસી જશે.

(૩) જે લોકોને લાગતું હોય કે જમીનનું મહેસુલ વધારે પડતું છે તો જેમને તે પ્રમાણે લાગે તેમણે પોતાની જમીનનાં રાજીનામાં આપી દેવાં એ યોગ્ય છે.

(૪) ખેડૂતોના કરજ સબંધી દરેક વહીવટદારે કેટલી કાળજી રાખવી જોઇએ તે સબંધી સૂચના આપતાં એમણે કહ્યું કે "કરજ નિવારણની મારી યોજના એવી છે. કે જો તે અમલમાં આવે તો ગામડાંઓ બહારની ખોટી દખલગીરીથી મુક્ત રહે. બન્ને આસિસ્ટંટો અને વહીવટદારોએ એ અમલમાં મૂકવા જેવી છે. છતાં જો તે અશક્ય હોય તો તમારે મને કહેવું કે જેથી આખો હિંદુસ્તાન ખાડામાં ન પડે. હું બધાને કહીશ કે યોજના પ્રમાણે મેં કામ કર્યું છે પણ ખેડૂતોનું માનસ એવું છે, કે જે સુધરી શકે

એવું નથી. માટે મારા આ ઉપાય સિવાય તમારે બીજા ઉપાયો કરવા, હોય તો કરજો. પણ આ ઉપાય તો નિષ્ફળ ગયો છે. આ સવાલ આખા દેશનો છે અને તેમાં દેશનું હિત છે.

(૫) જમીન વેચાણના કેસોમાં વસુલાતીખાતું જમીન વેચવાનો હક આપે છે. અને તેને અંગે વેચાણની બધી ક્રિયા થાય છે. પરંતુ વેચાણનું નક્કી થઈ ગયા પછી કેટલીક વખત વેચનાર છેવટે ફરી બેસે છે, વેચનારે રૂપીઆ પણ લઈ લીધા હોય છે, પરંતુ લેનારને જમીનનો કબજો આપવાની રેવન્યુ ખાતાને કાંઈ સત્તા નથી. આ સંબંધી કોઈ રસ્તો કાઢવાની જરૂર છે. વસુલાતી અને ન્યાયખાતાએ મળી કાંઇક રસ્તો કાઢવાની મર્હુમે સૂચના કરી હતી.

(૬) ઉધડ સલામતીની બાબતની ચર્ચા કરતાં એવી મતલબનું કહ્યું કે " દર દસ વરસે દસ ટકા વધારીને પૂરા દર સુધી ઉધડ સલામતીની રકમ લઇ જવા કૌંસીલનો ઠરાવ છે. ઉધડ સલામતી વાળાઓને જો નોકરી કરવી હોય તો પૂરા દરના બાર આના ભરે તો તેમને નોકરીમાંથી મુક્ત રાખવા. પણ જો તેઓને નોકરીમાં રહેવું હોય તો એમને અમુક ટકા આપવા જોઈએ. એટલે કે પહેલાં જેટલા ટકા ભરતા. હોય તે પ્રમાણમાંજ અત્યારે પૂરા વધેલા દરના ટકા એમની પાસેથી લેવા જોઈએ." આ પ્રમાણે આસિસ્ટંટ વસુલાતી સાહેબને રિપોર્ટ કરવાની સૂચના પણ આપવામાં આવી.

ઉપરની બાબતો સિવાય (૧) રવાનગી જગાત સંબંધી, (૨) ઘી ઉપરની જગાતને લીધે તળાજા બંદરનો વેપાર વણસી અને ઘોઘા બંદરે ગયો છે તે સંબંધી, (૩) સ્મશાનની સડક સુધારવા સંબંધી, (૪) પાયખાનાઓ બંધાવવા સંબંધી (૫) ભાવનગરના બંદરે ઘીના વેપારની સ્થિતિનો તપાસ કરવા સંબધી (૬) તળાજા મ્યુનિ. વહીવટ ગામના લોકોને સુપ્રત કરી દેવા સબધી (દરબાર અત્યારે ૭½ હજાર આપે છે તેને બદલે ૧૦ હજાર આપે) લોકોએ કહ્યું કે અત્યારે ૭½ હજારનું બજેટ છે તે પૂરા ખર્ચાતા નથી માટે એ સંબંધી તપાસ કરવી જોઈએ (૭) સાર્વજનિક ધર્મશાળામાં પ્લાન પ્રમાણે ગોઠવણ કરી દેવા સંબંધી વગેરે બાબતોની ચર્ચા કરવામાં આવી હતી.

તળાજાથી બપોરના નીકળી ભાવનગર તા. ૧૫-૧-૩૮ને રોજ સાંજના ૫-૩૦ જસોનાથ મહાદેવમાં સ્વરૂપરાણી નહેરૂના અવસાનને અંગે શોક સભા હતી, તેમાં મર્હુમને પ્રમુખ સ્થાન લેવાનો નગર શેઠ વગેરેનો આગ્રહ હતો એટલે આવવાનું થયું હતું. અને ખૂબ નબળી તબિયત છતાં પોતે તળાજાથી થોડા કલાક આવી જવાની હા પાડી હતી. આ સભામાં પટ્ટણીજીએ સ્વ૦ સ્વરૂપરાણીના સંબંધમાં કહ્યું હતુ કેઃ—

"આપણામા વિચાર લાગણીની બે શક્તિ છે. આજનો વિષય મગજનો નથી પણ લાગણીનો છે. અને જેને લાગણી થાય તે ઝાઝું બોલી શકતો નથી. આ પ્રસંગ એવો છે કે હિંદુસ્તાનનું કોઇ માણસ એવું નહીં હોય કે જેને આ બનાવની લાગણી થયા વગર નહીં રહી હોય! પછી ને ગમે તેવી જ્ઞાતિનો હોય. હિંદુસ્તાનમાંથી દેવ જેવા પુરૂષો અને દેવી જેવી સ્ત્રીઓ ચાલી જાય છે. અને આવાં મનુષ્યો દેશમાંથી ચાલ્યા જવાથી મને બ વિચારો આવે છે. (૧) દેશની કમનસીબી અને (૨) જે રાજ્યમાં આવાં સ્ત્રી પુરૂષોને દુઃખો ખમવાં પડે તે રાજ્ય માટે દયા આવે. પણ તે સઘળું અહીં કહેવાની જરૂર નથી. સ્વરૂપરાણીની અને એમના દીકરા જવાહરલાલની બે વાત મને યાદ આવે છે. અને તે એ કે જવાહરલાલ ઘણા વધારે વખત કેદમાં ગયા છે. તેમાં એક વખત સ્વરૂપરાણી દેવીએ એમ કહ્યું કે કૌશલ્યાના રામને તો ચૌદ વરસનો વનવાસ હતો. પણ મારા જવાહરને તો જીંદગી સુધીનો વનવાસ છે, એમ લાગે છે. જવાહરલાલ શું વસ્તુ છે તેનો વિચાર કરતાં બીજી વાત એ યાદ આવે છે કે જ્યારે અફગાન લડાઈ ચાલતી હતી, ત્યારે લોર્ડ રોબર્ટસના દીકરાને ગોળી વાગી. ન્યુગલચીને લોર્ડ રોબર્ટસને કહ્યું કે સાહેબ,

આ પ્રમાણે થયું છે. ત્યારે તેણે આંખમાં આંસુનું ટીપું લાવી કહ્યું કે "અત્યારે ત્યાં જગવાર પણ ચોભવાનો પ્રસગ નથી." મતલબ કે જવાહરલાલ બધા પ્રસંગોમાં લોર્ડ રોબર્ટસને પગલે ચાલે છે. આ વાત તરફ આપણું લક્ષ જાય એટલું જ બસ છે."

સભાનું કામ પૂરૂં થયા પછી જસોનાથમાં કથા પ્રસગ ચાલતો હતો તેમાં થોડી વખત શ્રવણ કરવા બેસી ભાવનગરની જેલમાં ગયા હતા.

જેલમાં જવાનું કારણ તો એ હતુ કે જ્યારે મર્હુમ સર પ્રભાશંકર, ભંડારીઆ ગામે ગયા ત્યારે ત્યાંના બે માથા ભારે ગરાસીઆ ભાઈઓ પસાયતા મોનાસગ દેવસંગ અને અનેમગ દેવાસગ કે જેઓ જેલમા હતા તેમનો ઘણો ત્રાસ એ ગામમાં હતો. આ બન્ને સગા ભાઇઓ હતા. અને લગભગ આખુ ગામ એમની વર્તણુકથી નાગી ગયું હતુ. એ બન્ને ભાઈઓની રંજાડને લીધે એમના ઉપર કેસ થયો હતો અને એમના જામીન કોઈ નહીં થવાથી તેઓ ભાવનગરની જેલમાં હતા. ભડારીઆ ગામના લોકોએ એમ કહ્યું હતુ કે જો આ ભાઈઓ ગામમાં પાછા આવશે તો અમારા જાનને જોખમ છે અને અમારી વહુ દીકરીઓની આબરૂની પણ સલામતી નહીં રહે. પોલીસ ઉપરી શ્રી કૃષ્ણચન્દ્રને સાથે લઈ ભાવનગરની જેલમાં મર્હુમશ્રી ગયા અને સદરહુ બન્ને ભાઇઓ કે જેઓના પગમાં બેડીઓ હતી એમને જેલના અંદરના ભાગમાંથી બહાર કઢાવ્યા. અને એમની સામે ગામની જે ફરિયાદ હતી તેથી વાકેફ કર્યા. બન્ને ભાઈઓએ પગમાં પડીને કહ્યું કે "અમે આપને ખાતરી આપીએ છીએ કે અમારા તરફની કોઈ પણ ફરિયાદ હવે આપની પાસે નહીં આવે. અને અમે આપની ક્ષમા માગીએ છીએ. પણ અમારો કોઈ જામીન જ થતુ નથી વગેરે. પટ્ટણીજીએ કહ્યુ કે "જાઓ તમારો હું જામીન થાઉ છુ અને કાલ સવારથી તમે છૂટા પણ જો જો હું જામીન થાઉ છું એ ઉપર ધ્યાન રાખજો" એમ કહીને પોતે બહાર નીકળ્યા અને મેજીસ્ટ્રેટને તુરત બોલાવી એ બન્ને ભાઈના હજાર હજારના એક વરસ માટેના જામીનખત ઉપર મર્હુમે પોલીસ ઉપરીની હાજરીમાં સહી કરી અને તેથી બન્ને ગુન્હેગારો બીજે દિવસે સવારથી કાયદેસર છૂટી ગયા. આ બન્ને ભાઈઓ કે જેઓ ગુન્હાહિત કામો કરનારા વર્ગમાં ગણી શકાય. એમના જામીન મર્હુમ થવાથી ઘણાને આશ્ચર્ય થયું હતું. અને એમ લાગતું હતું કે મર્હુમનું આ કાર્ય વ્યવહારૂ નથી. અને કદાચ આ ગુન્હેગારો છૂટીને ભડારીઆ પહોંચશે કે તુરત કાંઇ એવું કરશે કે પાછળથી દીલગીરી થવાનો સમય આવે તો નવાઈ નહિ, પરન્તુ મહાપુરૂષોની કૃતિ ખરેખર અગમ્ય હોય છે. એમની દૂરદર્શિતાને સામાન્ય બુદ્ધિથી માપનાર ભૂલ ખાય છે. અને सत्सगात् भवति हि साधुता खलानाम् " એ પ્રાચીન કહેવત આ દાખલામાં સિદ્ધ થઇ. આ બન્ને ભાઈઓ છૂટા થયા પછી એમના ગામમાં એઓ એટલી શાંત રીતે વર્ત્યા કે એમનુ સમગ્ર જીવન જાણે બદલાઈ ગયું એવું ગામના લોકોને લાગ્યુ. એમના તરફની ફરિયાદ બિલકુલ ન આવી. કમનસીબે પટ્ટણીજી ત્યાર પછી એક મહિને સ્વર્ગસ્થ થયા એટલે આ ગરાસીયા ભાઇઓ માટે જામીનનો ફરી સવાલ ઉભો થયો કે કાંતો તેમણે બીજા જામીન રજુ કરવા જોઈએ અથવા તો ફરી જેલમા દાખલ થવુ જોઈએ. તેઓ બન્ને મર્હુમના જ્યેષ્ઠ પુત્ર શ્રીયુત અનતરાય પટ્ટણી, જેઓ હાલ દીવાન છે એમની પાસે આવ્યા, અને તેઓશ્રી પોતાના પિતાની માફક આ બન્ને ભાઇઓના જામીન, બાકીની મુદત માટે થયા. આ હકીકતને લગભગ બે વર્ષ થઈ ગયાં છે પણ આવા દાખલાઓ ઉપરથી જણાય છે કે સત્સંગ અને સત્પુરૂષોની કૃપાથી મનુષ્યજીવન ઉપર કેવી અસર થાય છે, અને મનુષ્યનું જીવન કેવું ફેરવાઈ જાય છે, તેના દાખલાઓ જુનાં ધાર્મિક પુસ્તકોમાંથી મળે છે, એવો જ આ દાખલો છે.

આજ દિવસે રાત્રે ટ્રેઇનમાં તળાજા થઈ ઝાંઝમેર જવા માટે નીકળ્યા અને ઉંચડી સ્ટેશને રાત રહ્યા ત્યાંથી બીજે દિવસે સવારે મોટર રસ્તે ઝાંઝમેર ગયા.

હતા પટ્ટણીજી ઝાંઝમેર આવવાના છે એવી હકીકતની જાણ થતા તળાજા મહાલની લગભગ બધી ગ્રામ્ય પંચાયતના આગેવાનો અને ગામડાઓના ખેડુતો ઝાંઝમેર આવ્યા હતા. ઝાંઝમેરમા ત્યાના આગેવાન અને ગ્રામ્યપંચાયત વગેરેના કામોમા ઊંડો રસ લેનાર રા પ્રાણશંકરભાઇને ત્યા ઉતારાની સગવડ થઇ હતી ત્યાની ગ્રામ પંચાયતના વહીવટની તેના હિસાબ વગેરેની તપાસ કરાવી હતી શાળાના ઉત્સાહી શિક્ષક ગ રા હરગોવિંદદાસે એક નાનું બાળસમેલન શાળામા કર્યું હતું શાળાના કામથી અને ત્યાના મેનાબારી શિક્ષકથી મરહુમે સંતોષ બતાવી ઘણો સારો અભિપ્રાય આપ્યો હતો

ઝાંઝમેર એ જુનુ ગામ* છે ઝાંઝમેરનો કિલ્લો એ પ્રાચીનતાના અવશેષરૂપ છે અને એ કિલ્લામાથી પુરાતત્ત્વના અભ્યાસકોને ઘણુ જાણવાનુ મળી શકે એવુ એ સ્થાન છે, આ સ્થાનની જો પુરાતત્ત્વની દૃષ્ટિથી તપાસ કરાવવામા આવે તો અમારી માન્યતા છે કે કાઠિયાવાડના અપ્રકટ ઇતિહાસને લગતુ સાહિત્ય ઉપલબ્ધ થવાનો સંભવ છે પરન્તુ આ બાબતની ચર્ચા અહિં અપ્રસ્તુત છે

ઝાંઝમેરમાં આસપાસના સંખ્યાબંધ ખેડૂતોનું સારૂ મંડળ એકત્ર થયુ હતું અને તેઓના ટોળા ગ પ્રાણશંકરની ઓસરીમા સતત બેઠા જ રહેતા હતા સ્વ પટ્ટણીજી જે ખેડુતોને મળતા તેને પ્રથમ કરજનુ પૂછતા કે "નવા કરજમા પડયા છો કે નહિ ?' આવી પૃચ્છા કરતા ઝાંઝમેર પાસેના પરતાપપરાનો એક ખેડુત કીવા મુગા જે ત્યા આવેલો તેણે કહ્યુ કે પોતાની પાસે તે ગામનો વેપારી તલકચંદ માણેકચંદ નવુ રૂપિયા માગે છે અને તેનુ કોર્ટમાથી હુકમનામુ થએલુ છે વધારે તપાસ કરતા પટ્ટણીજીને એમ પણ માલમ પડયુ કે સદ્દરું ખાતેદારને કરજ કમિટી તપાસણીમા પણ લેવામા આવેલ નથી સાથે આસિસ્ટંટ વસુલાતી રા રા હરિલાલ ભાણશંકર પાસા હતા તેમને પૂછતા જણાયુ કે અમુક રકમના ખાતેદાર કરતા ઓછી રકમના ખાતાદારોને કરજ કમિટીએ તપાસણીમા લીધા નથી આ બાબતી પટ્ટણીજીને બહુ આશ્ચર્ય થયુ અને આવા પ્રકારના દરબારી હુકમ કોના તરફથી કોના કહેવાથી અને શા હેતુથી કયારે કરવામા આવ્યા છે તેની તરત તપાસ કરાવવા માટે એ જ દિવસે લખાણ કરવામા આવ્યુ હતું એમણે કહ્યુ હતું કે " કરજ નિવારણ કરવાનો હેતુ ખેડૂત માત્રના ઉપરનો બોજો દૂર કરવાનો છે જ્યારે નાનો ખાતેદાર તો એની વિશેષ ગરીબાઇને કારણે કરજના બોજામાથી મુક્ત થવાને વિશેષ પાત્ર છે જ્યારે એ જ ખેડુતોને કરજ નિવારણનો લાભ નથી મળ્યો એ સાભળી મને ઘણુ દુ ખ થાય છે અને મારી બધી યોજના ઉપર પાણી ફરી વળ્યુ હોય એમ મને લાગે છે " પરતાપપરના ખેડુતના પ્રસંગથી મર્હુમ સર પ્રભાશંકરને બહુ દુ:ખ થયુ હતુ

હકીકત એમ હતી કે આ ખેડુત કીવા મુગા જાતનો કોળી રૂ ૧૬) થી ઓછી રકમની કારમ ભરતો હતો અને તેથી ઉપર કહ્યુ તેમ તેને કરજ કમિટીમા લીધેલો નહિ તેણે સદરું વેપારી તલકચંદ માણેકચંદ પાસેથી રૂા ૭૦) અગ ઉધાર અને રૂ ૨૦) ઘરેણા ઉપર લીધેલા રૂપિયા અને તેનું વ્યાજ અમુક વર્ષે એ ખેડુતે આપી દીધેલુ, પણ અગઉધારવાળા ખાતાના રૂપીયા લેણા હોઇ સદરું વેપારીએ એને ઘરેણાવાળા ખાતાના રૂપીયા આપ્યા છતા ઘરેણા પાછા આપ્યા નહિ અને અગ ઉધારવાળા ખાતાનો એ વેપારીએ દાવો કર્યો, જેનુ વ્યાજ અને ખરચ સહિત રૂા ૩૫)નું હુકમનામુ થયુ વેપારીને બોલાવી એના ચોપડા ઉપરથી પતાવટ કરવાનુ પટ્ટણીજીએ આસિસ્ટંટ વસુલાતી સાહેબને અને વહીવટદારને કહ્યુ પહેલા તો વેપારી માન્યો નહિ પરન્તુ છેવટે હીસાબ જોઇ અગઉધારખાતાની ૧૫ રૂામા પતાવટ કરી અને પોતાના તરફથી રૂા ૧૫) વેપારીને આપી દેવાને પોતાના શેક્રેટરીને કહ્યુ એ પ્રમાણે રૂા આપી દેવામા આવ્યા

* આ ગામ સબધી માહીતી "ગૃહ રાજ્ય'ના આગાઉના અંકમા આવી ગઇ છે

પરન્તુ ઝાંઝમેર છોડયા પછી ઉંચડી સ્ટેશને રાત્રે મરહુમે પોતાના સેક્રટરીને બોલાવ્યા અને કહ્યું કે "પેલા ખેડૂતની ઉપર વેપારીનું જે કરજ હતું તેની પતાવટ થઈ પરન્તુ એ સ્ત્રીનાં કડલાં તો વેપારીને ત્યાંજ રહ્યાં હશે. એ ગરીબ બાઈ નિસાસા નાખતી હશે ને કહેતી હશે કે પટ્ટણીસાહેબે મારાં કડલાં ન અપાવ્યાં. માટે જો આટલામાં વહીવટદાર હોય તો એને આપણા તરફથી બીજા વીસ રૂપિયા આપી તેમને કહો કે વેપારીને એના હુકમનામાની પૂરી રકમ આપી બાઇનાં ઘરેણાં એને કાલ ને કાલ પાછાં આપી દે." કહેવાની જરૂર નથી કે બીજે દિવસે બાઇને એના દાગીના પાછા મળી ગયા હતા. વેપારીને પણ ધડો મળ્યો.

ઝાંઝમેર ગામની પંચાયત સારી ચાલે છે. ગામમાં હિંદુ મુસલમાનના તહેવારો આખું ગામ સાથે ઉજવે છે, અને કજિયાનું સમાધાન પણ ગામ લોકો જ કરે એથી ગામનો એક પણ કેસ કોર્ટમાં ગયો નથી. તે સાંભળી પૂજ્ય પટ્ટણીજીએ કહ્યું હતું કે:—

"આ રીતે ઉત્સવમાં સૌ ભાઇઓ ભેગા મળે એ બહુ સારી વાત છે. બને ત્યાં સુધી આવા ઉત્સવના પ્રસંગે ગામના શિક્ષિત ભાઈઓએ જનતાને બને તેટલો ઉપદેશ આપવો જોઈએ જેથી આવા પ્રસંગે ઐક્ય વધવાની સાથે જ્ઞાન પણ વધે. ગામડાના માણસોને આ ન્યાય, આ અન્યાય, આ નીતિ આ અનિતિ, આ સારૂં, આ નબળું. એટલું જ સમજાય તો તેઓને ઘણો લાભ થાય, હું ભવિષ્યમાં તમારા ગામને નમુનેદાર બનાવવા હોંશ રાખુ છું."

અહીંના આગેવાન ખેડૂત માધવજીભાઇએ કરેલ ખેતીના પ્રયોગો પૈકી કોઇમ્બતુરની શેરડીના સફળ થએલ પ્રયોગની વાતચીત દરમ્યાન બોલ્યા કે,

"આ શેરડી સારી પાકે છે ને ગોળનો ઉતારો સારો આવે છે તો ખેડુતોને ઉત્તેજન માટે આ શેરડીનું બી સસ્તું અપાવવા હું બનતું કરીશ"

પટ્ટણીજીના મુકામે ઘર આંગણાની માફક ખેડૂતોનાં ટોળાં એમનાં દર્શન અને મુલાકાત માટે પડયાં પાથર્યાં રહેતાં અને એમની પાસેથી બે શબ્દો સાંભળવાને ઉત્સુક રહેતાં આ બધાંઓને એકવાર ગ્રામ્યપંચાયતનો ઉપદેશ આપતાં કહ્યું કે:—

"ઉંચડી તપાના દરેક ગામમાં પંચાયત થાય અને પંચાયત પોતાનું કામ બરોબર કરતી હોય તો કેવું સારૂં ? પંચાયતનો હેતુ માત્ર દરબારશ્રીની ફારમ વસુલ કરવી અને તુમારોની આવક જાવકની નોંધ કરવી એટલોજ નથી. પરંતુ પંચાયતો તો લેણુ દેણુના ફડચા કરે, લોકોમાં કજીયા કંકાસ થાય તેનું સમાધાન કરે, નાતોના, ખેડૂતોના અને ગામડાંઓનાં ઉદ્યોગોના સવાલો વિચારે, ગામડાંઓની તંદુરસ્તીનો વિચાર કરે અને લોકોની નીતિને ઉંચા પ્રકારની કરે. મારી ઈચ્છા છે કે આ બધાં ગામડામાં પંચાયતના આદર્શો ધ્યાનમાં રાખી પંચાયતો કામ કરતી હોય અને એક પણ તકરારી તુમાર ન હોય તો એ જોઈ મને શાંતિ થાય. તમારી પંચાયત આવી આદર્શ બને એમ હું એમ ઈચ્છું છું. જેમ જેમ પંચાયતો એના આદર્શો તરફ પહોંચશે એમ તેને હું વધારે હકો આપીશ. ગામના જુવાનીઆઓ એકઠા થઈ એમનો સંઘ કરે અને ગામનું રક્ષણ કરે. આ તરફ ચોરી લૂંટફાટ નથી એ જાણી હું ઘણો ખુશી થયો છું. પરંતુ ગામનો વહીવટ કરવામાં તમે સ્વાશ્રયી થયા છો તેમ તેનું રક્ષણ કરવામાં પણ સ્વાશ્રયી બનો એવી મારી ઈચ્છા છે. સારી પંચાયતો હોય ત્યાં થાણદારે કે ફોજદારે શા માટે આવવું જોઇએ? અને ગામના ખેડુતો સ્વાશ્રયી બને તથા તેઓ કોઇના ઓશીઆળા ન રહે તો આ પ્રમાણે જરૂર બની શકે. અને તે માટે પંચાયત યોગ્ય માગણી કરે તે આપવાની મહારાજની ઈચ્છા છે."

પટ્ટણીજીને મળવા ઝાંઝમેર તથા આસપાસના વાજા ગરાસીઆ ભાઈઓ કે જેઓ અહીંના મૂળ ગરાસિયા છે અને ભૂતકાળમાં પહેલા ભાવસિંહજી સાહેબ આ વાજાઓની કન્યા વેરે પરણેલા એ સંબંધ જાણી પોતે બહુ ખુશી થયા. આ વાજા ગરાસિયાઓ બહુ સુંવાળા અને સ્વભાવે નરમ છે

એ જાણી સંતોષ પામ્યા ડાયરાને નાસ્તો કરાવ્યો ને ચા પાઈ પછી કહ્યુ કે "તમો ક્ષત્રિયોએ પ્રજાનું રક્ષણ કરવાનુ છે તેમજ ઉદ્યમશીલ રહી તમારૂ ગુજરાન ચલાવવાનું છે પ્રભુએ તમોને બે ઝાળાનો ગરાસ આપ્યો છે તો આળસ, વ્યસન અને નવ-રાશમા પાયમાલ થશો નહિ તમારા બાળકોને કેળવણી આપો આળસ ને વ્યસનથી તમારા ગરાસ પૈસાવાળા વેપારીઓને ત્યા મડાઈ ગયા છે એથી મને દુ ખ થાય છે તમારે તમારૂ ભીરફ જાળવવુ હોય તો ધધો કરશો ને કેળવણી લેશો કેટલેક ઠેકાણે તમારા જ ભાઈઓ અવળે માર્ગે ચડી ગયા છે તેથી મને દુ ખ થાય છે"

ઝાઝમેરની શાળાના વિદ્યાર્થીઓએ તા ૧૬મી એ રાત્રે દાંડીઆ રાસનો કાર્યક્રમ યોજ્યો હતો તે પૈકી "મેરૂ રે ડગે જેના મન નવ ડગે ભલે ભાંગી પડે બ્રહ્માડ રે" એ પદ ઉપર સુંદર રીતે વિવેચન કરતા મરહુમે કહ્યુ હતું કે આ દાંડીઆ રાસમા અને ભજનોમા મને ભાગ લેવાનું બહુ મન થાય છે પરતુ શુ કરૂ મારૂ શરીર કામ કરતુ નથી ગામડાના માણસોને ભજનોના અને ગીતોના જો બરાબર અર્થ સમજાવવામા આવે તો ગામડે ગામડે કુટુબ-પ્રેમ કેળવાય અને ધર્મનું જ્ઞાન થાય માગમા જો શક્તિ હોત તો હુ તમને ઘણુ કહેત, એમ કહી શાળાના શિક્ષક અને વિદ્યાર્થીઓના મામની પ્રશસા કરી હતી અને કહ્યુ હતુ કે "ભલે આ વિદ્યાર્થીઓ ને વ્યાકરણ કે ગણિતના અઘરા દાખલા ઓછા આવડે પણ તેઓ આવા ભજનોમાથી બોધ લે અને સસ્કારી થાય તો ભવિષ્યમા તેઓ સેવાવૃત્તિવાળા થશે"

ઝાઝમેરથી બપોરના નીકળતા, ગામને પાદર ધણખુંટ પાસે લોકોના ટોળા વચ્ચે ઉભા રહેતા ગામના ધણખુંટને જોઈ ઘણો આનદ વ્યક્ત કર્યો હતો અને કહ્યુ હતુ કે "આ ધણખુટથી જે વાછડા વાછડીઓ થાય તેને ખૂબ માવજતથી ઉછેરીને ખેડૂતો મોટા કરે અને પછી તેનુ પ્રદર્શન ભરી મને બોલાવે એવી મારી ઈચ્છા છે પરન્તુ હુ લાચાર છુ કે હુ શરીરે અશક્ત થઈ ગયો છુ નહીં તો આ માધવજીભાઈ જેવાના દેશી ગોધલા શણગારી ગાડે જોડી (મોટરને બદલે) મને ખેડૂતો તેડવા આવે અને ગાડામા બેસી હું આવુ અને વિદાય થાઉ તો મને ઘણો ભાગ્યશાળી ગણુ" છેવટે ઝાઝમેરથી વિદાય થતા રસ્તામા ઉચડી ગામના ઉતારામા આસપાસના ગામોના ખેડૂતો એકઠા થયા હતા તેમને મળી ઉચડી (ગોપનાથરોડ) સ્ટેશને સલુનમા આવી ત્યા રાત્રી રહ્યા હતા અને ત્યા બોથા, દેગવડા વગેરે ગામે થઈ તા ૧૮ મી એ મહુવા મુકામ કર્યો હતો

ઝાઝમેર અને ઉચડી વિભાગના મુકામ દરમિયાન આસપાસના લોકોએ કેટલીક માગણીઓ કરી હતી પીથલપુરનું તળાવ તૂટી ગયુ છે, તેને બધાવી આપવાની માગણી કરતા પોતે એ સબધી ઈજનેર ખાતે તપાસ રાખવાનુ કહ્યુ હતુ વેજોદરી ગામે ચાર ગામને લગભગ એક વિશાળ તળાવ છે, એને જો સુધારવામા આવે તો આસપાસના ઘણા ગામોને સગવડ થાય એવી લોકોએ હકીકત જાહેર કરી પાવઠીની સીમમા લેવલક્રોસીંગના પાટાની લંબાઈ વધારી દેવાની, ગેળાવદરને સીમાડે લેવલ ક્રોસીંગના પાટા વધારી દેવાની કે જેથી અકસ્માત ન થાય, ગેળાવદરના મૂળ જગાસીઆઓની અફર રકમ કરી દેવા સંબંધી વગેરે હકીકતો જાહેર થઈ હતી મહુવા જતા રસ્તામા દાઠા તાલુકાના તાલુકદાર ગરાસીઆઓ સ્ટેશન ઉપર મુલાકાતે આવ્યા હતા અને સ્ટેશનની ઓસરીમા થોડો વખત તેઓની સાથે વાતચીત કરવામા આવી હતી

મહુવામા પટ્ટણીજીનો મુકામ બગલાવાડી ખાતે રાખવામા આવ્યો હતો, અને ત્યાની આસપાસના કેટલાક ગામોમા ફરવાનો કાર્યક્રમ રખાયો હતો તા ૧૮-૧-૩૮ ને રોજ મહુવા ગામના આગેવાન વેપારીઓ બદરને સુધારવા સબધી વિનતિ કરવા આવ્યા હતા અને બદરને અગે વેપારીઓને વેપારમા શુ શુ મુશ્કેલીઓ પડે છે તે હકીકત જાહેર કરી હતી સદરહુ બાબતના સબધમા મર્હુમે વેપારીઓના



.૭

મંડળને વિગતવાર પરિસ્થિતિ સમજાવતા એવી મતલબે કહ્યું હતું કેઃ—

"તમે બધાએ ખાડી ખોદવાની અને ખૂટા નાખવાની વાત કરી છે અને મહુવા બંદરને સુધારવાની માગણી કરી છે પણ અમને નિષ્ણાત કહે છે કે મહુવાના બંદરને ગમે તેટલુ સુધારશો તો પણ તે સુધરશે નહિ એ લોકો એમ કહે છે કે મહુવાના વેપારીઓ જો પોર્ટવીકટર વેપાર કરે તો બારે મહીના વહાણો આવે માટે જેમ જુનાગઢ વેરાવળ મારફત વેપાર કરે છે તેમ તેમણે પોર્ટ વીકટર મારફતે વેપાર કરવો જોઇએ ને એમ પણ કહે છે કે જો તમે વેપારીઓનું એવુ મન કરાવી શકો તો મહુવાનો વેપાર વિકટર મારફતે બારે મહિના ચાલે અને પહેલા વિચાર આવેલો કે સ્ટીમર અત્યારે જ્યા ઉભી રહે છે ત્યા સુધી એક સડક અને જેટી બાંધી દઇએ તો શુ ? પણ નિષ્ણાત એમ કહે છે કે તમે ગમે તેમ કરશો તો પણ ત્યા બારે મહીના સ્ટીમર રહી શકે તેમ નથી એટલે બારે મહીના તમારો વેપાર ચાલે એવુ બંદર તો વિકટર જ છે જો તમારી બધાની મરજી હોય તો તેને લઈને આવુ" વેપારીઓએ કહ્યુ કે 'ધાવર વાવડો ફાગણ મહીનાથી થાય ત્યારે વીક્ટરમાંથી વહાણો નીકળવાની મહામુશ્કેલી છે અત્યારે રેલ્વે થવાથી બંદરને પાણીના નદીનો પ્રવાહ મળતો તે મળતો નથી એટલે જો નદીનો પ્રવાહ બદલાવવાનું બને તો સરળ જેવુ થાય તેમ શત્રુંજયની ખાડી ખોદાવો તો અમને લાગે છે, કે બારે મહીના તરતું બંદર થાય ' મરહુમ પટ્ટણીજીએ કહ્યુ કે રેન્ડોલનેડના નિષ્ણાતોને બોલાવી પૂછ્યુ હતું એમણે કહ્યુ હતું કે કે એક માઇલ સુધી જ્યા સુધી શેરી જેવુ પથર નાખીને ન કરીએ ત્યા સુધી સ્ટીમરો આવી શકે નહીં અને તેનો ૪૫ લાખ રૂપિયા જેટલો ખર્ચ થાય વળી એ દીશા જ એવી છે કે ત્યાં સ્ટીમરો આવી શકે નહીં એવો વાયરો છે બ્રેક વોટર કર્યા વિના બીજો ઉપાય નથી મારા બંદરો અને મારો વેપાર રાજ્યના બીજાં ખાતા કરતા મારા હૃદયનો વધારે સ્પર્શ કરી રહ્યા છે એટલા માટે તો ૫૦ લાખ ખર્ચ્યા. પણ પરમેશ્વર આપણી વિરૂદ્ધ છે કારણ કે તે પણ પુરાતું જાય છે તમે નદીની વાત કરો છો પણ નદી જેમ બંદર ખોદે છે તેમ બંધ પણ કરે છે તાપી નર્મદા મહી વગેરે નદીઓના દાખલા ઉપરથી તમને જણાશે એટલે નદીને ઉવાળવાથી બંદર ઉઘડે એમ હું માનતો નથી નદીનો પહોળો પટ થતો ગયો છે એ એમ સૂચવે છે કે પહેલા તે બે કાંઠામાં આવ્યા પછી પોતે જ પોતાને પૂરવા માંડી છે આપણા હિંદુસ્તાનના લોકો પોતાનો સ્વાર્થ સમજતા નથી પણ પશ્ચિમના લોકો સમજે છે ત્યા નદીના કાંઠા ઉપરના ગામડાઓના લોકો પોતાની હદમાં પૂરાઈ જતી નદીનુ ખોદાણ કરી લે છે અને તેથી કુવાઓમાં પણ પાણી રહે છે એટલે હું તો જોયા કરૂં છુ કે નદીઓ પુરાઇને ખેતર થવાના છે તેમ તમારો દરિયો પૂરાઇને પણ ખેતર થવાનું છે એટલે નિષ્ણાત તો એમ કહે છે કે મહુવાનુ ખરૂં બંદર જ પોર્ટ વીક્ટર છે"

વેપારીઓએ કહ્યુ કે 'નાનીયાપાટ અને શત્રુંજયકાંઠા વચ્ચે થઇને વહાણો આવે છે પણ એ પત્થરાઓ કાઢી નાખવામા આવે તો વહાણ છૂટથી આવી શકે, એટલુ જ કરવાની અમારી માગણી છે અને તેથી અમારો વેપાર ચાલુ રહેશે એમ અમારી માન્યતા છે માટે એટલી મહેરબાની કરી આપો નહીં જો આપ કહો છો તેમ કાદવ લાવતી હોય તો ખાડી ખોદાવી દયો અને અમારા કન્ટ્રીક્રાફ્ટને માટે એ પૂરતું છે"

આના જવાબમા પોતે કહ્યુ કે "ભાવનગરના બંદરને પણ નદીઓ પૂરે છે મારો એવો મત હતો કે આ નદીઓને એક કરીને ઘોધા કર્યો હોય, તો દરિયો ન પુરાય પણ નિષ્ણાતોએ કહ્યુ કે એમા પણ ભય છે પણ તમારી બીજી વાત માન્ય કરવા જેવી લાગે છે હું નિષ્ણાતને કહીશ કે જો બની શકતુ હોય તો એ ખડક તમને એવો ખોદી દે કે વહાણો આવી શકે એટલી પહોળી જગા થાય અને વહાણો

ખડક સાથે ભટકાય નહીં. મુંબઈનું બંદર એટલા જ માટે ત્યાં કર્યું છે, જ્યાં નદીઓ આવીને બંદર પૂરે નહીં. મારા મનને ખાત્રી થઈ છે, કે નદીઓ દરિયાને પૂરે છે. જો કે હું નિષ્ણાત નથી પણ મારી ખાત્રી તો થઇ છે. તમે ખુંટાની વાત કરી છે તે પ્રમાણે તમારા વહાણોને નુકશાન ન થાય એ બાબતમાં હું નિષ્ણાતને પૂછી જોઇશ. આપણો મત આવી બાબતોમાં નકામો છે. એમાં નિષ્ણાતો જે કહે તે જ માનવું જોઇએ."

બંદર ઉપર ફ્રીટસન લાઇટની સગવડ કરી આપવાની માગણી કરી હતી અને તે સબંધમાં બંદોબસ્ત કરી દેવાની હા પાડવામાં આવી હતી. તેમજ બંદરના પેસેંજરોને જે હાડમારી વેઠવી પડે છે તે સંબધમાં પણ કહેવામાં આવ્યું હતું. દુષ્કાળ વખતે રાજ્યની ચીજો બહાર નહીં જવા દેવી એ સંબધી તેમજ ઘીના વેપાર સંબધી પણ વેપારીઓ સાથે ચર્ચા કરવામાં આવી હતી.

કરબામાં આમદાની જગાત છે તે સબધી કહેતા પટ્ટણીજીએ કહ્યુ હતું કે "આના બે રસ્તા છે. કાંતો આમદાની જગાત કાઢી નાંખવી અથવા તો રવાનગી પાછી દાખલ કરવી. કારણ કે રવાનગી આપે તેના ઉપર આમદાની નથી પડતી. રવાનગી દરબારે બંધ કરી છે. અને એક વખત માફ કરેલો કર પાછો નાંખવો એ દરબારનું દીલ ચહાતું નથી. એટલે હવે તો એક જ રસ્તો છે કે રવાનગી જગાત ગામ વાળા રાખે, દરબારને તેમાંથી એક પાઈ પણ જોઇતી નથી. પણ ગામ પંચાયત હોય એવા ગામે જ રવાનગી આપવી. ગામ પંચાયતવાળા રવાનગીની ચિઠ્ઠી લખી આપે એટલે તમે આમદાની લ્યો નહીં. લોકોને પણ એથી ફાયદો થાય. આ બેમાંથી શું કરવું તેનો વિચાર કરવો જોઇએ. કાઢી નાંખેલો કર ફરી નાંખી શકાય એવું ભાવનગર રાજ્યમાં બની શકે એવું નથી. અત્યારે બંદરના વેપાર ઉપર સરકારે તરવાર ફેંકી છે એટલે સાચવીને ખરચ કરવું પડે એવું છે. આ વર્ષે જ ખેંચવું પડ્યું છે એટલે ખરચ ઉપર કાપ મૂકવો પડશે. મહારાજા ભાવસિંહજીના વખતમાં પોણો કરોડનું કરજ હતું એ કરજ ફીટાડતાં આ હાડકાં ગળી ગયાં છે. અને હવે તેનામાં શક્તિ રહી નથી."

મહુવાની વહીવટી કચેરી તપાસવામાં આવી હતી. અને લગભગ ત્રણ કલાક બેસી કેટલાક મહત્વના ઠુમારો ઉપર ચર્ચા કરતાં કરતાં એના નિર્ણયો આપ્યા હતા. મર્હુમ પટ્ટણીજીની તપાસણી પદ્ધતિ એવી હતી કે ખાસ મતભેદના, ઘણાં વખતથી ચાલતા કે જેમા સિદ્ધાંતના સવાલો હોય એવા ઠુમારો જુદા કઢાવી અધિકારી વર્ગની રૂબરૂમાં તેની ચર્ચા કરતા અને જાણે બધાને શિક્ષણ આપવાનો એમાં હેતુ હોય એમ જોનારને જણાઇ આવતું. કામ કરનારાઓની બેદરકારી, ભૂલો વગેરેને મહત્વ ન આપતા પોતાના વર્તનથી અને શિખામણથી એઓને સુધારવાનો એમનો પ્રયત્ન હતો. જેમ જેમ એમને કડવા અનુભવો થતા ગયા તેમ તેમ અસાધારણ ધીરજથી અનિષ્ટના મૂળને શોધી કઢાવવા એઓ દરેક પ્રશ્નમાં વિશેષ ઊંડા ઉતરવા લાગ્યા. અને આ મુસાફરી પૂરી થયા પછી પોતાના અવસાનના બે દિવસ અગાઉ જે નોટ પોતે લખાવેલી તેમાં એમણે જે તત્વચિંતન કરેલું તેનો ઉલ્લેખ કર્યો છે એમ જાણવામાં આવ્યું છે.

અપૂર્ણ.

# પહેલાં અને અત્યારે

[ મેટા નિવાસી ઠાકુર કેસરીસિંહજી બારહઠ રાજસ્થાની વહીવટના અનુભવી અને વયોવૃદ્ધ પુરુષ છે રાજપુતાનાના રાજ્યોનો એમને અંગત અનુભવ છે "ક્ષાત્રધર્મ" માસિકમા એમણે રાજસ્થાનો સબંધી એક લેખ લખ્યો છે એ લેખની તો કે બધી નહીં પણ અમુક હકીકત પણ ગુજરાત-કાઠિયાવાડના રાજ્યોને અસર કરે એવી છે ગુજરાત કાઠિયાવાડના નરેશો પૈકી ઘણા નરેશો—અને તેમા મેટલાક તો આપણી કલ્પનામા ન હોય એવા ચારિત્ર્યશીલ છે છતા પણ આ લખાણના વિચારોની સર્વ સામાન્ય ઉપયોગિતા ધ્યાનમા લઇ આ નીચે અમે તેનો સાર આપીએ છીએ ]

કોઈ ભાવનાશીલ મનુષ્ય ભલે તો રાજાને ઈશ્વરાંશ માને પરન્તુ રાજા પણ આખરે મનુષ્ય છે કામ, ક્રોધ લોભાદિ ષડવિકારો જે સામાન્ય મનુષ્યમા છે તે રાજામા પણ છે અર્થાત્ રાજાની કસોટી મનુષ્ય તરીકે કરવા ઉપરાંત તે સત્તાધારી હોવાથી તે ધોરણે કરવાની પણ આવશ્યકતા છે અસંસ્કૃત મનુષ્યમા, મનુષ્યપણાનું અને પશુપણાનું મિશ્રણ હોય છે સાત્ત્વિક ચારિત્ર્યથી મનુષ્ય, એ મનુષ્યપણાની વિશેષ સમીપ પહોંચે છે જ્યારે તામસ ચારિત્ર્યથી તે પશુત્વની સમીપ જાય છે, અને તેથી કોઈ પણ સમાજ કે રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિનો આધાર ચારિત્ર્ય છે એ વાત ખરી છે કે એક સામાન્ય વ્યક્તિના મુકાબલે રાજાના વર્તનની લોકો ઉપર વિશેષ અસર પડે છે કારણ કે તે સત્તાનો પ્રતિનિધિ હોવાથી તેના તરફ હજારો માણસો જોયા કરે છે અને તેને અનુસરે છે એક રાજાની આવી સ્થિતિ વસ્તુત દયાપાત્ર છે કારણ કે તેને પોતાના જીવનનું ધોરણ સમાજની વ્યક્તિઓને મુકાબલે ઘણું પ્રતિષ્ઠિત અને ઉચ્ચ રાખવુ પડે છે રાજાનુ આ દુર્ભાગ્ય છે કે સૌભાગ્ય, એનો નિર્ણય અન્ય કોઈ કરે તે કરતા જેઓને રાજત્વ પ્રાપ્ત છે તેઓ જ કરી શકે

ખરેખર રાજાનું વ્યક્તિત્વ ઉચ્ચ પ્રકારનુ છે શ્રુતિ, સ્મૃતિ, મહાભારત રામાયણ શુક્રનીતિ આદિ ધર્મિક ગ્રન્થો અને રાજનીતિના બીજા ગ્રન્થોમા રાજ્યકર્તાઓને માટે આદર્શ અને આદેશ ભર્યા છે આ આદર્શ પ્રમાણે ચાલનાર રાજાને 'नराणाम् च नराधिप ' નું પદ સર્વથા યોગ્ય છે પરન્તુ અત્યારે તો એ પદ માત્ર કલ્પનામા જ રહ્યુ છે વર્તમાન કાળમા નરેશોના ચારિત્ર અને વર્તન એ આદેશ અને આદર્શથી વિપરિત જોવામા આવે છે. જ્યા બધારણ પૂર્વકની રાજ્યવ્યવસ્થા છે, ત્યા રાજાનુ વ્યક્તિત્વ રાષ્ટ્રના લાભ હાનિમા બહુ અસર કરતુ નથી દા ત ઇંગ્લેંડ પરતુ દેશી રાજ્યોમા રાજ્ય સત્તાનું કેન્દ્ર, રાજામા હોવાથી પ્રજાના સુખ દુ ખ અને એની શાંતિ અશાંતિનો આધાર રાજા ઉપર છે ઈંગ્લેંડમા આપણી નજરે થોડા વર્ષોમા બે ત્રણ રાજકર્તાઓ થયા પરતુ તેની અસર દેશ ઉપર કાંઈ થઇ નથી પણ હિંદુસ્તાનમા તો સારા નરસા જે રાજાઓ થાય છે તેમની હયાતી પછી એમણે પાથરેલી જૂની જાજમો ઉપડી જઈ, નવો રાજા પોતાની નવી જાજમો બીછાવે છે, અને તેની અસર પ્રજા ઉપર થાય છે ઉદેપુરના મહારાણા સ્વરૂપસીંહજીની આર્થિક વ્યવસ્થા, અંગ્રેજો મહેનમા આવી ગયા પછી તેની રસાજલથી કરવામા આવતી વૃદ્ધિ, મહારાણાઓની મદ્યપાન નહીં કરવાની શીલાલેખ જેવી દૃઢ પ્રતિજ્ઞા, મહારાણા સજ્જનસિંહજીએ દેશકાળ પ્રમાણે બાંધેલી રાજ્યવ્યવસ્થા અને એમની ગૌરવયુક્ત રાજ્યનીતિ તથા મહારાણા ફતેહસિંહજીએ હિંદના રાજાઓમા અને સરકારી અધિકારીઓમા પાડેલો અનુપમ પ્રભાવ વગેરે આજ પણ ઉદેપુરમા હયાત છે એમ કોણ કહેશે? આ તો માત્ર એક

ઉદાહરણ છે પરંતુ અત્યારે બધાં દેશી રાજ્યોમાં નાટકીય પરિવર્તન થઈ રહ્યું છે. જ્યાં દિવસ હતો ત્યાં રાત અને રાત હતી ત્યાં નભરમો દિવસ થયો છે. એનું કારણ એ છે કે જુની પ્રથાઓ નષ્ટ કરવામાં આવી અને નવી લીલાઓ રચવામાં આવી. અસ્થિર સ્થિતિમાં પ્રજાજીવન કાલ કયા પ્રવાહમાં વહેશે એ કહી શકાય એમ નથી. "રાજા કરે એ ન્યાય અને પાસા પડે એ દાવ" એવી સ્થિતિ પ્રજા જીવનની છે. ટુંકામાં લાખો વ્યક્તિઓનું જીવન એક રાજાના વ્યક્તિત્વ ઉપર અવલંબે છે. આમ હોય ત્યાં રાજાના વ્યક્તિત્વને એક સામાન્ય ઉપેક્ષાની વસ્તુ તરીકે શી રીતે ગણી શકાય?

આપણા રાજાઓની દિનચર્યા તપાસવામાં આવે તો માત્ર કેટલાક સજ્જન રાજકર્તાઓ જ પોતાની સાદાઇથી લોકપ્રિય રહ્યા છે. અને હજી દેશી રાજ્યોની પ્રજા એટલી ભક્તિવાળી છે કે રાજામા મનુષ્યત્વ જુએ છે, તો સંતોષ પામે છે. પરંતુ કમનસીબે હાલમાં તો રાજકર્તાઓમાં એક સામાન્ય મનુષ્ય જેટલું મનુષ્યત્વ પણ દુર્લભ થઈ પડયું છે, ત્યાં પ્રાચીન આદર્શોની એમનામાં સંભાવના હોય એમ કેમ કરી માની શકાય? યૌવનમદ, ધનમદ અને રાજમદ એ પ્રત્યેક અનર્થનું મૂળ છે, ત્યાં આ ત્રણે જ્યાં એક ઠેકાણે મળે ત્યાં કેટલો અનર્થ થાય એ કલ્પવું મુશ્કેલ નથી. મદની આ ત્રણધારી તલવાર ઉપર કુશળતાપૂર્વક ચાલનાર વ્યક્તિ વંદનને પાત્ર છે. પુરાણ પુસ્તકો ઉપરથી અને ઇતિહાસ ઉપરથી જણાય છે કે આવા સંયમી, સરળ, ઉદાર અને પ્રજાવાત્સલ્યાદિ ગુણોથી અલંકૃત નરેશો ભૂતકાળમાં હતા, પણ અત્યારે તો સરકારી અધિકારીઓની મિષ્ટ દૃષ્ટિ ઉપર ટકી રહેનારા જ નરેશો બહુધા છે.

કોઈ પણ રાજ્ય કે જાતિના જીવનનો આધાર એની ભાષા અને સંસ્કૃતિ ઉપર છે. ભાષામાં વિકૃતિ થવાથી સંસ્કૃતિ પણ વિકૃત બને છે. સંસ્કૃતિ વિકૃત થવાથી પ્રાચીન વ્યવસ્થાપદ્ધતિ અસ્તવ્યસ્ત થઇ જાય છે. અને તેથી વ્યક્તિત્વનો હ્રાસ થાય છે. આ ધોરણે રાજાઓનો પણ હ્રાસ થાય છે. અંગ્રેજી ભાષાના શિક્ષણથી રાજાઓના રાજત્વ ઉપર અસર થઇ છે. તેઓને માટે મેયો કોલેજ, ડેલી કોલેજ, રાજકુમાર કોલેજ, એચીસન કોલેજ સ્થાપવામાં આવી છે. અને હિતૈષણાના નિમિત્તે તેમાં આગ્રહથી આ વર્ગને અંગ્રેજી શિક્ષણ આપવા ભરવામાં આવ્યો. મેયો કોલેજના પ્રિન્સીપાલ કર્નલ લોકની કારકિર્દી સુધી તો નરેશો માટેની આ યંત્રરૂપી શાળાઓ સાધારણ ચાલી, પરન્તુ લૉર્ડ કર્ઝનના આગમન પછી તો એમની જાણીતી નીતિને અનુસરતો ઘણો ફેરફાર થયો અને કેવળ પાશ્ચાત્ય ઢબ આ કોલેજમાં દાખલ થઇ. આ વખતે કોલેજોના પાઠયક્રમ સામે કેટલાક તરફથી વિરોધ ઉઠાવવામાં આવ્યો હતો કે હિંદુસ્તાનની યુનિવર્સિટીની માફક રાજકુમાર કોલેજોમાં પણ બી. એ. અને એમ. એ.ની ડીગ્રીઓ રાખવી પરંતુ તે વખતે એ વિચાર ધૂતકારી નાખવામાં આવ્યો. લૉર્ડ કર્ઝનને આ યંત્રશાળાઓને યુનિવર્સિટીથી અસ્પૃશ્ય રાખવામાં રાજ્યનીતિની સફળતા લાગી હશે. જો કે યુનિવર્સિટીઓની કેળવણી દોષપાત્ર હોવા છતાં તેમાથી દાદાભાઈ, ન્યાયમૂર્તી રાનડે, સર ટી. માધવલાલ, લો. મા. તિલક, ગોખલે, મહાત્મા ગાંધી, સી. આર. દાસ, મોતીલાલ નહેરૂ, લજપતરાય જેવા પુરૂષો પ્રસિદ્ધ થયા છે પરંતુ અહીં તો ઉદ્દેશ જ "ગાંઠના પૂરા અને અક્કલના અધુરા" જેવો છે. શરૂઆતમાં જ આ કોલેજોમાં વિદેશી ભાષા અને સંકર સંસ્કૃતિનું શિક્ષણ આપવામાં આવે છે, જેથી રાજાઓનાં બાળકો ન તો પોતાને ઓળખી શકે કે ન તો સંસારને. નામ માત્ર કેળવણી મેળવી તેમને ખેલવા કુદવાની રમતો અને પાશ્ચાત્ય વિલાસિતાની એવી મોહિની લાગી જાય છે, કે કોલેજમાંથી બહાર નીકળી તેઓ નથી રહેતા ઘરના કે નથી રહેતા ઘાટના. આ લખનારે અનેક રાજાઓએ કહેલું સાંભળ્યું છે કે તેઓ અંગ્રેજીમાં લખેલી હકીકત તરત સમજી જાય છે જ્યારે હિંદી ભાષા તો કેવળ વાહીયાત છે. ભરતપુરમાં જ્યારે હિંદી સાહિત્ય સંમેલન ભરાયું, જેમાં કવિ સમ્રાટ રવીન્દ્રનાથ ટાગોર

પણ હતા—ત્યારે ભરતપુરના સ્વર્ગસ્થ નરેશ કૃષ્ણ સિંહજીએ કહ્યું હતુ કે 'મને કહેતા દુખ થાય છે કે હિંદી મારી માતૃભાષા રહી નથી મારી માતૃ ભાષા તો અંગ્રેજી થઈ ગઇ છે કેમકે મારી માતાની ગોદમા રહી હુ ભણ્યો નથી પરંતુ અંગ્રેજ બાઈઓની સાથે લાંબો વખત રહી ભણ્યો છુ, હું અત્યારે જે હિંદી બોલુ છુ તે તો માત્ર આંતરિક અંગ્રેજી ભાવાનો માત્ર અનુવાદ છે હુ મારા મનના ભાવો અંગ્રેજીમા સારી રીતે પ્રગટ કરી શકું છુ હિંદીમા નહીં મને સ્વપ્ના પણ અંગ્રેજીમા આવે છે' મહારાજા કૃષ્ણસિંહ અત્યારે હયાત નથી પરન્તુ એની પ્રતિમૂર્તિરૂપ વ્યક્તિઓ આજ અનેક રાજસિંહાસનો ઉપર બિરાજમાન છે આવી સ્થિતિમા રાષ્ટ્રભાષાના માર્મિક કવિયો દૈનિક, સાપ્તાહિક, માસિક પત્રોના ધુરંધર લેખકો દેશોદ્ધારની સાથે રાજાઓની હિતૈષિણા રાખતા રાખતા પોતાના વિચારો અને દલીલો દ્વારા દેશની વાસ્તવિક સ્થિતિ પરત્વે નરેશોનુ ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરવાની ધારણા રાખે છે તે મિથ્યાભ્રમ છે રાજાઓ પોતાની માતૃ ભાષાના પત્રોને તો સ્પર્શ પણ કરતા નથી તેમ વિલાયતી પત્રોમા પણ ઈલસ્ટ્રેટેડ, વીકલી લંડન સ્ટીવર રીડર પીક્ચર્સ એજ્યુકેશન પચ, મોટર વગેરે પત્રો, જેમા વિલાયતી સ્ત્રી સૌંદર્ય, રમત ગમતો, શિકાર અને સ્થાનોની સ્તુતિનું વર્ણન વિશેષતા હોય છે એવા—પસંદ કરે છે અને તેમા પણ કેવળ ઉત્સુકતાથી ચિત્રો જ જુએ છે કોઇ કોઈ વળી વિલાયતી પ્રેમી—પ્રેમિકાઓને લગતી નવલકથાઓ કદાચ વાંચે છે ઘરમા પણ રાત દિવસ અંગ્રેજીમા બોલવુ પસંદ કરે છે પછી ભલે એ ભાષા બટલરના જેવી કેમ ન બોલાતી હોય? અર્થાત્ કે આથી 'નથી રહેતા હંસ કે નથી રહેતા કૌઆ' આવી સ્થિતિમા એવી તો આશા કેમ રાખી શકાય કે હિંદના નરેશો આપણી પ્રાચીન રાજપ્રથા પ્રમાણે બ્રાહ્મ-મુહૂર્તમા સ્નાન કરી ઈશ્વર ઉપાસના કર શાંતિપૂર્ણ હૃદયમાં ભરી તેમા ગીતા, મહાભારત કે રામાયણ આદિ ધર્મગ્રંથોનુ શ્રવણ કરે, અને સૂર્યોદયના સાત્વિક સમયનો ઉપયોગ ઈશ્વર તથા રાજધર્મની ચર્ચામા કરે. અત્યારે તો પ્રહર દિ' ચડયા પછી પથારીમાથી ઉઠી સૌથી પ્રથમ સિગારેટના ધુંવાડા કાઢતા કાઢતા શેવીંગ કરવુ અને પછી ચ્હા પી રમત ગમતમા જવુ એવો વ્યવસાય થઈ પડ્યો છે આ બધુ ભાષા—પરિવર્તનનું પરિણામ છે

રણે આટલાથી અધુરૂ હોય એમ આપણા નરેશો વારંવાર વિલાયત જાય છે કેટલાક ભોળા લોકો એમ માને છે કે રાજાઓના વિલાયત જવાથી ત્યાના લોકતંત્રવાળા શાસનનો અનુભવ મેળવી તેઓ પોતાની પ્રજાને ઉન્નત દશામા મૂકશે પરંતુ વિલાયતની તેઓની મુસાફરીઓનુ પરિણામ વિપરિત આવેલુ જોવામા આવે છે, ઉલટુ એથી તો વિલાયતના આરામ, ભોગવિલાસની અને ત્યાની સુખ સામગ્રી પાછળ રાજકોષના લાખો રૂપિયા ખર્ચાઇ જાય છે આપણા દેશના લોકો (Indians) તરફ તેઓને ધૃણા થાય છે અને તેઓ પોતાની પ્રજાથી દૂરના દૂર ભાગે છે રાજપુતાનાના એક રાજા વિલાયતથી શિક્ષણ મેળવી આવ્યા અને પોતાના પાડોશી રાજ્યમા મહેમાન થયા એ રાજ્યના મહારાજકુમારની સાથે પ્રસંગોપાત વાત કરતા તેમણે કહ્યુ કે 'દેશી લોકો મૂર્ખ અને બેઈમાન હોય છે' આ ઉપરથી મહારાજ કુમારે મીઠો ઠપકો આપતા એમને કહ્યુ કે '' આપ પણ દેશી જ છો ને?'' આમ છતા એટલુ જ કહેવુ જોઇએ કે નરેશોમા અપવાદ પણ છે ઉદયપુરના મહારાણા ભૂપાલ સિંહજી, કોટાના મહારાવ ઉમેદસિંહજી, સીતામઉના રાજા રામસિંહજી તેમજ તેમના કુમાર રઘુવીરસીંહજી જેવા કેટલાક અપવાદરૂપ દષ્ટાંતો છે

મૂળથી જ રાજકર્તાઓના મહેલોમા વિલાસની કમીના નથી તેમા પાશ્ચાત્ય શિક્ષણથી અને પાશ્ચાત્ય મુસાફરીઓથી ઉમેરો ઉમેરો થયો છે અને એમની ચારિત્ર્યભ્રષ્ટતા સર્વતોમુખ બની ગઈ છે કેટલાક નરેશોના જીવન પ્રથમા યોગ્ય છે પરંતુ તે "આટામા મીઠા" જેટલા બાકી ઘણા રાજાઓનાં ખાનગી

જીવન તો ખરેખર રોમાંચકારી હોય છે. અને એ સંબંધમાં તો માત્ર એટલું જ કહેવું બસ છે, કે "એમના રાજમહેલો કેવળ વિષમય હોય છે. એટલું જ નહીં પણ એમના એ ભવ્ય પ્રાસાદોમાં ઘણાં સ્થળે તો નાટકી દશ્યો સિવાય બીજું કશું જોવામાં નથી આવતું. નરેશોના આ ચારિત્ર્યદોષની પ્રજા ઉપર કેવી ખરાબ અસર થાય છે એની, વર્તમાનપત્રોથી જેઓ માહીતગાર છે એમને ખબર છે. સિવાય રાજ્ય નૈતિક દષ્ટિએ જોઇએ તો પણ એમના પૂર્વજોએ બાહુબલથી મેળવેલાં રાજ્ય સિંહાસનો ઉપર બેસનારા નૃપતિઓ અત્યારે કાષ્ટ પુતળી જેવા થઇ ગયા છે. એમનું આ દૌર્બલ્ય કેવળ એમના દુશ્ચરિત્રનું જ પરિણામ છે. રાજાઓનો લોભ અને કામ વાસનાઓને પોલિટિકલ ડીપાર્ટમેંટ ચુપકીથી જોઈ રહે છે, પરંતુ જ્યારે વાઇસરોય સાહેબ રાજ્યનીતિને અંગે જરુરનું માને છે ત્યારે માત્ર થોડા જ શબ્દોમાં એમને કહી દે છે કે "તમે કાંતો છાનામાના ગાદી છોડી દ્યો અથવા તો સરકારના નીમેલા અધિકારીને તમામ રાજસત્તા સુપ્રત કરી દ્યો. હા, તમારા નામનો પ્રયોગ રાજ્યતંત્રમાં જરૂર થશે. પરંતુ તમારે યાદ રાખવું જોઇએ કે જો રાજ્યતંત્રમાં દખલગીરી કરશો તો હમેશાને માટે રાજધાનીથી દૂર રહેવું પડશે, કાંતો આ માગણીનો સ્વીકાર કરો અથવા તો તમારાં કુકર્મોની તપાસ માટે કમિશનનો સ્વીકાર કરો." સરકારમાંથી બસ આટલું આવતાં કોઈપણ દુશ્ચરિત્ર રાજા ચમકી ઉઠે છે. એના એ, ડી. સી. ઓ અને એના કૃપાપાત્ર બગલાઓ એની સામું તાકવા લાગે છે. અને એનાં અપકૃત્યો એની સામાં આવી ઉભાં રહે છે. દુનિયામાં રહેતા છતાં તે કયામતનો દિવસ ભાળે છે. આ વખતે એની આંખ ઉઘડે છે પણ એટલું કહેવાની હિંમત નથી ચાલતી કે "હું કમિશનનો સ્વીકાર કરૂં છું." ખરેખર તે પરાધીન દશામાં આવી પડે છે. ખરૂં કહ્યું છે કે "आत्मैव रिपुरात्मनः"

રાજાઓની વ્યક્તિગત જીવનચર્યા જો કે એક સરખી નથી છતાં કેટલીક વાતો તો એવી છે કે પ્રાયઃ લગભગ દરેક નરેશમાં ન્યુનાધિક પ્રમાણમાં મળી આવે છે. એકમાં એક હોય છે તો બીજામાં બીજી હોય છે. રાત્રે જાગવું, સવારે આઠ નવ વાગે પથારીમાંથી ઉઠવું, રાજ્યનાં બધાં કામકાજ છોડી રમત ગમત માટે ભાગવું, અધિકારીઓ ઉપર રાજ્યની બધી બાબતો છોડી દેવી, પ્રજાથી આઘા ભાગવું, રાજકોષમાંથી દ્રવ્ય લઈ સ્વચ્છંદે વાપરવું, ખાનગી વેપાર કરવો, ગમે તેવા સરકારી અધિકારીની ખુશામદ કરવી, અને તેમાજ પોતાના સુખની સલામતી માનવી પણ જ્યારે કોઈ પ્રજાનું મંડળ મળવા આવે તો ખુશામદીઓના મંડળમાં બેઠા બેઠાં ગપ્પાં મારતા છતાં કહે કે મળવાની ફુરસદ નથી, અને કદાચ મળે તો માત્ર ઉપર ચોટીયું નામનું જ મળે. અંગ્રેજી ભાષા ન જાણનારા અને દેશી પોષાક પહેરનારાને મૂર્ખ માનવા, અયોગ્ય માણસોને અધિકાર સોંપવો, પોતાના વિચારોનો કોઈ વિરોધ કરે તો તે સહન ન કરવો, અને રંગરાગ, "હાહા હીહી," મોટર, વાયુયાન, શિકાર, કે દુરાચાર વગેરેમાં રાજત્વની કૃતકૃત્યતા માનવી વગેરે દોષો બહુધા ઘણા નરેશોમાં ઓછા વધતા પ્રમાણમાં જોવામાં આવે છે, અને કોઇક જ ભાગ્યશાળી નૃપતિ આ દોષોથી મુક્ત રહ્યા હશે.

આ બધાના કરતાં પણ જે એક વાતથી નરેશોનું પરિવર્તન અને પતન થયું છે તે એમના સ્વાભિમાનનો નાશ છે. આ દોષ લગભગ સર્વત્ર છે. મેવાડના મહારાણાઓને બાદ કરતાં રાજપુતાનામાં લગભગ બધે દેશાભિમાન, કુલાભિમાન અને ધર્માભિમાનની ઈતિશ્રી મોગલકાળના આગમન સાથેજ થઈ ગઈ હતી. જ્યારે આ લેખકે એના આયુષ્યના પ્રારંભકાળમાં મેવાડમાં પણ સ્વાભિમાન જોયું હતું તે અત્યારે રહ્યું નથી. ઉદેપુરના મહારાણા સજ્જનસિંહજી અને ફતેહસિંહજી, બુંદીના મહારાજા રામસિંહજી અને ચાંચવાડાના નાના રાજ્યના મહારાવજી લક્ષ્મણસિંહજી વગેરેનું સ્વાભિમાન અને તેજસ્વિતા આજ કે રાજ્યોમાં જોવામાં આવતાં નથી. એકબે ઉદાહરણો

આ વાત વધારે સ્પષ્ટ થશે

સંવત ૧૯૪૦મા ઉદેપુરના મહારાણા સજ્જનસિંહ જોધપુરના મહારાજા જસવંતસિંહના મહેમાન થયા મહારાજા જસવંતસિંહજીએ પોતાના મહેમાન ઉદેપુર મહારાણાને કહ્યું કે 'હું એક અસહ્ય બનાવથી ચિંતાતુર રહું છુ અને તે એકે મારો સબંધ જામનગર રાજ્ય સાથે છે, ત્યાના હાલના નરેશ જામવિભાજીએ પોતાની એક મુસલમાન પાસવાનથી જન્મ પામેલ પુત્ર કાળુભાને રાજગાદીના વારસ ઠરાવેલ છે, અને સરકારે એનો સ્વીકાર કર્યો છે અને તેથી મારો એ રાજ્ય સાથેનો સબંધ હમેશને માટે નાશ થવા બેઠો છે આ બાબતમા હું એકલો કાઇ કરી શકું તેમ નથી અને તેથી હુ આપની મદદ માગુ છુ, કારણ કે મહારાણા ઉદેપુર હિન્દુ ધર્મના રક્ષક અને રાજપૂતોના શિરોમણિ રહેતા આવ્યા છે," મહારાણા સજ્જનસિંહજીએ મદદ આપવાનો સ્વીકાર કર્યો અને બન્નેએ વિચાર કરી બે તાર અને બે પત્ર હિંદી સરકારના નામથી લખ્યા અને મહારાજા જસવંતસિંહજીએ પોતાના મુસાહિબ હરદયાળસિંહજીની સાથે જોધપુરના તે વખતના રેસિડેન્ટ કર્નલ બેલી ઉપર એ તાર અને કાગળો મોકલી મ્હેવરાવ્યુ કે જામનગરના જામસાહેબ વીભાજીએ પોતાની મુસલમાન પાસવાનથી જન્મેલ પુત્રને ગાદીના હકદાર ઠરાવેલ છે તે સામે વાંધો દર્શાવનાર બે તાર અને બે પત્રો હિંદી સરકારને પહોચાડવા આપની ઉપર મોકલ્યા છે પોલીટીકલ રેસીડેન્ટે એ તાર અને પત્રો રાજપુતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર કર્નલ શાડફોર્ડને મોકલી આપ્યા અને જણાવ્યુ કે બન્ને રાજકર્તાઓ આપને અજમેર મળશે

ઉદેપુર જતા મહારાણા સજ્જનસિંહજી મહારાજા જસવંતસિંહજી સાથે અજમેર પહોચ્યા અને એ જી જી કર્નલ બ્રેડફોર્ડ બન્ને રાજાઓને મળવા માટે કીશનગઢના બગલે આવ્યા એ જી જી એ કહ્યુ કે 'આપ બન્નેએ જામનગર પ્રકરણ સબંધી તાર અને પત્રો મોકલ્યા તે બરાબર થયુ નથી કારણ કે દરેક રાજાને જો કે પોતાના રાજ્ય પરત્વે કાઇ કહેવાનો અધિકાર છે પણ બીજા રાજ્યોની બાબતમા એ દરમ્યાનગીરી કરી શકે નહીં, તેમ છતાંય રાજપુતાનાના રાજ્યોના સબંધમા કાઇ કહેવાનુ હોય અને આપ કહો તથા હું સાભળુ તે કદાચ બરાબર છે, પરન્તુ જામનગર તો કાઠિયાવાડમા છે એટલે આપનું કહેવુ યથાર્થ નથી માટે પત્રો પાછા ખેંચી લ્યો જામવિભાજીને પરિણીત રાણીની સંતતિ નહીં હોવાથી એ પોતાની મુસલમાન સ્રીથી થએલ સંતતિને ગાદી વારસ ઠરાવે એને શી રીતે રોકી શકાય'" મહારાજા જસવંતસિંહજી તો ચૂપ થઇ ગયા પણ ઉદેપુરના મહારાણાએ ઉત્તર આપ્યો કે 'એક સમય એવો હતો કે અમે આખા ભારતમા પ્રતિષ્ઠિત હતા પરન્તુ ઘરકજીયાથી રાજપૂતોની સંખ્યા ઘટી ગઇ પછી મુસલમાન પાદશાહો સાથેના યુદ્ધોમા લાખો રજપૂતો નાશ પામ્યા, પરિણામે ગણતરીના રાજપૂત રાજ્યો રહ્યા એનુ મને ઘણું દુ ખ થાય છે પણ આ જમાનામા એ જો રાજાઓની મુસલમાન કે અગ્રેજ સ્રીઓના સંતાનોને રાજા બનાવી દેવામા આવશે તો આજે જે થોડા ઘણા રાજપૂત રાજ્યો રહ્યા છે અને એમનું રાજત્વ ટકી રહ્યુ છે તે નષ્ટ થશે આ સ્થિતિ અમે કદી સહન નહીં કરી શકીએ પોતાની જાતિની રક્ષા કરવી એ દરેકનો ધર્મ છે આપ પણ આપની જાતિ અને ધર્મ માટે કેવા કેવા પ્રયત્નો કરો છો? દૂર દૂરના પ્રદેશોમા આપના પાદરી લોકો મિશન સ્થાપે છે અમારા રાજ્યોમા પણ એમને દરેક પ્રકારની મદદ આપવાનુ કહેવામા આવે છે એમ જેવી રીતે આપને આપના ધર્મ અને જાતિનું અભિમાન છે તેવી જ રીતે અમને પણ હોય ! જામનગર કાઠિયાવાડમાં છે એટલે શુ થયુ? રાજપુત રાજ્ય તો છે ને? એમ લાગે છે કે જામ સાહેબની પ્રકૃતિ સ્વસ્થ ન હોય પણ અમારી તો છે ને? એટલે અમે આ રીતે રાજગાદીઓને ભ્રષ્ટ થવા નહીં દઈએ. આપનો સબંધ કાઠિયાવાડ સાથે નથી

એટલા માટે તો આ પત્રો આપના નામ ઉપર નહીં પણ વાઇસરોય સાહેબના નામ ઉપર લખ્યા છે હવે રહી મારા સંબંધની વાત સગપણનો સબંધ એ ત્રણ પેઢી જ ટકે છે પણ મારો સબંધ તો રજપુતોમાં ખૂબ વ્યાપક છે. આપ માનો કે ન માનો પણ ઉદેપુરના મહારાણા 'હિન્દસૂર્ય' કહેવાય છે અને હું પણ મારી એ જવાબદારી સમજુ છુ એટલે જ્યા હિંદુ હોય ત્યા મારો અધિકાર છે જ્યારે આ આ બાબત તો ખાસ મારી જાતિના એક રાજ-કુટુંબને લગતી છે અને એજ મારા આટલા પ્રબળ પ્રતિકારનું કારણ છે અમે અગ્રેજ સરકારના મિત્ર છીએ એટલે અમારી ઈચ્છા છે કે વાઈસરોય સાહેબ નિરર્થક મુશ્કેલીમા ન આવે એટલે આપ અમારા તરફથી વાઇસરોય સાહેબને વાજબી સલાહ આપશો કે જામ વિભાજીની મૂર્ખતાનો અસ્વીકાર કરે" મહારાણાના આ જવાબથી એ જી જી નિરુત્તર થયા અને કહ્યુ કે "હું આપની ઈચ્છાથી વાઈસરોયને પરિચિત કરીશ અને તમારા તરફથી પ્રયત્ન પણ કરીશ મને આશા છે, કે સરકાર જામનગર સંબધીની ફાઈલ આપને જોવા માટે મોકલશે." થોડા સમયમા રાજદ્વારી ખાતા તરફથી આ ફાઇલ ઉદેપુર મોકલ લવામા આવી પરંતુ તે દરમિયાન મહારાણાનો સ્વર્ગવાસ થઈ ગયો હતો પણ પરિણામ એ આવ્યુ કે કાળુભા જામનગરના ગાદી વારસ ન રહ્યા, ત્યાર પછી થોડા વખતે જામ વિભાજીએ આજ પ્રમાણે એક બીજા પુત્ર જસવતસિંહજીને પોતાની ગાદીનો વારસ ઠરાવેલ તે વખતે કોઇ રાજાએ વાધો ન લીધો અને મહારાજા જસવતસિંહજી પણ મનમા ખેદ પામી બેસી રહ્યા આ ઉદાહરણ રાજપુતોના કુલાભિમાન, ધર્માભિમાન અને ક્ષાત્રોચિત સ્વાભિમાન માટે આપનામા આવ્યુ છે

સવત ૧૯૩૭મા મેવાડમા વસતી ગણતરી વખતે મગરા જીલ્લાના હજારો ભીલોએ તે સામે વાધો ઉઠાવી બળવો જગાડ્યો ભીલોને શાત કરવા મહારાણા સજ્જનસિંહજીએ પોતાના વિશ્વાસુ મંત્રી પ્રસિદ્ધ કવિરાજા શ્યામલદાસજીને મગરા જીલ્લામા લશ્કર આપી મોકલ્યા સામ, દામ વગેરેથી યુક્તિપૂર્વક તેઓ શાતિ સ્થાપવાનું કામ કરતા હતા તે વખતે હિંદી સરકારે મહારાણાને લખ્યુ કે "મેવાડમા ભીલોનો બળવો હજી શમ્યો નથી. અને એમ જણાય છે કે આ કાર્ય કરવા મહારાણા અશક્ત છે બળવો શાત કરવાના કામમાં સરકાર વિલબ થાય એ ઈચ્છતી નથી કારણ કે મેવાડની સાથે સંબધ ધરાવતા ગુજરાતના સરકારી જીલ્લાઓના ભીલો ઉપર આ બળવાની અસર થઇ છે એટલા માટે કાતો તરત બળવો દાબી દેવામા આવે અથવા તો મહારાણાએ સરકારી લશ્કરની મદદ માગવી" મહારાણા સજ્જનસિહજી તરફથી સરકારને જવાબ આપતા લખવામા આવ્યુ કે "મહારાણા બારસો વરસથી જે શક્તિ અને બળથી પોતાની પ્રજા ઉપર રાજ્ય કરે છે એ શક્તિ અને બળ અત્યારે પણ છે. સરકારનુ તો હજી હમણા જ આગમન થયુ સરકારની મદદની કશી આવશ્યક્તા નથી કોઇ બહારના શત્રુ સાથેની આ લડવાડ નથી કે જેમા સૈન્યબળનો ઉપયોગ કરવામા આવે મહારાણા પોતાની પ્રજાને મારીને શાત કરવા ઇચ્છતા નથી કારણ કે મહારાણા માને છે કે પ્રજાને તો પુત્રની માફક સમજાવી શકાય પણ જો સરકારને પોતાના જીલ્લાના ભીલોનો ભય હોય તો સરકારે ત્યા બદોબસ્ત કરવો એ જીલ્લાની જવાબદારી મેવાડ રાજ્ય ઉપર નથી" મહારાણાએ આપેલા આ ઉત્તર પછી સરકારે આ સબધી મૌન પકડ્યુ હતું પરતુ આવુ સ્વાભિમાન અત્યારે નરેશોમા રહ્યુ નથી

એક વખત રાજપુતાનાના એ જી જી કર્નલ વૉલ્ટરે મહારાણા સજ્જનસિંહજીને, આબુના એક આગ્ર સેકન્ડ આસિસ્ટટને એમના રાજ્યમા લેવાનો આગ્રહ કર્યો મહારાણા સમજી ગયા અને કહ્યુ કે "એમને હુ અહી જ આસિસ્ટટની જગ્યા આપુ" ત્યારે કર્નલ વોલ્ટરે કહ્યુ કે 'એને દેશીના હાથ નીચે કામ કરવુ પડે" એટલે હસતા હસતા મહારાણાએ

કહ્યું કે "હું પણ દેશી છું. શું આપ એમ ઇચ્છો છો, કે એ મારા પણ અધિકારી થાય?" આવાં ઉદાહરણો ઉપરથી જણાય છે. કે જુના વખતમાં રાજાઓમાં પોતાને માટે કેવું સ્વાભિમાન હતું.

આવું જ એક દષ્ટાંત વાંસવાડાના મહારાવલ લક્ષ્મણસિંહજીએ પોતાનું આ લખનારને કહ્યું છે. એમના ઉપર એ વખતના આસિસ્ટંટ રેસીડેન્ટ મિ. પીન્હીએ એક ખાનગી ચિઠ્ઠી લખી અને કવર ઉપર "પ્રાઇવેટ" એ પ્રમાણે લખ્યું. મહારાવલે "પ્રાઇવેટ" શબ્દ દેખી એક કાગળ લખી તે ચિઠ્ઠી પાછી મોકલી. તેમાં તેમણે લખ્યું હતું કે "હું સુતાં, જાગતાં, ખાતાં, પીતાં એટલું જ નહીં પણ શૌચ જતાં પણ પ્રત્યેક ક્ષણે રાજા છું. મારા જીવનમાં કોઈ એવી ક્ષણ નથી, કે જેમાં હું મારી જાતને રાજા ન માનતો હોઉં. આવા સંયોગોમા મારે ત્યાં "પ્રાઈવેટ"ને કશું સ્થાન નથી. આપને ત્યાં પ્રાઇવેટ અને "ઓફિશીઅલ"ના ભેદ હોય છે. અમારે ત્યાં નહીં, એટલે જો તમે અંગત રીતે કાંઈ લખવા ઇચ્છતા હોય તો પ્રાર્થનાના રૂપમા લખવું જોઇએ અને હોદ્દાના દરજ્જાથી લખવા ઇચ્છતા હો તો નિયમાનુસાર લખવુ જોઇએ." આસિ. રેસીડેન્ટને આથી રીસ ચઢી અને એ સબધી લબાણ ફરીઆદ આગળ કરી પરતુ તેનું પરિણામ વિપરીત આવ્યું. અને હમેશને માટે વાંસવાડામા રહેવાનું એમનુ બંધ થઈ નીમચ રહેવાનું ઠર્યું.

આ ઉદાહરણ ઉપરથી હાલના રાજકર્તાઓની "પ્રાઇવેટ લાઈફ" શબ્દના નિર્માણનો સહજ ખુલાસો મળી રહે છે. અત્યારે રાજકર્તાઓ પોતાની "પ્રાઇવેટ લાઈફ"માં પોતાનો રાજકર્તા તરીકેનો દરજ્જો ભુલી જઈ સરકારના અધિકારીઓ અને એમની સ્ત્રીઓ સુદ્ધાંની સાથે છુટથી ભેળાય છે. જ્યારે પહેલાં તો રાજાની બરાબર કોઈ બેસી શકતું નહીં એવી પ્રથા હતી. એની પાસે બેસવાનું ભાગ્યેજ કોઇ મોટા ઉમગવોમાંથી એકાદ એના ભાગ્યમાં લખાતું. આથી રાજાનો દરજ્જો સચવાતો. જ્યારે અત્યારે એવો કશો ભેદભાવ રહ્યો નથી. કહેવામાં ન આવે તો અમુક વ્યક્તિ રાજકર્તા છે એ ઓળખવું પણ મુશ્કેલ થઈ પડે છે. સરકારી અધિકારીઓ અને રાજકર્તાઓ અત્યારે સામાન્ય દોસ્તની માફક વર્તે છે. એક બીજાનો દરજ્જો સચવાય એવું કશું રહ્યું નથી. જ્યારે રાજાઓના સંબંધમાં વાઈસરોય સાહેબ કે નામદાર શહેનશાહ પોતાનો દરજ્જો, મોભો અને પોતાપણું, ભુલી જતા હોય એમ જોવામાં આવતું નથી. વર્તમાન કાળમાં તો જ્યાં સુધી કોઈ રાજકર્તા દરબારમાં હોય કે ગાદી ઉપર હોય ત્યાં સુધી તે રાજા છે પણ ત્યાર પછી તો તે 'પ્રાઈવેટ લાઇફ' ગાળે છે એવી પ્રથા દાખલ થઈ છે. જ્યારે એ જ રાજકર્તા એની પ્રજાના તો ચોવીશે કલાક અન્નદાતા અને ગરીબ નિવાજ છે. પ્રજાની સાથે એમને 'પ્રાઈવેટ લાઈફ' જેવું કદી હોઈ શકતું નથી. આનું પરિણામ એ આવ્યું છે કે રાજાઓનું પ્રાચીન વ્યક્તિત્વ અને એમના રાજત્વનું મહત્વ પ્રજાની દૃષ્ટિમાં હલકું પડી ગયું છે. અને પ્રજામાં માનનીય ગણાવા યોગ્ય નરેશો ઉપરથી પ્રજાનો ભક્તિભાવ સદાને માટે ઉડી ગયો છે અને તે બધું થવા પામ્યું છે આ "પ્રાઇવેટ લાઇફ" જેવા પ્રયોગોથી.

---

# જમીન મહેસૂલના પ્રશ્નો

મિ. મણિલાલ હીરાલાલ શાહ એમ. એ. એ 'મધ્યગૂજરાતના આર્થિક પ્રશ્નો' એ વિષય ઉપર એક અભ્યાસપૂર્ણ પત્રિકા લખી છે. તેમા જમીન મહેસૂલને લગતા કેટલાક મહત્વના પ્રશ્નોની છણાવટ કરી છે. જો કે તેમાં તેમણે પેટલાદ (ગાયકવાડ) અને આણંદ (બ્રિટિશ) બે તાલુકાઓને કેન્દ્રસ્થ રાખી આંકડાઓની તપાસણી કરી છે. પણ તેમાનો કેટલોક ભાગ દેશી રાજ્યો માટે ઉપયોગી હોઇ અમે આ નીચે આપીએ છીએ.

૧

### છુટને લગતા પ્રશ્નો

હિંદુસ્તાન એ એક ખેતીપ્રધાન દેશ છે. તેથી કરીને તેની વસતીનો લગભગ ૮૦ ટકા ભાગ ખેતીમાંથી પોતાની આજીવિકા પ્રાપ્ત કરે છે.. પરન્તુ ખેતીનો બધો આધાર વરસાદ ઉપર છે અને આ વરસાદ અનિયમિત હોવાથી ખેતીની પેદાશ અનિયમિત બને છે. જો જોઈએ તેના કરતાં વધારે કે ઓછો વરસાદ આવે, અથવા અનિયમિત વરસાદ આવે તો પાક ઉપર તેની ખૂબ જ અસર થાય છે; અને પાક બગડે છે. વરસાદ ઉપરાંત બીજા તીડ, હીમ જેવા કેટલાક કુદરતી કોપો પણ પાકને ઘણું નુકસાન કરે છે. આથી કરીને ઘણીએ વાર રૈયતને પૂરેપૂરો પાક મળતો નથી. સામાન્ય રીતે દર વરસે ૧૦ થી ૧૨ અને કેટલીક વખતે ૧૪ આની જેટલો પાક થાય છે. પેટલાદ તાલુકામાં ૧૨ આની પાકને સંપૂર્ણ પાક ગણવામાં આવે છે.

સામાન્ય રીતે દર વર્ષના સરેરાશ પાક ઉપરથી ગણત્રી કરીને જમીન-મહેસૂલ આકારવામાં આવે છે. તેથી કરીને ખેડુત જ્યારે ઉપર વર્ણવેલી મુસીબતોમાં ફસાય છે ત્યારે એ જમીનમહેસૂલ સહેલાઈથી આપી શકતો નથી. આવી અવારનવાર આવી પડતી અસામાન્ય મુસીબતો વખતે ખેડૂતને રાહત આપવા માટે જમીનમહેસૂલમાંથી અમુક ટકાની માફી અથવા છૂટ આપવામાં આવે છે.

પેટલાદ અને આણંદ એ બંને તાલુકામાં છૂટ આપવાની પદ્ધતિ છે. પરન્તુ એ બંને પદ્ધતિઓમાં ઘણો ફેર માલુમ પડે છે. પેટલાદ તાલુકામાં વખતોવખત જમીનમહેસૂલના કુલ ટકામાંથી અમુક ટકા જેટલી માફી આપવામાં આવે છે. જ્યારે આણંદ તાલુકામાં જમીનમહેસૂલના કુલ ટકામાંથી અમુક ટકા જેટલી માફી નહિ પરન્તુ પાકની આનીના પ્રમાણમાં તહકુબી (Suspensions) આપવામાં આવે છે. અને પાછળથી એ તહકુબી અમુક કાળે જરૂર પડે છૂટ (Remissions) માં ફેરવી નાખવામાં આવે છે.

બંને પદ્ધતિઓ વચ્ચેનો મુખ્ય તફાવત એ છે કે જ્યારે વડોદરા રાજ્યની ચાલુ (Current) વર્ષના જમીનમહેસૂલની પણ માફી આપવામાં આવે છે ત્યારે આણંદ તાલુકાની અંદર જે તહકુબીની રકમ એક વર્ષના જમીનમહેસૂલ કરતાં વધારે હોય અથવા જે તહકુબી ત્રણ વર્ષ સુધી ભરપાઇ થઈ ન હોય તે તહકુબીને માંડી વાળવામાં આવે છે. આવી માંડીવાળેલી તહકુબી એ જ છૂટ એમ આણંદ તાલુકામાં મનાય છે. તેથી કરીને ચાલુ વર્ષના જમીનમહેસૂલમાં કોઈ પણ જાતની છૂટ આપવામાં આવતી નથી.

હવે આ છૂટનું ધોરણ કેવી રીતે નક્કી કરવામાં આવે છે તે આપણે જોઈશું. આણંદ તાલુકાની અંદર કેટલી છૂટ આપવી જોઈએ તે માટે પાકની આનીની ગણત્રી કરવા માટે આણંદની અંદર એક મંડળ સ્થાપવામાં આવ્યું છે. આ મંડળના કુલ સભ્યો પાંચ હોય છે. તેમાંથી ત્રણ સભ્યો સરકારી અમલદારો હોય છે અને બીજા બે સભ્યો પ્રજા તરફથી ચૂંટાઈ આવેલા હોય છે. આણંદ તાલુકાના ગામડાંઓની અંદર આનીની ગણત્રી મામલતદાર દરેક ગામના અગ્રગણ્ય માણસોની સલાહ લઇને કરે છે. આવી રીતે આનીની ગણત્રી કરી આણંદ તાલુકામા કેટલી છૂટ અને તહકુબી આપવી જોઇએ તે નક્કી કરવામાં આવે છે.

પેટલાદ તાલુકામાં આનીની ગણત્રી માટે કોઈ પણ મંડળની વ્યવસ્થા જોવામાં આવતી નથી. ત્યાં વહીવટદાર અને તલાટીઓ લોકોનો સહકાર સાધી આનીની ગણત્રી કરે છે અને છૂટ તથા તહકુબીની જરૂરીઆત તથા તેનું પ્રમાણ નક્કી કરે છે.

અહીં આનીની ગણત્રીની બે પદ્ધતિઓ વચ્ચેના એક અગત્યના તફાવતની નોંધ લેવી જરૂરી છે. વડોદરાના નિયમો પ્રમાણે આખાયે ગામને માટે આનીની ગણત્રી કરવામાં આવે છે. તેથી કરીને કેટલાક ખેડૂતો કે જેમના પાકને જરા પણ નુકસાન થયું નથી તેમને પણ આનીની ગણતરીથી મળેલી છૂટનો લાભ થાય છે. પરન્તુ ખરી રીતે એમને તે લાભ મળવો જોઈએ નહિ. આણંદ તાલુકાની અંદર આનીની ગણતરી કરી છૂટ આપવાની આ ખામી દૂર કરી છે. કારણ કે ત્યાં આખા ય ગામને માટે આનીની ગણતરી કરવામાં આવે છે અને ત્યારબાદ નક્કી કરેલી આની પ્રમાણે દરેક વ્યક્તિગત ખાતેદારના ખેતરોની આની ગણવામાં આવે છે. આથી કરીને તે ખેડૂતો કે જેમને ખરેખર નુકશાન થયુ જ હોય તેમને જ છુટ અને તહકુબીનો લાભ મળે છે.

છુટ આપવાને માટે વડોદરા રાજ્ય ૧૬ આની પાકને સંપૂર્ણ પાક ગણે છે, અને આઠ આની પાકને સરેરાશથી અડધો પાક ગણે છે. જ્યારે આણંદ તાલુકામાં ૧૨ આની પાકને સંપૂર્ણ પાક ગણવામાં આવે છે અને ૬ આની પાકને સરેરાશ પાકનો અર્ધો ભાગ ગણવામાં આવે છે. આથી કરીને વડોદરા રાજ્યની નીતિ આ બાબતમાં વધુ પ્રજાહિતકારી છે તે ઉપરાંત જો વડોદરા રાજ્યની અંદર પાક બે આનીની નીચે જાય તો ૨૦ રૂપિયા અથવા તેથી ઓછી રકમના ખાતેદારોને જમીનમહેસૂલથી તદ્દન માફી આપવામાં આવે છે.

વડોદરા રાજ્યમાં ધારાધોરણને એક બાજુએ મૂકી ઘણીએ વખત ઉદારતાથી જમીનમહેસૂલની છુટ આપવામાં આવી છે. છેલ્લા દસ વરસમાં પેટલાદ તાલુકામાં વડોદરા રાજ્યે નીચે પ્રમાણે છુટ આપી હતી.

| વર્ષનું નામ | રકમ |
|---|---|
| ૧૯૩૧-૩૨ | રૂ. ૨૪૯૫-૯-૦ |
| ૧૯૩૨-૩૩ | રૂ. ૪૨૨૯-૦-૬ |
| ૧૯૩૩-૩૪ | રૂ. ૭૬૪૨૪-૧-૧ |
| ૧૯૩૪-૩૫ | રૂ. ૭૧૭૪૧-૮-૧ |
| ૧૯૩૫-૩૬ | રૂ. ૩૭૨૫-૮-૯ |
| ૧૯૩૬-૩૭ | રૂ. ૩૭૯૩-૧૨.૩ |
| ૧૯૩૭-૩૮ | રૂ. ૪૧૩૯-૧૫.૪ |
| ૧૯૩૮-૩૯ | રૂ. ૨૪૪૭૭૭-૧૨-૭ |

ઉપરના આંકડાઓ ઉપરથી માલુમ પડશે કે લગભગ દરેક વર્ષે પેટલાદ તાલુકામાં છૂટ આપવામાં આવે છે. આણંદ તાલુકાના છેલ્લાં ૧૦ વર્ષોની છૂટના આંકડા મળી શકતા નથી. પરંતુ આણંદ તળ માટે કેટલાક આંકડાઓ મળી આવે છે. જેની સરખામણી પેટલાદ તળના આંકડાઓ સાથે કરી, દર વર્ષે છૂટ આપવાથી સરકારને કેટલી ખોટ ભોગવવી પડે છે તે સમજવા નીચેના પત્રકમાં પ્રયત્ન કર્યો છે.

| નામ | વર્ષ | કુલ મહેસૂલ | છૂટ | સેંકડે નુકશાન |
|---|---|---|---|---|
| પેટલાદ | ૧૯૩૩ | ૧૦૯૯૪ | ૫૨૫ | ૪.૮% |
| ,, | ૧૯૩૮ | ૧૦૯૯૪ | ૭૮૫ | ૭.૧% |
| આણંદ | ૧૯૩૬–૩૭ | ૨૪૧૪૮ | ૨૨૬ | ૧.૦% |
| ,, | ૧૯૩૭–૩૮ | ૨૪૧૪૮ | ૫૫૨ | ૨.૨% |

ઉપરના પત્રક ઉપરથી આપણને છૂટથી દર સેંકડે કેટલું નુકશાન થાય છે એની ખબર પડે છે, તે ઉપરાંત આપણને એ સમજાય છે કે વડોદરા રાજ્યની છૂટની પદ્ધતિથી લોકોને વધારે ફાયદો થાય છે.

ઉપર પ્રમાણેની છૂટ આપવાની બે પદ્ધતિઓ-માંથી હું આણંદની પદ્ધતિને વધારે પસંદ કરૂં છું કારણ કે તે થોડે ખર્ચે સારો ફાયદો આપી શકે છે. છૂટ આપવાનો મુખ્ય ઉદ્દેશ પ્રતિકૂળ સંજોગોથી ખેડૂતોને થએલા નુકસાનની મુસીબતો દૂર કરવાનો છે. તેથી કરીને પ્રતિકૂળ સંજોગોથી જે લોકોને ખરેખરું નુકશાન થયું છે તે લોકોને છૂટનો ફાયદો મળે તે વધુ ઈચ્છવા યોગ્ય છે. આણંદ તાલુકાની પદ્ધતિથી આ પ્રમાણે બની શકે છે. પરન્તુ વડોદરા રાજ્યની પદ્ધતિથી નુકશાન થયું હોય કે ન થયુ હોય છતાં ય છૂટનો લાભ ખેડુતને મળે છે. વળી નુકસાનના પ્રમાણમાં છૂટનો લાભ મળવો જોઇએ તે ધોરણ વડોદરા રાજ્યની પદ્ધતિથી સાચવી શકાતું નથી. આપણે સરકારની દૃષ્ટિથી જોઇએ તોપણ વડોદરા રાજ્યની પદ્ધતિ ઓછી લાભદાયક છે કારણકે સરકારને તેનાથી વધારે નુકશાન ખમવું પડે છે.

વળી છૂટ તહકુબી વિ. આપવાનો મુખ્ય ઉદ્દેશ ખરા ખેડૂતોને રાહત આપવાનો છે. પરંતુ એ ઉદ્દેશ ભાગ્યે જ પાર પડે છે. જે ખેડૂતો પોતાની જમીન હોય અને પોતે ખેડતા હોય તેમને તો આ છૂટ વિ. નો લાભ આપોઆપ જ મળે છે, પરંતુ જે ખેડૂતો જમીનદારની જમીન ગણે ખેડતા હોય છે તેમને છૂટ વિ. નો લાભ ભાગ્યે જ મળે છે. કારણ કે જમીનદારો સરકારની માફક છૂટ અથવા ઘટાડો આપવાને તૈયાર નથી હોતા. જમીનદારો પર જો જમીનમહેસૂલ વધે તો તે બોજો તેઓ ખેડૂતો ઉપર નાખી દે છે. પરંતુ જમીનમહેસૂલ ઘટે તો તેનો લાભ ખેડૂતોને તો ભાગ્યે જ આપે છે. વળી જમીન-દારો પાસેથી મારી ઠોકીને આ લાભ મેળવવાની ખેડૂતોની તૈયારી અજ્ઞાનતા અને ગરીબાઈને લઇને નથી. જો કે તેઓ આ વારંવાર છૂટ, ઘટાડો વિ. જમીનદાર પાસેથી મેળવવા પ્રયત્નો કરે છે. પરંતુ જમીનદારો એવા હોંશિયાર હોય છે કે એવા પ્રયત્નોને તેઓ જરા ય મચક આપતા નથી. તે ઉપરાંત આવો લાભ ખેડૂતોને આપવો જોઈએ એવું કાયદેસરનું દબાણ તેઓ પર નથી માટે જો ખેડૂતોએ આવો લાભ મેળવવો હોય તો તેમને માટે એક જ રસ્તો છે અને તે સહકાર સંઘ સ્થાપવાનો. પેટલાદમાં આવું એક ખેડૂત મંડળ સ્થાપવામાં આવ્યું છે અને તેણે એવો ઠરાવ પસાર કર્યો છે કે દરેક ખેડૂતને જમીનદારે સરકારી રાહતના પ્રમાણમાં રાહત આપવી જોઇએ. અને જો તેમ ન થાય તો ખેડૂતે જમીનદારની જમીન ખેડવી નહિ અને આવી છોડી મૂકેલી જમીન બીજા કોઈ પણ ખેડુતે ખેડવાનું માથે લેવું નહિ ખરેખર આ પગલાથી ખેડુતોની સ્થિતિ સુધરવાનો સંપૂર્ણ સંભવ છે. આણંદ તાલુકામાં જમીનદારોએ ખેડૂતોને રાહત આપવી એમ કાયદેસર ઠરાવેલું છે અને તેથી જો કોઈ જમીનદાર આવી રાહત પોતાના ખેડૂતને ન આપે તો તે ખેડુત જમીનદાર સામે અદાલતમાં દાવો લાવી શકે. પરંતુ આણંદ તાલુકાના ખેડૂતોમાં જમીનદાર પાસેથી રાહત મેળવવાના પ્રયત્નો માટે કોઈ પણ પ્રકારની ચળવળ જોવામાં આવતી નથી.

## ૨

## તહકુબી

જેમ અસામાન્ય મુસીબતો વખતે રાહત આપવા ખેડૂતને જમીન મહેસૂલની છૂટ આપવામાં આવે છે,

તેવી જ રીતે તેના જ વખતે ખેડુતને તહકુબી આપવામા આવે છે તહકુબી એટલે જમીનમહેસૂલને તે વર્ષે નહિ લેતા તેને બીજે અગર ત્યારપછીના વર્ષે લેવુ તે

તહકુબીની પદ્ધતિ પણ બને તાલુકાઓમા છે, પણ બને તાલુકામા તહકુબી આપવાનું ધોરણ જુદુ છે. સામાન્ય રીતે તો સપૂર્ણ પાક થાય અગર આઠ આની પાક થાય ત્યા સુધી તહકુબી આપવામા આવતી નથી વડોદરા રાજ્યમા ૮ આનીથી ઓછો પાક થાય ત્યારે તહકુબી આપવામા આવે છે જ્યારે આણદ તાલુકામા ૬ આનીથી ઓછો પાક થાય ત્યારે તહકુબી આપવામા આવે છે આથી વડોદરા રાજ્યના ધારાઓ આ બાબતમા વધારે ઉદાર છે

વડોદરા રાજ્યમા ત્રણ આનીથી ઓછો પાક થાય અને આણદ તાલુકામા ૪ આનીથી ઓછો પાક થાય ત્યારે સપૂર્ણ જમીનમહેસૂલ મુલતવી રાખવામા આવે છે આ રીતે બ્રિટિશ રાજ્યનુ ધારાધોરણ વધારે ઉદાર લાગે છે

જો પાક ત્રણથી ૭ આની વચ્ચે હોય તો વડોદરા રાજ્ય ૫૦ ટકા જેટલુ જમીનમહેસૂલ મુલતવી રાખે છે જ્યારે આણદ તાલુકામા ૪ થી આઠ આનીની વચ્ચે પાક હોય ત્યારે ૫૦ ટકા તહકુબી અપાય એટલે સામાન્ય રીતે બને તાલુકાઓમા ૫૦ ટકા જેટલી તહકુબી આપવાનુ ધોરણ લગભગ સરખુ જ છે

તહકુબી વસૂલ કરવાના ધોરણ પણ જુદા જુદા છે પેટલાદ તાલુકામા ૭ આનીની અદર પાક થયો હોય ત્યારે અને આણદ તાલુકામા આઠ આનીની અંદર પાક થયો હોય ત્યારે તહકુબી તદ્દન વસૂલ કરવામા આવતી નથી

પેટલાદ તાલુકામા તહકુબી વસૂલ કરવા માટે નાના હપ્તાઓ રાખવામા આવ્યા છે આ હપ્તાઓ આઠથી વધારે અને ચારથી ઓછા ન હોવા જોઈએ તે ઉપરાત ખાતેદાર જેટલુ જમીનમહેસૂલ આપતો હોય તેના $\frac{1}{4}$ ભાગથી વધારે રકમ જેટલી તહકુબી એકી વખતે વસૂલ થઈ શકે નહિ આણદ તાલુકાના નિયમો જરા જુદા છે. આણદ તાલુકામા પાક જો આઠ આની અને અગિયાર આનીની વચ્ચે હોય તો જમીનમહેસૂલના $\frac{1}{2}$ ભાગ જેટલી તહકુબી એક સામટી વસુલ કરી શકાય છે, અને જો પાક અગિયાર આનીથી વધારે હોય તો આખા યે જમીનમહેસુલ જેટલી તહકુબી વસૂલ લઈ શકાય છે

પેટલાદ તાલુકામા તહકુબીની રકમ તે ખાતેદારના બે વર્ષના જમીનમહેસૂલ કરતા જેટલી વધારે થઈ હોય તેટલી આપોઆપ માડી વાળવામા આવે છે આણદ તાલુકામા તહકુબીની રકમ તે ખાતેદારના એક વર્ષના જમીનમહેસૂલ કરતા જેટલી વધારે થઈ હોય તેટલી દર ત્રણ વર્ષે આપોઆપ માંડી વાળવામા આવે છે અહીં આપણે એક વાત યાદ રાખવી જોઈએ આણદ તાલુકામા ચાલુ વર્ષના જમીનમહેસૂલમા છૂટ જરાયે અપાતી નથી પરતુ તહકુબી આપવામા આવે છે અને આ તહકુબીને જ્યારે માડી વાળવામા આવે ત્યારે છૂટ કહેવામા આવે છે

## ૩

## ખેડુતની આર્થિક સ્થિતિ

ખેડૂતની આર્થિક સ્થિતિ માટે ઘણાએ લખાણો લખાયા છે આ આર્થિક સ્થિતિ તપાસવા માટે જુદા ધોરણો સ્વીકારવામા આવ્યા છે કેટલાક, ખેડૂતના આવકજાવકના ખર્ચ ઉપરથી કેટલાક, ખેતીમાથી મળતા ચોખ્ખા નફા ઉપરથી વિ થી ખેડૂતની સ્થિતિનું માપ કાઢે છે હું એમ માનું છુ કે ખેડૂતને ખેતીની આવકથી શુ મળે છે તેની તપાસ કરીએ તો જ આપણને ખેડૂતની ખરી સ્થિતિ સમજાય.

તેટલા માટે આપણે ખેડૂત જે જે પાક લે છે તેનો ખર્ચ અને તેમાથી તેને થતી આવકનો વિચાર કરીએ આ નાનકડા પુસ્તકમા દરેકે દરેક પાકનો વિચાર કરવાનું અશક્ય બને છે તેથી કરીને આપણે

આણંદ અને પેટલાદ તાલુકામાં જે મુખ્ય પાક છે-તંબાકુ-તેનો વિચાર કરીશું એટલે આપણને બંને તાલુકાઓના ખેડૂતોની સ્થિતિનો ઠીકઠીક ખ્યાલ આવી શકશે. નીચેના પત્રકમાં તંબાકુના દર વીઘા દીઠ બંને તાલુકાઓમાં જુદી જુદી જાતના ખેડૂતને કેટલું ખર્ચ આવે છે તે બતાવ્યું છેઃ—

| કઈ જાતનો ખેડૂત | જમીન મહેસૂલ સિવાયનો વીઘા દીઠ ખર્ચ. | જમીન મહેસૂલ સાથેનો પેટલાદ તાલુકામાં વીઘા દીઠ ખર્ચ | જમીન મહેસૂલ સાથેનો આણંદ તાલુકામાં વીઘા દીઠ ખર્ચ |
|---|---|---|---|
| (૧) માલિક ખેડૂત. | રૂ. ૧૫ | રૂ. ૧૯-૮-૦ | રૂ. ૧૮-૦-૦ |
| (૨) ભાડે જમીન ખેડાવનાર જમીન માલીક. | રૂ ૩૦ | રૂ ૩૪-૮-૦ | રૂ. ૩૩-૦-૦ |
| (૩) સાંથ આપીને જમીન ખેડનાર ખેડુત. | ... | રૂ. ૩૧-૮-૦ | રૂ. ૨૭-૦-૦ |

હવે આપણે તંબાકુના દરેક વીઘામાંથી ખેડૂતને કેટલી આવક થાય છે તે જોઈએ. પેટલાદ તાલુકામાં દર વીઘે સામાન્ય રીતે ૧૨ મણ તંબાકુ થાય છે અને તેનો ભાવ દર મણે રૂ. ૪-૮-૦ જેટલો ઉપજે છે. આણંદ તાલુકામાં સામાન્ય રીતે દર વીઘે ૧૦ મણ તંબાકુ થાય છે. અને તેનો ભાવ દર મણે રૂા. ૫-૦-૦ જેટલો ઉપજે છે. તેથી કરીને દર વીઘા દીઠ પેટલાદ તાલુકામાં રૂ. ૫૪ અને આણંદ તાલુકામાં રૂા, ૫૦ની સરેરાશ આવક ખેડૂતને થાય છે. હવે આપણે ખેડૂતને ચોખ્ખો નફો કેટલો થાય છે તે નીચેના પત્રકમા જોઈએ.

| ખેડૂતની જાત. | જગ્યાનું નામ | ખર્ચ રૂ. | કુલ આવક રૂ. | ચોખ્ખી આવક રૂ. |
|---|---|---|---|---|
| (૧) માલિક ખેડૂત | (૧) પેટલાદ તાલુકો | ૧૯-૮-૦ | ૫૪-૦-૦ | ૩૪-૮-૦ |
| | (૨) આણંદ ,, | ૧૮-૦-૦ | ૫૦-૦-૦ | ૩૨-૦-૦ |
| (૨) ભાડે જમીન ખેડનાર ખેડૂત | (૧) પેટલાદ ,, | ૩૪-૮-૦ | ૫૪-૦-૦ | ૧૯-૮-૦ |
| | (૨) આણંદ ,, | ૩૩-૦-૦ | ૫૦-૦-૦ | ૧૭-૦-૦ |
| (૩) સાંથે ખેડનાર ખેડૂત | (૧) પેટલાદ ,, | ૩૧-૮-૦ | ૫૪-૦-૦ | ૨૨-૮-૦ |
| | (૨) આણંદ ,, | ૨૭-૦-૦ | ૫૦-૦-૦ | ૨૩-૦-૦ |

ઉપરના પત્રક ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે પેટલાદ તાલુકાના ખેડૂતોને ખેતીમાંથી આણંદ તાલુકાના ખેડૂતો કરતાં કંઈ વધારે પ્રાપ્ત થાય છે. બીજું એ પણ માલૂમ પડે છે કે જાતે ખેડનાર માલિક ખેડૂત જો પંદરથી વીશ વીઘાં જેટલી જમીન ધરાવતો હોય તો આનંદથી જીવન ગુજારી શકે છે. સાંથે રાખનારાઓની સ્થિતિ ખરેખર દયાજનક છે. અને એની તેમને માટે આવકનું સાધન

અભિપ્રાય હતો કે વડોદરા રાજ્યની ઉદાર નીતિને લઈને એ બે તાલુકાઓમા શિક્ષણની સગવડ ઘણી જ સુંદર હોવાથી તે તાલુકાઓમા કશુ કરવા પણ રહેતુ નથી

રાજ્યની પ્રજાકલ્યાણ માટેની બીજી યોજના તે પ્રજાના આરોગ્ય માટેની છે અહીં મારે કબૂલ કરવુ જોઇએ કે આણદ તાલુકા કરતા પેટલાદ તાલુકામા રુગ્ણાલયોની યોજના વધારે સારી છે પેટલાદ તાલુકામા ૭ રુગ્ણાલયો છે અને તે ઉપરાત અનેક ઔષધાલય મડળો છે આણંદ તાલુકામા ફક્ત ૪ રુગ્ણાલયો છે અને ઔષધાલય મડળો ત્યાં નથી

હવે આપણે બન્ને તાલુકાઓના ઔદ્યોગિક વિકાસ માટે રાજ્યે શુ શુ કર્યુ છે તે જોઈએ પેટલાદ તાલુકામા ૭ શહેરોની ખીલવણી થઈ છે આણદ તાલુકામા ૪ શહેરો છે આણદ તાલુકા કરતા પેટલાદ તાલુકો જરા ખૂણે છે છતા પેટલાદ તાલુકામા વિદ્યુતની યોજના છે અને સ્વરવાહક (Telephone) યત્ર વડે પેટલાદને વડોદરા સાથે જોડવાની યોજના ઉપર વિચારણા ચાલી રહી છે પેટલાદમા બે મિલો અને અનેક જિનો તથા પ્રેસો છે આણદમા પોલસન ડેરી જોવા લાયક છે.

હિંદુસ્તાન જેવા ખેતીપ્રધાન દેશમા ખેતીવાડીના વિકાસ માટે વણુ કરવાની જરૂર છે વડોદરા રાજ્યના કૃષિખાતાના મુખ્ય અધિકારીના પ્રબળ ઉત્સાહથી પેટલાદ તાલુકામા ખેતીવાડીના હથિયારો, સારા બી, વ મા ઘણી સારી પ્રગતિ થઇ છે આણંદ તાલુકામા પણ આ બાબતોમા ઘણી સારી પ્રગતિ થઇ છે

પેટલાદ તાલુકામા Intensive Cultivation જોવામા આવે છે. વડોદરા રાજ્યના કૃષિખાતાના પ્રયત્નોથી પેટલાદ તાલુકાના ગમોલ ગામે સુધરેલી જાતની તમાકુ ઉછેરવાનું શરૂ થયુ છે વડોદરા રાજ્યના કૃષિખાતાના પ્રયત્નો ખેતીવાડીના ભાગ અને પેટાવિભાગોવાળાં વર્તુળો સ્થાપી તે દ્વારા ગ્રામજનતાને ખેતીવાડીના કાર્યમા દરેક જાતની મદદ કરવામા સમાએલા છે આ ઉપરાત ભૂપૃષ્ટ અને કૂવાના પાણીનું રાસાયણિક પૃથક્કરણ પણ ડૉ ચદુલાલ શાહના હાથમા સોપવામા આવ્યુ છે

આણદ તાલુકામા ખેતીવાડીની સ્થિતિ આબાદ કરવા માટે Economic Holding કેવી રીતે સ્થાપવુ તે માટે ખાસ પ્રયત્નો થઈ રહ્યા છે આ કાર્યનો પદ્ધતિપૂર્વક ઉકેલ લાવવા માટે ત્રણ કૃષિવિદ્યાના સ્નાતકોને ત્રણ કેન્દ્રોમા નીમવામા આવ્યા છે આ પ્રયોગોનો ઉદ્દેશ એવો છે કે એક ખેડૂતના કુટુબનો તેના ઢોરના ઘાસચારા સાથે ઓછામા ઓછી કેટલી જમીનથી અને તે જમીનના કેવા ઉપયોગથી નિભાવ થઇ શકે તે શોધી કાઢવુ તે ઉપરાત છૂટાછવાયા Holdingsને એકત્રિત કરવાનો પણ આ પ્રયાસ છે વળી આણદમા ટૂકા જ વખતમા એક કૃષિવિદ્યાલય સ્થાપવાનું છે

આણદ અને પેટલાદ તાલુકાની કૃષિખાતાની પ્રગતિ અને પ્રવૃત્તિ સંતોષકારક છે જો કે કરવાનું ઘણુ બાકી છે છતા પણ શુભ પ્રયત્નોની શરૂઆત થઈ ચૂકી છે

ખેડૂતના સામાજિક, આર્થિક વગેરે ઉદ્ધાર માટે સહકારી સસ્થાઓની ઉપયોગિતા એકમતે કબૂલાય છે માટે એ સસ્થાઓની સ્થાપના, વિકાસ અને પોષણ માટે રાજ્યે બેદરકાર રહેવુ જોખમભરેલુ છે વડોદરા રાજ્યમા તેમજ બ્રિટિશ પ્રાતોમા ઇ સ ૧૯૦૪મા પહેલવહેલી સહકારી સસ્થાની શરૂઆત થઈ પેટલાદ તાલુકામા આજે લગભગ ૭૯ સહકારી મડળીઓ છે અને તેમાં લગભગ ૪ હજાર જેટલા માણસો સભાસદો તરીકે ભાગ લે છે આણદ તાલુકામા લગભગ ૮૧ જેટલી સહકારી મડળીઓ છે અને તેમા ૩૭૦૦ જેટલા સભાસદો છે

આણંદ અને પેટલાદ તાલુકાની વસ્તીનું પ્રમાણ જોતા આ સસ્થાઓ અને સભાસદો ઓછા કહેવાય એથી બને તાલુકાઓમા સહકારી ચળવળને શુદ્ધ બનાવી તેને વેગ આપવાની ખાસ જરૂર છે

સહકારી સસ્થાઓમા નાણાનું ધીરાણ કરનારી સસ્થાઓ (Credit Societies) વધારે પ્રમાણમા

દેખાય છે. પરંતુ હાલના સન્જોગો જોતાં નાણાં સિવાય અન્ય રીતે ખેડુતોનો ઉદ્ધાર સાધી શકે એવી સહકારી સંસ્થાઓ ( Noncredit Societies )ની ખાસ જરૂર છે.

નાણાં ધીરનારી સહકારી સંસ્થાઓ બન્ને તાલુકાની અંદર ખરાબ દશામા આવી ગઈ છે. આનાં ઘણાં કારણો છે. પરંતુ બ્રિટિશ હિંદના ઉત્તર વિભાગના મદદનીશ સહકારી અધિકારીની માન્યતા પ્રમાણે નાણાં ધીરનારી સહકારી સંસ્થાઓની પડતીનું મુખ્ય કારણ શાહુકારોની છેતરપીંડી છે. જ્યારે આ સહકારી સંસ્થાઓ સ્થપાઈ ત્યારે શાહુકારે પોતાનાં ભરપાઈ ન થઈ શકે તેવાં ખરાબ દેવાં સહકારી મંડળીઓમા પોતાની લાગવગ વાપરી વસુલ કર્યાં. આ બધાં દેવાં ન આપી શકે તેવા માણસો સહકારી મંડળીના સભાસદ થયા અને આવી રીતે શરૂઆતમાં જ Credit Societies ના વિનાશના બીજ રોપાયા. અત્યારે તો એ સહકારી સસ્થાઓ લગભગ મરણપથારીએ પડી છે.

નાણાં નહિ ધીરનાર Noncredit Societies ની સ્થિતિ જરા સારી છે અને તે સંસ્થાઓ કેટલીક રીતે સારૂં જનકલ્યાણ કરે છે.

હવે આપણે પ્રજાના સામાજિક ઉદ્ધાર માટે બંને તાલુકાઓમાં રાજ્ય તરફથી શા શા પ્રયત્નો થયા છે તે જોઇએ. વડોદરા રાજ્યમાં ૧૯૦૪માં બાળલગ્ન-પ્રતિબંધક કાયદો દાખલ કરવામાં આવ્યો હતો એવો જ કાયદો બ્રિટિશ હીંદના પ્રાંતોમાં ઇ. સ ૧૯૩૦માં દાખલ કરવામા આવ્યો હતો. લગ્નવિચ્છેદનો કાયદો કે જે આજે મુંબઈ સરકારની પાસે વિચારણા માટે પડેલો છે તે વડોદરા રાજ્યમાં ઇ સ. ૧૯૩૦ જેટલો વહેલો દાખલ કરવામા આવ્યો હતો. તદુપરાંત વડોદરા રાજ્યની અંદર જ્ઞાતિત્રાસનિવારણ કાયદો પણ છે. આ કાયદાથી નાના નાના એકડાઓનો અને ગોળોનો નાશ કરવામા આવ્યો છે. એક જ જ્ઞાતિના પડી ગએલા નાના નાના વિભાગોને લઇને શિક્ષિત યુવક યુવતીઓને લગ્નસબંધમાં પડતી અડચણો આ કાયદાથી કેટલેક અંશે દૂર થઈ છે. બ્રિટિશ હિંદના લોકો આ કાયદો બ્રિટિશ હીંદમા દાખલ થાય તે માટે ઘણા આતુર છે.

---

# પ્રાચીન રાજશાસન

[ વડોદરા ખાતે ૧૯૩૩મા મર્હુમ, પ્રાચ્ય વિદ્યાવિશારદ પ્રો જાયસવાલના પ્રમુખપદે મળેલી સમગ્ર હિંદની સાતમી "ઓરીએન્ટલ કોન્ફરન્સ"મા અભ્યાસ માટે આ નિબંધની પસંદગી કરવામા આવી હતી. પ્રાચીન કાળમા નરેશોના તંત્રો કેવી વ્યવસ્થાથી ચાલતા અને તેમા લોકમતને કેટલે અંશે અવકાશ હતો તે આ નિબંધમા દર્શાવવામા આવ્યું છે. હાલના કાળમા આમાના વિચારો દેશીરાજ્યોના પ્રશ્નોનો વિચાર કરનારને ઉપયોગી થાય એવા લાગવાથી અત્રે આપવામા આવ્યો છે. ]

ઇતિહાસનું સંશોધન અને તેનો નિર્ણય એ કઠિન અને વિવાદગ્રસ્ત છે. તે સંબંધી અબાધિત અનુમાન કરવાં અશક્ય છે. હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ તો તમસાવૃત્ત છે. પ્રાચીન શોધખોળ કરનારાઓએ સિક્કા, શીલાલેખો, તામ્રપટો, વૈદિક, બૌદ્ધ અને જૈનગ્રંથો તથા કથાનકો ઉપરથી સંશોધન કર્યું છે. પણ તેથી હિંદના પ્રાચીન ઇતિહાસનું આખું અંગ થાય તેમ નથી. આવા સયોગોમાં આર્યપ્રજાના રાજ્યબંધારણ વિષે લખતાં પ્રમાણ જાળવી રાખવું મુશ્કેલ છે. ઇ સ. પૂ ૧૦મા સૈકા લગભગના આપણા ઇતિહાસમા પ્રકાશનાં કિરણો નાખવા સંશોધકોએ ઠીક પ્રયત્ન કર્યો છે. અને એટલે અંગે એ પ્રાચીન રાજ્યવ્યવસ્થાના ઉત્ક્ષેપ પરત્વે ઉપયુક્ત છે.

ઉપર દર્શાવેલાં સંશોધનનાં સાધનો સિવાય ઈ. સ. પૂ. ૨જા સૈકામાં અને ત્યાર પછી થયેલા નાટકગ્રંથો, શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણગ્રંથો, ફાહીયાન અને હ્યૂસંગ જેવા પરદેશી મુસાફરો અને ધર્મયાત્રાળુઓનાં લખાણોથી હિંદુસ્તાનનો પ્રાચીન ઈતિહાસ અને બંધારણનો ઉકેલ કરવામાં ઠીક સાહાય્ય મળી છે.

જૂના કાળના લખનારાઓ ધર્મબુદ્ધિથી અને લોકહિતની વૃત્તિથી લખતા એટલે એમના ગ્રંથોમાં તેઓ પોતાના સંબંધી કશો જ ઉલ્લેખ કરતા ન હતા. ગ્રંથકારો અને કવિઓ પોતાને માટે તો નહીં જ પણ પોતાના આશ્રયદાતાઓ વિષે પણ કંઈ લખતા નહીં, પણ એમના ગ્રંથો ઉપરથી જે તે સમયની લોકસ્થિતિ રાજ્યવ્યવસ્થા સંબંધી ભાળ મળે છે. વેદોમાં સ્મૃતિઓમા, પુરાણોમા, સૂત્રોમાં અને કથાનકોમાંથી આ વિગતો મળે છે. અને એ રીતે આર્યપ્રજાના રાજકીય વિકાસનો કેટલેક અંશે તાળો મળી જાય છે.

આર્ય પ્રજાએ પંજાબમાં પ્રવેશ કર્યો તે પહેલાં એ પ્રજા એશિયા ખંડના મધ્ય પ્રદેશમા રહેતી હતી, કે ઉત્તરધ્રુવના પ્રદેશમા રહેતી હતી એ વિષે અદ્યાપિ મતભેદ ચાલ્યો આવે છે. અવસ્તા ઉપરથી જણાય છે કે ઈરાનની પ્રજા અને આર્યપ્રજા એકલોહીની છે, અને પરસ્પર છૂટી પડી તે પહેલાં મધ્ય એશિયાના 'ઈરાનવેજ' પ્રદેશમાં તે પ્રજાનો નિવાસ હતો. આ પ્રદેશની પવિત્રતા અને ગાંભીર્ય માટે અવસ્તા ગાથાઓમાં મહીમા ગાવામાં આવ્યો છે. વંદીદાદમાં કહ્યું છે કે 'આ પ્રદેશમા ૮–૧૦ મહીનાનો શીતકાલ હતો.' આથી વૈદિક માન્યતાને પણ ટેકો મળે છે. અને 'ઈરાનવેજ'થી સીમા પ્રાંત સુધી ઇ. સ. પૂ ૩ હજારમાં તો આર્યપ્રજા આવી વસી હતી

આર્યો ધરમૂળથી પશુપાલન અને કૃષિમાં કુશળ હતા. એ જ એમનો વ્યવસાય હતો. પંજાબમા આવી આર્યપ્રજાએ સ્થિર નિવાસ કર્યો, પણ ત્યાં અનાર્યો સાથે એમને યુદ્ધ કરવાં પડ્યાં આ બાબતી ઋગ્વેદમાં ઘણી જગ્યાએ ઉલ્લેખ છે. આર્યોએ પોતાના આ પ્રતિપક્ષીનું નામ દસ્યૂ પાડયું હતું. પંજાબમાં આવ્યા પછી આર્યોના સામાજીક જીવનમાં ફેરફાર થયો. એમના ચારિત્ર્ય અને સ્વભાવ ઉપર સ્થાનિક અસર થઈ. અનાર્યો સાથેના યુદ્ધને લીધે પરસ્પર એકતા જાળવવાની અને સામાજીક નિયમોના પાલનની એમને અગત્ય લાગી. ઋગ્વેદમાં જે માટે 'जनाः' એવી સંજ્ઞા છે એવાં 'जनाः'–મંડળો–અલગ અલગ સ્થપાયાં. આ સમયે આવાં પાંચ મંડળો (पञ्चजनाः) હતાં. પ્રત્યેક મંડળનો એક આગેવાન હતો. ઋગ્વેદમાં કહેલી વિદથ નામક સાર્વજનિક સમિતિઓ અને સભાઓની રચના થઈ. પુરુ, યદુ, તુરવસ, દૃહ્યુસ અને અનિસ વગેરે પ્રસિદ્ધ પુરૂષો થયા. સલાહસંપથી રહ્યાથી પંજાબમાં આર્યપ્રજા જીવન વિકાસ કરી શકી, અને કૃષિ તથા પશુપાલન અર્થે પંજાબમાં આબોહવાની અનુકૂળતા જોઈ આર્યપ્રજાના બીજાં ટોળાં પણ આવવા લાગ્યાં. જૂના અને નવા આર્યો વચ્ચે વિગ્રહ થયા, તેનું પરિણામ એ આવ્યું કે અસલના આર્યો પંજાબનો પ્રદેશ છોડી આગળ ગંગા યમૂનાના પ્રદેશ ભણી ગયા. આ પ્રમાણે ઉત્તરાપથમાં આર્યપ્રજા પ્રસરી.

મધ્ય એશિયામાંથી છૂટાં પડેલાં આર્ય મંડળો પૈકી એક મંડળ પશ્ચિમમાં ગ્રીસ સુધી ગયું. ગ્રીસની પર્વતભૂમિ, નદી નાળાં, સમુદ્રપ્રાંત અને વિભક્તભૂપ્રદેશને અંગે ત્યાં જઈ વસેલી પ્રજાને વિસ્તૃત રાજ્ય બંધારણની પ્રતિકૂળતા હતી. અને તેથી એ પ્રજાએ કાયદો અને વ્યવસ્થાનું સંરક્ષણ થાય એ માત્ર હેતુથી નગર રાજ્યોની સ્થાપના કરી. પણ ગંગા યમૂનાનાં પ્રદેશના આર્યોને જમીનનો અખંડિત પટ મળવાથી એમના વિકાસને વિશેષ અનુકૂળતા મળી. તેઓના સામાજીક, આર્થિક અને રાજ્ય નૈતિક બંધારણમાં વિકાસને ક્રમે ફેરફાર પણ થયો. ગંગા યમુનાના ફળદ્રુપ અને સમાન ભૂમિમાં ધાર્યું ધાન ઉત્પન્ન થવાથી આર્યોમાં સંપત્તિની વૃદ્ધિ થઈ. મોટાં મોટાં શહેરો વસ્યાં અને સમાજસંપત્તિમાં વધારો થયો. સાથે સાથે કેટલાક આર્થિક અને સામાજીક પ્રશ્નો ઉત્પન્ન થયા. અને વ્યવસ્થા તથા નિયમનની ભાવના ઉત્પન્ન

થઈ આ રીતે રાજ્યતંત્રનો જન્મ થયો આર્યોના અધિષ્ઠાતાને રાજાની સંજ્ઞા મળી

આ પ્રદેશમા આર્યો આવ્યા તે પહેલા વેદોમા જેમને દસ્યૂ, દાસ, અસુર કહ્યા છે, તેઓના રાજ્યો સ્થિરતા પૂર્વક ચાલતા હતા કાલાન્તરે આ સમૃદ્ધિશાળી રાજ્યો સાથે યુદ્ધ થયા પણ આ અનાર્યો પશુગણના જેવા નહતા તેઓ બુદ્ધિશાળી કુશળ સભ્ય અને વ્યવસ્થા શક્તિવાળા હતા આર્યોએ જોયુ કે માત્ર બળથી જ આ પ્રજા વશ નહીં થાય એટલે તેમને પક્ષમા લેવા આર્યોએ તેમની સાથે લગ્ન-ભોજન વગેરે સામાજિક વ્યવહાર શરૂ કર્યા એથી ગંગા યમુનાના પ્રદેશમા સંકર સમાજ ઉત્પન્ન થયો અને જાતિ ભેદની શરૂઆત થઈ શૂદ્રો પણ આ સંકરતામાથી થયા એ સંભવિત છે ઇ સ પૂ દોઢ હજાર વર્ષ પહેલા એટલે આજથી ચાર હજાર વર્ષ પહેલા આ સ્થિતિ હતી

ગંગા યમુનાના દુઆબની પૂર્વ દિશામા બીજા કેટલાક રાજ્યો હતા એટલે તરત તો આર્યપ્રજા એ તરફ આગળ ન જઈ શકી પરન્તુ ક્રમેક્રમે એ તરફ એમના છૂટા છવાયા રાજ્યો સ્થપાયા ગંગા-યમૂનાના પ્રદેશમા જેમ કૌરવો અને પાચાલોએ પ્રસિદ્ધિ મેળવી તેમ પૂર્વમા કોશલ, કાશી અને વિદેહના રાજ્યો જાણીતા થયા

આ કાળમા આર્ય પ્રજાએ પોતાની વસાહતો સ્થાપી, તે સાથે જ્ઞાન, વિજ્ઞાન, કલા તથા ધર્મના પ્રચાર અર્થે પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કર્યો જ્ઞાનને વેદની ઋચાઓમા મૂક્યુ પછીના કાળમા ઋચાઓના અર્થ બ્રાહ્મણ ગ્રન્થોમા કરવામા આવ્યા બ્રાહ્મણોના સ્પષ્ટીકરણ અર્થે આરણ્યકોની રચના થઈ અને અંતે ઉપનિષદ્ રચાયા જ્ઞાન માર્ગના પડખો પડખ ક્રિયાકાડના ગ્રન્થો પણ રચાયા વેદ અને વેદની ધાર્મિક ક્રિયાઓને લોકો યથાર્થ સમજી શકે એટલા માટે કલ્પ શિક્ષા, છન્દ, વ્યાકરણ નિરુક્ત અને જ્યોતિષ વેદાગો થયા આ પ્રજાનો આ બ્રાહ્મણ યુગ હતો આ યુગમા રાષ્ટ્રીય ભાવનાવાળા રાજ્યો ઉત્પન્ન થયા પ્રત્યેક રાષ્ટ્રનું પોતાની જાતિ ઉપર સ્વામીત્વ હતુ પ્રત્યેક જાતિ બહુધા એક પ્રાન્તમા ચિરસ્થાયી જેવી હતી એથી ભરત, પાચાલ, વિદેહ ઐક્ષ્વાકુ વગેરે જાતિસૂચક પ્રદેશો રચાયા આ જાતિઓએ પોતાનુ રાષ્ટ્રીય સગઠન કરી રાજાની નિયુક્તિ કરી અને સ્વ જાતિય રાજાનો અધિકાર જાતિઓએ માન્ય રાખ્યો

આ ઉપરથી જણાય છે કે બ્રાહ્મણયુગમા આર્ય પ્રજાએ જ્ઞાનની પ્રત્યેક દીશામા સંચાર કર્યો હતો જાતિ રાજ્યો બધાયા એટલે લોકોને રાજકીય પ્રવૃત્તિમા રસ પડ્યો બુદ્ધિના કૌશલ્યની સાથે પ્રજાની સ્મરણશક્તિ મદ પડી તથા સર્વશાસ્ત્રો કંઠસ્થ રાખવાનુ બની શક્યુ નહીં જ્ઞાનને પાના ઉપર નાખવાના સાધનોનો અભાવ-લિપિની અપૂર્ણતા અને અન્ય વ્યવસ્થાને અગે સર્વશાસ્ત્રો મુખપાઠ રાખવાની અશક્તિથી બધા શાસ્ત્રો સુરક્ષિત રહી શકે એમ ન હતુ એટલે ગૂઢાશયને જાળવી રાખવા સૂત્ર ગ્રન્થો-અલ્પમા બહુ અર્થને સમજાવનારા—રચાયા સૂત્રો કંઠસ્થ રાખી શકાતા એનાથી શાસ્ત્રોના અર્થ પરપરા સમજાતા અને એ અર્થો પ્રજાની વ્યાવહારિક પ્રવૃત્તિના ઉકેલમા ઉપયુક્ત થતા અગસ્ત્ય ઋષિની કથા ઉપરથી જણાય છે, કે ઈ સ પૂ દશ્મા સૈકા સુધીમા આર્ય પ્રજાનો અમુક ભાગ વિંધ્યાચલ ઓળગી 'મહાકાણ્ટાર' સુધી પહોચી ગયો હતો દડકારણ્યની હદ, પપાસર તુગભદ્રાના ઉત્તર તીર-સુધી હતી અગસ્ત્ય ઋષિના આગમનથી દડકારણ્ય આબાદ થયુ અને 'મહાકાણ્ટાર' મા સુધારાનો યુગ દાખલ થયો એમ કહેવાય છે કે તામિલ વ્યાકરણના પ્રથમ પ્રણેતા-અગસ્ત્ય મુનિ હતા

ઉત્તર અને દક્ષિણ પથમા આર્યોના ફેલાવાથી વ્યવસ્થા અને નિયમનની સાથે સંપત્તિમા વૃદ્ધિ થઇ એ ખરૂ પણ દેશસમસ્તમા ક્રાતિના બીજ રોપાયા વેદ કાળના આર્યોની સસ્કૃતિ, આચાર વિચાર, અને મિત્રસ્યાहं सर्वाणि भूतानि समीक्षे એવા ભૂતમાત્ર પ્રતિ જાગૃત થયેલો મિત્રભાવ લુપ્ત થયો અનાર્યોના સપર્કથી

કે અનુકૂલ ભૂમિની પ્રાપ્તિથી—ગમે તે પ્રકારે પણ—પ્રજામા પ્રમાદી વૃત્તિની અસર થવા લાગી અર્થાત્ સૂત્રકાલ એ, આર્ય પ્રજાના સામાન્ય જીવનમા ક્રાંતિકારક યુગ હતો સૂત્રકાળમા ઋષિ જીવનમા બુદ્ધિ સ્વાતંત્ર્ય અને નિષ્પક્ષપાત દૃષ્ટિમા વિક્ષેપ પડ્યો અધ્યાત્મવાદને સ્થાને કર્મવાદને પ્રાધાન્ય મળ્યુ યજ્ઞક્રિયા કરાવી દ્રવ્યોપાર્જન કરવાનો બ્રહ્મવૃત્તિમા વિકાર થયો સ્વરસહિત પણ અર્થરહિત મંત્રાભ્યાસની પ્રથાને યાજ્ઞિકોએ માન્ય રાખી રાજાઓ અને શ્રીમાનો હીંસાયુક્ત યજ્ઞો કરવા લાગ્યા આ હીંસા ગૃહકર્મ શ્રાદ્ધકર્મ અને અતિથી સત્કાર પર્યત પહોચી 'શૂદ્રો અસંભાવ્ય' ગણાવા લાગ્યા દાન દક્ષિણા લેનાર 'બ્રહ્મબંધુ' યાજકો વધતા ગયા અને છતા એ યાજકો જ શ્રેષ્ઠ મનાવા લાગ્યા આવા સંયોગોમા કોઈનુ લક્ષ ન તો સૂત્રોના ગૂઢાર્થ પ્રતિ ગયુ કે ન તો ઉપનિષદ્‌ના અધ્યાત્મવાદ પ્રતિ ગયુ જનકનો અપવાદ હતો, બાકી રાજા માત્ર હીંસક યજ્ઞ ક્રિયાને ધર્મ ગણતા આથી પરંપરાના ધર્મ વ્યવહારમા વિક્ષેપ પડ્યો તથા સમાજનુ નૈતિક ધોરણ શિથિલ થયુ

આવા સંજોગોમા બુદ્ધ અને મહાવીરના અહિંસા ધર્મ પ્રચારની શરૂઆત થઈ બુદ્ધ અને મહાવીરે વિદ્વન્માન્ય સંસ્કૃતગિરામા ધર્મોપદેશ ન કરતા લોકમાન્ય પ્રાકૃત ભાષામા પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો આરંભ કર્યો બુદ્ધ પાલી ભાષામા ઉપદેશ કર્યો અને મહાવીરે માગધી ભાષામા બૌદ્ધ ધર્મ રાજધર્મ થયો એથી શીશુનાગ વંશની ખ્યાતિ થઇ બિંબીસાર અજાતશત્રુ વગેરે રાજાઓએ આ ધર્મને આશ્રય આપ્યો ધર્મપરિવર્તનના આ યુગમા દારાના ક્ષત્રપ શૈલાક્ષનુ હિંદુ સૈન્ય યુનાનીઓની સામે રણક્ષેત્રમા લડયુ હતુ એમ જણાય છે કે આ સમયમા મધ્ય એશિયામાથી આર્યપ્રજાના બે મંડળે હિંદમા પ્રવેશ કર્યો એક મંડળ હિમગિરિ ઓળંગી એ પર્વત પ્રાંતમા અને બીજુ સિંધુના કિનારે કિનારે પંજાબમા વસ્યુ આ મંડળો પોતાની વ્યવસ્થા રાજતંત્રદ્વારા નહિ પણ ગ્રામ્ય પંચાયતોથી કરતા પંચાયતોના ન્યાયમંદિર બૌદ્ધોના ગણાગાર હતા

ઈ સ પૂ છઠ્ઠા સૈકામા નીચે પ્રમાણે મુખ્ય રાજ્યો હતા (૧) કામ્બોજ (૨) ગાન્ધાર (૩) અવન્તી (૪) અશ્વક (૫) મલ્લ (૬) કોશલ (૭) અંગ (૮) સૂરસેન (૯) પાંચાલ [૧૦] મત્સ્ય (૧૧) કૌરવ (૧૨) વંશ (૧૩) ચેદી (૧૪) કાશી (૧૫) વજ્જી (૧૬) મગધ*

આ રાજ્યશ્રેણી ઉપરથી જણાય છે કે ક્રાન્તિયુગમા આર્ય પ્રજા ગોદાવરી પર્યંત પહોચી ગઈ હતી આ રાજ્યોને વારવાર યુદ્ધો પણ થયા છે કૌશલ અને માગધોનો વિખવાદ તો જૈન—બૌદ્ધ ગ્રન્થોમા પ્રસિદ્ધ છે શીશુનાગ બિંબીસાર અને અજાતશત્રુએ વૈશાલી અને લિચ્છવીને પરાસ્ત કરી, તેઓનો પ્રદેશ પોતાના રાજ્ય સાથે જોડી દઇ રાજગૃહને સ્થાને વૈશાલીને માગધોનુ કેન્દ્રસ્થાન બનાવ્યુ કલાનિપુણ ઉદયને પાટલીપુત્રના શોભા અને કીર્તિમા અભિવૃદ્ધિ કરી મગધ અને માગધોને શોભાવ્યા માગધોની કીર્તિ ચોમેર પ્રસરી પરન્તુ ઉદયાસ્તના ચક્રે માગધોને પણ મૂક્યા નહિ આતરવિગ્રહ અને આવન્તિકો સાથેના યુદ્ધથી શીશુનાગ વંશી માગધોની પડતી થઈ માગધોનું સ્થાન નંદોએ લીધુ નંદોનું સામ્રાજ્ય કહેવાયુ પણ ચાણક્યની પ્રસિદ્ધ નયનીતિએ સામ્રાજ્યનો મુકુટ

* આ રાજ્યાનો હાલનો પ્રદેશ અને તે સમયની એની રાજધાની નીચે આપ્યા છે ૧ રાજધાની દ્વારિકા, સિંધ, અને ગુજરાત, ૨ તક્ષિલા પૂર્વ અફઘાનિસ્થાન ૩ ઉજ્જન, માળવા ૪ પોટલી, ગોદાવરીને કિનારે ૫ કુશીનાર, નેપાલની નજીક ૬ શ્રાવસ્તી નેપાળમા ૭ ચંપા, ભાગલપુરની પાસે, ૮ મથુરા ૯ કનોજ અને કમ્પીલાની સમીપ ૧૦ યમુનાનો પશ્ચિમવિભાગ ૧૧ દિલ્હી સમીપ ૧૨ રાજધાની કોશામ્બી ૧૩ બુંદેલખંડની નજીક ૧૪ બનારસ ૧૫ વજ્જિ રાજ્ય આઠ વિભાગમા વહેંચાયુ હતુ અના લિચ્છવી અને વિદેહ ઇતિહાસમા અમર થયા છે. ૧૬ બિહાર પ્રાંત અને સાકેતને કોશલમા ગણવામા આવે છે

મૌર્યોને માથે મૂકયો અને મૌર્યોની દીગંત કીર્તિ વ્યાપી

આ બધી ભાંજગડો અને વિખવાદનુ પરિણામ એ આવ્યું કે જાતિય રાજ્યોનુ અસ્તિત્વ નાશ થવા લાગ્યુ અને મહારાજ્યોની સ્થાપનાનો મોહ વધ્યો ધર્મગ્રન્થોએ પણ મહારાજ્યની ભાવનાને પુષ્ટિ આપી ભગવાન બુદ્ધે બૌદ્ધોનુ 'અખંડ સામ્રાજ્ય' સ્થાપવાનો બોધ કર્યો જાતકોએ ' सकल जंबुदिपे एक राज्यम् ' નું સમર્થન કર્યુ ઐતરેય બ્રાહ્મણે ' आसमुद्रराज्य 'નો ઉપદેશ કર્યો. મગધમા અંગ અને પાછળથી વૈશાલી મળી ગયા. કાશી અને કૌશલ પણ જોડાઇ ગયા જાતિભાવનુ સ્થાન દેશભાવે લીધુ અને પૂર્વકાળમા જેમ જાતિના* મંડળ ભેદથી રાજ્યો ઓળખાતા તેમ હવે રાષ્ટ્રભેદે ઓળખાવા લાગ્યા. એક જ જાતિ હોય પણ તે ભિન્ન રાષ્ટ્રોમા વિભક્ત થવાથી તેઓની રાષ્ટ્રિય ભાવના અને સંગઠન ભિન્ન પ્રકારનાં ગણાયા. જાતિયયુગ લગભગ નાશ પામ્યો એટલે તેની આનુષંગિક 'સમિતિ' વગેરે સંસ્થાઓ પણ સત્વહીન થઈ અને તેનું સ્થાન 'જાનપદ'ને મળ્યુ

બૌદ્ધકાળ ઈ સ. પૂ. ૬ઠ્ઠી સદીથી ઇ. સ નાં ચારસો વરસ વિત્યા સુધીનો ગણાય છે. આ એક જમનાનાં કેટલાકના નામ મળતા નથી બૌદ્ધ ગ્રન્થો ઉપરથી જણાય છે કે આ નાના રાજ્યો પ્રજાતંત્રના ધોરણે ચાલતા તે પૈકી (૧) શાક્યોનુ રાજ્ય (કપિલવસ્તુ) (૨) ભર્ગોનુ રાજ્ય (સુસુમાર) (૩) વુલીયોનુ રાજ્ય (અલ્લકપ્પ) (૪) કાલામોનુ રાજ્ય (કેસપુત્ત) (૫) કોલીયોનુ રાજ્ય (રામગ્રામ) (૬) મલ્લોનું રાજ્ય (કુશિનારા, પાવા અને કાશી એ ત્રણ મલ્લોના પાટનગરો હતા) (૭) મૌર્યોનું રાજ્ય (પિપ્ફલિવન) (૮) વિદેહોનુ રાજ્ય (મિથિલા) (૯) લિચ્છિવીઓનુ રાજ્ય (વૈશાલી) રાજ્યો મુખ્ય હતા, અને તે બધા મુજફ્ફરપુર જીલ્લાની ઉત્તરે આવેલા બિહાર પ્રાંતમા હતા. એ સર્વ વિષે નામો સિવાય વિશેષ માહીતી નથી, પણ મલ્લોની ત્રણ શાખાઓ કુશિનારા (ગોરખપુર પાસે), રાજગૃહની પાસે પાવામાં અને કાશીમાં રાજ્ય કરતી હતી શાક્યો વિદેહો અને લિચ્છવીઓ પણ મહત્વની રાજ્યકર્તા જાતિ હતી છેલ્લી બે જાતિઓ પાછળથી એકત્ર થઇ હતી એનુ પ્રસિદ્ધ નામ વજ્જીયો (વજ્જી) હતુ.

આ રાજ્યોમા પરસ્પર ઝઘડા થતા હતા એક વખત શાક્યો અને કોલિયો વચ્ચે સંગ્રામ થયો હતો કારણ કે બન્ને જાતિના માણસો રોહિણી નદીના પ્રવાહ ઉપર પોતાનુ સ્વામીત્વ સ્થાપવા માગતા હતા.[1] આ રાજ્યોના કુમારો બીજા પ્રજાતંત્ર રાજાઓની પુત્રીઓ સાથે લગ્ન કરતા કોશલના રાજા 'પસેન્દી'એ શાક્યોને કહ્યુ કે તમારી પુત્રીઓનો અમારી સાથે સબંધ કરો લિચ્છવીઓની રાજધાની ઘણી સુંદર હતી કોટની દિવાલ ત્રણ માઈલ લાંબી હતી, તથા તેના ઉપર શોભિત મિનારા, ફલક વગેરે હતાં. પ્રાચીન સંસ્કૃતિના ઘડતરમા શાક્યોના રાજ્યતંત્રે અગત્યનો હિસ્સો આપ્યો છે શાક્યોનું પ્રજાતત્ર, શિષ્ટ પ્રજાતત્ર હતુ ગૌતમબુદ્ધ, આ પ્રજાતંત્રના નાગરિક હતા એનો પિતા શુદ્ધોદન એ તત્રનો મુખ્ય વાહક હતો. શાક્યોનો પ્રદેશ નેપાળની તળેટીમા પૂર્વ પશ્ચિમ ૫૦ અને ઉત્તર દક્ષિણ ૩૦-૪૦ માઈલ જેટલા વિસ્તારમા હતો શાક્યોની વસ્તી ૧૦ લાખ જેટલી હતી મુખ્ય પાટનગર કપિલવસ્તુ હતુ શાક્યોનો બધો કારભાર 'સંથાગાર' દ્વારા ચાલતો હતો સંથાગારમા અબાલવૃદ્ધ સર્વ ભાગ લેતા બધા મળીને પોતામાથી એક સભાપતિ નિમતા સભાપતિને રાજા પણ કહેતા.

પણ પ્રાચીન હિંદનુ સયુક્ત રાજ્ય (Federation) તો વજ્જીઓનુ હતુ. આ તત્રમા આઠ જુદી જુદી જાતિઓ એકત્ર થઇ હતી. સયુક્ત રાજ્યોની રાજધાનીનુ નગર વૈશાલી હતું. વિદેહોનુ પહેલા એક અનગ તત્ર હતુ ઉપનિષદ અને રામાયણના જનક રાજા આ તત્રના અધિપતિ હતા. એક વખત

* જાતિ એટલે જ્ઞાતિ, વર્ણ, કોમ એવો અર્થ નથી.

૧. કુનાલ જાતક ૨. ભદ્દસાલ જાતક ૩. એકપણ્ણ જાતક

આ રાજ્ય ૨૩૦૦ માઇલમાં વિસ્તરેલું હતુ. લિચ્છવીઓ પોતાનું રાજયતંત્ર ચલાવવા ત્રણ સભ્યોની ચુટણી કરતા. એ ત્રણે 'અગ્રણી કહેવાતા લિચ્છવીઓની મહાસભામા આબાલવૃદ્ધ સર્વ ભાગ લેતા × લિચ્છવીઓની વિશાળ મહાસભાના પ્રત્યેક સભ્યને રાજા કહેવામા આવતો. મહાસભાના સભ્યો કાયદાની રચના કરતા, ઉપજ ખર્ચ અને સૈન્ય સંબધી નિર્ણય કરતા, તથા રાજ્ય વહીવટ સબધી સર્વ વાતોનો વિવાદ કરતા. મહાસભા પોતાના સભ્યોમાથી નવ સભ્યોના એક મંડળની નિમણુક કરતી, પ્રજાના પ્રતિનિધિરૂપ આ સભ્યો 'ગણ રાજન' કહેવાતા હતા. ભદ્દસાલ જાતકમા કહ્યુ છે કે મહાસભાના પ્રત્યેક સભ્યનો વિધિ પ્રમાણે જલાભિષેક થતો અને ત્યાર પછી એને 'રાજ'ની પદવી મળતી

સિકંદરના આગમન સુધી હિંદુસ્તાનમા પ્રજાતંત્રોની વિશિષ્ટતા હતી (૧) રાજ્યના બધા માણસો, પુરુષો તંત્રમા ભાગ લે બધા પોતાને રાજા કહેવરાવે (૨) એક કે એકથી વધારે પ્રધાન, મુખી, કે અગ્રેસર હતા. (૩) તંત્રના બધા માણસો સરખા અને સર્વનો સરખો અધિકાર (૪) રાજ્ય સબધી વિચારણા 'સથાગાર'માં થતી (૫) નિયમોનુ યથાર્થ પાલન થતું (૬) બળ જમાવવા માટે કેટલાંક પ્રજાતંત્રો સયુક્ત રહેતા (૭) આ રાજ્યો પોતાની પ્રતિષ્ઠા સરક્ષવા વીરતાથી લડતાં અને પ્રતિષ્ઠા ગુમાવવા કરતાં મરણ પસંદ કરતા જો કે કોઈ કોઈ વાર તેમનામાં કલહ પણ ઉત્પન્ન થતો છતા

મૌર્ય કાલમાં પ્રજાતંત્રનો હ્રાસ થયો ચાણક્યની કુટિલનીતિ આગળ તેઓ ટકાવ કરી શકયા નહીં ચાણક્યના અર્થશાસ્ત્રમાં આ રાજ્યો છિન્ન કરી નાંખવાના ઉપાયો પણ વર્ણવ્યા છે એટલે મૌર્યકાલમા તો આ રાજ્યો નષ્ટપ્રાય થઈ ગયાં હતાં 'सर्वत्वेवमेक राजा वर्तेत' એવી ઇચ્છાવાળા કૌટિલ્યે ચદ્રગુપ્તના છત્ર નીચે એ રાજ્યોને મેળવી લીધાં હોય એ સભવિત છે. પરન્તુ આ ગણતંત્રોમાથી પ્રજામાં જે બલ જાગૃતિ થઇ તે જેમની તેમ રહી એટલે મૌર્યો જેવા હીનબલ થયા તુરત પાછાં મૌર્ય સામ્રાજ્યના પતન પછી-માત્ર એક સદીમાં યૌધેય, માલવ, વૃષ્ણી, અર્જુનાયન, ઔદુમ્બર, કુણિન્દ, સિબિ આદિ ઘણાં ગણતંત્રો ઉભા થયા*

×એકપણ્ણ અને ચૂલકલિંગ જાતક

* આ બધા ગણતંત્રો સબધી વિશેષ જાણવા યોગ્ય હકીકત આ પ્રમાણે છે

"યૌધેયગણ" પાણિની સૂત્ર ઉપરથી જણાય છે કે એના કાળમા યૌધેયગણ 'આયુધ જીવી સંઘ' હતો. યૌધેયો શસ્ત્રથી પોતાની આજીવકા ચલાવતા યૌધેયોના પ્રાચીન સીક્કો ઇ સ પૂ ૧૦૦ ના મળે છે અને તેના ઉપર યૌધેયન અર્થાત્ યોધેયોનો એટલો ઉલ્લેખ છે. ત્યાર પછી એ સીક્કાઓ ઉપર 'यौधेयगणस्य जय' એ પ્રમાણે લખવાનુ શરૂ થયુ લાગે છે રૂદ્રદામનના ગિરિનારના લેખ ઉપરથી યૌધેયોની શક્તિનુ માપ મળે છે એ લેખમા છે કે सर्वक्षत्राविष्कृत वीरशब्द जातोत्सेकाविधेयानाम्" અર્થાત યૌધેય ગણ, બધા ક્ષત્રિયોની વચ્ચમા પોતાની વીરતા પ્રકટ કરતા યોગ્ય અભિમાનથી નાઠો.' એ લેખમા લખ્યુ છે કે યૌધેયોનો સમૂલ નાશ કરવામા આવ્યો હતો ત્યાર પછી ઇ સના ૪થા સૈકા સુધી યૌધેયોના નામ મળે છે સમુદ્રગુપ્તના લેખમા "યૌધેયો સમુદ્રગુપ્તને કર આપતા અને તેને પોતાને સમ્રાટ માનતા એમ લખ્યુ છે બ્તા યૌધેયોનુ રાજ્ય સતલજના બન્ને કિનારાથી પૂર્વમા યમુના સુધી હતુ અને એના મુખ્યને 'મહારાજ' કે 'મહાસેનાપતિ' કહેતા અને તેની ચુંટણી લોકોદ્વારા થતી.

માલવગણ પાણિની કાળમા માલવગણ પંજાબમા સીપાહગીરીનો પેશો કરતા પણ તેઓની 'આયુધ જીવી' સઘમાં ગણના કરવામા આવી નથી. મહાભારતમા માલવ અને શુદ્રક બન્ને જાતિયોનો નિર્દેશ છે. કૌરવો તરફથી આ પ્રજા કુરુક્ષેત્રમાં લડી હતી. એરિયન કહે છે કે આ બન્ને પ્રજા શૂરી

આ બધા ગણતંત્રો બળિષ્ઠ હતા યૌધેય ગણે નામના મેળવી હતી પંજાબના ઘણા ભાગ ઉપર યૌધેયગણનુ આધિપત્ય હતુ માલવગણનું પણ ઈ સ પૂ ૩–૪ મા મહત્વ હતું અને એ મહત્વની દૃષ્ટિએ જ માલવો જે પ્રાંતમાં જઈ ઠરીઠામ થયા, એ પ્રાંતનું નામ માલવ પડ્યુ આ બને ગણોએ શકોની સાથે યુદ્ધ કર્યા યૌધેયોએ રૂદ્રદામનની સેના સાથે અને માલવોએ નહપાનના સૈન્ય સાથે

અને સ્વાતંત્ર્યપ્રિય હતી પ્રજાતંત્રના ધોરણે એઓ રાજ્યવહીવટ ચલાવતી માલવો અને શુદ્રકો વચ્ચે વારવાર યુદ્ધો થતા પણ સીકંદરની સામે પંજાબમા બને પ્રજાએ સયુક્ત સામનો કર્યો હતો ત્યારપછી બન્ને જાતિ વચ્ચે એકતા સ્થપાઈ અને કીંવદન્તી છે કે એક સાથે દસહજાર સ્ત્રી–પુરુષો લગ્નસબંધથી જોડાઈ ગયા હતા બને જાતિનુ એકત્ર પાયદલ ૯૦ હજારનુ, ઘોડા સૈન્ય ૧૦ હજારનું અને નવસો રથો હતા માલવ, રાવી અને ચીનાબ તથા શુદ્રકો રાવી અને બીઆસ વચ્ચે રહેતા સીકંદરના આક્રમણ પછી આ જાતિઓ દક્ષિણ હિંદમા નિવાસ અર્થે ગઈ હોય એ સભવિત છે જયપુર રાજ્યના નાગર ગામની પાસે માલવના ૭ હજાર જેટના સીક્કાઓ મળ્યા છે તેમા 'मालव गणस्य जय' 'मालवा नाम जय' એમ લખ્યુ છે કેટલાક સીક્કાઓ ઉપર વિશેષ નામો છે, જે એ ગણતંત્રોના અધ્યક્ષના હશે એમ લાગે છે પણ આ સીક્કાઓની પ્રાચીનતા સબધી વિવાદ હોવાથી પાણિનિએ જે માલવનો ઉલ્લેખ કર્યો છે તે જ આ માલવ કે બીજા એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી પુરાતત્ત્વવિદો એ સીક્કાઓ ઈ સ પૂ ૨૫૦ થી ઈ સ પૂ ૧૫૦ ના ગાળાના માને છે. ઈ સ ૧લા સૈકામા ક્ષત્રપ નહપાનના સેનાપતિ અને જામાતૃ ઉષ્વદત્તની સાથે માલવોનો ભેટો થયો હતો, એ સંબધી ઉલ્લેખ ઉષ્વદત્તના નાશિકના લેખમા છે શિલાલેખોમા માલવ સબધી (૧) मालवानाम् गणस्थित्या (२) मालवगण स्थितिवशात् (३) श्री मालवगणाम्नात प्रशस्ते कृतसञ्ज्ञिते ઈત્યાદિ વાક્યો આવે છે એ વાક્યોનો સમન્વય કેટલાક વિક્રમ સવતની સાથે કરે છે અને કહે છે કે જ્યારે માલવોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ ત્યારે એમણે યાદગીરીમા પોતાનો સવત ચલાવ્યો હતો ડો ભાંડારકર આ વાક્યોનો એગે પણ અર્થ કરે છે કે આ સવત માલવોમા પ્રચલિત હતો માલવો ચમ્બલ અને બેટવા નદી વચ્ચેના પ્રદેશમા રહેતા હતા ઈ સ ૪ થી સદી સુધી એમનુ સ્વાતંત્ર્ય જળવાઈ રહ્યુ. અંતમા સમુદ્રગુપ્તે એમને છીત્યા અને એમનું રાજ્ય ગુપ્તસામ્રાજ્યમા ભેળવી દીધુ

(૩) **અર્જુનાયન**—મળેલા સીક્કાઓ પૈકી કેટલાક ઉપર અર્જુનાયનનુ નામ છે ઈ સ પૂ ૧લી સદી સુધીમાં આ પ્રજાનો નિર્દેશ મળે છે અને સમુદ્રગુપ્તના અલ્હાબાદવાળા લેખમા ઉલ્લેખ છે યૌધેય અને માલવની માફક આ પ્રજાએ પણ ગુપ્ત સામ્રાજ્યનો સ્વીકાર કર્યો. એમનુ અસલ રાજ્ય ભરતપુર અને નાગરની વચમા હશે

(૪) **ઔદુમ્બર**—ઔદુમ્બરનો ઉલ્લેખ પાણિનિએ પણ કર્યો છે આ પ્રજાના કેટલાક સિક્કાઓ ઉપર કેવળ 'ઔદુમ્બર' શબ્દ છે કેટલાક ઉપર રાજાના નામની સાથે એ શબ્દ છે તો કેટલાકમા માત્ર રાજાનુ નામ છે વિદ્વાનોના મત પ્રમાણે ઔદુમ્બર પ્રજાના ગણતંત્રનો કાળ ઈ સ પૂ ૧લા સૈકાનો છે. પંજાબના ઉત્તર ભાગ—પઠાણ કોટ, કાગડી હોશિયારપુર–વગેરે સ્થળેથી જે સિક્કાઓ મળ્યા છે એ ઉપરથી ઔદુમ્બરોનુ રાજ્ય ઉત્તર પશ્ચિમમા રાવી સુધી અને દક્ષિણ પૂર્વમા કાગડી સુધી ફેલાયુ હતું

યુદ્ધ કર્યું હતું પણ આ બન્ને ગણો અને એવા બીજા નાના ગણોને વિદેશીઓને હાથે હાર ખમવી પડી અને તેઓને પંજાબનો ત્યાગ કરી હિંદના દક્ષિણ ભાગ તરફ જવાની ફરજ પડી વિદેશીઓના આક્રમણથી અને ગુપ્ત સામ્રાજ્યના ઉદયથી ઉત્તર હિંદના પ્રજાતંત્રવાદી બધા ગણતંત્રો ઇ સ પૂ ૪થી સદી સુધીમા એ સામ્રાજ્યમા હોમાઇ ગયા

બૌદ્ધકાળમા રાજ્યવહીવટની બે પ્રધાનદષ્ટિ હતી (૧) સામ્રાજ્યની ભાવના અને (૨) પ્રજાતંત્રની ભાવના બુદ્ધકાળમા મગધ કોશલ અવન્તી વત્સ આદિ દેશોમા એક તંત્રી રાજા હતા જ્યારે લિચ્છવી અને મલ્લોના પ્રજાતંત્ર હતા બૌદ્ધ ગ્રન્થોમા પ્રજાતંત્રવાળા રાજ્યોને ગણ કિંવા સંઘથી ઉલ્લેખવામા આવ્યા છે. આ પૂર્વે ઇ સ પૂ ૭મા સૈકામા પાણિનિએ પણ ગણ અને સંઘ શબ્દોનો સમૂહ અર્થમા વ્યવહાર કર્યો છે ગણ શબ્દ રાજ્યતંત્ર અને સંઘ શબ્દ ધર્મ મંડળનો વાચક હતો બૌદ્ધોના ભિક્ષુસંઘ જાણીતા છે બુદ્ધના સમકાલીન કશ્યપ, મકખલિ, ગોસાલ વગેરે સાત પ્રસિદ્ધ આચાર્યો હતા તેઓ સંઘિનો, ગણિનો અને ગણાચરિયા પણ કહેવાતા અર્થાત્ માત્ર બુદ્ધના જ ધાર્મિક સંપ્રદાયને સંઘ કહેવાતો નહીં વ્યાપારી દૃષ્ટિથી જે સંઘોની રચના થતી એને શ્રેણિ કહેતા અને ઇ સ પૂ ૬ઠ્ઠા સૈકામા જૂદા જૂદા વ્યાપાર ધંધાની આવી અનેક શ્રેણિયો હતી રાજનૈતિક સંઘો-ગણો એક મનુષ્યને અધીન નહીં પણ વિશેષ મનુષ્યોને અધીન હતા આચારાંગ સૂત્રમા ભિક્ષુઓને આવા સમૂહ રાજ્યોમા જવાની મના કરી છે અવદાન શતક (ઇ સ પૂ ૧ લો સૈકો) મા લખ્યુ છે કે એક સોદાગર મધ્ય દેશમાથી દક્ષિણ તરફ વેપાર કરવા ગયો, તેને પૂછવામા આવ્યુ કે તમારે ત્યા કેવા પ્રકારનું રાજ્ય છે? તેણે ઉત્તર આપ્યો કે कचिद्देशा गणाधीना कचिद्राजाधीना इति વિનયપિટકમા ભિક્ષુસંઘનું વિગતેસર બંધારણ આપ્યુ છે, એની રચના ગણ રાજ્યોની શાસન વ્યવસ્થાને આધારે કરવામા આવી હશે એમ લાગે છે કારણ કે ગૌતમબુદ્ધ શાકયો અને લિચ્છવિયોના પ્રજાતંત્રમા ઉછર્યા હતા એટલે સ્વાભાવિક રીતે સંઘ વ્યવસ્થામા એ સંઘનું અનુકરણ કરવામા આવ્યુ હોય

ઇ સ પૂ ૪થા સૈકાની આસપાસ ઉત્તર હિંદમા-મગધમા વિશિષ્ટ રીતે રાજ્યક્રાંતિનો વા વાયો હતો આ અરસામા હિંદુસ્તાનની પશ્ચિમ

---

(૫) કુણિન્દ—મહાભારત અને વિષ્ણુપુરાણમા કુણિન્દ પ્રજાનો ઉલ્લેખ છે કુણિન્દોના જે સિક્કાઓ મળી આવ્યા છે એ ઉપર કેટલાની ઉપર માત્ર કુણિન્દ એમજ અને કેટલાક ઉપર કુણિન્દની સાથે રાજકર્તાનુ પણ નામ છે કુણિન્દોનો કાળ પણ ઇ સ પૂ ૨ જા સૈકાથી બસે વર્ષ કરતાં વધારે હોય એમ જણાતુ નથી કુણિન્દોનું રાજ્ય ગંગા યમુનાનાના દોઆબમા—હિમાલયના પ્રાન્ત ભાગમા હતું એમ વિષ્ણુ-પુરાણના મતે મનાય છે

(૬) વૃષ્ણિ—વૃષ્ણિગણના સિક્કામા ' वृष्णि राजज्ञा गणस्य भुवरस्य (त्रतारस्य) ' એ પ્રમાણે છે એમાં રાજન્યનો અર્થ ક્ષત્રિય કરવામા આવે છે બાણના હર્ષચરિતમા વૃષ્ણિગણનો ઉલ્લેખ છે જેને કૌટિલ્ય વૃષ્ણિ સંઘ કહે છે વૃષ્ણિગણનો સત્તાકાળ ઇ સ પૂ બસે વર્ષની આસપાસ છે

(૭) શિબિ—ચિતોડથી ૧૧ માઇલની ઉત્તરે 'તમ્બાવતી નગરી' નામક પ્રાચીન શહેરના અવશેષ છે અહીંથી કેટલાક સિક્કાઓ મળી આવ્યા છે તેના ઉપર ' मझमिकाय सिबि जनपदस ' અર્થાત્ મધ્યમિકાના શિબિ જનપદનો—નો—હતા પતંજલીએ મહાભાષ્યમા મધ્યમિક નગરીનો ઉલ્લેખ કર્યો છે, આ પ્રજાના સૌથી પ્રાચીન સિક્કા ઇ સ પૂ ૧-૨ સૈકાના છે ગ્રીક લોકોએ આ જાતિને Sabaree કહી છે

સીમા ઉપર સીકંદરે આક્રમણ કર્યું તક્ષિલાના રાજાએ સીકંદરના પ્રતિપક્ષી પુરૂ સામે સીકંદરને મદદ કરી જેલમના કિનારે પોરવો અને યુનાનીઓનો સગ્રામ થયો પોરવો હાર્યા પરન્તુ પુરૂનુ અદ્વિતીય પરાક્રમ જોઈ સીકંદરને એને એનું રાજ્ય પાછુ આપવુ પડયુ પંજાબના બીજા ગણુ રાજ્યો સાથે પણ સીકંદરને યુધ્ધ કરવુ પડયુ,× પરિણામે એના સૈનિકો થાકી ગયા એટલે પછી નંદોના મહારાજ્ય સાથે યુધ્ધ કરવાની સીકંદરની ઇચ્છા ફળિભુત ન થઈ આ તકનો લાભ લઇ ચદ્રગુપ્તે પાછળથી પર્વતશ્રેણિની પ્રજાના યુધ્ધ કૌશલ્યનો ઉપયોગ કરી, વિષ્ણુશર્મા કૌટિલ્યની સહાયથી નંદોનો ધ્વસ કરી મગધ પ્રદેશ ઉપર મૌર્યોની ધજા ફરકાવી

એશિયાના તાબે થયેલા પ્રદેશ ઉપર સીકંદર પોતાના સરદાર સેલ્યુકસને મુકી સ્વદેશ ગયો પરતુ ચદ્રગુપ્તે સેલ્યુકસને પરાસ્ત કરી ગાધાર પ્રદેશ પડાવી લીધો ત્યાનબાદ નાના નાના ગણતંત્રોનો નાશ કરી અફગાનીસ્તાનથી બગાળાના અખાત સુધી અને

---

× સીકંદરના કાળના ગણ રાજ્યોનો ઉલ્લેખ યુનાની લેખકોએ કર્યો છે તે નીચે પ્રમાણે —

(૧) આરટ્ (અરાષ્ટ્રક) ઉત્તર હિંદમા આ એક મુખ્ય જાતિ હતી યુનાની લેખકોએ આ જાતિને સ્તેનકાય કરનારી કહી છે મહાભારત પણ એમજ કહે છ આ જાતિ ઉપર કોઈ જાતનુ સ્વામીત્વ ન હતુ. પોતાનુ શાસન પોતેજ ચલાવતી. આરટ્ટોની સહાયતાથી ચદ્રગુપ્ત મૌર્યે ગ્રીકોને ઉત્તર હિંદમાથી કાઢી મૂકયા હતા અને આ લોકોની સહાયતાથી જ ચન્દ્રગુપ્તે ઉત્તરમા સામાન્ય જમાવ્યુ હોય ! એમ માનવામા આવે છે કે પંજાબમા અરોડા એ આરટ્ટના વશજો હોય (૨) માલવ અને શુદ્રક (અગાઉ આ જાતિના સબધમા ઉલ્લેખ કરવામા આવ્યો છે) (૩) ક્ષત્રિય (ક્ષત્રોઈ) પણ કોઈના તાબામા ન હતા પોતાનું શાસન તેઓ સ્વાધીનતાપૂર્વક ચલાવતા પોતાનામાથી એક અગ્રણી ચુટી તેને બધો કારભાર સોપી દેતા ક્ષત્રિયો વહાણુ બનાવવામા અને વહાણવટાના કામોમા પ્રવીણ હતા સીકંદરને આ પ્રજાએ પોતે હાર્યા પછી–વહાણોની ભેટ આપી પંજાબમા જ્યા બધી નદીઓ એકઠ થાય છે ત્યા આ કોમ રહેતી હશે એમ લાગે છે, અને પંજાબની હાલની ખત્રી કોમનુ મૂળ સભવ છે કે આ ક્ષત્રિય હોય !

(૪) અગલસ્સોઇ (agalassois) આ ગ્રીકોના પાડેલુ જાતિ નામ છ આ જાતિ જેવી નિર્ભય હતી એવી જ દેશભક્ત બની પ્રતિષ્ઠાભગ અને માનભગ કરતા તેને મન મૃત્યુ વહાલુ હતુ સિકંદરની સામે ૪૦ હજાર પાયદળ અને ૩ હજાર સવારોથી અગલસ્સોઇ લડયા હતા, કેટલાક માર્યા ગયા અને કેટલાકને સીકંદરે ગુલામની માફક વેચી નાખ્યા તેમના પાટનગરનો સીકંદરે કબજો કરી લીધો, અને બીજા એક નગર ઉપર જ્યારે તેણે હલ્લો કર્યો અને નગરજનોએ જોયુ કે હવે રક્ષણ થઈ શકે તેમ નથી ત્યારે સ્ત્રી બાળકો સહિત બધા બળી મૂઆ જેલમ અને ચીનાબ વચ્ચેના પ્રદેશમા આ જાતિસમૂહ રહેતો હશે એનુ અસલ નામ મળતુ નથી

(૫) નીસાઈયન (nysaians) ગ્રીક લેખક એરિયન કહે છે કે આ લોકો સ્વતત્ર હતા એમના દેશના કારોબાર ચુટી કહાડેલા ત્રણસો અમીર ઉમરાવો ચલાવતા જ્યારે સીકંદરે તેમના નીસાનગર ઉપર હલ્લો કર્યો ત્યારે લોકોએ નગરની વીરતાપૂર્વક રક્ષા કરી સીકંદરે છેવટે આખા નગરને ઘેરો ઘાલ્યો. બચાવ નહિ થઇ શકે એમ ધારી પ્રજાએ સીકંદર સાથે સંધી કરી નીસા નગરનું અસલ નામ અને સ્થાન જણાયુ નથી

(૬) મબર્ક અસલ નામ જણાયુ નથી પણ આ પ્રજાને ગ્રીકોએ subarcae કહી છે મબર્ક પણ સ્વતત્ર શાસન ચલાવતા, પોતાનામાથી ત્રણ અગ્રણી ચુટતા, જેને સેનાપતિ કહેવામા આવતા ગ્રીકો

હિમાચલથી વિંધ્યાચલ સુધી એણે મૌર્યોનું અખંડ સામ્રાજ્ય સ્થાપ્યું. આ મૌર્ય સામ્રાજ્યમાં અનેક નાનાં મોટાં રાજ્યો હતાં આ રાજ્યો આંતર વહીવટમાં સ્વતંત્ર હતાં. પણ સામ્રાજ્યના રક્ષણ અર્થે આર્થિક અને સૈનિક સાહાય્ય આપવાનો તેઓનો ધર્મ હતો. ચંદ્રગુપ્ત પછી બિંદુસાર મૌર્યનૃપ થયો. એણે સામ્રાજ્યના રક્ષણ માટે પોતાના જ્યેષ્ટપુત્રને તક્ષશિલા અને કનિષ્ટને દક્ષિણમાં વિદિશાનો સૂબો નીમ્યો. અને પોતે કલિંગ ઉપર વિજય મેળવ્યો.

અશોકનો દિગવિજય તો પહેલાંના બે મૌર્ય નૃપતિઓનાં અભિમાન ઉતારનારો હતો. કલિંગથી ગાંધાર અને હીમભૂમિથી મ્હૈસુર પર્યંત 'દેવાનાંપ્રિય' અશોકની હાક વાગતી. મધ્યપ્રદેશ માત્ર કબજે રાખી સમ્રાટ્ અશોકે તક્ષિલા, તોશલી, ઉજ્જૈન અને સુવર્ણગિરિમાં સૂબાઓ નીમી દઈ સામ્રાજ્ય સુરક્ષિત બનાવ્યું. હીંદુસ્તાનમાં અંગ્રેજોની સત્તા બાદ કરીએ તો અશોક સિવાય બીજા કોઈને અખંડભૂમંડલાધીપનું બિરૂદ આપી શકાય એમ નથી, પણ અશોકની દિગન્તવ્યાપી કીર્તિનું કારણ એનું સમ્રાટપણું નથી પરન્તુ એની બૌદ્ધધર્મની સેવા છે. એના પ્રતાપે પેલેસ્ટેન, મીસર, સીયામ અને લંકા સુધી બૌદ્ધ ધર્મ ફેલાયો. એમ કહેવાય છે કે ૮૪ હજાર બૌદ્ધ સમણોને દેશ વિદેશ મોકલી એણે એ ધર્મના ઇતિહાસમાં પોતાનું અમર નામ કર્યું છે.

અશોકની કારકીર્દિ મૌર્ય સામ્રાજ્યનો મધ્યાહ્ન હતો. એના નિર્વાણ પછી મૌર્યકુલ અને સામ્રાજ્યમાં ક્ષત પડવા લાગ્યાં. અને એના પછીના ચોથા છેલ્લા નૃપતિ બૃહદ્રથનો વધ કરી સેનાપતિ પુષ્યમિત્ર સુંગ મૌર્યરાજ્યનો ધણી રણી થઈ બેઠો. પુષ્યમિત્રે રાજ્યસત્તા હાથમાં લીધી ન લીધી એવામાં ગ્રીક સરદાર મીનેન્ડરે (મિલિન્દે) આક્રમણ કર્યું. એ સાકેત અને અવધ સુધી આવી યુવરાજ વસુમિત્રના હાથે પરાજ્ય પામી પાછો ફર્યો ત્યાં કલિંગરાજ ખારવેલ ચડયો. આ બે બનાવે સુંગોનો પાયો હલમલાવ્યો. અને ત્રણેક પેઢી પછી, કણ્વોએ એમની પાસેથી રાજ્ય પડાવી લીધું, જેમ પોતે કર્યું હતું તેમ, કણ્વો બહુ ન ટકયા. દક્ષિણપથના આંધ્રોએ કણ્વોનો પરાસ્ત કરી મગધરાજ્યને પોતાના રાજ્ય સાથે જોડી દીધું. આંધ્રો કલિંગ અને કૃષ્ણાના મધ્યવર્તી પ્રદેશમાં રાજ્ય કરતા હતા. કાણ્વાયનો ઉપરના આંધ્રભૃત્યોના વિજયથી ઉત્તર અને દક્ષિણ ભારત સંબદ્ધ થયા. અને એ રીતે (૧) ઉત્તરથી વિંધ્ય

---

કહે છે કે આ પ્રજા પાસે ૬૦ હજાર પેદલ સૈન્ય, ૬૦૦ સવાર અને ૫૦૦ રથ હતા. આ લોકોના અસલ સ્થાનની માહિતી ઉપલબ્ધ નથી.

ઉપરનાં ગણતંત્રો સિવાય ગ્રીક લેખકોએ, સીકંદર કાળનાં બીજાં કેટલાંક ગણતંત્રોનો ઉલ્લેખ કર્યો છે, પણ એ અગાઉ વર્ણવેલાં જાતીયતંત્રો હોવાં જોઈએ અને એ લેખકોએ તેનાં નામ માત્ર જુદાં આપ્યાં હોય. પરંતુ આ ઉપરથી હિંદુસ્તાનમાં જુના કાળમાં પ્રજાતંત્રના ધોરણે રાજ્યો ચાલતાં એ વિષે ઠીક માહિતી મળે છે. કૌટલ્ય અર્થશાસ્ત્રના એક અધ્યાયમાં ગણ રાજ્યોના બે વિભાગ ગણ્યા છે. "કામ્બોજ, સુરાષ્ટ્ર ક્ષત્રિયાદિ શ્રેણિ વ્યાપાર તથા ખેતી કરતી, અને સેનામાં ભરતી થઇ યુદ્ધ પણ કરતી. લિચ્છવીઓ, મલ્લો, મદ્રો, કુકુરો, કુરુઓ પાંચાલો વગેરે પોતાના નામ આગળ રાજા શબ્દ મૂકતા. દા. ત. "काम्भोज सुराष्ट्र क्षत्रिय श्रेण्यादयो वार्ताशस्त्रोपजीवनः लिच्छिविक वृजिजक मल्लक मद्रक कुकुर कुरु पांचालादयो राजशब्दोपजीविनः ॥ " મૌર્યોની પહેલાં આખો ઉત્તર હિંદ પ્રજાતંત્ર રાજ્યોના તાબે હતો. તેમાં લિચ્છવી, મલ્લો અને વજી પૂર્વમાં, કુરુ અને પાંચાલ મધ્યમાં, મદ્ર ઉત્તર પશ્ચિમમાં અને કુકુર દક્ષિણ પશ્ચિમમાં હતા. આ રાજ્યો ઘણાં શક્તિશાળી અને સંઘ બળવાળાં લોકપ્રિય હતાં. કૌટિલ્ય કહે છે કે 'संघलाभो दण्डमित्र लाभानाम उत्तमम्' અર્થાત્ સેનાબલ અને મિત્રબળ કરતાં સંઘબળ ઉત્તમ છે. (આ તંત્રોનાં વિશિષ્ટ લક્ષણો પહેલાંની ફૂટનોટમાં આપ્યાં છે.

પર્યંત, (૨) દક્ષિણ વિંધ્યથી કૃષ્ણા પર્યંત, અને (૩) દક્ષિણ ભારત જેમાં ચોલ, પાંડય અને કેરલ રાજ્યો હતાં, એ ત્રણ રાજકીય વિભાગમાં દેશ વિભક્ત થયો.

જે સમયે આંધ્રભૃત્યો પોતાનું બાહુબળ અજમાવી રહ્યા હતા તે વખતે ચીની-મોંગોલિયનો સીંધુ પર્યંત પહોંચી ગયા હતા. સીકંદરે જીતેલો પશ્ચિમ એશિયાનો પ્રદેશ પાર્થિયન અને બેક્ટ્રિયન સત્તા નીચે વિભક્ત થઈ ગયો. બેક્ટ્રિયન મેનેન્ડરે (મિલિન્દ) કાબૂલ અને પંજાબ જીતી શાકલને પોતાનું રાજનગર બનાવ્યું હતું. "महाराजस्स ऋदरस्स मिनिदस्स"ની સત્તા આ બે પ્રાંતો ઉપર દીર્ઘકાલ રહી જણાય છે. યવન ગણાયો છતાં છેવટે ભિક્ષુ નાગસેનના ઉપદેશથી 'મિલિન્દ' બુદ્ધ થયો, અને 'મિલિન્દપ્રશ્ન'થી તેનું નામ અમર થયું. બેક્ટ્રિયનો પંજાબમાં સ્થિર થયા અને શકોના ટોળાંઓએ આવી એમનો પરાજય કરી તક્ષશીલા, મથુરા અને ઠેઠ સૌરાષ્ટ્ર સુધી પોતાની ધ્વજા ફરકાવી. પણ એમના પૂર્વ શત્રુ કુશાનોએ શકોને પગવાળી બેસવા ન દીધા. એક બાજુ કુશાનોના આક્રમણનો ભય અને બીજી બાજુ માલવોના ધગધગતા અંગારા જેવો તાપ જોઈ, શકો શાકસ્તાન-સીસ્તાન-વસાવી નિવૃત્ત જેવા થઈ ગયા. શકો ગયા અને કુશાનોએ પંજાબમાં પ્રવેશ કર્યો. કુશાન નૃપો કનિષ્ક, હુવિષ્ક વગેરે બૌદ્ધાવલંબી હતા. બાહુબળિયા પણ હતા. એમણે કાશગર, યારકંદ, ખોતાન સુધી અને હિંદમાં કાશ્મીર, સીંધ અને પાટલીપુત્ર સુધી પોતાની સત્તા સ્થાપી. પાટલીપુત્રના નિર્બળ નૃપતિએ તો નવ કરોડ સોનૈયા આપવાની કબૂલાત આપી જીવિતદાન મેળવ્યું. હા પાડી પણ એટલું ધન લાવે ક્યાંથી ? પણ ધર્મજ્ઞાન-શ્રદ્ધાળુ કુશાન કનિષ્ક ધનના બદલામાં ભગવાન્ બુદ્ધનું ભિક્ષાપાત્ર અને બુદ્ધચરિતકાર પંડિત અશ્વઘોષને ગેળવી લઇ પાટનગર પેશાવરમાં આવ્યો. ઇ. સ. ના ત્રીજા સૈકા સુધી કુશાનોની સત્તા રહી. અને હુણોના પ્રબલ પ્રતાપે છેલ્લા કુશાન નૃપતિ વાસુદેવના હાથમાંથી રાજ્યલક્ષ્મી સરી પડી.

ઉત્તર હિંદમાં બેક્ટ્રિયનો, શકો અને કુશાનો રાજ્યશ્રીને અર્થે યુદ્ધે ગ્યા હતા ત્યારે વિંધ્યની દક્ષિણે આંધ્રભૃત્યોની સત્તા જામતી હતી. અને તેઓ કણ્વોને પરાસ્ત કરી ઉત્તરમાં મગધ સુધી પહોંચી ગયા હતા. ઉત્તરમા સત્તા સ્થાપીને આંધ્ર નૃપતિઓને સદા જાગૃત રહેવુ પડતુ, સૈન્યને સચેત રાખવું પડતું અને તત્કાલ ભય દૂર કરવા વારંવાર ઉત્તરનાં પાટનગર ફેરવવા પડતા, આમ કરતાં છતાં કુશાનોની સાથે જ આંધ્રોનો પણ ધ્વંસ થયો.

આંધ્રભૃત્યોના પ્રદેશની દક્ષિણે પલ્લવોની રાજ્યસત્તા હતી, કેરલ પાંડય, અને લંકા સુધી પલ્લવો પહોચ્યા હતા. પલ્લવો પછીનો ઈ. સ. ના ત્રીજા ચોથા સૈકાનો ઇતિહાસ વિશ્વાસપાત્ર ઉપલબ્ધ નથી. બહારના પવનવેગી આક્રમણથી શકસ્તાનના શકો એ સ્થાનનો ત્યાગ કરી ગુર્જર અને લાટ ભણી નાઠા. શક પ્રજા હિંદુસ્તાનના ઇતિહાસમાં ક્ષત્રપોના નામથી પ્રસિદ્ધ છે. ક્ષત્રપોએ માલવ દેશમાં બસે સવાબસે વર્ષ રાજ્ય કર્યું એટલા ગાળામાં એમણે હિંદના ઇતિહાસમા ઠીક ઠીક હેરવણી ફેરવણી કરી. ગ્રીકવાસી ભૌગોલિક ટોલેમી ઉજ્જયનીના ક્ષત્રપ ચષ્ટનને યાદ કરે છે. ચષ્ટનનો પુત્ર રૂદ્રદામન પરાક્રમી અને કલા નિપુણ હતો. ચષ્ટનના વંશ જ ક્ષત્રપ નહપાનના જામાતૃ ઉષવદત્તે તો પ્રભાસતીર્થમાં આઠ કન્યાદાન આપ્યાં હતાં અને બ્રાહ્મણોને ખૂબ દાન દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા હતા. નાશિક, જૂનાગઢ અને કનેરીથી ક્ષત્રપોનાં લેખો મળ્યા છે, અને ક્ષત્રપ નહપાનના સિક્કાઓ તો પુષ્કળ મળ્યા છે. ક્ષત્રપોનો ઇતિહાસ સંકીર્ણ કરવામાં એ સાધનો ઉપયોગી થયાં છે. ક્ષત્રપો બૌદ્ધ નહિ પણ હિંદુધર્મી હતા.

ક્ષત્રપોના કાળમાં કૌશાંબીની આસપાસ એક નાનકડા ભૂભાગ ઉપર 'ગુપ્ત' રાજાઓનું શાસન હતું. તેમનું પાટનગર પાટલીપુત્ર હતું. આ વંશનો આદ્ય સ્થાપક ચંદ્રગુપ્ત ભાગ્યશાળી નર હતો. વૈશાલીની

લિચ્છવી કન્યા સાથે લગ્ન કરવાથી તેને અનાયાસે રાજ્યલાભ પ્રાપ્ત થયો અને અલ્પ સમયમા સમગ્ર મગધનો માલિક થયો માલવ શકોનો નાશ કરી ઈ. સ ૩૧૮થી એણે ગુપ્ત સંવત્સર ચાલુ કર્યો ગુપ્ત ચંદ્રગુપ્તના પુત્ર સમુદ્રગુપ્તે ગુપ્ત રાજ્યની સીમા અને શક્તિ વધાર્યાં એ અશોકના જેવો જ પ્રતાપી નર હતો હિંદને એક છત્ર તળ લાવવા એણે પ્રયત્ન આરભ્યો તથા કામરુપ, દેવક વગેરેના નૃપતિઓ સાથે મૈત્રી કરી સમગ્ર ઉત્તરાપથને પોતાની શક્તિ સત્તાનુ દર્શન કરાવ્યુ આટલુ કરી એ પાટલીપુત્રથી દિગ્‌વિજય કરવા નીકળ્યો અને કાંઈ નહિ તો દસ અગિયાર નૃપતિઓ પાસે પોતાનું વર્ચસ્વ કબુલ કરાવ્યુ માલવા, પંજાબ, નેપાલ, ગાધાર કાબૂલ અને મધ્ય એશિયાના કુશાનો સાથે એણે રાજદ્વારી સબધ બાધ્યો. લકાના નરેશ મેઘવરણે સમુદ્રગુપ્તના દરબારમા પોતાનો એલચી મોકલ્યો આ અરસામા પાટનગર પાટલીપુત્રને બદલે કૌશાબી થયુ પિતાના જેવો જ પરાક્રમી બીજો સમુદ્રગુપ્ત થયો અને પિતાના સંપાદિત રાજ્યને સુનીતિ અને સુદૃઢતાથી નિભાવ્યુ ફાહીયાન કહે છે કે 'ત્યારે રાજશાસન સારુ છે, દેશ સમૃદ્ધ છે વૈષ્ણવ ધર્મ છે, માગ ને પ્રજા નિર્ભય છે, ધાર્મિક મતભેદો નથી અને હજારો વિદ્યાર્થીઓ ચૈત્ય તથા વિહારોમા વિદ્યાભ્યાસ કરે છે' પણ ત્યાર પછી કુમારગુપ્તના કાળમા પરદેશી હુણોના આક્રમણો શરૂ થયા આ વિદેશીઓએ ઈ સ ના ચોથા સૈકાની પહેલી પચીસીમા તો રોમન સામ્રાજ્ય સુધી હાક પહોચાડી દીધી હતી પણ વચમા પાર્થિયનોએ એમને હીકરત આપી એટલે એમણે હિંદભણી પોતાનુ મુખ ફેરવ્યુ સ્કંદગુપ્તે પહેલા ધાએ તો હુણોને હરાવ્યા, પછીથી હુણાધિપતિ તોરમાણે ગાધારના શકો ઉપર વિજય મેળવી માળવા અને ગુજરાત સુધી સત્તા મેળવી ગુપ્તોની સત્તા નબળી પડ્યાથી ગુજરાત માળવાથી છૂટુ પડી ગયુ અને પમા સૈકામા વલભી-વંશ સ્થાપન થયો વલભીઓએ ગુજરાત ઉપર નિર્વિઘ્ને રાજ્ય કર્યું કારણ કે તોરમાણનો પુત્ર મિહિરકુલ નિર્દય અને પ્રજાપીડક હતો માળવાના બાલાદિત્યે તેને હરાવી કેદ કર્યો પણ પાછળથી દયાથી છોડી મૂક્યો એ કાશ્મીર જઈ રહ્યો એટલે હુણોનો વલભી-ઓને ભય ન રહ્યો હુણોની અનવસ્થા થઈ પણ ગુપ્તરાજ્ય તો હમેશને માટે ગયુ ઈ સ ૬ ઠ્ઠા સૈકામા હિંદના ઇતિહાસમા ક્યાઈ ગુપ્તોનું નામ જણાતુ નથી પણ મધ્યહિંદ અને દક્ષિણમા ચાલુક્યો અને પલ્લવો બળવાન થતા જાય છે.

ઈ સ ૬ ઠ્ઠા સૈકાથી લગભગ ૭મે વર્ષનો સક્ષિપ્ત ઉલ્લેખ અત્ર કરવો જોઈએ. ઉત્તરમા સ્થાણ્વિશ્વર, મધ્યમા ચૌલુક્ય અને દક્ષિણ હિંદમા પલ્લવોના પ્રબળ રાજ્ય ઈ સ ના ૬ ઠ્ઠા સૈકામા હતા આ ત્રણે મહારાજ્યો શૌર્ય અને શ્રીમા પરસ્પર સ્પર્ધામા ઉતરતા સ્થાણ્વિશ્વરના હર્ષવર્ધને ઉત્તર દીશામા દિગ્‌વિજય કરી બીજા સમુદ્રગુપ્તની હારોહાર પોતાનુ નામ નોધાવ્યુ હતુ ગગાગાના શશાકનો પરાભવ કરી આ પરાક્રમી નરેશે ઉત્તર હિંદમા પણ પોતાનુ સામ્રાજ્ય દૃઢ કર્યું વલભી અને કાશ્મીરના ભૂપતો પાસે પણ સ્વામીત્વ સ્વીકારાવ્યુ ઉત્તરથી પરવારી મધ્ય દક્ષિણ તરફ હર્ષવર્ધનની દૃષ્ટિ ગઈ સાઠ હજાર હાથી અને એક લાખ અશ્વસૈનિકના આ અધિપતિએ દક્ષિણમા દિગ્‌વિજય કરવા પ્રયાણ કર્યું ભાગ્યદેવીએ ચૌલુક્ય પુલકેશિને વિજય અપાવ્યો અને હર્ષવર્ધનના પરાક્રમને ખડિત કર્યું ઈ. સ ૬૪૮ મા હર્ષવર્ધન દેવલોક પામ્યો એનુ રાજ્ય એના અમાત્ય અર્જુને પડાવી લીધુ મધ્ય એશિયા, તીબેટ અને નેપાળની યુદ્ધ પ્રિય પ્રજાએ હર્ષવર્ધન જતા સ્થાણ્વિશ્વરની કીર્તિનો ધ્વસ કર્યો પછી લગભગ બસે વરસનો ઇતિહાસ બે ખબર રહ્યો છે

મધ્યદક્ષિણના પુલકેશિએ હર્ષવર્ધનને હરાવ્યો તો ખરો પણ પલ્લવ નૃસિંહ વર્મન આગળ એનુ કશુ ચાલતું નથી અને એક પલ્લવ-સેનાપતિના હાથે ચૌલુક્યોના રાજનગરનો ધ્વસ થાય છે અર્થાત્ સ્થાણ્વિશ્વરના નાશ સાથે સાતમા સૈકાના મધ્ય ભાગમા ચાલુક્ય રાજ નષ્ટ થાય છે, અને રાષ્ટ્રકૂટો

આવે છે તથા પલ્લવોને સ્થાને ચોલ સામ્રાજ્યનાં દર્શન થાય છે. આમ સાતમા સૈકામાં આંતરે આંતરે ત્રણ મહારાજ્યો નાશ પામ્યા પછી અમે પહેલાં કહ્યું તેમ ૮ મા અને ૯ મા સૈકાનો અજ્ઞાત સમય પૂરો થતાં હિંદના ઇતિહાસમાં અણકલ્પ્યો કેટલોક ફેરફાર જણાય છે.

વેદ અને બુદ્ધ ધર્મની જગ્યાએ દેવદેવીઓ તરફ લોકોની શ્રદ્ધા વળે છે. ચાતુર્વર્ણ્યની પ્રતિષ્ઠા ઘટી જ્યાં ત્યાં નામ માત્ર બ્રાહ્મણો દેખા દે છે. જૂના રાજવંશોને બદલે સોલંકી, પડિહાર, પરમાર, રાઠોડ, ચૌહાણ, ગોહિલ એવાં નવાં નવાં નામો દૃષ્ટિએ પડે છે, એમાંનાં કેટલાંક કુળોનો તો 'ગુજ્જરો'મા સમાવેશ થાય છે. ગુજ્જરો, 'ગુજરત્રા'માં રાજ્ય સ્થાપ્યું, અજમેર, માળવા, દીલ્હી, કનોજ, બંગાળા અને પંજાબ સુધી ગુજ્જરોએ પડો વગડાવ્યો પણ એક છત્રે રાજ્ય કરવાને બદલે આ રાજપુત નરેશોએ પરસ્પર લડવામાં સ્વશક્તિનો વ્યય કર્યો. એમનામાં દ્વેષમુલક સ્પર્ધા એટલી વધી પડી કે ગોરી સુલતાનોએ એ તકનો સત્વર લાભ લીધો. પરિણામ એ આવ્યું કે બારમા સૈકાના અંત ભાગમાં શૂરવીર રાજપૂતો પોતે ડૂબ્યા અને દેશને ડૂબાડ્યો.

નિરાશાના આ યુગમાં એક વાતે સંતોષ થાય છે. રત્નાવલી, પ્રિયદર્શના, હર્ષચરિત, ઉત્તરરામ ચરિત, માલતી માધવ, મૃચ્છકટિક જેવાં પ્રાસાદિક નાટકો, મહાકાવ્ય કિરાત, શ્રુતિમધુર ગીતગોવિંદ, દશકુમારચરિત, અદ્વિતીયકથા કાદમ્બરી અને પંચતંત્ર જેવાં પ્રમોદ કથાનકનો જન્મ આ યુગમાં થયો છે. આર્યભટ્ટ અને વરાહમિહિર જેવા અંકવેત્તાઓ, ચરક અને સુશ્રુત જેવા નિદાનકો, કુમારિલ અને શંકરાચાર્ય જેવા અદ્વૈતવાદીઓ પણ આ યુગનાં ફળ છે. આ બધાં મધુર ફળ છતાં ભરતખંડમાં આર્ય પ્રજા રાષ્ટ્રીય ઐક્ય સાધી શકી નહિ. અનેક નાનાં રાજ્યો થયાં. પ્રજા પણ સુખી હતી. રાજાઓ પ્રજાનિષ્ઠ હતા પણ ભારતવર્ષ એક રાષ્ટ્ર છે એ ભાવના સર્વત્ર ભૂલાઈ ગઈ. પરદેશી હુમલાઓ સામે નાનાં રાજ્યો ટકી શકયાં નહિ. લોકોને અને રાજાઓને વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવનાએ કશું સુઝવા જ ન દીધું. અને અનિષ્ટ ભાવનાએ તેઓ માંહોમાંહે લડી કપાઇ મૂઆ, પરિણામે સર્વેએ સાથે મળી પરદેશીઓને ભરતખંડ દક્ષિણામા આપી દીધો. મૌર્યો અને ગુપ્તોની માફક જો રાજપુત નરેશોએ રાષ્ટ્રીય ભાવના—એકતા—સાધી હોત તો આપણા દેશનો ઇતિહાસ છે તે કરતાં જુદો હોત! આ ભૂલ અક્ષમ્ય છે.

જ.

---

## વિનતિ

આ અંકમાં નોંધ અને ચર્ચા તેમજ પુસ્તકોનું અવલોકન લઈ શકયા નથી તે માટે વાચકો ક્ષમા કરશે.

જેઓનાં લવાજમ બાકીમાં હોય તેમણે મોકલી આપવા કૃપા કરવી.

તંત્રી

# 'દેશી રાજ્ય' સંબંધી અભિપ્રાયો

I need hardly say that any magazine which deals with the topics and interests of the Indian States in a reasonable and temperate manner will always command my sympathy.

* * *

I have no suggestions to make but have altered 2 words to make the facts correct. **Late Hon. Sir C. C. Watson**

Such a magazine, so long as the tone is irreproachable should contribute to a long felt want—I hope your paper is prospering.

**Major D. M. Fraser, P. A. E. K. Agency.**

The style he has adopted appears appropriate for rendering the magazine useful and interesting. The undersigned has, this day issued circular to all Jurisdictional Chiefs and Talukdars in this Agency, drawing their attention to the magazine. **Major L. Gorden P.A. Mahikantha Agency.**

Hoping your journal is popular and paying concern. **W. T. Owan**

......you are doing really good service to the whole order of Indian Princes, and your magazine has always dealt with the most important questions pertaining to the Indian States in a really responsible manner. His Highness regularly reads your paper and cherishes a very high opinion of your work...... **T. J. Raja**

" The book is interesting and worth having in a Thana."

**Deputy Political Agent E. K. Agency.**

I think the magazine will be appreciated by those connected with the Indian States. **Major L. E Lang**

I have found a very favourable impression of the general tone and get up of the Magazine. **J. E. C. Jakes**

I should at once say that the scheme is based absolutely on right lines & deserves encouragement from the rulers and ruled. **Rao Bahadur H. B. Kotak**

"તમારા જેવા સાવધાન અને દેશની દાઝ જાણનારા વિચારશીલ તંત્રીના અધિકાર નીચે "દેશી રાજ્ય" ફતેહમંદ નીવડશે એવી હું આશા રાખું છું." **મર્હુમ દી. બા. કેશવલાલ ધ્રુવ**

" દેશી રાજ્યમાં જે લેખો આવે છે તે ઉંચી કોટિના હોય છે અને તેના પણ અભ્યાસીઓને તે ઉપયોગી હોય છે." **મર્હુમ મો. ન. અમીન**

પુ. ૧૨ મું ]　　　　જાન્યુઆરી-માર્ચ : ૧૯૪૦　　　　[ અંક ૪

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશીરાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરતું ત્રૈમાસિક

The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.



તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

## અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ. તા. ૨૪-૬-૪૦

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ.

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૨ મું] જાન્યુઆરી-માર્ચ : ૧૯૪૦ [અંક ૪

# H. E. The Viceroy's Address to Chamber

"Your Highnesses, it is, as you know, a very great pleasure to me to see you here again to-day, and to preside over your deliberations. Since our last meeting we have to mourn the deaths of two members of the Chamber. His Highness the Maharaja of Benares, and the Thakor Saheb of Dhrol; and of three members of the representative electorate-the Thakur of Bija, the Maharaja of Kalahandi and the Raja of Miraj Senior. It will, I am certain, be the wish of all Your Highnesses that we should take the opportunity of this meeting to express our deep sympathy with the relatives of the Rulers whose names I have mentioned, and that we should convey to their successors our sincere good wishes for the prosperity and the happiness of their States.

"The most significant and the most important event since we met a year ago, the event of overwhelming concern to all of us here to-day, is the outbreak of the war. His Majesty's Government, as Your Highnesses so well know, continued till the last moment to spare no effort to resolve the difficulties that had arisen in the international sphere by peaceful means. If in the result their efforts were unsuccessful, they can at least feel that they had left nothing undone and that no share of the responsibility for plunging the world into a conflict, the disastrous effects of which must last for many years to come, can fairly rest upon them.

### Impact of War

"The impact of the war has found the Princes of India, true to their

traditions, staunchly loyal to His Majesty the King-Emperor. They have placed their forces, their personal services, and all their resources at the disposal of the Crown, and they have contributed in every way open to them to the Empire's cause. Those offers have, I can assure Your Highnesses, been most deeply and genuinely appreciated, and, as you are aware, in every case in which it has been possible to accept them, they have been accepted with deep and real gratitude. Many of the Rulers of the Indian States have expressed the utmost eagerness to be allowed to serve personally in the theatre of war. I sympathize sincerely with them in their disappointment that it has not yet been found possible to take advantage of these offers of personal service. Your Highnesses will be aware that so far the course of hostilities has differed very materially from that of the last war; up to the present there has been no substantial call on the manpower of India. If conditions alter in this respect, Your Highnesses may rest assured that your offers, so deeply valued, will be remembered.

"Since our last meeting many of Your Highnesses have had to face difficult problems consequent on the succession of poor monsoons which has visited so many parts of India; and among those areas which have been particularly affected have been large tracts of Rajputana and Kathiawar. In the steps they have taken to meet this calamity the Governments of all the important States concerned have made full and liberal use of their reserves, and they have devised widespread and well-organized plans for the relief of the suffering. It is my earnest hope that this year the States affected will receive a timely and sufficient rainfall, and that the sufferings of the people and the anxiety of the States Governments will be brought to an end.

'As your Highnesses are aware, His Majesty's Government felt on the outbreak of war that in the conditions then prevailing, and on a review of the probable course of hostilities, they had no option but to hold in suspense, however reluctantly, the work in connexion with the preparations for federation, while retaining federation as their objective. But the suspension of those preparations does not mean that His Majesty's Government, to repeat the words which I used a month or two ago at Baroda, have in any way modified their own view as to the necessity for securing Indian unity— a unity which can only be complete if in the constitutional arrangements of the future, the historic Indian States with their great and special traditions,

take the place which we have always looked forward to seeing them occupy

"Your Highnesses are well aware of my views on the question of federation, and of its many advantages from the point of view not only of the Indian States but of India as a whole, and in particular of the unity of India I am confident that you will appreciate the importance of continuing to apply your minds to this vitally important problem and to the questions that arise in connexion with it

When we last met I spoke very frankly and very directly to Your Highnesses on the subject of setting the houses of the States in order I do not wish to repeat all that I said then My view of the profound importance of action on the lines which I then indicated remains unchanged Indeed, if anything, I regard it in the light of developments over the last 12 months, as of greater importance now than I did when I addressed you in March, 1939

"I gratefully acknowledge that many Rulers have of late made earnest endeavours to improve their administrative standards, that various admirable reforms have been introduced and that measures have in many cases been taken to ensure that all legitimate complaints on the part of State subjects receive due consideration But I earnestly hope that Your Highnesses will not cease to give your continual and close attention to the perfecting of your administrative machinery The value of administrative reform remains as great and as present as ever, and it would be rash to assume that troubles, where they have for the time being subsided will not recur

"That the Crown is anxious to give such help as it is properly incumbent upon it to give is clearly shown by the assistance rendered to various States in different parts of India and by the establishment of the Crown Police Force the object of which is, as you are aware, to assist the States' governments should the situation pass beyond their control But I am sure that it is fully present to Your Highnesses that the maintenance of order in the territories of Indian States is primarily the responsibility of the Rulers concerned

## Joint Services

"I would like to draw particular attention to the view I expressed last year as to the desirability and the importance of the creation of joint services where small States in the same group are unable individually to maintain an adequate standard of administration I can well understand

and sympathize with the reluctance of individual rulers to depart in such matters from the strict path of tradition. But the spirit of the times makes it essential for them in their own interests to take a longer view.

"A beginning has been made in the organization of joint services. It is in my judgment of vital importance that progress should be made in that direction, and it is my sincere hope that this movement will develop, and that I can look to you, gentlemen, who are members of this most important body, to do all in your power to encourage its growth. I have kept in the closest touch since we met last year with the action taken by States in various parts of India, consequent on my address to the Chamber. You may be certain that the interest which I have taken in this matter, and the care with which I follow all developments in connexion with it will not diminish in the time that lies ahead.

"Since the last meeting of the Chamber, the reforms in its constitution, so strongly advocated by the great majority of its members, have been carried into effect. I earnestly trust that those reforms will lead to greater harmony, to more effective work, and to closer co-operation between all States, whether great or small, for the good of the Princely Order, and the prosperity and welfare of the subjects of the Rulers. Let me only add that I have under my consideration the proposals which have been submitted to me by the Standing Committee for the enlargement of the Chamber.

"Your Highnesses have many items on the agenda, and I will not keep you further from your deliberations. I trust that the Session which begins to-day will be in every way successful, and that its results will be of value to Your Highnesses and to your States."

# નરેંદ્ર મંડળ ૧૯૪૦

આ વર્ષે નરેંદ્ર મંડળની બેઠક માર્ચ મહીનાની તા. ૧૧-૧૨ એ પ્રમાણે બે દિવસ ગળીને પૂરી થઈ છે. હમણાં હમણાં નરેંદ્ર મંડળના કામકાજમાં નરેશો ભૂતકાળના જેટલો ઉત્સાહ ધરાવતા નથી એમ બેઠક દરમિયાન નરેશોની હાજરી અને કામકાજ ઉપરથી જણાય છે ૧૯૨૯ ના વર્ષથી આ મંડળની કાર્યવાહી ખુલ્લી મૂકવામાં આવી ત્યારથી લગભગ પાંચ છ વર્ષ સુધી મંડળના કામકાજમાં નરેશોનો અને એમના પ્રધાનોનો ઘણો ઉત્સાહ જોવામા આવતો હતો. અને ફેબ્રુઆરી-માર્ચ મહીનામા દીલ્હી અને ન્યુ દીલ્હીની હોટેલોમાં ખાણાના મેળાવડા અને પાર્ટીઓમાં આ વર્ગની હાજરી ખાસ ધ્યાન ખેચતી હતી. હાજરીનો આ પ્રવાહ ધીરે ધીરે ક્ષિણ થતો જાય છે એમ આ વર્ષે પણ નરેંદ્રમંડળ પ્રસંગે નરેશોએ હાજરી આપી છે એ ઉપરથી જણાય છે. નરેંદ્રમંડળના સભ્યો ૧૨૧ જેટલા છે તેમાથી ½ કરતાં પણ ઓછા સભ્યોએ આ વર્ષે હાજરી આપી હતી. તેમાં પંજાબ રજપુતાના અને ઇસ્ટર્ન વિભાગનાં રાજ્યોના નરેશોની સંખ્યા જ અર્ધ ઉપરાતની હતી ગુજરાત કાઠિયાવાડના રાજ્યોમાથી નવાનગર, ઈડર, વાંકાનેર અને પાલીતાણા વગેરે રાજ્યોના સભ્ય નરેશોએ હાજરી આપી હતી, પરતુ આ વિભાગમાં સલામી ધરાવનારાં રાજ્યોની જે સંખ્યા છે, તેના પ્રમાણમાં આ હાજરી અત્યલ્પ લેખાવી જોઈએ.

આ ઉપરથી એટલું સૂચિત થાય છે કે નરેશમંડળની હાલની કાર્યવાહીમાં રાજ્યો તરફથી બહુ રસ લેવામા આવતો નથી, એનાં કારણો પૈકી મુખ્ય કારણ એ છે કે આ મંડળના ઠરાવોનું વ્યક્તિગત રાજ્યોને કશું બંધન નથી. દરેક રાજ્ય પોતાને લગતી બાબતોનો રાજદ્વારી ખાતા સાથે સીધી રીતે વાટાઘાટ કરીને નિર્ણય કરી લે છે. કોઈ રાજ્યને કાંઈ મુશ્કેલી હોય તો તેનો પણ ઉપાય રાજદ્વારી ખાતાથી મેળવી લે છે. રાજ્યો રાજ્યો વચ્ચેની બાબતોનો પણ સંતોષકારક નિકાલ આ ખાતાની દરમિયાનગીરીથી થાય છે અર્થાત્ કે ભૂતકાળમાં જ્યારે આવા મસાલો ઉપસ્થિત થયા હતા ત્યારે નરેંદ્રમંડળથી તે સંબંધી કશું થઈ શક્યું ન હતુ તેનું આ પરિણામ છે. નિઝામની સાર્વભૌમ સત્તાની મર્યાદાનો સવાલ ઉભો થયો ત્યારે, ભરતપુરના રાજાએ પોતાના પાટનગરથી બહાર રહેવું એમ ઠરાવવાગાં આવ્યુ ત્યારે, સર તુકોજીરાવે ગાદી ત્યાગ કર્યો ત્યારે, નભાના રીપુદમનસિંહની બાબતમા, અલવરના છેલ્લા મહારાજાની જીવાઈના સબંધમાં અને મર્હુમ જામસાહેબ સર રણજીતસિંહજી સંબધી નરેંદ્ર મંડળની સને ૧૯૩૩ની ખુલ્લી બેઠકમાં અપમાનજનક લાગે એવી પરિસ્થિતિ ઉભી થઈ ત્યારે નરેંદ્ર મંડળે પરોક્ષ રીતે કે અપરોક્ષ રીતે એ સંબધી કશા વ્યવહારૂ માર્ગો લીધા ન હતા. એનું પરિણામ એ આવ્યુ કે રાજકર્તાઓ પ્રથમની માફક રાજદ્વારી ખાતા માર્ફત જ પોતાના હિતાહિતના પ્રશ્નોનો નિકાલ કરવા પ્રેરાયા. અને નરેંદ્ર મંડળમાથી તેઓની શ્રદ્ધા ઘટવા લાગી. પરંતુ જો નરેંદ્રમંડળના કામકાજમાં ઘણા સભ્યો રસ લેતા બનાવવા હોય તો (૧) તેની બેઠકો દર ત્રણ કે પાંચ વરસે એક વખત મળવી જોઇએ. અને તેના પ્રમુખ સ્થાને વાઇસરોય સાહેબ બીરાજે.(૨) પ્રતિવર્ષ વિભાગી બેઠકો ભરાવી જોઈએ. આ બેઠકોમાં વિભાગી-સ્થાનિક બાબતોની જ ચર્ચા થાય. આ બેઠકોના પ્રમુખ તરીકે ચાન્સેલર કે પ્રોચાન્સેલર હોય, પરંતુ જે તે વિભાગના રેસીડેન્ટની તેમાં હાજરી હોવી જોઇએ. અને એ વિભાગમાં આવેલાં બધાં રાજ્યોનું તેમાં પ્રતિનિધિત્વ હોવું જોઇએ. ચાન્સેલર કે પ્રોચાન્સેલર કોઇ વિભાગમાં પહોચી શકે તેમ ન હોય તો અથવા તેનાથી હાજર રહી શકાય તેમ ન હોય તો સ્ટેન્ડીંગ કમિટીના જે

તે વિભાગના જે સભ્ય ચુટાયા હોય તે પ્રમુખસ્થાન લે (૩) હિંદુસ્તાનમા રાજપુત, શીખ, મુસલમાન અને મરાઠા એ પ્રમાણે ચાર મુખ્ય પ્રકારના રાજ્યો છે, અને તે ચાર વર્ગ પૈકી અવાર નવાર દરેક વર્ગને ચાન્સેલર કે પ્રોચાન્સેલર તરીકે પસદગી મળવી જોઈએ

નરેદ્ર મડળની પુનર્ઘટના પછી અને સ્ટેન્ડીંગ કમિટીની પુનર્ઘટના પછી મડળની આ પહેલી બેઠક મળી હતી નરેદ્ર મડળની પુનર્ઘટના કરવાનો મુખ્ય ઉદેશ તો આ મડળમા મોટા રાજ્યો ભાગ લેતા થાય એ હતો પરતુ એ હેતુ બરાબર પાર પડયો હોય એમ જણાતું નથી નામદાર વાઇસરોયે પોતાના ભાષણમા નરેદ્ર મડળના આ કાર્યની પ્રશસા કરી છે છતા

બેઠકના પ્રથમ દિવસે ના વાઇસરોયે સંક્ષિપ્તમાં મડળના અધ્યક્ષ તરીકે પોતાના વિચારો દર્શાવ્યા હતા (આ અકમા એ ભાષણ આપવામા આવ્યુ છે ) અને તેમા તે નામદારે હાલનું યુદ્ધ અને ફેડ-રેશન તથા રાજ્યોમા બધારણીય સુધારા એવી બે ત્રણ બાબતોને પ્રાધાન્ય આપ્યુ છે દેશી રાજ્યોમા વહીવટી સુધારા કરવા તરફ તે નામદારે નરેશ-મડળનું આ વર્ષે પુન ધ્યાન ખેચ્યુ છે હાલના વાઇસરોય સાહેબ ઓછા બોલા વાઇસરોય છે તેઓ ભાષણો કરતા કાર્યમા વધારે શ્રદ્ધા રાખતા હોય એમ જણાય છે અને લોકપ્રિય વાઇસરોય તરીકે તેમણે પોતાની છાપ બ્રિટિશ હિદમા તથા નરેશ મડળમા પાડી છે દેશી રાજ્યોને તેમણે પોતાના ભાષણમા સ્પષ્ટ સૂચના કરી છે કે વહીવટી બધા-રણમાં તેમણે પ્રગતિ કરવાની જરૂર છે કેટલાક દેશી રાજ્યોએ આ દીશામા વ્યવહારૂ પગલુ ભર્યું છે અને અમને આશા છે કે બીજા દેશી રાજ્યો પણ પોતાના ચાલુ બધારણમા ઘટતા ફેરફાર કરી પ્રતિનિધિત્વના ધોરણે ફેરફાર કરશે સાર્વભૌમસત્તાના પ્રતિનિધિની સૂચનાઓ પણ લગભગ હુકમ જેવી હોય છે એટલે સાર્વભૌમસત્તાને પોતાની સત્તા દ્વારા રાજ્યોના વહીવટી તત્રમા ફેરફાર કરવો પડે તે પહેલા બધા રાજ્યો એકત્ર મળી સર્વ સામાન્ય એવી બધારણીય યોજના કોઈ ઘડી કાઢે એ ઇષ્ટ છે અર્થાત્ કે ઓછામા ઓછુ એ યોજના પ્રમાણે તો રાજ્યોના વહીવટમા ફેરફાર થવો જોઈએ

નરેન્દ્ર મડળમા જે ઠરાવો થયા છે તેમા મહત્વના ઠરાવોમા (૧) યુદ્ધને લગતો, (૨) હિંદુસ્તાનનુ ભવિષ્યનું બધારણ અને દેશી રાજ્યોને લગતો, (૩) વડોદરા બનારસ અને પ્રોલ વગેરેના નરેશોના સ્વર્ગવાસ માટે દિલગીરીનો (૪) બનારસ, પ્રોન અને ભરતપુર વગેરે નરેશો જેઓ ગાદીએ આવ્યા તેઓના સબંધી અભિનદનનો અને (૫) ૧૯૪૨ના વર્ષ સુધી નરેન્દ્રમડળના હાલના હોદ્દેદારોને કાયમ રાખવાના મુખ્ય ઠરાવો હતા

યુદ્ધને લગતો ઠરાવ ચાન્સેલર સાહેબ તરફથી મૂકવામા આવ્યો હતો અને તેને યોગ્ય રીતે મહારાજા પતિયાલા તથા બીકાનેર નરેશે અનુમોદન આપ્યુ હતું રાજકર્તાઓએ ૧૯૧૪મા બ્રિટિશ સામ્રાજ્ય તરફ જે ભક્તિભાવ અને ઔદાર્ય દર્શાવ્યા હતા તેની પ્રતીતિ અત્યારે ૨૫ વરસ પછી પણ જોઈને તેવી જ થાય છે અને સામ્રાજ્યના કઠિન સયોગોમા હિંદી નરેશો યથાશક્તિ સહકાર આપવા તૈયાર છે એ માત્ર શબ્દોથી નહીં પણ હાલનું યુદ્ધ શરૂ થયુ ત્યારથી અત્યાર સુધીમા તેઓએ નામદાર શહેનશાહ પ્રતિ માણસો, પૈસા અને સાધન સામગ્રીની મદદ આપી જે ભક્તિભાવ દર્શાવ્યો છે, એ ઉપરથી સહજ જણાઈ આવે છે. આ નીચે નરેશોએ કરેલા ઠરાવની મતલબ અમે આપી છે, ઉપરથી જણાય છે કે જે શુભનિષ્ઠા અને કરારોના પાલન અર્થે ના શહેનશાહની સરકારને હાલના યુદ્ધમા ઉતરવુ પડયુ છે એ તરફ નરેશોની સહાનુભૂતિ છે, કરારો એ કેવા પવિત્ર અને કોઈ પણ ભોગે પાલન કરવા યોગ્ય છે એ નરેશો જાણે પોતાને માટે પણ દલીલ કરતા હોય એમ એમણે આ ઠરાવમા પરોક્ષ રીતે દર્શાવ્યુ છે હિંદુસ્તાનમા ૪૦ દેશી રાજ્યો બ્રિટિશ સરકાર સાથે લેખિત કરારો-સંધી-તહનામાથી જોડાયેલા છે અને તેનું યથાવિધિ પાલન થાય એ માટે એમનો આગ્રહ છે ઠરાવનો મુસદ્દો આ પ્રમાણે છે

The Chamber of Princes requests His Excellency the Crown Represen-

tative kindly to place before His Imperial Majesty the King-Emperor the firm determination of the Ruling Princes and Chiefs of India to render every possible assistance in men, money and material to his Government in their heroic struggle for upholding the cause of justice and for maintaining the sacredness of treaties and Covenants, and prays that the united efforts of the Empire and the Allies may lead to an early and triumphant vindication of the high principles for which His Imperial Majesty has been forced to take up arms against the enemies."

હિંદુસ્તાનના ભવિષ્યના બંધારણ સાથે દેશી રાજ્યોના સંપર્કને લગતો ઠરાવ વિશેષ ધ્યાન ખેંચે તેવો છે. અને સ્થાણુ બનન ન્યાયે, વારવાર આ મતલબના ઠરાવો કરી રાજ્યોના હક્ક, દરજ્જો અને એમની કરારી સ્થિતિ. જાળવી રાખવા નરેશો કેવા ઉત્સુક છે એ એમણે આ ઠરાવમાં વ્યક્ત કર્યું છે. આં મતલબના ઠરાવો ભૂતકાળમાં નરેશોએ કર્યા છે, પરન્તુ દેશના બદલાતા જતા રાજદ્વારી સયોગોએ અને દેશી રાજ્યોમાં સત્યાગ્રહના આભધાનથી જે પ્રવૃત્તિઓ જ્યાં ત્યાં શરૂ થવા પામી છે અને તેથી તેઓમાં ભવિષ્યના રાજ્યબંધારણમાં પોતાના સ્થાન પરત્વે જે ભય જાગૃત થયો છે તેથી તેઓનાં મન ચિંતાતુર થાય એ સ્વાભાવિક છે. એમની આવી મનઃસ્થિતિનું દર્શન આ નીચેના ઠરાવના મુસદ્દામાં જણાઇ પણ આવે છે.

"The Chamber of Princes, while welcoming the attainment by India of this due place amongst the Dominions of the British Commonwealth under the British Crown, records its emphatic and firm view:

(a) that in any future constitution for India the essential guarantees and safeguards for the preservation of the sovereignty and autonomy of the States and for the protection of their rights arising from treaties, sanads, engagements or otherwise should be effectively provided, and that any unit should not be placed in a position to dominate the others or to interfere with the rights and safeguards guaranteed to them, and that all parties must be ensured their due share and fair play.

(b) that in any negotiations for formulating a constitution for India-whether independently of the Government of India Act. 1935, or by revision of that Act. the representatives of the States and of this Chamber should have a voice proportionate to their importance and historical position.

This Chamber further records its view that any constitutional scheme which may involve the transference of the relationship of the States with the Crown to any other authority without their free and voluntary agreement or which may permit of alterations affecting the rights and interests of the States without their consent cannot be acceptable to them."

ઠરાવના પ્રારંભમાં હિંદુસ્તાનને બ્રિટિશ કોમનવેલ્થમાં યોગ્ય સ્થાનની પ્રાપ્તિ થાય તેને આવકારપ્રદ લેખવામાં આવ્યું છે. બંધારણને લગતા ઠરાવમાં આ પહેલી જ વાર નરેશોએ ફેડરેશનનો ઉચ્ચાર નથી

કર્યો, ભવિષ્યમા હિંદ માટે જે બધારણ નક્કી કરવામા આવે તેમા રાજ્યોના હકો, મનામતીઓ, કરારોમા બીજાની દરમિયાનગીરી ન થવી જોઈએ, બધારણની રચનામા રાજ્યોના પ્રતિનિધિત્વનું યોગ્ય પ્રતિનિધિત્વ હોવુ જોઇએ તથા રાજ્યોનો તાજની સાથેનો સબધ કોઈ બીજી સત્તાના હસ્તક મૂકાય એવુ કોઇપણ બધારણ નરેશોને અસ્વીકાર્ય છે એવો અભિપ્રાય તેમણે જાહેર કર્યો છે આ ઠરાવ મડળના ચાન્સેલર ના મહારાજા જામસાહેબે રજુ કર્યો હતો અને ઠરાવના હેતુઓનુ સમર્થન કરનાર તે નામદારે લંબાણપૂર્વક વિવેચન કર્યું હતુ તેઓએ પોતાના વિવેચનમા એક વાત સ્પષ્ટ કરી હતી કે બ્રિટિશ હિંદના વિકાસની આડે આવવાનો નરેશ મમૂહનો ઈરાદો નથી મહારાજા બીકાનેરે આ ઠરાવને અનુમોદન આપતા બ્રિટિશ હિંદના આગેવાનોની દેશી રાજ્યોમા હમણા હમણા થતી દરમિયાનગીરી પરત્વે ઉલ્લેખ કર્યો હતો તાજ જ્યારે પોતાના હાથમા રહેલી બધારણીય સત્તા કપેશ કરી બીજી સત્તાને સુપ્રત કરે ત્યારે દેશી રાજ્યો ઉપર રહેલી તાજની સત્તા પણ એ બીજી સત્તા હસ્તક મૂકાવી જોઈએ, એ વાદનો બીકાનેર નરેશે પ્રતિકાર કર્યો હતો અને દેશી રાજ્યોના ઐતિહાસિક દરજ્જા ઉપર ભાર મૂકયો હતો એ વાત તો ખરી છે કે એક ઉપરી સત્તા જ્યારે બીજી સત્તા સાથેના કરારી સબધને ક્ષતિ પહોચે એવી કરારી ગોઠવણ કર ત્યારે એ બીજી સત્તાને કરારી સબધ પૂર્વેની સ્થિતિ સહજ પ્રાપ્ત થાય છે, સિવાય કે એ કરારી સબધમા જ એવુ કાઈ હોય કે જેથી એ પ્રમાણે સત્તાધિકારની ફેરફારી થઈ શકે અમને લાગે છે, કે દેશી રાજ્યોના નરેશોના આ માગણી ન્યાય પુરઃસર છે અને એ માગણી જો સ્વીકારવામા આવે તો પોતા પુરતી રક્ષણની જવાબદારી નરેશો ઉપર આવે છે એટલે કાંતો એ જવાબદારી સંપૂર્ણ રીતે અદા કરવા તેઓએ તૈયાર રહેવુ ઘટે છે અથવા તો જે બીજી સત્તાને તાજ પોતાની સત્તા સુપ્રત કરે તેની સાથે નવેસરથી કરારી ગોઠવણ કરવી ઘટે છે

આ ઠરાવમા રાજાઓએ હિંદના ભવિષ્યના બધારણ માટે જે કાઇ શુદ્ધિ વૃદ્ધિ કરવામાં આવે તેમા પોતાનું પ્રતિનિધિત્વ હોવાની માગણી કરી છે અમને લાગે છે કે આવી માગણી કરવાથી નરેશો જે રીતે પોતાની સનામતી જાળવી રાખવા માગે છે તે રીતની સલામતી જાળવવી અશકય છે બ્રિટિશ હિંદના બધારણમા ભાગ લેવાની આશા રાખવી અને બ્રિટિશ હિંદના આગેવાનો દેશી રાજ્યોના બધારણ પરત્વે ટીકા કરે તેને બહારના માણસોની ટીકા કહેવી એ વાત પરસ્પર અસગત છે, એટલે અમને તો લાગે છે કે જો નરેશોએ પોતાના રાજ્યો સુખરૂપ ચલાવવા હોય તો બીજા વ્યવસાયોમા પડવાની ઇચ્છા રાખવી ન જોઈએ

નરેદ્ર મડળમા બીજા જે ઠરાવો થયા છે તે વિધિપુરતા છે પણ ચાન્સેલર વગેરેની ચુટણી આ વખતે ન કરતા હાલના આ પદોને ૧૯૪૨ના માર્ચ મહીના સુધી ચાલુ રાખવાનો જે ઠરાવ કરવામા આવ્યો છે તે નરેંદ્રને માટે યોગ્ય છે આવી વજનદાર સસ્થાના પદાધિકારીઓ વારવાર બદલાય તે કરતા વધારે સમય સુધી પોતાના પદો ઉપર રહે એ જરૂરનું છે આથી દરેક સવાલનો નિર્ણય વિના વિલબે થવાનો સભવ છે પદાધિકારીઓમા જવાબદારીનુ ભાન સતત ચાલુ રહે છે અને તેઓ દરેક કામ પરત્વે કાળજીપૂર્વક અભ્યાસ કરી શકે છે અર્થાત્ કે આ ઠરાવથી ના મહારાજા જામસાહેબ ૧૯૪૨ સુધી ચાન્સેલર તરીકે ચાલુ રહ્યા છે એ યોગ્ય થયુ છે અને તેઓ નરેશમડળમા જે સ્થાન ધરાવે છે તે જોતા યોગ્ય પુરૂષની યોગ્યસ્થાને વરણી ચાલુ રહી છે તે સાથે સાથે ૧૯૪૨ ના વર્ષ સુધી હવે નરેશ મડળની બેઠક ન ભરતા સ્ટેન્ડીંગ કમિટીની બેઠકો ભરી પ્રધાનોની સ્ટેન્ડીંગ કમિટી મેળવી તથા એ બન્ને કમિટીઓની સાથે સાથે બેઠકો મેળવી અને જરૂર પડે તો નરેશો તેમજ પ્રધાનોની સયુક્ત કોન્ફરન્સ મેળવી ઉપસ્થિત થતા પ્રશ્નોનો નિકાલ કરવો એ યોગ્ય છે સિવાય અમે અગાઉ સૂચવ્યુ છે તે પ્રમાણે વિભાગવાર કે કચેરીઓ ભરવામા આવે તો તો આવી બેઠકો મેળાવવાનું અથવા તો કામનો બોજો પણ ઘણે દરજ્જે ઓછો થાય

# કચ્છના મહારાઓશ્રી અને તેમના ભાયાતો

## શ્રી. લક્ષ્મીચંદ દેવચંદ

[ ગતાંકથી ચાલુ ]

જાડેજાઓમાં રાવશ્રીના મોભા વિષે મિ. એલ્ફીન્સ્ટન લખી ગયા છે કે રાવશ્રીની હકુમત તેમના માલસા ભાગ ઉપર ચાલે. કારણ કે દરેક જાડેજા જાગીરદાર પોતાના ગામોમાં સ્વતંત્ર સત્તા ભોગવે છે. ાવશ્રી લડાઈ વખતે દરેક જાડેજાને મદદમાં બોલાવી ાકે, પણ જ્યાં સુધી રાવશ્રી તેમને સામેલ રાખે યાં સુધી તેમને ઠરાવેલ મુજબ પગાર આપવો જોઈએ. રાવશ્રી લોક સુલેહના રક્ષક છે, અને તેમ હોતાં સઘળા લુંટારાઓને અને બીજા સામાન્ય શત્રુને શિક્ષા કરી શકે છે આ ઉપરથી જણાશે કે રાવ સાહેબે પરસ્પરના કજિયા પતાવવા જોઇએ અને જાગીરદારો વચ્ચેની તકરારનો અંત આણવો જોઈએ. પણ રાવ સા. આ હક હમેશાં ભોગવ્યા છતાં તેમાં પણ તકરાર ઉત્પન્ન થયા વિના રહેતી નથી. જેમ રાવ સા. ના ભાયાત છે તેમ દરેક જાગીરદારને પણ ભાયાત છે. તે ભાયાતો પાસે કબીલાને મળેલી જાગીરની પાંતીઓ હોય છે. વળી ભાયાતો રાવશ્રીના તાબામાં હોવાનું જેમ નામ માત્ર રહ્યું છે તેવી જ તાબેદારી, જાગીરદારના ભાયાતો જાગીરદારની ભોગવે છે. આ પ્રમાણે ઠાકોરોના ભાઈઓ એ ઠાકોરના ભાયાતો અને ઠાકરડાઓમાં તે રાવશ્રીના ભાયાતો છે.

જાગીરદારોની સ્થિતિ વિષે વિશેષ વિગત આપતાં મિ. એલ્ફીન્સ્ટન સાહેબે લખ્યું છે કેઃ—

છેલ્લા ફેરફાર જાડેજાઓની અરજને અનુસરીને કરવામાં આવ્યા છે અને છેલ્લી કલમબંધીની રૂએ તેમને તેમના ગામડાંઓની બાંહેધરી મળી છે તેથી એવી આશા રાખવામાં આવી હતી કે તેઓ સંતોષી રહેશે અને તેમનામાં કાંઇ અસંતોષ ચાલે છે એવા ખબર મને મળ્યા નથી. ફટાયો જાગીરદારના ત્રીજા ભાગનો હકદાર ગણાય છે અને કેટલેક ઠેકાણે તો તેને અડધો અડધ ભાગ મળે છે આમ હોવાથી જાગીરના અસંખ્ય ભાગ પડી જવાથી જાગીરદારો ગરીબ થઇ ગયા છે પરન્તુ સમગ્ર રીતે ધ્યાનમાં લેતાં જે જાગીરો એક જ વારસને ઉતરતી આવી તે જાગીરો પણ થોડી નથી આ ઉપરથી શંકા ઉત્પન્ન થાય છે કે કચ્છમાં દીકરીઓને દુધ પીતી કરવામાં આવે છે. એટલું જ નહિ પણ દીકરાઓનો અંત આણવામાં આવતો હોવો જોઈએ અને રીજન્સીએ જાડેજાઓ તરફ કેવી રીતે વર્તવું જોઇએ તે સંબંધે તેમણે નીચે પ્રમાણે સુચના આપી છે.

જાડેજા સાથે લક્ષ્યપૂર્વક અને માનપૂર્વક વર્તવું જોઈએ અને તેમના હક ઉપર દબાણ ન થાય તેની સંભાળ રાખવી જોઈએ. જાડેજાઓ વચ્ચે ઉત્પન્ન થતી તકરારોનો નિવેડો આણવામાં આવે તેમાં એજન્સી ગફલત કરે–પક્ષપાત બતાવે અથવા લાંચ ખાય એ વાતથી રેસીડન્ટે સાવધ રહેવું. લુંટ કરવાનો ધંધો અગર પરસ્પર વઢવાની કુટેવ જાડેજાઓ ફરીને ચાલુ કરે અથવા ચાલુ કરવાની કોશિશ કરે તે રેસીડન્ટે હુકમી બંધ પાડવી અને જાગીરદાર એટલી હદ સુધી સામે થાય કે લશ્કરને કામે લગાડવાની જરૂર પડે તો તેવા જાગીરદાર પાસેથી પણ જાગીર લઇ દરબાર ખાલસા કરવી નહિ. આવી લાલચ દરબારને ઉત્પન થાય ત્યારે રેસિડન્ટે ડહાપણ વાપરીને દૂર કરવી જાડેજાઓ પ્રત્યે

આપણે ઉદ્ધતાઈથી વર્ત્યા હોઈએ એવો દેખાવ સરખો પણ થવા દેવો નહિ રેસિડન્સીના લખાણો ઉપલક વાંચવાથી જાડેજાઓને રાજકીય તકરારો નિર્ણયને માટે રજુ કરવાનું ધોરણ ચાલુ થયુ લાગે છે પરંતુ પેસ્તર જણાવ્યા મુજબ જાડેજાઓ પાસે સવિસ્તર વાધાઓ રજુ કરવાની જરૂર હોય એમ મને લાગતું નથી જે કામોમા ભાયાતોની સામેલગીરી વગર ચાલે તેમ નહોતુ તે કામોમા ફક્ત કચ્છના પ્રથમના રાજાઓ મુખ્ય ઠાકોરોની સલાહ લેતા એમ ધારવુ સ્વભાવિક છે પણ રાજામા બુદ્ધિબળ ઓછુ હોય ત્યારે રીજન્સીએ જાડેજાઓની સલાહ લેવી જરૂરી છે પરન્તુ મોટી અને અગત્યની તકરારોમા મત આપવાને બધા જાડેજાઓને એકઠા કરવા એ બરાબર કહેવાય નહિ તેઓ બધા એકઠા થાય એ આશા પણ રાખવી નહિ તેમ એ વાત બની શકે એવી નથી પ્રસંગને અનુસરીને જરૂર લાગ્યા મુજબ રેસીડન્ટે મોટા જાગીરદારોને જુદા જુદા અથવા ભેગા કરી સલાહ લેતા રહેવુ અને તકરારની અગત્યના પ્રમાણે ઓછા વધુ જાગીરદારોની સલાહ લેવી ઘણામા ઘણા ઠાકોરોને એકઠા કરાય તો ધારના પ્રમાણે પચાસ કે સાઠની સંખ્યા બસ છે

મી વિલિયમ્સ પછી રેસિડેન્ટના હોદ્દા ઉપર મિ નોરીસ આવ્યા જેની કારકીર્દી (સને ૧૮૨૨ના મે માસમા) દરમ્યાન કચ્છ સાથે એક નવી કલમબંધી થઇ, પણ આ કોલકરારને હમણાની તકરારી બાબતો સાથે કશો સબંધ નથી તેમા ફક્ત એટલુ જ લખેલુ છે કે સ ૧૮૧૬ની કલમબંધીની ક ૧૦મી અન્વયે અંગ્રેજ સરકારને અંજાર સોંપી દેવામા આવ્યુ છે તે અંગ્રેજ સરકાર કચ્છ દરબારને પાછુ સોંપી આપે અને કચ્છ દરબારથી અંગ્રેજ સરકારને બદલામા વાર્ષિક રકમ આપે આ પ્રમાણે કચ્છનો અમુક ભાગ અંગ્રેજ સરકારના સ્વતંત્ર હકુમતમા હતો તે અંગ્રેજ સરકારે છોડી દેવો

મિ. નોરીસ પછી મિ ગાર્ડીનર આવ્યા તેમણે જાડેજાઓના હક અને અધિકારનું રક્ષણ બરાબર હોશથી કરવાની પોતાની નેમ બાંધી. મિ ગાર્ડીનર પછી સને ૧૮૨૭ ના અરસામા મેજર પોર્ટીંજર આવ્યા સર પોર્ટીંજર પંદર વર્ષ સુધી એ હોદ્દા ઉપર રહ્યા

સર હેનરી પોર્ટીંજરની કારકીર્દી આ તપાસ માટે ઘણી અગત્યની છે સ ૧૮૩૪ સુધી રીજન્સી ચાલી અને તે વખત દરમ્યાન પોર્ટીંજર સા રેસિડેન્ટ અને રીજન્સીના પ્રમુખ એ બે હોદ્દા ભોગવતા કયે કયે વખતે તેના એક હોદ્દાનું કામ બંધ પડયુ હતુ અને બીજા હોદ્દાનું કામ ચાલુ હતુ તે કચ્છના લોકો મંદ બુદ્ધિના હોવાથી સમજી શકયા નહિ આ ઉપરથી સહેલાઈથી સમજી શકાય છે કે પોર્ટીંજરના ના પ્રમુખપણા નીચે રીજન્સીનો કાણુ લોકો ઉપર બેસી ગયો અંગ્રેજ સરકારના બળના આધાર વગર દરબારથી એકલા તેવી રીતે બેસાડવા પ્રયત્ન કરત તો જાગીરદારો એટલી તત્પરતાથી સ્વીકારત નહિ

મિ લીમ્સડને એક સવિસ્તર નોંધ લખેલ છે, તેમાથી એક એક ઈન્તેખાબ ઉપર ટાંકયો છે તેમાં વળી જણાયુ છે કે સર હેન્રી પોર્ટીંજર અને તેના શક્તિશાળી મદદગાર મેતા લક્ષ્મીદાસે સર્વોપરી સત્તા ચલાવી દ્રઢતાથી રાજ્ય ચલાવ્યુ, અને એક તરફથી જાડેજાઓની સ્વતંત્રતાને માન આપવામા આવ્યુ પરન્તુ તેમના જે હકો સુલેહ જાળવવામા આડે આવતા હતા અથવા રાજ્ય વહીવટ સારી રીતે મજબુતપણે ચલાવવામા વિરૂદ્ધ લાગતા હતા તેવા હકો હળવે હળવે સફળપણે તેમના હાથમાંથી લઈ લેવામા આવ્યા તેઓ પોતાની રૈયતને મોતની સજા કરી શકતા નથી તેમજ દરબારથી વતી રીજન્ટો તેમના ઉપર પરબારા હુકમો મોકલતી તેનો ખુલ્લી રીતે તેઓ અનાદર કરી શકતા નથી જે રીતે મિ લીમ્સડન ઉપરની હકીકત લખે છે, તેનો ગર્ભિત રીતે એવો અભિપ્રાય જણાવે છે કે મેજર પોર્ટીંજરની રાજ્યનીતિમા સારો રખાણવા લાયક હેતુ સમાયલો હતો છતા પણ તે રાજ્ય વહીવટને યોગ્ય નહોતી પરંતુ એમ જણાય છે કે મેમરડુના તહનામાથી

કચ્છમાં જે અસાધારણ રાજ્ય બંધારણ ઊભું થયું હતું તે ધ્યાનમાં લેતાં મેજર પોટીંજરે ચલાવેલું ધોરણ કેવળ વખાણુને પાત્ર હતું.

મિ. લીમ્સડને મિ. લક્ષ્મીદાસને શકિતશાળીનું વિશેષણ આપ્યું છે તે સંભવિત રીતે વ્યાજબી હતો. રીજન્સીના જાડેજા મેમ્બરો સર પોટીંજરને શું મદદ કરતા તે આસિ. રેસિડેન્ટ કેપ્ટન વોલ્ટરે સને ૧૮૨૮ ના ફેબ્રુઆરી માસમાં લખેલ એક રીપોર્ટમાંથી લીધેલા નીચેના ઇન્તેખાબથી જાણી શકાશે.

રીજન્સીના જાડેજા મેમ્બરોની કશી પણ મદદ કામમાં મળી નથી. સામાન્ય ગુણો મેળવવા એક પોતાના રાજપૂત તરીકેના મોભાને તેઓ અછાજતું ગણે છે તેથી રાજ્ય વહીવટમાં સામેલ રહેવા કે તે બાબતમાં સલાહ આપવાને તેઓ અજ્ઞાન હોવાથી લાયક કહેવાય નહિ અને તે પ્રમાણે સામેલ રહી સલાહ આપવી એ કામ તેમની રીતભાતને સાનુકૂળ નથી. પોતાના જાગીરના વહીવટમાં પણ તેઓ પૂરા માહિતગાર નથી, પરંતુ જ્યારે તેઓ ભૂજમાં રહે છે ત્યારે પોતાની જાગીરના કામ સિવાય બીજા કશાની કાળજી રાખતા હોય એમ લાગતું નથી, જે કેસોમાં પોતાનો સ્વાર્થ સમાયેલો હોય તેમાં તથા જે કેસોમાં પ્રધાન, તેમની અનુમતિથી પોતાની વાતને ટેકો આપવા ઇચ્છતા હોય તે કેસોમાં જાડેજા મેમ્બરો પોતાના અભિપ્રાય આપતા, તે સિવાય બીજા કોઇ કેસોમાં પોતાનો અભિપ્રાય આપતા નહીં. હવેથી રાજ્યવહીવટનું કામ દિવાન તથા રેસિડેન્ટ ઉપર આવી પડશે. કચ્છ રાજ્યને જે સ્વતંત્ર પાયા ઉપર મુકવાનું ધાર્યું હતું તે સ્વતંત્ર પાયો આ ગણાય નહિ; પરંતુ રફતે રફતે આ એક જ બંધારણ એવું ઉપયોગી નિવડયું છે અને તેથી એ રાજ્ય કોઇ વખતે આપણને માન આપવા લાયક માત્ર થઇ પડશે.

સને ૧૮૩૦માં મુંબઈના ગવર્નર સર જોન માલ્કમ જાતે કચ્છમાં ગયા અને સુમારે એકસો જાડેજાઓના જુથ સાથે ભૂજમાં મસલત કરી તેમણે તેમને ખુલી રીતે કહ્યું કે તમારી સાથે ઘણા માનપૂર્વક વર્તવામાં આવ્યું છે અને એવી ઉદાર વર્તણુકના બદલામાં હજુ સુધી તમો ખરાબ રીતે વર્ત્યા છો. તેણે વળી કહ્યું કે સરકારને કે દરબારને કાંઈ પણ આપવાની શરત કરવા વગર તમને તથા તમારા વંશજોને અંગ્રેજ સરકારે તમારા ગરાશની બાંહેધરી કરી આપી છે, વળી કોઇ શત્રુ રાજ્ય ઉપર ચડી આવે, જનસમાજની સુલેહનો ભંગ થાય તે કારણે અમુક સંખ્યા સિપાઈઓની લઇને રાજ્યને મદદ કરવી, એવો ઠરાવ પણ તમારી સાથે કર્યો નથી, પરંતુ તમે લોકોએ બાંહેધરી મળ્યા પછી દુષ્ટ લૂંટારાઓના નાનાં નાનાં ધાડાંઓને દેશમાં આવવા દીધાં અને તમારા રાઓ સાહેબના મોટા શહેરોમાંથી લૂંટ કરી જવા દીધા. થોડા સમય ઉપર મીઆણાઓ ચડી આવ્યા હતા તે વખતે તમારામાંથી કોઈ આશામી મેદાને પડયો હોય તેનાં નામ આપવા રેસિડેન્ટ તથા પ્રધાનને ફરમાવ્યું પણ એક આશામીનુ પણ નામ મારી પાસે આવ્યું નથી. મારા જોવામાં આવ્યું છે કે જાડેજા જાગીરદારોનું મોટું મંડળ જે રાજપૂત હોવાનો ફાંકો ધરાવે છે, તેમજ રાઓ સા. પ્રત્યે રાજ્યભક્ત હોવાનો ગર્વ રાખે છે, તેમણે રાઓ સા. નાં શહેરોને લૂંટમાંથી અથવા ખેતરોને વેરાન થતાં અટકાવવાના પ્રયત્ન સરખા પણ કર્યા નથી, કારણ કે જાડેજા રાજપૂતો સમજે છે કે અંગ્રેજ સરકારે ઉદાર થઇને તેમના ગામોની બાહેધરી કરી આપી તેથી રાઓ સા. ની જફાથી તેઓનું રક્ષણ થએલું છે, માટે તમે લુંટ તથા ચોરીથી પોતાના ગામોને બચાવી સંતોષ માની બેસી રહ્યા અને કેટલીક જાગીરો હુમલાથી બચી ગઈ તેનું કારણ તેના જાગીરદાર વિશ્વાસઘાત કરી સુસ્ત બેસી રહ્યા અગર તો હરામખોરી કરી આળસ રાખી બેસી રહ્યા માટે તેમની જાગીરો ઉપર મીઆણાઓએ હુમલો કર્યો નહિ એ હોવું જોઇએ. આવો શક કેટલા જાગીરદારો ઉપર લઇ જવામાં આવે છે. સર જોન માલ્કમે આગળ ચાલતાં કહ્યું કે હવે તે તો પતી ગયું પરંતુ આપણે ધ્યાનમાં રાખવું કે અંગ્રેજ સરકારે કચ્છના જાગીરદારોને જ બાંહેધરી આપી

છે. તેમાં એવું કશું લખ્યું નથી કે જે લખાણની રૂએ તેઓ રાઓ સા. ની સેવાથી મુકત થાય, તેમ વળી એવું પણ લખવામાં આવ્યું નથી કે જ્યારે તેમના રાજાનું જાન જોખમમાં આવી પડે તેવે દરેક પ્રસંગે બાંહેધરીની સનંદની રૂએ તેઓ જે મદદ આપવાને બંધાએલા છે તેથી તેઓ મુકત થઈ શકે. વળી હવે પછી જે જાગીરદાર આગળ કર્યું તેમ કરશે અને રાઓ સા. ના દુસ્મનો અગર લુંટારાઓની સામે થઈ તેનો નાશ કરવા યથાશક્તિ પ્રયાસ નહિ કરે તે રાઓ સા. ના દુશ્મન અગર લુંટારાઓને મદદ આપે છે એમ માનવામાં આવશે. આ ગુનાના બદલામાં ઓછામાં ઓછી સજા તરીકે તેમની બાંહેધરી ઉપરનો હક બંધ પડશે.

સર જોન માલ્કમ વિશેષ બોલ્યા કે રેસિડન્ટને એ ફરમાવ્યું છે તેણે આ બાબત વિશે તમારામાંના દરેકને માહેત કરવા કારણ કે એ બાબત તમારે સમજવાની ખાસ જરૂર છે. તમારે શું શું કામો કરવાનાં છે તે કલમબંધીમાં તમારી પાસે લખાવી લેવામાં આવ્યાં નથી પરંતુ તેવાં કામ પાર ઉતારવાની સરસ રીત કઇ છે તે તમને રેસિડન્ટ સા. સમજાવશે. આ કામ ગર્ભીત રીતે સમજાવેલ છે, પરંતુ તે કામો વગર તમારો છૂટકો નથી અને તેમાં તમારાથી બેદરકાર પણ રહી શકાશે નહિ કારણ કે તેની બેદરકારીને પરિણામે જે કરારને અનુસરીને કચ્છનો વહીવટ ચાલે છે, તથા કચ્છ રાજ્ય તેના હાલના સ્વરૂપમાં જણાઈ રહ્યું છે તે કરાર તુટી જાય.

સર જોને કચ્છમાંથી પાછા આવીને એક કીંમતી નોંધ દફતરે રાખી છે. તેમાંથી આ ભાષણ તો ઇન્તેખાબરૂપે લેવામાં આવ્યું છે. વળી સદરહુ નોંધમાંથી લીધેલા નિચેના ઈન્તેખાબો વિશેષ અગત્યના છે.

જે દુષ્ટ કામ કરવાની વંશપરંપરાથી જાડેજાઓની ખાસીઅત પડી છે, તે કામ કરતા તેઓ બંધ પડે. તેનો ઉપાય એ છે કે અંગ્રેજ સરકારની રાહે અને નિષ્કપટપણાનો તેઓમાં વિશ્વાસ બેસે છે, એ બાબતની મને ખાત્રી થતાં જાડેજાઓ સાથે એ સંબંધી વાત કરી તેઓ સાથે કેમ વર્તવું તે બાબત મેં રેસિડેન્ટને સમજાવ્યું છે. કચ્છ દેશ લાંબો વખત થયા ઠકરાતમાં વહેંચાઈ ગયો છે, તેઓ રાઓ સા. ને પોતાના ઉપરી જાણી બહારના દેખાવમાં તો અપાય તેટલું માન આપે છે. તેઓ નિમકહલાલીનો ડોળ રાખે છે છતાં પોતાના જાતિ સ્વાર્થને અનુકુળ હોય, વૈર કે રાજ્ય લોભની મનોવૃત્તિઓ તૃપ્ત થતી હોય ત્યારે રાઓ સા. સામે ઉઠવામાં, તેના ગામો લૂંટવામાં, તેને પદભ્રષ્ટ કરી તેના કુટુંબમાંથી કોઇ બીજાને ગાદી ઉપર બેસાડવામાં તેમણે કદી આંચકો ખાધો નથી. તેઓ આ પ્રમાણે વર્તતા તેથી રાઓ સા. પોતાના પક્ષના જાગીરદારો અને ભાડૂતી લશ્કરની મદદને આધારે સ્વતંત્ર સત્તા સંપાદન કરતા હતા અને એવો જ જુલમ ગુજારતા હતા. જે કલમ બંધીને આધારે હમણાનો સબંધ બંધાએલ છે. તે કલમબંધી જાડેજાઓ સાથે કરવામાં આવી છે, અને બાળહત્યા તેમણે ન કરવી તે શરત સિવાય તેમના ઉપર કશો બોજો નાખવામાં આવેલ નથી, ફક્ત એ શરતના બદલામાં તેમની જાગીરોની આપણે બાંહેધરી કરી આપી છે. રાવ સા. ને અમુક રકમ આપવામાંથી પણ તેમને મુક્ત રાખ્યા છે પરંતુ મને જણાય છે કે દયાથી પ્રેરાઈને તહનામામાં આ કલમ દાખલ કરવામાં આવી છે છતાં જાડેજાઓ તેથી બેદરકાર રહે છે અને તે પળાવવાનાં આપણી પાસે કશાં સાધન નથી. આપણા આશ્રયને લીધે તેઓ નિડર થઈ ગયા અને પોતાની જાગીરના વહીવટમાં સર્વ તરેહની દેખરેખ રાખવાની અથવા કોઇને જવાબ દેવાની તેમને ફરજ રહી નહિ તેથી તેઓ એવા બની ગયા છે, વળી જે બાબત તેમના અંગત અને તાત્કાળીક સંબંધ સાથે કશો સંબંધ ધરાવતી ન હોય તેની પણ તેઓ કાળજી રાખતા નથી. વિષયસુખમાં લુપ્ત હોવાથી તેઓ કાંઇ સુધારા કરવાની ખંત રાખતા નથી, વળી પોતાની

મિલકતને જોખમમાં નાખ્યા સિવાય જે જુલમ અને અયોગ્ય રકમ ફરવાની તેઓ હિમત કરી શકે છે. તેવાં કામ કરીને પોતાના મોજશોખ ખાતર પૈસા પેદા કરવા તેઓ કોશિશ કર્યા કરે છે.

જાગીર ખાલસા કરવામાં આવે એવો ગુનો માત્ર એક જણે જ કર્યો છે પરંતુ તેઓ હુલ્લડ કરવામાં સામેલ રહે અથવા પરદેશી લુંટારાઓ દેશમાં દાખલ થઈ નુકશાન કરે તે વખતે તેઓ પીઠ બતાવે ત્યારે તેમની જાગીરો ખાલસા કરવાની સજા બરાબર કરવી જોઈએ; જ્યારે તેઓ આ પ્રમાણે વરતે ત્યારે તેમની જાગીરો તેમની પાસેથી લઇ લેવી અથવા તો તેમનો ભારે દંડ કરવો. ટીલાટ, ગાદી ઉપર બેસે અથવા તો દત્તક લેવાને પ્રસંગે નજરાણા આપવાનો રીવાજ જાડેજાઓ બીન તકરાર કબુલ કરે છે. માટે તે બરાબર પળાવવો અને એ રીવાજને અનુસરીને જેટલા મોટા પ્રમાણમાં નજરાણું લઈ શકાય તેટલું મોટું પ્રમાણ ઠરાવવું. કચ્છના જાગીરદારોએ તેમના રાજ્યકર્તા ઉપર એટલું દબાણ કરેલું છે કે રાવ સા. ની મહેસુલ તેમના ઉપરી તરીકેના મોભાને છાજતી ગણાય તેટલી પણ રહી નથી. વળી નાના જાગીરદારો જેવા પ્રકારની હાલતમાં વાસ્તવિક રીતે છે તેવી હાલત તેમની રહેવાથી સુધારામાં વિઘ્નરૂપ છે. અમે એમ ધારીએ છીએ કે આ પ્રાંત સાથે આપણે સંધી કરી છે તેથી હવે જુદા તો થઈ શકાશે નહિ પણ એ જાગીરદારો હશે ત્યાં સુધી એ સંધીમાંથી લાભ નિકળશે નહીં.

આ ઉપરથી જણાય છે કે સર જોન અને તેના પૂર્વાધિકારી મિ. એલ્ફીન્સ્ટને દર્શાવેલ મતમાં ઘણો ફેરફાર છે. જ્યારે આવા મોટા અમલદારોના મતમાં ફેરફાર થાય ત્યારે તેમાંના કોઇ તરફ અભિપ્રાય આપવો એ ભારે પડતું થઈ પડે છે. છતાં તેઓમાંના એક તરફ મત આપવા પૂરતો આધાર છે કારણ કે કાઠિયાવાડના જાડેજા પ્રત્યેના થોડા અનુભવને અંતરે આ ખાસ બાબતમાં સર જોન, મિ. એલ્ફીન્સ્ટન કરતાં વધારે અનુભવી છે, જ્યારે સ. ૧૮૧૯નું તહનામું કરવામાં આવ્યું અને જે અમલદારોના રાજકીય વિચારોને અનુસરીને તે તહનામું ઘડવામાં આવ્યું તે લોકો સિવાય કચ્છ વિશેની હકીકત બહુ થોડા જાણનાર હશે. તેવે વખતે મિ. એલ્ફીન્સ્ટને લખ્યું છે, તેથી જે પ્રમાણે તહનામું હતું તે પ્રમાણે જ તેનો સ્વીકાર થયો અને તે તહનામાના દસ્તાવેજના ચાર ખુણાની અંદર જે સ્પષ્ટ અને મોઘમ શરતો લખવામાં આવી હતી તે પાળવામાં આવે તેવો બદોબસ્ત કરવામાં મિ. એલ્ફીન્સ્ટન ખંત રાખતા હતા, પણ સર જોને કચ્છની મુલાકાત લેવાની જોગવાઇ મેળવી ત્યારે એ તહનામાની દશ વરસ સુધી કસોટી થઇ ગઈ હતી. રીજન્સી લાંબો વખત સુધી ચાલવાથી આપણા અમલદારોને જાડેજા કોમના ધોરણોના વહીવટની બરાબર માહિતી મળી ચૂકી હતી તે સિવાય સર જોનને મધ્ય હિન્દુસ્તાનના રાજપૂત રાજ્યો જે કચ્છ સાથે સરખાવતાં એક સરખાં છે તે વિશે જાતિ અનુભવ હતો, માટે જે ગજાય બધારણ આપણે કચ્છમાં ખડું કર્યું તે વિશે મિ. એલ્ફીન્સ્ટનને જરૂર લાગી તે કરતાં સર માલ્કમે વધારે બારીક નજર કરીને અભિપ્રાય આપ્યા એ સમજવું સહેલ થઈ પડે છે. સર માલ્કમ તહનામાના લખાણ ઉપરાંત તેના મુળ ઉદ્દેશ તરફ નજર કરી અને તે હેતુ જાગીરોવાળા રાજ્યને ઘટતા ન લાગ્યાથી તેણે ખુલ્લી રીતે કહ્યું કે એ ધોરણો બરાબર નથી. સર માલ્કમે આ અભિપ્રાય યોગ્ય આધારે બાંધ્યો હતો. જાડેજામાં વારસામાં મળેલી જાગીરોના ભાગના વિભાગ થઈ અતિશય બારીક વહેંચણ થાય છે અને પરિણામે બાળહત્યા તેમનામાં વધતી આવે છે. વળી જાડેજાઓની રીત રીતભાત અને રાજપૂતોના રિવાજમાં મુળથી ઘણો તફાવત જણાતો નથી. રાજપૂતોનાં રાજ્ય અને કચ્છ વચ્ચે હાલે ફેરફાર જોવામાં આવે છે તેનું કારણ ઘણે અંશે જાડેજાઓનો પક્ષ ખેંચીને રાજસ્થાન પ્રોપરમાં તેમજ કચ્છમાં દરમિયાનગીરી કરીએ છીએ.

નોકરીના બદલામાં જમીન આપવી અને જમીનના બદલામાં નોકરી કરવી એ રાજ્યકર્તા તથા જાગીરદારોમાંના દરેકની ફરજ છે, પરંતુ સ. ૧૮૧૯ ની કલમબંધી અવન્ય આપણે કચ્છના જાગીરદારોને તેમના ગરાસની બાંહેધરી કરી આપી અને તેના બદલામાં રાઓ સા. ની નોકરી કરવાની જે તેમની ફરજ હતી તે ફરજ તેઓ અદા કરે તેની કશી જામીનગીરી આપણે લીધી નથી. અથવા તો અંગ્રેજ સરકારની દરમિયાનગીરીના લીધે તે નોકરીને બદલે પૈસાની અમુક રકમ લેવાની ફરજ પડે છે તેટલી રકમ તેમણે બરાબર આપવી, તેની ખાત્રી પણ આપણે તેમની પાસેથી લીધી નહિ.

સને ૧૮૩૨ માં કચ્છ સાથે નવું તહનામું થયું પરંતુ હાલ ચાલતી તકરાર સાથે એને કશો સંબંધ નથી. કચ્છ જેવો ગરીબ દેશ આપણને જે પૈસાની રકમ આપી શકે તે કરતાં આપણે તેની પાસેથી વધારે માગણી કરીએ છીએ, :એમ તપાસ કરતાં માલૂમ પડયું છે, તેથી એ બાબતમાં જે શરતો થએલ હતી તેમાં ફેરફાર કરી એક મોટી રકમ માફ કરવામાં આવી.

બીજુ તહનામું સને ૧૮૩૪ના ૫ મી જુલાઇનું થયું તે આ બાબતને વધારે ઉપયોગી છે. આ વખતે રાવશ્રી દેશળજી તેમના દેશનો રાજ્ય કારોબાર ચલાવવાને યોગ્ય ઉમરે પહોંચ્યા હતા તેથી પેલી કલમમાં લખવામાં આવ્યું છે કે રીજન્સીનો અમલ બંધ કરવો અને મહારાજા રાઓ સા. પોતાના દેશનો કારોબાર પોતાને હસ્તક લેવો અને તે દિવાન મંત્રીઓ તથા જાડેજા મેમ્બરોની રાજકીય અને રીતસર સલાહ લઈને રાજ્ય વહીવટ કરવો.

ઉપર પ્રમાણે જે ઇન્તેખાબ આપેલ છે, તેમાં એક વાકય વિલક્ષણ છે અને હિન્દુસ્તાનના તહનામાઓમાં તેના જેવું વાકય મળી આવશે નહિ, દેશકાળના વિલક્ષણ સંજોગોને લીધે એ વાકય દાખલ કરવામાં આવ્યું એમ એનો ખૂલાસો થઈ શકે. કચ્છના રાઓ સા. ને એક બીજા અનુભવી કુંવર હતા અને પોતાના આપ અખત્યારની માગણી કરી શકે તેવા નહોતા. તેમ અંગ્રેજ સરકાર જે કાંઈ અધિકાર આપે તે કબુલ કરવા સિવાય વધારે ઇચ્છા કરે એવા પણ નહોતા. અંગ્રેજ સરકારે જે વાજબી હતું ને કરવાની ધારણા રાખી હતી, પરન્તુ રાજવહીવટ કેવી રીતે ચલાવવો તે બતાવવા સર માલ્કમ મુંબઈમાં વધારે વખત ટકયા નહિ, અને તેમના પછી તેમના ઉત્તરાધિકારી અર્લ ઓફ કલેરે એ વાત ગ્રહણ કરી લીધી કે કચ્છ દેશ તદ્દન જુદા પ્રકારનો છે અને તેમાં અમુક હદ રાખીને રાજાને આપખુદ સત્તા અપાયેલી છે, માટે આપણી ફરજ તથા લાભ એ હદવાળી સત્તાને ખીલવવામાં રહેલા છે.

હવે દિવાન મંત્રીઓ વિશે તેમની સલાહ પ્રમાણે વર્તવું એવી રાઓ સા. ઉપર જે ફરજ નાખવામાં આવેલ તે મને તો કેવળ અર્થ રહિત લાગે છે. જે દેશમાં પ્રધાન, રાજાની મરજી સિવાય પોતાના હોદ્દા ઉપર કોઈ બીજા પ્રકારે ચાલુ રહી શકે છે (જેવાં કે પાર્લામેન્ટ અથવા લોકોના મત) તેવા દેશમાં એ વાકયનો ઘણો સારી રીતે અમલ થઇ શકે, પરંતુ કચ્છ દેશમાં તો રાઓ સા. કરે તે વિરૂદ્ધ હરફ પણ બોલાય નહિ, વળી પોતાને પસંદ પડે તેવા પ્રધાનો ચૂંટી કાઢવાને તથા તેમને મરજી મુજબ બદલાવવાને રાઓ સા. ને હક છે; માટે સદરહુ વાકયની રૂએ રાજ્યવહીવટ સંબંધી પોતાનો અભિપ્રાય રાઓ સા. પાસે કબુલ કગવવા પ્રધાન કોશિષ કરે તો વ્યર્થ જાય અને વિશેષ આગ્રહ કરવા જાય તો તેનું એટલું જ પરિણામ આવે કે રાઓ સા. તેને તેની નોકરીમાં બરતરફ કરી મુકે.

ભાયાતો વિશે બોલીએ તો મારો (વાઈલી સા.નો) મત એવો થાય છે કે "સદામત અને રાજકીય" એ શબ્દો રાવ સા ના ભાયાત સલાહકારો માટે વાપરવાની જરૂર નહોતી કારણ કે આવાં વિશેષણ વાપરીને તેમની જે પ્રતિષ્ઠા બતાવવામાં આવી તે પ્રતિષ્ઠા તેમણે માગી નહોતી. આપણે કચ્છમાં જે અનુભવ

મેળવ્યો તે ઉપર નજર કરતાં અથવા તો રાજપૂતાનાના સાધારણ ધોરણ (જે ધોરણને અનુસરીને ગુજરાતના રજપુતો દૃઢતાથી ચાલે છે) તરફ દ્રષ્ટિ કરતાં અથવા ખુદ જાડેજા ભાયાતોની રીતભાત જોઈ એ છીએ ત્યારે જણાય છે કે આવાં વિશેષણો વાપરવા વાજબી નહોતાં. કચ્છના જાગીરદારોમાંના ચુનંદા જાગીરદારો પણ કાઉન્સીલ તરીકે કેટલા અનુપયોગી હતા તે તેઓ રીજન્સીના મેમ્બર હતા તે વખતની તેઓની વર્તણુંકથી સાબીત થઇ ચૂક્યું છે. જે બાબતમાં તેઓના જાતીકું હિત હોય તે વખતે તેઓ સાવધ રહેતા, પરંતુ સાર્વજનિક કાર્યોમાં તેઓ કાંઇ રસ લેતા નહિ અને તે બાબતમાં બ્રિટિશ રેસિડેન્ટ અને બ્રાહ્મણ પ્રધાન ઉપર બધું છોડી દેતાં. પ્રાચીન કાળમાં રાજપૂતાનામાં લડાઈ થાતી ત્યારે પોતાના ભાયાતો સિવાય રાજા પાસે લશ્કર હોય નહિ તેવે વખતે લડાઇ કરવી કે કેમ એવી બધી બાબતમાં અને તેમાં પણ જ્યારે પરરાજ્ય સાથે કામ લેવાનું હોય તેવી બાબત વિષે, તેવે પ્રસંગે જાગીરદારો જેઓ લડાઈમાં ઉતરે એવા હોય તેવા એકઠા થઈ ભર દરબારમાં તેઓના ઉપરી રાજાને સલાહ આપવાનો હક ધરાવતા હતા અને તે હકનો તેઓ ભોગવટો કરતા. વળી જાગીરોના વહીવટ ઉપર દેખરેખ રાખવા માટે તથા લડાઈ વખતે સલાહ આપનારા મંત્રી પણ હમેશાં આ જાગીરદારોમાંથી એક આસામીને નિમતા હતા પરન્તુ રાજ્યના સિવિલ વહીવટમાં કોઈ પણ જાગીરદારને કોઈ રીતે કદી પણ સામેલ રાખવામાં આવ્યા નથી. આ કામ માટે જુદી જ્ઞાતિમાંથી એક અથવા વધુ મંત્રીઓને રાખવામાં આવે છે અને જાગીરદારોની કોઈ પણ પ્રકારની મદદની દરકાર રાખવામાં આવતી નથી અને દીવાની કામના સલાહકારોની સલાહ પ્રમાણે જાગીરદારોના સામાન્ય અને જરૂરીઆતો સંબંધીના કાયદાઓ ઘડી રાજા બહાર પાડે છે. દરબાર ભરાય ત્યારે પોતાની બેઠક લેવાના હકને માટે જાગીરદારો એકઠા થાય છે તેથી રાજાનો દરબાર ભરવાનું ધોરણ હજુ ચાલુ છે પ્રથમ એ સભા ગમે તે હેતુથી ભરવામાં આવતી પરંતુ હાલે તો રાજ્યનો દમામ અને શોભા બતાવવા સિવાય તેનું કશું કામ રહ્યું નથી. દરબાર ભરવાનો રિવાજ કચ્છની બહારના જાડેજાઓમાં દરેક સ્થળે ચાલે છે. કચ્છના રાઓ સા. ઉપરાંત જાડેજા જાતના મોટામાં મોટા રાજાઓ કાઠિયાવાડમાં આવેલા નવાનગરના જામ તથા મોરબીના ઠાકોર છે. રાઓ સા. જે વંશમાંથી ઉતર્યા છે તે જ વંશમાથી એ બેઉ જણા ઉતરેલા છે, તેમાં મોરબીના ઠાકોર સા. એ વંશની મોટી શાખાવાળા છે. કચ્છની ગાદી એક શાહજાદા (જામરાવળે) એ લઈ લીધી હતી, પરન્તુ પાછળથી સોળમી સદીમાં ગાદીના ખરા વારસોએ તેને હરાવી કાઢી મૂક્યો હતો, તે શાહજાદાના વંશના તે નગરના જામ છે. આ મારી ભૂલ થાતી ન હોય તો નગરના જામ સા. અને મોરબીના ઠાકોર સા. પોતપોતના ભાયાતોની બાબતમાં સપૂર્ણ રીતે સ્વતંત્રતા ભોગવે છે. આ બધા કારણને લીધે અમારી એવી માન્યતા થઇ છે કે દરબારશ્રીની સભાઓ ભરવામાં આવે ત્યારે ભાયાતોને મત આપવાનો હક અંગ્રેજ સરકારે ખાસ તહનામામાં સ્વીકાર્યો છે એ નવો રિવાજ ફોગટ દાખલ કરવામાં આવ્યો છે.

તહનામામાં આ વાત લખવામાં આવી તેના ગુણદોષ ધ્યાનમાં ન લેતાં તે ઉપરથી કેટલાક અમલદારો લખી ગયા છે કે જાગીરદારો રાઓ સા. થી વાસ્તવિક રીતે સ્વતંત્ર અધિકાર ભોગવતા હતા તે લખાણ વિરૂદ્ધ કેટલીક દલીલ આપી શકાય. જો ભાયાતો રાઓ સા. ના અંકુશ નીચે રહી રાજ્યવહીવટ કરે તો તેની સત્તા ખાલસા રાજ્ય ઉપરાંત ભાયાતોની જાગીરોમાં પણ ચાલવી જોઈએ. જો એમ ન બને તો પોતાના તાબાના જાગીરદારો કરતાં પણ તેની સત્તા ઓછી ગણાય. કારણ કે રાઓ સા.નાં ગામોના વહીવટમાં દરમ્યાન આવવાનો ભાયાતોને હક મળે અને ભાયાતો પોતાની જાગીરોમાં આપખુદ સત્તા ભોગવે, માટે જ્યારે ભાયાતોને સલાહ આપવાનો હક આપવામાં આવ્યો છે ત્યારે આખા કચ્છના વહીવટ ઉપર દેખરેખ રાખવાની સામાન્ય સત્તા રાઓ સા. ની જ સમજવી જોઇએ. કચ્છના રાઓ સા. કોઇ એક શહેર કે પ્રગણાના રાજા કહેવાતા નથી પણ કચ્છ આખાના રાજા ગણાય છે અને તેમની સત્તા કચ્છ આખા ઉપર હોવી જોઈ એ.

# શેઠ સુંદરજી શિવજી સોદાગર

## અંગ્રેજ સરકારના પહેલા દેશી એજન્ટ

## સવાસો વર્ષ પૂર્વેની ઘટના

( અનુસંધાન પૃ. ૧૮૪ થી )

લેખક:—રાવ સાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.

### ઘોડાનો વેપાર

હવે ઘેર શું બનાવ બન્યો કે ત્રણ દિવસ સુધી સુંદરજી ઘેર જમવા આવ્યા નહિ, તેથી તેની સ્ત્રીએ જાણ્યું કે અહીંથી બિદડામાં* શેઠે પઠાણ સ્ત્રી રાખી છે ત્યાં હશે. પણ ત્યાં તો રાતના જાય, અને સવારના પાછા ઘેર આવે. પણ આ વખતે તો દિન ત્રણ થયા તો પણ આવ્યા નહિ, તેથી ચિંતા થઇ, અને તેની સ્ત્રીએ પોતાના સસરા શિવજી પાસે જઇને કહ્યું જે "તમારા દીકરા આજ દિન ત્રણ થયા આવ્યા નથી માટે તેની તમો તપાસ કરો." ત્યારે શિવજીએ તપાસ કરી તો વ્યાસ ત્રિકમજી તો ઘેર હતો, પણ કેશુ હતો નહિ, તેથી મનમાં ચિંતા થઈ. વળી કોઇએ કહ્યું કે સુંદરજીને તો ભાડિએ જતાં દીઠા, ત્યારે વિચાર કર્યો કે છોકરો જો આપઘાત કરશે તો ઘરની લાજ જશે માટે પોતાના મોટાભાઈ હરદાસને લઇને ભાડિઆ તરફ ચાલ્યા, તે સવાર ઉગતાં ભાડિયાની નદીમાં આવી પૂગ્યા. આણી મેર સુંદરજી પણ કેશુને ઉઠાડીને ત્યાંથી ઘેર ભણી આવતો હતો. તેથી રસ્તામાં સર્વે ભેગા થઇ ગયા. શિવજી તો સુંદરજીને દેખતાં વેત જ વઢવા મંડી પડયો, "આજ દિન ત્રણ થયા ક્યાં મૂવો હતો, તું તો સાવ અકર્મી જાગ્યો. કાંઇક માણસની રીતમાં તો ચાલ." એવાં એવાં કડવાં વેણ બાપ દીકરાને કહે છે, ને દીકરો સાંભળ્યા કરે છે, પણ કંઇ બોલતો નથી. પણ હરદાસે સુંદરજીના મોઢા સામું જોઇને વરતી લીધું કે આને શિવજી પ્રસન્ન થયાથી એની કાંતિ ફરી ગઈ છે, અને ચહેરા ઉપર નૂર ખીલી નીકળ્યું છે, તેથી શિવજીને કહ્યું કે "તારે સુંદાને વઢવું નહિ, પહેલા એના મોઢા સામું જો પછી વઢજે." શિવજીએ એના મોઢા સામું જોયું તો હરદાસે કહેલી વાત ખરી પડી ને પૂછ્યું. "સુંદા! તને શિવજી પ્રસન્ન થયા કે!" તો સુંદો કહે "હશે!" એટલું કહી બાપ તથા કાકાને સુંદો પગે લાગ્યો, અને સર્વે ઘેર પાછા આવ્યા. સુંદાએ બ્રાહ્મણોને જમાડી, પોતે પણ પારણું કર્યું. બીજે દિવસે વહેલો ઊઠી, શિવનાં વચન જોવાને, માંડવીની આથમણી તરફ ચાલ્યો. ત્યાં ભૂજવાળા નાકામા પેસે છે એટલામાં તો નગરશેઠ શા. માનસંગ ભોજરાજ હાથમાં લાકડી ને કળશીઓ લઈ દાતણ કરતા કરતા શહેર બહાર જંગલ જાય છે તેણે હાક મારી "સુંદા! તૂં હમણા શું કામ કરે છે!" ત્યારે સુંદે કહ્યું જે "કાકા! હમણા તો કાંઈ કામ કરતો નથી" ત્યારે નગરશેઠ બોલ્યા "ભલા તૂં વેપાર કેમ

---

* સુંદરજી શેઠે પઠાણ જાતની સ્ત્રી જુમાબાઈ ને રાખી હતી. તેના બત્રીજા લાલબેગ અને ખાનબેગ નામે હતા. તે મુગલોમાં ફુરપાબેગનો પૌત્ર જમાલબેગ ભૂજમા મારા પિતાજીના વખતમાં રહેતો હતો. મ. દ. ખ.

કેમ કરતો નથી" ત્યારે સુંદાએ કહ્યું "કાકા! મૂડી વગર તે વેપાર કેમ થઈ શકે" ત્યારે નગરશેઠે કહ્યું "તું જઈ મારી વખારે બેસ, હું દિશાએ જઈ આવું છું" એટલે શેઠ સુંદરજી તેની વખાર જે બજારમાં હતી ત્યાં જઈ બેઠા, ઘડી બે પછી શા. માનસંગ ભાઈ આવ્યા, ને પૂછયું "સુંદા! તારે શેનો વેપાર કરવો છે! ને કેટલી કોરી જોઈશે!" ત્યારે શેઠે કહ્યું કે "કાકા! મારે તો ઘોડાનો વેપાર કરવો છે, અને હાલમાં કોરી ૭૦૦૦) મને વ્યાજુકી આપો" ત્યારે માનસંગે પોતાના મુનીમને હુકમ કર્યો કે "આ આસામી જ્યારે લેવા આવે ત્યારે ૭,૦૦૦) કોરી સુધી સુખેથી ગણી આપજો" એ પ્રમાણે નાણાનો બંદોબસ્ત કરી સુંદરજી પાછા ગુંદીયાળી આવ્યા. ત્યાં ફૂઈને ઘેર ગયા તો શિરામણમાં દહીં ભાત મળ્યા, એટલે શિવજી પ્રસન્ન થયાની સુંદરજીને ખાત્રી થઈ.

પહેલી ઘોડાની ખરીદી ગુંદિયાળીના ઠકરાઈ પાસેથી કરી. તેણે રોકડી કોરી માગી, એટલે આણે શા. માનસંગ ઉપર ચિઠ્ઠી લખી આપી. એ વાતની ખબર તેના બાપને પડતાં તે મનમાં વિચાર કરવા લાગ્યો કે આ ઘોડાના વેપારમાં ખોટ જશે તો મારા ઘરમાં જે ગરાસના ઠામ છે તે પણ જતા રહેશે એમ વિચારી માંડવી જઈ શા. માનસંગને કહ્યું જે "તમે સુંદાને કોરીની ધીરધાર કરો છો પણ મારા ચારે દીકરાને ગરાસ તથા દાગીના સૌ સૌના આપી જૂદા કર્યા છે, ને રહેવાની જગા પણ આપી છે. માટે તે તમારી કોરી સુંદો આપશે નહિ તો હું જવાબદાર નથી, તમે તમારે જોઈ વિચારીને ધીરધાર કરજો." તે સાંભળી માનસંગે જવાબ આપ્યો જે "તમારે અમારે લેવા દેવા નથી, સુંદો જાણે કે હું જાણું" તે સાંભળી શિવજીએ ચાલતી પકડી પછી. સુંદરજીએ આવી બીજી કોરી ૧૦,૦૦૦) ઉપાડી તેના ઘોડા ૧૪ ખરીદ કરી વહાણે ચઢાવી કોચીનબંદર આવીને ત્યાં એક એક ઘોડાના ૫૦૦ હુન (સોળકોરીનો એક સોનાનો હુન) એમ સારે નફે વેચી પાછા ઘેર આવ્યા.

વળી સુંદરજી ત્રણ નાના ટટ્ટુ વેચવા ભૂજ લઈ ગયા, તે વખતે રાવશ્રી દેશળજી કુંવરપદે હતા, તેમણે તે ટટ્ટુ જોઈ લેવાની ઇચ્છા કરી, ને એ ટટ્ટુ દરેક બસો કોરીમાં વેચાતા લીધાં. ત્રીજું એક ટટ્ટુ સો કોરીમાં ગામમાં વેચાયું. પછી સુંદરજીએ માંડવી જઈને+ શેઠ ભીમાજીના દીકરાને વ્યાજસહિત અઢીસો કોરી ભરી દીધી. તે પછી એ જ શેઠ સાથે ગોઠવણ કરી, બીજી પાંચ હજાર કોરી વ્યાજે લીધી. તેમાંથી આઠ સારા ઘોડા તથા દશબાર ટટ્ટુ લીધાં, ને તેને તૈયાર કરવા માંડયા. તે દરમિયાન મુંબઈથી કોઈ અંગ્રેજો ભૂજમાં આવેલા, તેઓ ચાકુ, કાતર વગેરે પરચુરણ માલ સાથે લઈ વેચવા લાવેલ તે સસ્તે ભાવે વેચતાં તેની ચર્ચા રાવશ્રીના દરબારમાં થવા લાગી કે કોઈ જાસૂસો છે, તેથી એવો ઠરાવ કર્યો કે તેઓ કાંઈ તોફાન કરે નહિ એવા જામીન તેમની પાસે માગવા, તેઓ પરદેશી ને વળી અજાણ્યાનું કોઈ જામીન થયું નહિ. તેથી તેમને હેડમાં પૂર્યા.* કેટલાક દિવસો એમ ગયા પછી એક અંગ્રેજ મરવા પડયો; દરમિયાન સુંદરજીના કોઈ ટાઢા હેતુએ રાવશ્રીને સૂચવ્યું કે કદાચ સુંદરજી તેમના જામીન થશે, તે ઉપરથી તેમને ગુંદીયાળીથી બોલાવ્યા ને એ અંગ્રેજોના જામીન થવાનું પૂછયું, સુંદરજીએ હા પાડી, જામીન થઈ તેઓને છૂટા કરાવ્યા; પછી વહાણમાં ચઢાવીને તેમને દેશપાર મોકલી દીધા. સુંદરજી પાછા ગુંદીયાળી ગયા. કેટલીક મુદતે ઘોડા તૈયાર થવાથી વળી વિદેશમાં જઈ, વેચવાનો મનસૂબો આવ્યાથી, વહાણમાં ચઢાવીને મુંબઈ ગયા. મુંબઈ તે વખતે એક નાનું ગામડું હતું. મુંબઈમાં એક જગાએ તબેલો કરી ઘોડા બાંધ્યા. સુંદરજી દરરોજ ઘોડે ચઢી ફરવા નિકળે. એક દિવસે યુરોપિયનોના ઘરો પાસેથી નિકળતાં એક યુરોપિયને તેને દીઠા, અને ઓળખ્યા, તેથી અંદર બોલાવ્યા. બીજો યુરોપિયન પણ હાજર હતો, તેને સુંદરજીએ પોતાના જામીન થઈ છોડાવી જીવત દાન

+ જુઓ ગતાંક પૃ. ૨૯૩ લીટી ૧૪. *બેડી નાંખી કેદ કર્યા.

આપ્યાની વાત યાદ આવી અરસપરસ ઓળખાણ થતા કાંઇ કામકાજ હોય તો ચીંધવા સુંદરજીને એ યુરોપિયને કહ્યુ સુંદરજીએ પોતાના ઘોડા વેચવાના છે, તેમા મદદ આપવા માગણી કરી તેથી એ વખતે લશ્કરમા ઘોડાની ભરતી થતી હતી તે ખાતાના યુરોપિયન ઉપરી સાથે મુલાકાત કરાવી આપી જીગરથી ભલામણ કરી તે પરથી દરેક ઘોડો રૂ ૪૨૮) અને ટટ્ટુ દરેક અર્ધી કિંમતે લશ્કરમા ખરીદ થયા, વળી બીજા ઘોડા લાવી આપવા સુંદરજી સાથે સાટુ થયુ પણ સુંદરજીએ જણાવ્યુ કે મારી પાસે એટલુ નાણુ નથી તેથી આખરે એવો ઠરાવ થયો કે પચાશ ઘોડા સુંદરજીએ લાવવા તે દરેક રૂ ૪૦૦) ને ભાવે સરકાર લેશે ને તે પેટે આગળથી અર્ધી કિંમત તેને આપવી એ પ્રમાણે આગળથી પૈસા લઈ સુંદરજી કચ્છ આવ્યા ત્યા જોઈતા ઘોડા ખરીદી ને મુંબઈ લઈ જઈ રજુ કર્યા ને બાકીનું નાણુ વસુલ કરી પોતાને ઘેર ગુંદીયાળી આવ્યા

બીજીવાર ૩૫ ઘોડાની ખરીદી કરી મલબાર કિનારે કાનામાગરોળ બંદરે લઈ ગયા તે વખતે અંગ્રેજ અને ટિપૂ સુલતાનની લડાઈ ચાલતી ને રોજ ઘોડાની પલટણોને મારી ટિપૂ ખતમ કરતો કાનામાગરોળ અંગ્રેજ કબજે કરી પોતાને સ્વાધીન કરી બેઠા હતા ત્યા આજમ મોન્ટગોમરી સાહેબ કર્નલ હતો, તે જે વેપારીના ઘોડા આવે તે ખરીદ કરતો તે સાહેબ દુરબીન લઈ બંદર ઉપર હવા ખાવા સવારના નિકળ્યા તેણે શેઠનુ વહાણ છેટેથી આવતા જોયુ દુરબીનથી જોતા તેમા ઘોડા નજરે પડ્યા એટલે મછવો મગાવ્યો તેમા બેસી વહાણ સામે હંકાર્યો વહાણ નજીક આવ્યુ એટલે પૂછ્યુ કે "ઘોડા કયા સોદાગરના છે?" ત્યારે માણસોએ કહ્યુ "અમારા શેઠના છે તે કોઇની અંદર છે" એમ કહી શેઠ પાસે જઈ શેઠને કહ્યુ કે 'સાહેબ પૂછા કરે છે" ત્યારે શેઠ કપડા પહેરી તૈયાર થઇ ઉપર આવ્યા, સાહેબ પણ વહાણ ઉપર ચઢ્યો ને પૂછ્યું કે "સોદાગર કયા છે" એટલે શેઠ આવી સાહેબને હાથમા હાથ મેળવી (શેકહેન્ડ) કરી સલામ કરી બેઠા સાહેબે શેઠને પૂછ્યુ જે "આ ઘોડા તમારા છે?" શેઠે હા કહી ત્યારે સાહેબે કહ્યુ કે "સરકારને ઘોડાની ખપતી છે, તમે આપશો?" શેઠે કહ્યુ કે "સાહેબના જ છે, ભલે લો ને!" તેની કિંમત પૂછતા શેઠે કહ્યુ 'જે સાહેબ આપશે તે લેશુ, સરકારની આગળ અમો મૂલ કરનાર નથી" એ સાંભળી સાહેબ બહુ ખુશ થયો ને વહાણને લંગર કરાવી, શેઠને ઉતારી પોતાને બંગલે તેડી જઇ એક બંગલામા ઉતારો આપ્યો, ને શેઠનો તથા માણસોનો ખાવા પીવાનો સાહેબે બંદોબસ્ત કરી આપ્યો, ને મીજબાની કરી તથા એક બહુ* મોટી આપી બીજે દિવસે ઘોડા ૩૫ ઉતરાવી સાહેબને બંગલે શેઠે ઉભા કર્યા એથી ત્રણ સાહેબોની કમિટીએ ઘોડાઓની પરીક્ષા કરી તો સઘળા પરીક્ષામા બરાબર ઉતરવાથી લઈ લેવાનો ઠરાવ કર્યો શેઠને ફરીથી ઘોડાઓનું મૂલ પૂછ્યુ દેશીરજવાડાના લોકોની પેઠે કિંમત બાબતમા શેઠે જવાબ આપ્યો, "સાહેબની નિગાહમા આવે તે આપે" તે વખતના સાહેબો હમણાના કરતા વધારે રહેમ નજરના, કદરદાન અને અમીરી ખ્યાલના હતા તેથી ઘોડાનો ઠરાવ બાંધ્યો જે "સુંદરજી સોદાગરના જેટલા ઘોડા લઈએ તેના દરેકના રૂ ૫૩૫) તેને આપવા," એમ કહી ઉપલા ૩૫ ઘોડાના રૂપિયા તિજોરીમાથી શેઠને અપાવી દીધા

પછી સાહેબે શેઠને કહ્યુ કે બીજા ઘોડા લાવજો પછી તે પાછા જઇને બીજા ૬૦ ઘોડા લઈ આવ્યા ત્યારે સાહેબે કહ્યુ જે "અમારે ટિપૂ સુલતાન સાથે લડાઈ ચાલે છે ૧૭ તુકડી* નવેસરથી તૈયાર કરવી છે, માટે અમારે ઘોડા ઘણા જોઇશે," ત્યારે શેઠે કહ્યુ કે 'સરકારને જેટલા ઘોડાની ભરતી કરવી હશે તેટલા હુ આપીશ પણ મારી પાસે એટલી બધી મૂડી નથી, માટે જો સરકાર મને નગદ (અંગ ઉપર)

---

× તુકડી (Troops) લશ્કરની ટુકડીઓ

નાણા ધીરે તો જેટલા ઘોડા જોશે તેટલા હું લાવી આપીશ." ત્યારે મોન્ટગોમરી સાહેબે કેટલા જોઇશે એમ પૂછતાં કહ્યું કે "રૂપિયા એક લાખ આપો તો ચાર માસની અંદર ૪૦૦ ઘોડા લાવી આપું, તેમાં જે વધઘટ થાય તે સાહેબ સાથે લેવી દેવી. ઘોડા જ્યાં સુધી સરકારને જોઇએ ત્યાં સુધી, બીજા કોઇને આપવા નહિ." એવી શરતે લખતપત્ર કર્યા, અને સાહેબે મદ્રાસના ગવર્નર સાહેબની મંજૂરી મંગાવી તિજોરી ઉપર હુકમ લખી આપ્યો. તે હુકમ લઇને શેઠ મદ્રાસ ગયા, ને ગવર્નર સાહેબને મળ્યા. તેમણે ઘણો સત્કાર કરી શેઠને આદરમાન આપ્યું, અને રૂપિયા એક લાખ આપ્યા અને ખુશી થઈ કહ્યું કે "તમે જે જે ઘોડા લાવશો, તેમાંથી જે જે વાટમાં મરી જશે, તેના કાન પૂંછ લાવી હાજર કરશો, તો તેની કિંમત પણ સરકાર તમને ભરી આપશે." તે ઉપરથી શેઠે કહ્યું જે "હું સોદાગર છું, અને જો કે તમારા મંગાવવા પ્રમાણે ઘોડા લાવીશ તો પણ હું જેટલા ઘોડા તમને સાહિમલામત લાવીને સોંપીશ તેટલાની જ કિંમત લઈશ," છતાં પણ સાહેબે ઘણો આગ્રહ કર્યો ત્યારે શેઠે કહ્યું જે "ઘોડા મરી જાય તે અમારા ગયા, અને તેની કિંમત અમે લઈએ તે વાજબી નહિ" તે સાંભળી સાહેબ ઘણો ખુશી થયો ને વધારે વિશ્વાસ બેઠો.

## મોતીની ખરીદી

શેઠે એક લાખ રૂપિયાના મોતી ખરીદી પોતે ત્યાંથી રવાના થઈ પાછા કાનામાંગરોળ આવી મોન્ટગોમરી સાહેબને મળીને ગવર્નર સાહેબની મુલાકાતની સર્વ વાત કહી. ત્યાંથી ૧૦૦ માણસોના રસાલા સાથે વહાણમાં રવાના થઈ. ૧૦ દિવસમાં મુંબઈ બંદર આવી પૂગ્યા. મુંબઇમાં ભાટીઆ જેઠા મુલાણીની દુકાને ઉતારો કર્યો. બીજે દિવસે દલાલોને ભેગા કરી ઘોડા એક મોતીની કિંમત કરાવીને વેપારીઓ સાથે હાથો ઠોકયો તો તેના રૂપિયા દોઢ લાખ આવ્યા. ત્યાંથી પગ રસ્તે સૂરત આવી બીજું મોતીનું વેચાણ કર્યું. ત્યાંથી વળી વડોદરે આવી બીજાં થોડાં મોતી વેચ્યા ને ત્યાંના વેપારી શ્રી. કહાનદાસવાળા વગેરેથી આડત બાંધીને અમદાવાદ આવ્યા. ત્યાં બાકીનાં સર્વ મોતી વેચી નાખ્યા. જેના રૂા. ૨,૦૦,૦૦૦) બે લાખ થયા એટલે કે બમણાં નાણાં થયા. હવે રૂપિયા એક લાખનો જે નફો રહ્યો તેમાંથી મુંબઈમાં પોતાના નામની એક દુકાન કરવાનો વિચાર કરી પોરબંદરના વાણીઆને બોલાવી, એક વખાર ભાડે લઈ ત્યાં તેને રાખી એક પેઢી કાઢી, અને બાકીના અસલ ૧) લાખ રૂપિયાની કચ્છ માંડવીની હુંડીઓના પુરુષ કરાવી વહાણમાં બેઠા, ને ચોથે દિવસે માંડવી ઉતર્યા ને ત્યાંથી ગુંદીયાળી પોતાને ઘેર આવ્યા.

## જગાનું બંધાવવું

શેઠ સુંદરજીને બે સ્ત્રીઓ હતી, એક પહેલી વારની પરણેલી, અને પાછળથી બીજી મોરબીથી લાવ્યા હતા. તેમાં મોટી વહુથી અણબનાવ હતો. તેથી તેને ઘેર જતા નહિ, એટલે નાની વહુને ઘેર જઈ જમી જુદયા. તથા બેઠક પણ ત્યાં જ રાખી. તે વખતે મોટી વહુનો દીકરો દેવસી માસ આઠનો થયો હતો. એ સાલ સં ૧૮૪૬ ની હતી અને એ જ સાલમાં મહાદેવજી પ્રસન્ન થયા. અને ઘોડાનો પ્રથમ વેપાર કરવા માંડયો, ને તેમાં પહેલે જ સપાટે મોટી કમાણી થઈ. હવે જે નાણાં સાહેબ પાસેથી લાવ્યા, તેના જોરથી પોતે માણસો રાખી ઘોડાની ખરીદી કરવા માંડી. પણ કચ્છમાં તો એટલા બધા ઘોડા (૪૦૦) કયાંથી મળે, એટલે પોતાનો મોટો ભાઈ જેઠાભાઈ જે જુદા હતા તેને બોલાવી પિતાતુલ્ય સન્માન આપીને પોતાની સાથે ભેળા રાખ્યા. પછી પોતાના ભાઇ જેઠાભાઇ, દા. ભોજા, હાલા લખાજી, હાલા હમીરજી તથા રાયમાવિશાને ૧૦૦ માણસ સાથે, સારૂં મુહૂર્ત જોવરાવી, ઘોડાની ખરીદી કરવા સિંધ રવાના કર્યા. જેઠાભાઈના દીકરા બે-મોટો રતનશી તથા નાનો હંસરાજ-તેઓ ગુંદીયાળીમાં ઉત્તરાદિ સીમમાં આવેલી બાપિકી વાડી જેને

"ઓતરી પસા" કહે છે, ને તેમા જેઠાભાઈનો ચોથો ભાગ હતો, તેમા ખેતી વગેરેનો ધધો કરતા તે ધધો તેમને ભૂલાવી, પોતાની સાથે રાખી, કારભાર તેમને સોપી, ઘોડાની ખરીદી ચાલુ કરી ને માસ એકમા કચ્છમાથી ૧૦૦ ઘોડાની ખરીદી કરી એ રીતે એક તરફ ઘોડાની ખરીદીની ધામધૂમ થાય છે ને બીજી તરફ બીજો વેપાર ચલાવવા માડ્યો, તેમ પોતાના માબાપના હુકમ પ્રમાણે વર્તી તેમને પણ રાજીખુશી રાખવા માડ્યા તેનો બાપ શિવજી ગગાની યાત્રા કરી મર્યાદ લઈ આવ્યા હતા, તેથી બીજાના હાથની રસોઈ જમતા નહિ પોતાના ત્રણ ભાઈઓ જે નિયાગ મહેનત મજૂરીથી પોતાનુ ગુજરાન ચલાવતા, તેમને બોલાવી, પોતાની પાસે રાખી તેમને તથા માણસોને ઘોડાની ખરીદી માટે મોકલ્યા તેવામા શેઠ સુન્દરજી નાગનાથ મહાદેવના દર્શન કરવા ગયા, ત્યા દર્શન કરી આવ્યા પછી થોડે દિવસે શેઠને ઘેર ઓધાન રહ્યા, ને પુત્ર જન્મ્યાની વધામણી આવી તે દિવસે ઘણુ દાનપુન્ય કર્યું તથા ગોળ વેચ્યો ને છઠ્ઠી ઘણી ધામધૂમથી કરી દીકરાનું નામ ખટાઉ પાડ્યુ. પછી શેઠ પોતે પણ ઘોડા લેવા સારૂ સિંધ દેશ ભણી ચઢી ગયા ત્યાથી ઘોડા ૩૦૦ લીધા, તથા કચ્છમાથી ૧૦૦ મળી ૪૦૦ ઘોડા લઈ વહાણમા બેસી થોડા રોજમા માગલોર પહોચ્યા પોતાની પાછળ માણસોને ભલામણ કરતા આવ્યા કે ૩૫ થી ૫૦ ઘોડા તૈયાર થાય કે તરત રવાના કરવા ત્યા મોન્ટગોમરી સાહેબને ૧૦૦ ઘોડા આપ્યા, ત્યારે સાહેબે કહ્યુ કે "વચમા કોઈ ઘોડા મરી ગયા હોય તો કાનપૂછ બતાવો એટલે ઘોડા દીઠ રૂા ૫૩૫) મજરે વર્તી આપીએ ત્યારે શેઠે કહ્યુ જે "ઘોડો મરી જાય તેના રૂપિયા મારાથી કેમ લેવાય, એ લેવા વાજબી નહિ" સાહેબે ઘણો આગ્રહ કર્યો જે "ઘોડાની ખરીદી કરી તેમા નુકસાન થાય તે ઠીક નહિ" "શેઠે કહ્યુ જે ઘોડો મરી ગયો તેના પૈસા હું મુદ્દલ લેવાનો નથી, જે મરી ગયો તે મારો ગયો બાકી જેટલા ઘોડાની સરકારમા ભરતી કરૂ તેના પૈસા લઈશ" એ સાભળી સાહેબ બહુ ખુશી થયો

( અપૂર્ણ )

---

## ગ્રાહકોને .

દેશી રાજ્યનાં ચાલુ ગ્રાહકોને વિનતિ કે આ વર્ષનો "દેશી રાજ્ય" નો આ છેલ્લો અંક છે તો હવે જેઓનું લવાજમ બાકી હોય તેઓ મે કરી અમને તાકીદે લવાજમ મોકલી આપશે એવી આશા છે

—તંત્રી

# પ્રાચીન હિંદમાં સ્વરાજ્ય

( ગતાંકથી ચાલુ )


ગ રા ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી એ એલએલ, બી એડવોકેટ

( એક્સ કારભારી લાદરવા સ્ટેટ, દેસાઈની પોળ, ખાડીઆ, અમદાવાદ )


( "દેશી રાજ્ય" માટે ખાસ )

**રાજા** દશરથે, ભરતને ગાદીએ બેસાડવા છે એવો એક પણ શબ્દ કૈકેયી આગળ ઉચ્ચાર્યો નથી તેમજ રામને વનવાસમા મોકલવા એવી ઉઘાડી સંમતિ પણ આપેલી નથી જ્યારે કૈકેયીએ આ બે વચન માગ્યા ત્યારે રાજા દશરથને મૂર્છા આવી ગઈ જ્યારે રામચદ્રજી તેમના પિતાને મળવા સારૂ આવ્યા ત્યારે કૈકેયીએ તેમને આ બે વચનની વાત કહી અને દશરથ રાજાના શોકની હકીકત તેમને ગણી કૈકેયીએ કહી દશરથ રાજાના વચન ન પળાય તો જે અપકીર્તિ થાય તે હકીકત પણ કૈકેયીએ તેમને કહી આ પ્રસગે સગાવહાલા અને પ્રજાજનોની અનેક પ્રકારની વિનતિ છતા તે ન માની, વનવાસ જવાનુ પસદ કરનાર શ્રીરામચદ્રજી પોતે જ હતા

વળી, દશરથ રાજા રામચદ્રજીના પિતા હતા અને તેથી તેમના ઉપર પિતા તરીકે તેનો સપૂર્ણ અધિકાર હતો તેથી તેમને વનવાસમા મોકલવાને રાજા તરીકે પ્રજાની સમતિ લેવાની તેમને બિલકુલ જરૂર ન હતી. પ્રજાએ શ્રીરામચદ્રજીને યુવરાજ તરીકે પસંદ કર્યા હતા એ વાત ખરી, પરન્તુ જ્યા સુધી રામચદ્રજી પોતે વનવાસમા ગયા ન હતા ત્યા સુધી તેમને બદલે બીજો યુવરાજ પસદ કરવાની જરૂર ઉત્પન્ન થઈ ન હતી જ્યારે દશરથ રાજાને ખબર આપવામા આવી કે શ્રીરામચદ્રજી વનવાસમા પધાર્યા છે ત્યારે દશરથ રાજાએ છેલ્લો શ્વાસ લીધો અને આ સમયે પ્રજા સાથે મસલત કરી લેવા જેટલો સમય ન હતો.

એમ માનીએ કે શ્રીરામચદ્રજીને પાટવીકુંવર-પદ આપવાથી રાજા દશરથ કરતા પણ પ્રજાનો તેમના ઉપર વિશેષ હક હતો તો પણ રામચદ્રજીએ પોતે વનવાસમા જવાનો આગ્રહ ન કર્યો હોત તો રાજા દશરથે જરૂર પ્રજાની સલાહ લીધી હોત—રામચદ્રજીએ પોતે પણ યુવરાજપદનો અસ્વીકાર કર્યો હોત

હવે રાજા દશરથની ગાદીનુ વારસ કોણ? પુરોહિત વસિષ્ઠે પ્રાયઃસર્ગની એવી તકરાર ઉઠાવી કે કૈકેયીએ આપેલા વનવાસના વસ્ત્રો સીતાએ ન પહેરવા રામાયણના અયોધ્યા કાડના ૩૭ મા સર્ગમા જણાવ્યુ છે કે જો સીતાજી પોતાના પતિ સાથે વનવાસમા જવા આગ્રહ ન રાખે તો રામચદ્રજીની ગેરહાજરીમા તે રામચદ્રજીના મદદગાર તરીકે રાજ્ય ચલાવી શકે અયોધ્યા કાન્ડના ૪૫મા સર્ગમા જણાવ્યુ છે કે જે લોકો રામચદ્રજીનો યુવ-રાજ્યાભિષેક જોવા અયોધ્યામા એકઠા મળ્યા હતા તે બધા દૂર સુધી રામચદ્રજીના વનવાસ જતા પાછળ પાછળ ગયા અને શ્રીરામચદ્રજીને વિનતિ કરી કે અયોધ્યા પાછા ફરો અને રાજ્યની લગામ લો. આ પરિસ્થિતિ જોતા અને શ્રીરામચદ્રજીની ગેર-હાજરીમા સીતાજીને રાજ્યની લગામ આપવાની વસિષ્ઠ ઋષિની દલીલ જોતા, દશરથ રાજાને રાજ્ય ઉપર સપૂર્ણ અધિકાર હતો અને પોતાની મરજી પ્રમાણે રાજ્ય કૈકેયીને આપી દે એવો સંભવ કે દલીલ ચાલી શકતા નથી જો એમ હોત તો પ્રજા-

જનો રામચંદ્રજીને પાછા વાળવા અને રાજ્યગાદી સભાળવા વિનતિ ન કરત અને વસિષ્ઠ મુનિ સીતાજીને રાજ્યધૂરા સભાળવાનું ન કહેત--પ્રજાજનોએ જે વિનતિ રામચંદ્રજીને કરી તે રાણી કૈકેયીના વર્તન વિરૂદ્ધનો પોકાર હતો અને રામચંદ્રજીની એ વચન પાળવાની જવાબદારી વ્યક્તિગત રીતે ન હતી

દશરથ રાજાના મૃત્યુ બાદ ઋષિઓ, પ્રધાનો, બ્રાહ્મણો અને બીજા પ્રજાજનો એકઠા થયા, જેમા વસિષ્ઠઋષિ પણ હતા અને તેમણે ભરતને રાજા તરીકે ચૂટી કહાડયા રામચંદ્રજીના વનવાસમા ગયા બાદ આ માર્ગ જ તેમને માટે ખુલ્લો હતો અયોધ્યા કાંડના ૬૮મા અધ્યાયમા જણાવ્યા પ્રમાણે તેમણે ઈક્ષ્વાકુ કુટુબમાથી જ રાજાને પસદ કરવાનો હતો આ પ્રમાણે તેમણે ભરતજીને રાજા તરીકે પસદ કર્યા તે કઇ દશરથ રાજાના હુકમ પ્રમાણે જ ન હતુ વળી, ભરતજી રાજ્ય કરવા માટે લાયક ન હતા, પરતુ દશરથ, વસિષ્ઠ અને શ્રીરામચંદ્રજીના અભિપ્રાય પ્રમાણે તે રાજા થવા માટે સપૂર્ણ રીતે લાયક હતા

રાજાઓની પસંદગી જુદા જુદા પ્રસગોએ પ્રજાએ કરેલી છે જેમકે--મહાભારત આદિપર્વમા ધર્મ રાજાની ઉદ્યોગપર્વમાં નહુશ રાજાની શાન્તિપર્વમા મનુની તથા પૃથુ રાજાની, અશ્વમેધ પર્વમા સુવર્ણ રાજાની એમ પસદગીઓ પ્રજાએ કરેલી છે આને માટે મયદાના આધાર ટાંકવાની જરૂર નથી પ્રજા રાજાઓને પસદ કરતી એ હકીકત નિર્વિવાદ છે અને તે ઉપરના તથા બીજા દાખલાઓથી જાણી શકાય છે તેમ છતા હાલમા જેવી રીતે ગ્રેટબ્રિટનમા વશ પરપરા રાજાઓને ગાદી મળે છે તેમ પુરાણ સમયમા વશપરપરા વારસામા ગાદી મળતી એ વાતનો પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી

તેમ છતા રાજાને જે સત્તા મળેલી તે લોક તરફથી મળેલી એ હકીકત ભૂલવા જેવી નથી જ્યારે મનુને રાજા તરીકે ચૂટવામા આવ્યો ત્યારે તેમણે રાજ્યગાદી લેવા ના પાડી તેથી લોકોએ કહ્યુ કે "અરે મનુ, તમે બ્હીશો નહિ જે લોકો પાપ કરે છે તેનું પાપ, પાપ કરનારને લાગે છે રાજ્યનો ખજાનો વધશે તો તમને અમે અમારા પશુઓમાથી તથા ધાતુઓમાથી પચાસમો ભાગ આપીશુ અને અનાજમાથી દશમો ભાગ આપીશુ ઈન્દ્રની પાછળ જેમ દેવતાઓ ચાલે છે તેમ તમારી પાછળ જે લોકો શસ્ત્રો ઝાલી શકે છે, ઘોડે બેસી શકે છે અને રથ ચલાવી શકે છે તે અગ્રગણ્ય ગણાઇને ચાલશે આ પ્રમાણે તમારૂ બળ વધારીને તમે કુબેર જેમ યક્ષોનુ અને રાક્ષસોનું રક્ષણ કરે છે તેમ તમે અમારા રાજા થાવ અને અમારૂ રક્ષણ કરો તમો અમારૂ રક્ષણ કરશો અને એ દરમ્યાન લોકો જે પુણ્ય પ્રાપ્ત કરશે તેનો પા ભાગનો હિસ્સો તમારો છે આ પુણ્યથી તમે અમારૂ રક્ષણ કરો' મહાભારતના શાન્તિપર્વના ૬૭મા અધ્યાયમા આ પ્રમાણે કહેલુ છે.

વળી શાન્તિપર્વના ૫૮મા અધ્યાયમા જ્યારે ઋષિઓએ પૃથુને રાજા તરીકે પસદ કર્યો ત્યારે તેણે ઋષિઓને કહ્યુ કે 'તમોએ મને જે સમજણ આપી તે ઘણી જ અગત્યની છે મારે શુ કરવુ તે મને વિસ્તારપૂર્વક કહો તમો જે અગત્યનું કામ મને ફરમાવશો તે હુ આનાકાની કર્યા વગર પૂરૂ કરીશ' જે દેવો અને ઋષિઓ તે વખતે હાજર હતા તેમણે કહ્યુ કે 'જેમા સત્ય હોય તે તમામ કામો કરો કોઇને વહાલુ કે અળખામણુ ગણ્યા વગર બધાને સરખી નજરે જુઓ, ગુસ્સો અને લાલચ બાજુ ઉપર ફેકી દઈને માન કે લોભ રાખ્યા વગર જેણે ફરજ (ધર્મ)નો માર્ગ છોડયો હોય તેને તમારે હાથે શિક્ષા કરો વેદમા જણાવ્યા પ્રમાણેનો ધર્મ મન વાણી અને કાર્યમા પાળવાનું વચન આપો જે લોકો ધર્મનું પાલન ન કરે તેમને શિક્ષા કરવાનું (શાસ્ત્રો પ્રમાણે નહિ કે પોતાની મરજી પ્રમાણે) વચન આપો આ ઉપરથી સાબીત થાય છે કે રાજાની સત્તાઓ લોક તરફથી મળેલી હતી આર્યલોકોનો ઈતિહાસ જોતા લોકસત્તાવાદ ચાલુ હતો તે જણાઈ આવે છે શુક્રનીતિ પ્રમાણે પણ રાજા પ્રજાનો સેવક મનાતો અને પ્રજાનુ તે રક્ષણ કરે તેના બદલામા તેને સ્ટેટની ઉપજનો બદલો આપવામા આવતો

હવે રાજા રેઢવોચટ ચલાવે અને રાજ્યમાં અધાધૂધી કરે તો પ્રજા તેને ગાદી ત્યાગ કરાવે કે

કેમ અને તેવા દાખલા પુરાણોમાંથી મળી શકે છે કે કેમ તે જોઈ મહાભારતના શાન્તિપર્વના ૫૮મા અધ્યાયમાં વેણુ રાજાનો અને અશ્વમેધ પર્વમાં ખનીનેત્ર રાજાનો, એવા બે દાખલા મોજુદ છે. જેમાં રાજાઓએ ગેરવહીવટ ચલાવેલો અને પ્રજાનું પીડન કરેલું તેથી પ્રજાએ તેમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકેલા. વેણુ રાજાનો ઈતિહાસ અને તેનું પ્રજા પીડન બ્રહ્માંડપુરાણ, વિષ્ણુપુરાણ અને ભાગવતપુરાણમાં બરાબર રીતે બતાવેલું છે. વેણુ રાજાના પિતા અંગરાજાને પોતાના પુત્રે દુઃખ દીધાથી અને ગેરવહીવટ ચલાવ્યાથી શોક થયો અને તે પ્રજાને ખબર આપ્યા વગર એકાએક રાજ્ય છોડીને ચાલ્યા ગયા અને વનમાં જઈને તપ કર્યું તેથી પ્રજાએ વેણુરાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને તેને રાજ્ય ચલાવવા અયોગ્ય જાહેર કર્યો. ભાગવત પુરાણના ચોથાસ્કંધમાં વેણુ રાજાની વાર્તા આપવામાં આવી છે તે ઉપરથી આ હકીકત મળી આવે છે. રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકતાં તેમને દિલગીરી થયેલી કેમકે રાજ્યમાં અરાજકતા ન ફેલાય તે માટે જ તેને રાજા તરીકે પસંદ કરવામાં આવેલો, પરંતુ તેમને પાછળથી ખબર પડી કે તે તદ્દન રાજ્ય કરવાને નાલાયક ઘાતકી હતો.

રાજાને પસંદ કરવામાં અને પ્રજા એ હકનો અમલ કરવામાં કેટલી કાળજી રાખતી તે આ દાખલા ઉપરથી જણાય છે. આ વેણુ રાજાને તેના પિતાની ગાદી ઉપર બેસાડયો. આ રાજા ગાદીએ બેઠા પછી જુલમી નીવડયો અને રાજાનો જન્મસિદ્ધ હક માની પ્રજાનું પીડન કરવા લાગ્યો. ઋષિઓએ તેને ચેતવણી આપીને ગાદીએથી દૂર કર્યો અને તેને તેને બદલે પૃથુ રાજાને પસંદ કર્યો. ભાગવતપુરાણ, વિષ્ણુપુરાણ અને બ્રહ્માંડપુરાણ અને ભારતના શાન્તિપર્વના ૫૮મા અધ્યાયમાં જણાવ્યું છે કે વેણુ રાજા પોતે એમ કહેતો કે રાજા પોતે જ ઈશ્વર છે અને તેને માથે ઈશ્વર જ નથી. પોતે જ ઈશ્વરનું સ્વરૂપ હતો. આ શબ્દોથી લોકોએ તેને ધિક્કારેલો. આ ઉપરથી જણાઈ આવે છે કે રાજા પોતાને ઈશ્વરી અંશ માને તો લોકો તે પસંદ કરતા નહિ એટલું જ નહિ પણ એવી માન્યતાવાળા રાજાઓને તે ધિક્કારી કાઢતા.

મહાભારતના અશ્વમેધ પર્વના ૪થા અધ્યાયમાં એક એવો દાખલો છે. ઈક્ષ્વાકુ વંશમાં ખનીનેત્ર રાજાને પ્રજાએ ગાદી ઉપરથી ઉઠાડી મુકેલો અને ગેરવહીવટ માટે તેને રાજ્યમાંથી કાઢી મુકેલો અને તેને બદલે તેના પુત્ર સુવર્ચને ગાદીએ બેસાડેલો. એમ કહેવાય છે કે સુવર્ચ તેના બાપ કરતાં જુદા જ પ્રકારનો હતો અને તેણે પ્રજાને ઘણું સુખ આપેલું.

ઉપરના દાખલાઓથી જણાય છે કે પ્રજાને રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાનો હક હતો અને એ પ્રમાણે થવાથી રાજાઓ પ્રજાપીડન કરતાં અચકાતા. આ નિયમ, શાસ્ત્રોમાં પણ ઘણા ઠેકાણે આપેલો છે. શુક્રનીતિમાં કહ્યું છે કે "જો રાજા પવિત્રતા, નીતિ અને બળનો દુશ્મન હોય તો તેને રાજ્યનો દુશ્મન માનીને તેનો ત્યાગ કરવો અને તેને બદલે રાજ્ય ચલાવવા માટે રાજ્યગુરૂએ પ્રધાનોની સલાહ અને મરજીથી તેના જ કુટુંબનાને અને લાયક માણસને પસંદ કરવો અને તેને ગાદીએ બેસાડવો."

રાજાનું કર્તવ્ય ફક્ત ધર્મ અથવા કાયદો પળાવવાનું જ હતું. તેને કાયદા ઘડવાના ન્હોતા. કાયદા ઘડનારી સંસ્થાઓ જુદી હતી. આને માટે શાસ્ત્રોનાં પુરતાં પ્રમાણ છે. ધર્મ પળાવવો એટલે પ્રજા ધર્મના નિયમો પ્રમાણે વર્તે છે કે નહિ તે તેને જોવાનું હતું. જો સ્હેજ પણ ધર્મના નિયમોનું ઉલ્લંઘન થાય તો તેમને શિક્ષા કરવાનું કામ રાજાનું હતું. કાયદા ઘડવાનું કામ રાજા અને પ્રજા બન્નેનું હતું અને તેને માટે એક સંસ્થા જુદી જ હતી અને તે કામ ઋષિઓ કરતા. આ ઋષિઓ પ્રજાના આગેવાનો હતા અને રાજાથી તેઓ કેવળ સ્વતંત્ર હતા. કાયદા ઘડવામાં રાજાનો કોઈપણ જાતનો બિલકુલ હાથ હતો નહિ. મહાભારત અને બીજાં ધર્મ પુસ્તકોમાં પુરતું સમજાવેલું છે કે કાયદો ઋષિઓ જ ઘડતા અને તેનું પાલન કરાવવાનું કામ રાજાનું હતું. આ હકીકત મહાભારતનું શાન્તિપર્વ વાંચવાથી બરાબર સમજાય તેવી છે.

# જીલ્લાની જાગીરોનો ઈતિહાસ

કુમારશ્રી જોરાવરસિંહજી ચંદ્રસિંહજી

( થોડા વખત પહેલા રાષ્ટ્રશક્તિ નામક સાપ્તાહિકમા કુમારશ્રી જોરાવરસિંહજીભાઇએ જીલ્લાના તાલુકદારોના હક દાવાઓ સંબંધી પોતાના વિચારો દર્શાવ્યા હતા તે વિચારો અમને દેશી રાજ્યના વાચકોને ઉપયોગી લાગવાથી આ નીચે આપ્યા છે તાલુકદારો અને રાજ્યોના સવાલમા બહુ તફાવત નથી ૧૯૧૨મા મુબઈ સરકારમા જ્યારે તાલુકદારી બીલને અંગે ચર્ચા થઇ ત્યારે ગુજરાતના લગભગ બધા આગેવાન તાલુકદારોએ પોતાને ભૂતકાળમા હાલના રાજ્યો જેટલુ સ્વાતંત્ર્ય હતુ એમ સ્થાપિત કરવા પ્રયત્ન કર્યો છે. અને એ ખરૂ પણ છે જીલ્લાઓમા તાલુકદારોનો હાલનો દરજ્જો અને એજન્સિમા તાલુકદારો ભાગદારોનો હાલનો દરજ્જો એ એક રાજદ્વારી અકસ્માત છે. એજન્સિના તેમજ જીલ્લાઓના તાલુકદારોને લગતુ સાહિત્ય ઘણુ ઓછુ છે. અને છુટુ છવાયુ છે, તેમાથી કોઇ એકત્ર કરી, એ વર્ગ પાસેના લખાણોનો અભ્યાસ કરી અને પૂનાના જુના દફતરખાનામાથી શોધખોળ કરી આ સાહિત્ય એકત્ર કરે તો તે ઐતિહાસિક રીતે પણ લાભપ્રદ થઇ પડે કુમારશ્રી જોરાવરસિંહજીએ આ દીશામા પ્રયત્ન કર્યો છે એમ તેમના લેખ ઉપરથી જણાય છે તંત્રી )

સર્વ લોકો એમ માને છે કે આશરે ૭૪૬ મા ચાવડા જાતના જયશીખરના પુત્ર વનરાજ ચાવડાએ જ્યારે અણહિલવાડ પાટણમા પોતાની ગાદી સ્થાપી ત્યાસુધી ગુજરાત પ્રાંત એકજ રાજાના તાબા નીચે એકત્ર થયેલો ન હતો આ ગુજરાત દેશ કલ્યાણના રાજાના હાથ નીચે જય-શીખરને મારી નાખ્યા પછી ખડિયા રાજ્ય તરીકે આવ્યો કહેવાય છે આ નાના રાજાઓ ખડણી કેવી રીતે અને કેટલી આપતા તેના કાઇ લખીત સાધનો નથી.

પાછળના વખતમા મોગલો અને મરાઠાઓ કાઠિયાવાડ તથા બીજા પ્રદેશોમા લશ્કર લઈ જઈ ખડણી ઉઘરાવતા ત્યારે તે ખડિયાનાં બળાબળ અને તેના લશ્કરી સાધનોની ગણની કરી તેના પ્રમાણમા વધુ ઓછી ખડણી લેતા

દંતકથા પ્રમાણે રાજપુતો મારવાડ-રાજપુતા-નામાથી જુદા જુદા વખતે ગુજરાત કાઠિયાવાડમા આવ્યા અને પોતાના શૌર્યથી તેમજ જમીનના માલિકો પાસેથી જમીન વેચાણ રાખીને કે કરારોથી રાખી લઈ ઘણાં ગામો વસાવ્યા ત્યાં સુધીમા દેશમા કોઇ સર્વ સત્તાધારી રાજ્ય નહી હોવાથી તેમની સ્થિતિ નાના રાજાઓ જેવી સ્વતંત્ર હતી.

વનરાજ ચાવડાના વંશના, ૭ રાજાઓએ આશરે ૧૯૬ વર્ષ સુધી પાટણમા રાજ્ય કર્યું. ત્યાર પછી ગુજરાતમા સોલંકી વંશના રાજાઓ થયા તેમણે ૨૫૦ વર્ષ સુધી રાજ્ય કર્યું જેમા સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળ થઈ ગયા. પછી વાઘેલા રાજપુતો પ્રસિદ્ધિમા આવ્યા જેમણે ૧૨૫ વર્ષ રાજ્ય કર્યું અને હજી એના છેલ્લા રાજા કરણ વાઘેલાના વંશજો રાજ્ય કરે છે. કરણઘેલાને સને ૧૨૯૬માં અલાઉદીન ખીલજીએ હરાવ્યો અને ગુજરાતનું રાજ્ય કબજે કર્યું અને સરદાર અલીફખાનને ગુજરાતનો સુબેદાર બનાવી દીલ્હીની સત્તા નીચે લીધુ. ત્યાર પછી અહમદશાહ થયો તેણે અમદાવાદ શહેર સને ૧૪૧૨ મા વસાવ્યુ અને તેના વંશજોએ ગાદી ઉપર સને ૧૫૭૨ સુધી એટલે અકબર પાદશાહના રાજ્ય

અમલ ચલાવ્યો. ૧૭૫૩માં અકબરે ગુજરાત જીતી લીધું તથા ૧૭૫૭ સુધી તેના સુબેદારોએ અમલ ભોગવ્યો.

અત્યાર સુધીનો મહેસુલ વહીવટ, મીરાત, એહમદીના મુસલમાન કર્તાએ ગુજરાતી તવારીખ લખેલી છે તે ઉપરથી માલુમ પડે છે કે નિરંતર ફોજ રાખ્યા વગર ખંડણી કે ઉઘરાણું વસુલ થઈ શકતો નહીં. સુલતાનોની ફોજે જોર જુલમથી ઠાકોરો પાસેથી કઢાવી શકાય તેટલી ખંડણી કે નાણું કઢાવતી. કોઈ કોઇ વાર કોઈ ઠાકોરો છટકી પણ જતા. છેવટે જમીનની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવાનો ઠરાવ થયો. મુળ જમીનના કબજેદારો ૧/૪ ભાગની જમીન રાખે અને તેને વાંટાની જમીન કહેવી.

બાકીની ૩/૪ તળપદ કહેવી, તેના ઉપર માલિકી રાજ્યની ગણવી. પણ આ ગોઠવણનો અમલ સર્વ જગ્યોએ થઈ શકયો નહિ, પરંતુ મોટા શહેરોમા અને મુસલમાની રાજ્યોના કિલ્લાબંધ શહેરોમાં લશ્કર રહેતું તેની નજીકના ગામમાં થયો.

આ પ્રમાણે જે હાલ ખાલસા ગામોના નામથી ઓળખાય છે તેની અને તાલુકદારી તથા મહેવાસી ગામો જેની ઉપર રાજપુતો, કોળીયો વગેરે વહીવટ ચલાવે છે, તેની વચ્ચે તફાવત પડયો.

આવી રીતે ગરાસ ખાવાનો હક થોડો ઘણો મરાઠાના સમય સુધી રહ્યો.

પછી સત્તરમા સૈકામાં મરાઠાઓ પ્રબળ થવા લાગ્યા. મોગલ બાદશાહી મોળી પડતા તેમની નબળાઈનો લાભ લઇને ગુજરાતમાં શરૂઆતમાં તો લુંટફાટ કરવા આવવા તેઓ લાગ્યા પણ કોઈ કોઈ પક્ષ વાળા તેમની મદદ માગવા લાગ્યા અને તેઓને "સરદેશ મુખી" અને "ચોથ" મળવાથી તેઓનો ત્યાં કાયમ માટે પગ દાખલ થયો. અને સને ૧૭૫૫માં ખુદ અમદાવાદ શહેર સાથે તેનો પ્રદેશ તેમના હાથમાં આવ્યો (વોટસનકૃત ગુજરાતનો ઇતિહાસ)

અઢારમા સૈકાની શરૂઆતથી ગુજરાતમાં અવ્યવસ્થા વધવા માંડી. પાયતખ્ત તરફથી કોઈ પણ જાતની મદદ ન આવવાથી વસુલાત પણ થઈ શકતી નહિ અને કેટલાક બળવાન ઠાકોરો લશ્કરી થાણાઓનો નાશ કરવા લાગ્યા. અને ખંડણી પણ ઘણાએ આપવા ના પાડી છતાં તે વસુલ કરવાને સુબામાં કાંઇ પણ સત્તા નહોતી.

(વોટસનકૃત ગુ. ઇતિહાસ પૃષ્ઠ ૨૨)

ગુજરાતમાં મરાઠાઓનો અમલ કોઇ પણ વખતે પાકે પાયે હતો નહિ. જો અંગ્રેજ સરકાર વચ્ચે ન પડી હોત તો ગુજરાતના ઠાકોરો મરાઠા રાજ્યથી સ્વતંત્ર થઇ પૂર્ણ અધિકાર ભોગવત અને ખંડણી સબંધીના હકો ઘણા ઓછા થઇ જાત.

(વો. ગુ. ઈ.)

× × ×

સને ૧૮૦૦ની સાલમાં આણંદરાવ ગાયકવાડ ગાદી ઉપર આવ્યા. તે અશક્ત અને વ્યસની હતા. જેથી રાજ્યવ્યવસ્થા બરાબર કરી શકતા ન હતા. તિજોરી ખાલી હતી. આરબ જમાદારો પગાર માટે બખેડા કરતા. આવા વખતમાં કડીના જાગીરદાર મલ્હારરાવે બખેડો કર્યો અને વિસનગર અને વીજાપુરના કિલ્લાઓ લઇ લીધા. ગાયકવાડના મંત્રી આપાજીએ અંગ્રેજ સરકારની મદદ માગી. કંપની સરકાર તરફથી મેજર વોકર સાહેબને કેટલાક લશ્કર સાથે કડી તરફ મોકલ્યા. જેમણે મલ્હારરાવને સમજાવ્યો પણ ન સમજતાં કડી ઉપર હુમલો કરી બખેડો શાંત પાડયો, અને ગાયકવાડના હકનો બચાવ કર્યો. અને અંગ્રેજ સરકારને ઘણાં ગામો તથા ગુજરાતનો અમુક ભાગ બક્ષિસ મળ્યો. પછી સને ૧૮૦૨માં અંગ્રેજ સરકાર તથા પેશ્વા વચ્ચે વસાઈનું તહનામું થયું તેમાં પણ ગુજરાતનો કેટલોક ભાગ નામદાર બ્રિટિશ સરકારને મળ્યો. જે ઉપરાંત ધંધુકા તથા ધોધાંના પરગણાં પણ મળ્યાં.

ત્યાર પછી સને ૧૮૧૮માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે જીતી લીધું તેથી પેશ્વાનો ગુજરાતનો જે ભાગ હતો તે અંગ્રેજ સરકારના હાથમાં ગયો, અને આ વખતથી અંગ્રેજની સર્વોપરી સત્તા ગુજરાતમાં થઇ.

ત્યાર પછી વિવિધ ફેરફારો થતા ગયા, જેમકે સને ૧૮૦૦થી સને ૧૮૧૯ સુધી ખડણી ભરનાગ-ઓના વર્ગમા તેમને ગ્હેવા દઈ અને ૧૮૨૦મા જમી વહીવટ નીચે લાવ્યા અને પ્રથમ ખડણીનો આકડો જે પેદાશના ૩૦ ટકા જેટલો થતો હતો તેને બદલે ૮૦ ટકા જેટલો લીધો અને એ ખડણીને જમીન મહેસુલનુ નામ આપ્યુ સને ૧૮૨૧મા આ ધોરણમા ફેરફાર કરી તેમને ૩૦ ટકાના હકદાર બનાવ્યા અને આ પ્રમાણેનો વહીવટ સને ૧૮૬૩ સુધી ચાલ્યો દરમિયાનમા સને ૧૮૬૨નો ૬ઠો આકટ પસાર કર્યો તે વખતે મુબઈ લેજીસ્લેટીવ કાઉન્સિલના પ્રેસીડેન્ટ સાહેબે કહ્યું કે 'તેઓ કાઠિયાવાડના મુલકગીરી રાજાઓના જેવા છે, અને તેમને તે સ્થિતિમા પાછા લાવી મુ વા અગ્રેજ સરકાર બધાયેલી છે" (જુઓ લેજી કોં પ્રોસીડીંગ તા ૮ માર્ચ ૧૮૬૨ પાન ૬૯ જેમા નીચે પ્રમાણે છે) 'ઈન્સાફના દરેક નિયમને આધીન રહીને હું કહુ છુ કે મરાઠાઓએ અમદાવાદ ડીસ્ટ્રીકટ બ્રિટિશ સરકારને આપ્યુ તે વખતે આ રાજાઓ જે સ્થિતિમા હતા તે સ્થિતિમા પાછા લાવી મુકવાને પોતાથી બની શકે તેટલુ કરવાને બ્રિટિશ સરકાર બધાયેલી છે, અને યાદ રાખવુ જોઇએ કે નશીબયોગે જેઓનાથી તેઓ છુટા પડયા છે એવા તેમના બધુઓ જે કાઠિયાવાડમા જોવામા આવે છે તેમના જેવી જ તેમની સ્થિતિ હતી'

આ ઉપરથી પાછળનુ તમામ રદ થયુ અને તાલુકદારો પોતાની એસ્ટેટના સ્વતત્ર માલિક છે તથા સરકારનો માત્ર જમાબધી કર લેવાનો જ હક્ક છે એવુ ઠર્યું પણ પાછળના અમલદારોના જુદા જુદા વિચારોને લીધે સને ૧૮૬૩ પછી જે જમાબધી સેટલમેન્ટ થયુ તેમા તો તાલુકદારોના હક બરાબર જળવાયા નહિ એવી રીતે કે જમીન મહેસુલના ૩૦ ટકાના હકદાર ગણાતા તે વખતે કુલ ઉપજના ૩૦ ટકા ચોકખેચોકખા મળતા તેને બદલે મ બિ થવાથી તો ચાકરીયાત જીવાઈ, નાણ્યકદમની જીવાઈ પડતર જમીન વગેરેનું વળતર બધ થયુ તથા ગામ ખર્ચ મજરે ન મળ્યુ પણ ફક્ત ભાટ બ્રાહ્મણ વગેરેની જે બાગખલી જમીન હતી તેનો આકાર બાદ મુકી તમામ આકાર ઉપર ૫૦ થી ૭૦ ટકા જમાબધી લીધી જેથી પરિણામ એ આવ્યુ કે તાલુકદારનો જે નફો મુકવામાં આવ્યો તેમાથી હાલ જે ખર્ચ તાલુકદારને થાય છે તે બાદ કરતા થોડુ બચે છે

* * *

તાલુકદારોને દુ ખદાયક સ્થિતિમાથી મુક્ત કરવા સને ૧૮૬૨નો આકટ ૬ઠો નામદાર મુબઇ સરકારે પાસ કરી (એ જ નામનો સને ૧૮૮૮નો આકટ ૬ઠો તા ૦૫-૩-૧૮૮૯ એ અમલમા આવ્યો) તાલુકદારોને મુબઈ ઇલાકામા હાલમા ચાલતા રેવન્યુ કોડ સને ૧૮૭૯ના આકટ ૫ નીચે મુકવામા આવ્યા તેથી ગુજરાતના તાલુકદારોની દુઃખદાયક સ્થિતિ બદલાઇ પોતાના ઋણમાથી કેટલાક તાલુકદારો મુક્ત થવા પામ્યા છે

બ્રિટિશ રાજ્યની શરૂઆતમા એટલે સને ૧૮૧૮-૧૯ ૨૦ મા અમદાવાદ જીલ્લાના તાલુકદારોની એસ્ટેટો જપ્તીમા લેવામા આવી દરમિયાનમા જમાબધી ભરનારી જમીનો અને નકરી જમીનોનાં પત્રકો બનાવરાવ્યા જે પત્રક ૧૮૭૬ ના ખરડાના નામથી ઓળખાય છે.

જમાબધી ભરનારી જમીનને "તલપદ સરકારી" અને તે સિવાયની જમીનને "નકરી કે સનામીયા" નામ આપવામા આવ્યુ

આ પછી પહેલ વહેલી તાલુકદારોના ગામની માપણી ઇ સ ૧૮૨૨-૨૪મા મેહેરબાન કુકશન સાહેબની દેખરેખ નીચે શરૂ થઈ

પછી તાલુકદારોને જમાબધીના કરારોના સાત સાત સાલી પટા, ઈ સ ૧૮૫૦ સુધી આપવામા આવ્યા અને ૧૮૫૦ મા પદર વર્ષનો પટો આપ્યો આ પટા પદ્ધતિ દરમિયાન જે જમાબધી તાલુકદારો પાસેથી લેવામા આવતી

તે જતાં તાલુકદારને ઉપજના ત્રીસ ટકા બચત રહેતું લાગતું.

ત્યારબાદ ૧૮૬૨–૬૪માં તાલુકદારી ગામોની માપણી ફરીથી મે. પીલ સાહેબ નીચે કરવામાં આવી.

આ સરવે કરવાના હેતુ વિશે મે. પીલ સાહેબે પોતાના રિપોર્ટમાં લખ્યું છે તેનો ટુંકસાર અત્રે આપવો અસ્થાને નહી ગણાયઃ–

"માપણી કરવાનો હેતુ (૧) છઠા આકટ (સને ૧૮૬૨ નો આકટ ૬ઠ્ઠો)ના કામ માટે જમીનની કીંમત કરવી અને (૨) જમા અથવા જમીન મહેસુલનો વધારે સારો નિર્ણય કરવો. ખેતરવાર માપણી કરવાની કાંઇ જરૂર નહોતી.

*

એક જાતની ધરતીનું મોટામાં મોટું ચારોલું જે સગવડતાથી માપી શકાય અને જેનો વર્ગ પાડી શકાય તે માપણીના એક કીત્તા તરીકે લેવામાં આવ્યું. રસ્તાઓ અને નદીઓ કીત્તાની હદ તરીકે લેવામાં આવ્યાં. અને વાડ વગરના ખુલ્લા પ્રદેશમાં સરાસરી કદ આશરે ચાળીશ એકરનું થયું.

તાલુકદારના નોકરો અથવા ગામડાના અમલદારો જે જમીનો ભોગવતા તેની જુદી જુદી માપણી કરવામાં આવી નહિ કારણકે આ જમીન આ લોકોના પગાર બદલ પૈસા આપવાને બદલે સોંપેલી, પાછી જમીન લઈ શકાય એવી તેમની મિલકત હતી.

*

બ્રાહ્મણ તથા બીજાઓને તેમણે આપેલી જમીન ઉપર જમાબંધી ઠરાવવામાં આવેલી નથી (પીલ રીપોર્ટ પા. ૨૭)

આથી એક બીજો પણ હેતુ સદરહુ સરવે કરવાનો એ હતો, જેનો સાર એ છે કે તાલુકદારો ઉપરના કરજનો નીવેડો લાવવાનું તથા જમાબંધીનું જમીન ઉપર યોગ્ય પ્રમાણનું નિયમન કરવાનુ હતું; (પીલ રી. પા. ૨૦)

પણ આ સૂચનાઓએ જમાબંધી ઠરાવવામાં એક તદ્દન નવો જ નિયમ દાખલ કર્યો.

ઈ. સ. ૧૮૬૪–૬૬ માં તાલુકદારી ગામોની જમાબંધીનો આંકડો મે. પીલ સાહેબે મુકરર કર્યો અને તે પછી જમાબંધીના કરાર "પટા" ત્રેવીશ વર્ષને માટે તાલુકદારોને આપવામાં આવ્યા.

*

આ પટા આપતી વખતે જમાબંધી શી રીતે ઠરાવવામાં આવી તે વિશે (પીલ રી. પા. ૨૯) સરકાર તરફથી એવું ઠરાવવામાં આવ્યું કે "તાલુકદારોની જમા સરવેના દરોના ૭૦ ટકા કરતાં વધુ ન થવી જોઇએ અને ૫૦ ટકા કરતાં ઓછી ન થવી જોઈએ."

*

જમાબંધી પટા ૨૩ વર્ષના પીલ સાહેબે આપેલા તેની મુદત ઈ. સ. ૧૮૮૮–૮૯ માં પુરી થવાથી ફરીવાર તાલુકદારી ગામોની સરવે કરી જમાબંધીના આંકડા ઠરાવવા વિશે નામદાર સરકારના ઠરાવ નં. ૪૫૮૦ તા. ૨૭ જુન ૧૮૮૯ થી નક્કી થયું અને સને ૧૮૯૧–૯૩ માં મે. હોલેન્ડ તથા મે. ફ્રાન્સીસ સાહેબની દેખરેખ નીચે કામ શરૂ થયું. આ રીવીઝન સરવેમાં નવેસરથી માપણી ન થઈ પણ પડતર જમીન કેટલી વાવેતર થએલી. જરાયતની ક્યારી થયેલી અને જુની ક્યારી કેટલી જરાયત થઈ તે વગેરેની તપાસ કરી તેનો દર ચડાવવામાં આવ્યો અને તમામ તાલુકાઓના જમાબંધીના મુકરર કરેલા નવા આંકડા સને ૧૮૯૫ થી ૧૮૯૯ સુધીમાં બહાર પાડવામાં આવ્યા.

આ રીવીઝન પ્રમાણે જે જમાબંધી લેવાનો ઠરાવ થયો તે ઈ. સ. ૧૮૬૪–૬૬ પહેલાં જે લેવામાં આવતી હતી તેના કરતાં સેંકડે ૫૦ પચાસથી બસો ટકા જેટલો વધારો કેટલાક એસ્ટેટોની ઉપર પડ્યો તથા પીલ સાહેબે ઠરાવેલી જમા કરતાં કેટલાક એસ્ટેટોને ૨૫ થી ૫૦ ટકાનો વધારો થયો. તેનાં કારણો

કેટલાક નીચે મુજબ દર્શાવવામા આવ્યા છે

૧ જમીનની પેદા કરવાની શક્તિમા થયેલ વધારો

૨ જમાબધી ઠરાવવાના કામમા પડતર જમીનની પણ ગણત્રી કરવામા આવી (જેની ઉપજ તાલુકદારોને આવતી ન હતી)

૩ કેટલીક એસ્ટેટોમા જે જમીન બિલકુલ ખેડાણ થાય તેવી ન્હોતી, તેવી જમીન રીવીઝનમા વાવેતર લાયક ગણી તેના ઉપર વાવેતર લાયકનો આકાર ઠરાવવામા આવ્યો.

ત્યારબાદ સવત ૧૯૫૬મા ભયકર દુકાળ પડયો જેમા ઘણી જમીન પડતર રહી ઉપરના કારણોની તપાસ માટે તાલુકદારો તરફથી વાંધા ઉઠાવી અરજ હેવાલ થતા સને ૧૯૦૨ મા સ્પેશીયલ ડયુટી ઓફિસર મિ એન રોબર્ટસન સાહેબની નીમણુક કરી. જમાબધી વીશે તપાસ કરી કેટલોક ફેરફાર કર્યો પ્રાતીજ અને મોડાસા તાલુકાના મેવાસી ગામેમા જમાબધીનો આકડો દર સાલ અમદાવાદ જીલ્લાના કલેકટર સાહેબ તરફથી નક્કી કરવામા આવે છે

*

ખેડા અને ભરૂચ જીલ્લાના કેટલાક તાલુકદારોને ખાલસા ગામોમા વાટાઓ છે જેની સરવે ખાલસાના ગામોની સાથે થયેલ છે અને જમાબધીનો આકડો ઉધડ છે એટલે દરસાલ તેમા ફેરફાર થતો નથી

લોર્ડ એલ્ફીનસ્ટન પોતાની મિનિટમા લખે છે કે—'તેઓના વશપરપરાના જમીનના કબજની સાથે તે ગમધીના હક અને છૂટ તેઓ ભોગવે છે ગામેના ગનામીયા માલિકો પોતાનો અને માલ મિલ્કતનો બચાવ કરવા માટે રજપુત અને બીજાઓને જમીન આપીને ચાકરીએ રાખે છે, ગામના દરેક કારીગરને જ્યારે જ્યારે ખપ પડે ત્યારે ત્યારે વેઠ બોલાવે છે જે સખસની જમીન હોય ન ઉપરના ઝાડના ફળ તે ભોગવતો હોય તથાપી તે ઝાડ પડી જાય ત્યારે તેના ઉપર તેમનો હક થાય છે. લગ્ન કરવા દેવા માટે તેમને ઠરાવેલો હક લોકોએ આપવો પડે છે અને તાલુકદારોને ઘેર છોકરા અવતરે ત્યારે પણ વધાઈ એકઠી થાય છે રૈયતની પાસેથી તેમને જે ઉપજ મળે તેમા તેઓ પોતાની મરજીમાં આવે તે તે પ્રમાણે વધારો ઘટાડો કરે છે"

(રામા પા ૩૦૨)

ધી ઓનરેબલ મિ ફાર્બસ કહે છે કે (રા મા. પા ૩૩૩) 'ભયાતને જમીન આપેલી હોય તેવે ઠેકાણે તેઓએ જમીનની ઉપજનો ભાગ તેમને લેવા દઈ રોકડનાણા (વેરો) પોતે લેવાનો હક રાખેલો છે, ઘણુંકરી બધા ઝાડોની ઉપજ ઠાકોરોને મળતી ન ધણિયાતો માલ અને રખડતા ઢોર પણ તેમના જ હકના હતા

વેપારીના માલ ઉપર તેમનુ નાકુ પહોચતુ દારૂ વેચનાર તથા ચામડા રગનાર તથા ચામડા સાફ કરનાર ઉપર તેમનો વેરો હતો તેમા છેલ્લો લખેલો વેરો તો ગામના સર્વ ઢોરોના ચામડા ઉખેડી લેવાની પરવાનગી આપના બાબતના કરને માટે આપવો પડતો લગ્ન ઉપરનો વેરો અડધા રૂપિયા સુધીનો જુજ હતો ફોજદારી ગુનાનો ઉપજેલો દડ ઠાકોરને મળતો અને અદાલતની ફરિયાદમા તો કેટલીક વાર અપાયેલા દાવાનો ચોથ ભાગ મળતો."

અમદાવાદ ગેઝેટીયર પા ૧૮૪ એ લખ્યુ છે કે "બીજી જમીન માફક ગામ તળીયુ પણ દરબારની જ મિલ્કત છે જ્યારે ખેડૂત વગેરે ધારણ કરનાર ગામ છોડીને જાય ત્યારે તેના ઘરનો કાટ માળ દરબારની જ મિલ્કત છે, દરબારની મરજી સિવાય કોઈ પણ માણસ તેના ગામની કોઈ પણ જગો ધારણ કરી શકતો નથી તાલુકદારો પોતાની મરજીમા આવે તે દરથી પોતાની જમીન ખેડવા આપે તેવો તેમનો હક છે અને રૈયતનુ ધારણત્વ તાલુકદારની મરજીને આધીન છે (પી રી પા ૧૩) તાલુકદારો પોલિસ પટેલ નીમે અને તેને જ કલેક્ટર સનદ આપે. જમીનનો કબજો રાખવા બદલ નજરાણો લેવાનો દસ્તુર છે."

આવી હકીકત હોવાથી ઑનરેબલ મિ પીલને તાલુકદારી બીલના કારણ આપતા કહેવુ કરવુ પડ્યુ છે કે ' જેવી રીતે કાઠિયાવાડમા દેશી રજવાડાઓ તથા તેમના ભાયાતો પોતાની એસ્ટેટો ઉપર સ્વામી તત્વનો હક ધરાવે છે તે જ રીતે આ તાલુકદારો વારસાથી પ્રાપ્ત થયેલો રાજ્યનો સ્વામીત્વ હક પોતાની એસ્ટેટમા ધરાવે છે."

" જે જમીન તાલુકદારે અગર તેમના બાપદાદાએ આપી દીધી હોય તે સિવાય સઘળી ગામડાની જમીન તાલુકદારોને ભાડુ આપે છે"

( પીલ રી પા ૨૩ )

*　　*　　*

મહેરબાન તાલુકદારી સેટલમેન્ટ ઑફિસર સાહેબે વળા દરબાર ગારૈબને નંબર ૨૬૮ તા ૧૯–૮–૩૫ની યાદીથી પટાઓની સાથે બારખલી જમીનોની યાદી આપેલ છે અને જેમા સરકારનો વિચાર મુંબઈ સમરી સેટલમેન્ટ એક્ટ ૧૮૬૩નો ૭ મો, આવી જમીનોને લાગુ પાડવા વિષેના પ્રશ્નમા જે ખુલાસો માગેલ તેના જવાબમા એ વસ્તુ સ્પષ્ટ થઈ શકે છે કે તાલુકદારી ગામોમા આવેલી બારખલી જમીન સંબધી એ સમરી સેટલમેન્ટના એક્ટ મુજબ સેટલમેન્ટ થઈ શકે નહી અને તે તાલુકદારની સંમતી સિવાય જુદી એસ્ટેટ ઉત્પન્ન કરવાનો સરકારનો કાયદેસર અધીકાર ન ગણી શકાય કારણ કે આવી જમીનોના રીવીઝનનો હક જે ગામની જમીન હોય તે ગામના તાલુકદારોનો છે કેટલેક સ્થળે બારખલી જમીનો ધારણ કરનાર પાસેથી તાલુકદારો સલામી લે છે કેટલાક બારખલી જમીન ધારણ કરનારાઓ ભાયાત છે કે જેઓનો ખોરાકી, પોશાકીનો હક છે

સને ૧૮૮૮નો છઠ્ઠો એક્ટ અમલમા આવ્યો ત્યાર પહેલા તાલુકદારી એસ્ટેટોની કાયદેસર સરવે થઈ શકતી ન હતી ( કેમકે મુંબઈનો અને ૧૮૬૫નો ૧લો એક્ટ તાલુકદારી એસ્ટેટોને લાગુ પાડવામા આવ્યો ન હતો ) એમ છતા પણ તાલુકદારી ગામોની વાર્ષિક ઉપજ શુ આવે તે જાણવાના હેતુથી રફ સરવે અને ખરડાઓ સરકારે તૈયાર કરાવ્યા હતા અને જેમ એ મુફી હતી અને તે ખરડામા જમીનો, જમાનેપાત્ર અને જમાનેપાત્ર નહિ એટલે તાલુકદારી (દરબારી) તે જમાને પાત્ર અને બારખલી જેવી કે વાટાની ચાકરણ સાધુ ફકીર, ધર્માદા, નોકરીઆત વગેરેને પળાતી જમીન જમાનેપાત્ર નહી તે જુદી જુદી ખરડામા બતાવવામા આવી છે અને તેવી બારખલી જમીનને "લાલ લીટીની" તરીકે ઓળખવામા આવે છે, અને તેને સરકારી કોર્ટોએ પણ મજબુત પુરાવા તરીકે માન્ય રાખેલ છે મજકુર ખરડાઓ બાદ એક સરક્યુલર નંબર ૮૫નો સરકારના ઠરાવ નંબર ૧૭૬૭ તા ૨૭–૨–૧૮૫૧ના આધારે અમદાવાદના કલેકટર સાહેબે સને ૧૮૬૦ ની સાલમાં કાઢ્યો જેમા મામલતદારો મારફત તાલુકદારોને ખબર આપવામા આવ્યા હતા કે શરૂ અમલમા જે ખરડાઓ તૈયાર કરવામાં આવ્યા છે તેમા બતાવેલી બધી બારખલી જમીન બારખલી તરીકે પાળવામા આવશે પરંતુ બીજી કોઈ પણ જમીન હવે પછી બારખલી તરીકે આપવામા આવશે તો તેવી જમીનો બારખલી તરીકે ગણી જમામાથી બાતલ રહેવા આવશે નહી

ઉપર પ્રમાણે સરક્યુલર પ્રગટ થયા બાદ કાયદેસર કોઈ પણ અધિકાર ન હતો છતા સને ૧૮૬૩–૬૪મા સરવે કરાવી સમગ્ર તાલુકદારી સેટલમેન્ટનો આધાર મળી શકે તેવા હેતુથી જ જેમા ઉપર જણાવ્યા મુજબ જમાને પાત્ર જમીન કાળી શાહીથી, અને જમાને પાત્ર નહી તેવી બારખલી જમીનો લાલ શાહીથી દર્શાવી ફેસલ પત્રકો બનાવરાવ્યા

વળી સને ૧૮૨૭નો ૧૭મો કાયદો પસાર કરવામા આવ્યો, તેમા જે જમીન મહેસૂલને પાત્ર નહી તેવી જમીનનું એક પરિશિષ્ટ આપવામા આવ્યુ હતું જેમા બીજી જમીનો પણ 'નકરી' બતાવેલ છે.

મુંબઈની ન્યાયાધિકારી હાઈકોર્ટે ઇન્સાફની રૂએ સને ૧૮૭૬ અને ૧૮૮૦ ની સાલમા જે ખરડાઓ સરકારે તૈયાર કરાવેલા તે સરકારને બંધનકર્તા છે,

એમ જણાવ્યું છે. ત્યારબાદ કરવામાં આવેલ સરવે કાયદેસર જોતાં ભૂલભરેલી ગણાય. અને ગુજરાત તાલુકદારી એક્ટની કલમ ૪ અને ૫ મુજબ મનમાનતી રીતે સરવે દાખલ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવામાં આવતો હોય તો સરવાળે તો જે ભૂલ અગાઉ કરવામાં આવેલી છે, તેનું જ પુનરાવર્તન થયેલ છે.

સબબ જે બારખલી જમીનો છે તેના ઉપર આકાર ઠરાવવાની સરકારને સત્તા નથી, તેવી જમીનોના મુળ સત્તા પ્રકારમાં શા માટે ફેરફાર કરવો જોઈએ? અને તેની ઉપર જમા શા માટે ચડાવવી જોઈએ?

જમાની પાત્રતાનો આધાર તાલુકદારની જે જમીનનું જે ઉત્પન્ન થઈ શકે તેવી યોગ્યતા ઉપર ન હતો પણ સરકાર માગણું જેટલું વસુલ કરવાનુ બળ, તે ઉપર હતો. ( જુઓ કેમ્પબેલ બોમ્બે ગેઝેટીયર વોલ્યુમ ૪ પૃષ્ટ ૧૪૮ થી ૧૮૮ ).

અગાઉ દર્શાવ્યા મુજબ ૧૮૦૭માં એવો બનાવ બની ગયો કે કાઠિયાવાડના રાજાઓ જે ખડણી ભરે છે તેને જમા કહેવાય છે, અને તેનો કાયમી મુકરર આંકડો નક્કી થયો છે. અમદાવાદના જે તાલુકદારો જે રકમ ભરે છે તે પણ જમા કહેવાય છે, પણ તે વખતો વખત ફેરવવામાં આવે છે. આ જમાને રેગ્યુલેશન ડીસ્ટ્રીકટના સરકારી અધિકારીઓ મહેસુલ તરીકે માને છે.

જમાનું મુળ સ્વરૂપ જે છે તેમાં કોઈ રીતનો ફેરફાર નથી કરવામા આવ્યો જે જમા લેવામાં આવે છે તે "જમીન ઉપરનુ મહેસુલ નથી પણ તાલુકદારની પોતાની અંગત જવાબદારીવાળી ભરવાની રકમ છે અને આ પણ તાલુકદારની આપવાની યોગ્યતા ઉપર આધાર રાખે છે."

હવે જ્યારે બારખલી જમીનો જે તાલુકદારોની ખાનગી નકરી જમીનોનો પ્રકાર છે. તે ઉપર પણ જો જમા માટે આકાર ચડાવવામાં આવે તો તાલુકદારોનો દરજ્જો પણ મહેસુલ ભરનારા ખાલસાના ખાતેદાર જેવો થઇ જાય છે. જેથી આવી બારખલી જમીનો ઉપર આકાર ચડાવવો ન જોઈએ.

સને ૧૮૮૯–૯૦ના પા. નં. ૧૯નું જાહેરનામું જે તાલુકદારી સાહેબે પ્રસિદ્ધ કરેલું છે તેમાં જણાવેલુ છે કે સને ૧૮૬૩–૬૪માં સરવે થએલી તે ઉપર આધાર રાખી જે પટા આપવામાં આવેલા તેમાં બતાવેલી મુદત પુરી થયેથી નવેસરથી સરવે કરવાનું જાહેર કરેલ. જેમાં બારખલી જમીનો જુદી બતાવવા સબબ ઉલ્લેખ કરવામાં આવેલો જેનો હેતુ એવો હોવો જોઇએ કે બારખલી જમીનો સરવે વખતે જુદી બતાવવાથી તેને લાલ લીટીમાં નોંધી "નકરી" જમાનેપાત્ર નહી એ કક્ષામાં ગણી શકાય.

× × ×

જ્યારે સરકારે બારખલી જમીનને ગણત્રીમાં લઈ ઉતેલીયા, લોલીયા, અને નાનીબોરૂની જમાબંધી વધારી ત્યારે ઉતેલીયા દરબાર સાહેબે સરકારની સામે દી. પુ. નંબર ૧૨ સને ૧૮૦૬ નો દાવો કર્યો જેમાં છેવટે સરકારે દરબાર સાથે ઘરમેળે સમાધાન કર્યું. જેના કરારદાદની સાથે જે પરિશિષ્ટો સને ૧૮૭૬ ખરડાના અનુસાર બારખલી જમીનનાં રજુ કરેલાં છે, તેમાં બતાવેલી બારખલી જમીનો હવે પછી જ્યારે જ્યારે જમાબંધી ઠરાવવામાં આવશે તે વખતે ગણત્રીમાં લેવામા આવશે નહિ પણ નિર્વંશના કારણથી જે જમીનો પૈકી કોઇ જમીન દરબારને પાછી પ્રાપ્ત થાય તો તેવી જમીનો જમાબંધીમાંથી મુક્ત ગણવામાં આવશે નહિ. પરન્તુ જો બારખલી જમીનો વેચાણહકથી તાલુકદારના કબજામાં આવશે તો તેના ઉપર જમાબંધી લેવામાં આવશે નહિ.

મે. પી. જે. મીડ સાહેબના તા. ૧–૯–૧૯૦૫ ન. ૨૬ હુકમથી "ફેંસલ પત્રક અને રીવીઝન ફેંસલ પત્રકમાં જે બારખલી જમીન લખેલી છે તે મિવાયની વાટા વગેરે જમીનો ઉપર સને ૧૮૭૬ના ખરડાના આધારે હક રાખતા હોય તેવા દાખલા ગામવાર મોકલવા જાહેર કરેલ છે." તે પ્રમાણે દાખલાઓ મોકલી આપ્યા છતા તે વિષે જોઈતું ધ્યાન આપવામાં આવ્યુ નથી.

અમદાવાદ જીલ્લામાં મે. પી. આર. મહેતા સાહેબે આસિ. સ. સે ઓફિસર સા. ના નંબર ૨૫૬ તા. ૧-૧૦-૨૬થી પૂછેલુ કે "રજપુત ગરાસીયાને આપેલી જમીન તેની ઉપજ એસ્ટેટમાં આવતી નથી. તે સંબંધી માગવા મુજબ દાખલા મોકલેલા છતાં તે વિષે આપવું જોઈતું ધ્યાન આપવામાં આવેલ નથી."

મી. પી. આર. મહેતા સાહેબે પહેલાં જે સેટલમેન્ટ રજીસ્ટરો તૈયાર કર્યા તેમાં તાલુકદારોએ વેચાણ રાખેલી બારખલી જમીન ૬ અને ૭ કોલમમાં "બારખલી" તરીકે બતાવેલી છે પણ આમાં ફેરફાર કરી, વેચાણ લીધેલી બારખલી જમીનો સ્પેસીયલ ઓફિસર મિ. મોહનલાલ લલ્લુભાઈએ સેટલમેન્ટ રજીસ્ટર તૈયાર કરાવ્યાં તેમાં 'દરબારી" હેડમાં દાખલ કર્યાનું જણાય છે, જેથી જમીનનો સત્તા પ્રકાર અસલના વખતથી કેવો ચાલતો આવેલ તે જાણવા કાંઇ સાધન રહેતું નથી તેમજ જે લાલ લીટીના નામથી ઓળખાય છે તેવી જમીનો માફીમાં પળે છે, તેને બદલે જમાનેપાત્ર ઠરાવાય, તેમજ તાલુકદારોની પડતર જમીનોને જમાનેપાત્ર ગણી દરબારી હેડમાં મુકવામાં આવે તે ઘણું જ ગેરવાજબી ગણાય. માટે તેમાં અસલ મુજબ સુધારો કરવો ઘટે. વળી જે જમીનો ચાકરીયાતી તરીકે પળાતી હોય અને જે ઉપર તાલુકદારોનો પાછી લઈ લેવાનો હક છે, તે જમીનો પાછી લઈ લેવા છતાં તે ઉપર તાલુકદારોને ઉત્પન્ન આવતું નથી. કારણ કે ચાકરીયાતોને ચાકરી બદલ આપવામાં આવેલી જમીન પાછી લઈ લીધા પછી પણ તેવા ચાકરીયાતોને રોકડ પગાર આપવો પડે છે. આવી જમીનનું ઉત્પન્ન જે ગામ ખરચનો એક ભાગ ગણવામાં આવે છે તેના ઉપર જમા મુકરર કરવી ન જોઈએ.

લીંબડીના નામદાર દરબાર સાહેબે સાળંગપુર ગામનાં સેટલમેન્ટ રજીસ્ટરની બાબતમાં મી. પી. આર. મહેતા સા.ના ઠરાવથી વિરૂદ્ધ અપિલ કરી હતી તેમાં મિ. જે. ઇ. સી. જ્યુકસ માજી તાલુકદારી સે. ઓ. સાહેબે તા. ૧૪-૧૦-૧૧ના રોજ નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતોઃ—

."પીલ સાહેબના સને ૧૮૬૩-૬૪ના ફેંસલ પત્રકો એમ બતાવે છે કે દરબારી જમીનો મુળ ગામેતીની જમીનો નહિ. પણ આ વાત મુદ્દાથી જુદી છે કેમકે પત્રકમાં દરબારી લખાયેલ છે. મૂળ ગામેતીની જમીનો એમ કબુલ રાખી શકાતું નથી. આવા બધા ફેંસલ પત્રકોમાં જમીન દરબારી લખવામાં આવેલી છે, પરંતુ જે જમીનો સર જેમ્સ પીલ સાહેબની ભલામણ ઉપરથી માફીમાં પળે છે, તે જમીનો ફક્ત દરબારી નથી એમ બતાવવામાં આવ્યું છે. આવી જમીનો ફક્ત દરબારી અથવા જમા ભરનારી, ક્ષેત્રફળમાથી બાતલ કરવામાં આવી છે. આવી જમીનો લાલ શાહીથી બતાવવામાં આવી છે અને સાધારણ રીતે આવી જમીનો લાલ લીટીના નામથી ઓળખાય છે."

*

તાલુકદારો સરકારથી સ્વતંત્ર છે× × × તેઓની જમા અથવા ઘાસ દાણાની બાબત વસુલ કરવા દર વર્ષે ફોજની જરૂર પડે છે. (વોકર રી. પા. ૩૫૫)

× × ×

સરકારનો હક એટલો જ છે કે તેઓ પાસેથી ઘાસદાણાની બાબત લેવી, તે બાબતમાં જામીન આપવાની ફરજ પાડવી અને દેશની સુલેહનો ભંગ કરતાં તેઓને અટકાવવા (વો. રી. પા. ૩૫૨)

મરાઠાઓના આ હક સને ૧૮૦૨ ની ટ્રીટીથી બ્રિટિશ સરકારને મળ્યા. ટ્રીટી પૈકી હકીકત આમ છેઃ—" × × અને સદરહુ ધોળકા પ્રગણામાં જે જે દસ્તુરી, હક્ક, ઇનામ, ધર્માદા આદી હોય તે કાયમ રાખી અમલ કરવો તા ૬ જુન ૧૮૦૨."

ધંધુકા, રાણપુર અને ઘોઘા પ્રગણાના કસ્બાના લોકો જ માત્ર દેશની સર્વોપરી સત્તાની હકુમતને તાબે રહે છે. બાકીનાં ગામ તદ્દન ગરાસીયાની મિલકત છે. (વો. રી. પા. ૩૭૮) એ તો ઘણ કરી કબુલ રાખ્યું છે કે ખંડણી આપ્યાથી ખંડીયાની સ્વતંત્રતા જતી

નથી પેશ્વાએ જે પ્રગણા આપ્યા તેથી ખરી કાંઈ બીજા લોકો જે હક્કો તથા છૂટ ભોગવે છે તે બધ પડતા નથી જુદા જુદા ભોમીયાઓ પાસેથી જમા લેવી એટલો જે તેમનો હક હતો ને જમા લેવા ખાતર જે ઈલાજ લેવાની જરૂર પડે તે સિવાય ધંધુકા રાણપુર અને ધોધા પ્રગણામા ગુગરાશીયાના ગામોમા પેશ્વાના અમલદારાએ કોઈ દિવસ હકુમત ચલાવી નથી

(વો રી પા ૪૦૯)

ભગવાનદાસ કહે છે કે ધંધુકા પ્રગણુ પેશ્વાના ભાગમા આવ્યુ તો પણ ગરાશીયા લોકો પોતાના વતન, ગરાશ અને દરેક હક્ક તથા છુટ તેવીને તેવીજ ભોગવતા હતા ફક્ત એ ઉપરી સરકાર છે તેની નિશાનીમા તેને થોડી ખડણીની રકમ આપતા હતા

(વો રી પા ૪૧૦)

પેશ્વા પહેના મુગલોના વખતમા પણ એવો સ્વતત્ર વહીવટ હતો એકંદરે હકીકત સાફ જણાય છે કે ધંધુકા, ધોળકા, વિરમગામ અને ધોધાની તાલુકદારી ઈસ્ટેટો મુલ્કગીરી ખડણી ભરનારી હતી અને તેજ વર્ગમા તેઓની ગણુના થતી

મરાઠાઓ પાસેથી બ્રિટિશને જે હક્ક મળ્યા છે તે પણ એ જ છે કે મુલ્કગીરી ખડીયા પ્રમાણે આ એસ્ટેટો ગણવી તેમના હક્ક સાચવવા અને ખડણી લેવી

૧૮૧૮ સુધી આ વહીવટ રહ્યો પણ અમદાવાદ જીલ્લાની સ્થાપના થઈ ત્યારથી વહીવટ ચુથાણો.

(૧) ખેડા જીલ્લાના જે ૩૨ ગામો મેવાસી ઠાકોર અને રજપુત તાલુકદારોના રહ્યા તેઓને ઉધડ જમા-બધી આકડો થયો

(૨) અમદાવાદ જીલ્ના નીચે ધોળકા ધંધુકા વીરમગામ અને ધોધા પ્રગણા આવ્યા ત્યાની તાલુકદારી એસ્ટેટોની ગણત્રી જીલ્લાના ઓફીસરોના તર્ક, વિતર્કના ભોગમા આવી પડી અને સને ૧૮૨૧ થી ૧૮૬૨ સુધીમા તેઓના જન્મસિદ્ધ હક ઉપર જાણ્યે અજાણ્યે વખતો વખત તરાપ પડતી ગઈ અને તેમને સરકારનો ઈનામ નહિ હોવા છતા આડકતરી રીતે કેટલેક અશે ખાલસાના વહીવટના કાનુનોની અસર તળે મુક્યા

પરતુ આ રીતે તાલુકદારોની થયેલી ગણુના બીલકુલ ભૂલ ભરેલી છે એવી મુબઈ સરકારને સ્થિત જણાયાથી ૧૮૬૨ થી અમલ સ્થિતિમા લાવવા ઈરાદો જાહેર કર્યો અને કબુલ કર્યું કે અમદાવાદ તાલુકદારો સબધી હકીકત નીચે મુજબ છે

"કોઈપણુ રીતે એમ જણાઈ આવતુ નથી કે એસ્ટેટો ઉપર ખડણી સિવાય બીજી કોઈ પણુ રીતનો બોજો હતો."

આ ગરાશીઆઓને મુગલોએ ઇસ્ટેટના ખરે ખરા માલીક તરીકે કબુલ રાખ્યા હતા અને તેમને ફક્ત સરકારને ખડણી આપવાનાજ લાયક ગણ્યા હતા"

(લે લે પ્રો તા ૭—૩—૬૨)

અમદાવાદ ગેઝેટીયર પાને ૧૫૨ મે જોવાથી જણાય છે કે ભાવનગર અને લીંબડીને સને ૧૮૧૬ મા સાતસાલી પટા આપવામા આવ્યા છે પણ ગામડાની ઉપજમા ભાગ હોવાની વાત મજુર રહી નથી

જમાનો આકડો ઘણો વધી જવાથી તે વસુલ થવો કઠણ થઈ પડયો અને આમરદાર માલીકોને સ્વતત્રતા છોડી કબ્જ કરવાની જરૂર પડી જ્યારે તેઓએ સરકારના હકની આ મોટી ફેરફારી સબધી ફરીઆદ ઉઠાવી ત્યારે પણ તેઓએ અનાજની ઉપજમાથી ભાગ લેવાનો સરકારનો હક મજુર રાખ્યો નહિ એ એવી બીકથી કે જો સરકારનો કાંઈ ભાગ ઠરે તો ગામના વહીવટમા દરમ્યાનગીરી કરવાનો સરકાર દાવો કરે

ગામની ઉપજમા ભાગ નથી તેથી સરકારનો વહીવટ કરવાનો હક નથી એટલા માટે ઉક્ત જમાબધી કરારમા એક એવી મતલબનો કરાર છે

આ હકીકત સ્પષ્ટ કરી આપે છે કે કાઠીયાવાડ મરદારોના તાલુકા જેવા જ આ એસ્ટેટો છે. ભાવનગર અને લીંબડીના ગામો જીલ્લાની હકુમતમા હતા અને છે તેમના જેવાજ હકના હાલના

અમદાવાદના તાલુકદારોનાં ગામો છે. માટે લેન્ડ રેવન્યુ કોડ નીચે તેઓને લાવી જમીન મહેસુલ ભરનારા તરીકે તેઓને ગણી શકાતા નથી.

સરકારના અભિપ્રાય પ્રમાણે તાલુકદારો જે બાંહેધરી માગી શકે તે નીચેના મજબુત ઉપાયો (જમાબધી એગ્રીમેન્ટ)થી યોગ્ય રીતે મળશે.

(૧) સને ૧૮૬૪ અથવા આ એગ્રીમેન્ટ તાલુકદારો સાથે થયા પહેલાની બારખલી જમીન ઉપર જમાબંદી ન લેવી.

(૨) સને ૧૮૬૪ અથવા આ એગ્રીમેન્ટ થયા પછી તાલુકદારો પોતાની જમીન આપી શકે છે. અને એ પ્રમાણે આપવામાં આવે તો તેની જમાબધી તાલુકદારો પાસેથી લેવી અને આપેલુ વચન પાળવું.

(૩) લોકલફંડનો કર જમાબધી ઉપર દર સેંકડે સવા છ ટકા છે તે પ્રમાણે જ લેવો.

મોક્ષ દરબારી જમીનની જમાબંધીના આંકડા માટે નવો ઠરાવ કરવો દુરસ્ત જણાય તો કરવો એટલો જ માત્ર સરકારનો ટ્રીટી હક્ક રહ્યો છે. આ બાંહેધરી કાઠિયાવાડમાં દેશી રાજ્યોની સાથેના ભાવાર્થમાં મળતી છે.

રેવન્યુકોડના અર્થ પ્રમાણે તાલુકદારી જમીન (એલીયેનેટેડ) દુમાલા નથી તેમ (અન એલીયેનેટેડ) દુમાલા નહિ એવી સરકારી નથી. પણ એ જમીન એવી છે કે જેના ઉપર તેઓનો (ક્રાઉન રાઈટ) બાદશાહી હક છે. (બીલના કારણની કલમ ૪ જુઓ) ત્યારે હવે તેમને વરીષ્ટ જમીન ધારણ કરનાર શી રીતે કહેવાય? વળી કાયદાનું મથાળું "વરીષ્ટ ધારણ કરનાર" એ શબ્દથી બાંધ્યું છે પણ તે પ્રમાણે તેઓ છે કે નહિ એ માટેનું એ લખાણ નિર્ણયકારક પુરાવો નથી. ઇન્સાફની કોર્ટ તપાસ કરી નક્કી કરી શકે છે. (સામા બેચર વી. મુંબઈ સરકાર અણીયાળા કાઠી. ના કામમાં.)

જમીન મહેસુલ ભરનારા ગણી અમદાવાદ તાલુદારોને લેન્ડ રેવન્યુ કોડ પ્રમાણે ગણવામાં આવે ત્યારે સને ૧૮૬૪ ના કરારનામામાં છેલ્લે લખ્યું છે કે "તમારા તાલુકાનો કબજો ભોગવટો જેમ અસલથી છે તેમ કાયમ રહેશે." તેનો શું અર્થ?

આ લખાણથી ખ્યાલ આવશે કે સરકારનો પવિત્ર કોલ શું છે. શું તે રદ થઈ શકે?

માજીરાજ્યના હકથી ફક્ત સરકાર ટ્રીબ્યુટ લઇ શકે છે. એ સિવાય સરકારનો બીજો હક નથી. અમદાવાદ તાલુકદારોને, સરકારના ખાલસા ગામોના ખાતેદારની પક્તિમાં લાવી મુકવાથી ગેરઇન્સાફ મળ્યા બરોબર છે. કેમકે કરબાતી, ઠાકોર, મેવાસી એ તો સરકારના રેવન્યુ કોડ નીચે બ્રિટિશ શરૂ અમલથી જ છે.

---o---

# પૂજ્ય સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીજીની

## વસુલાતખાતાના અધિકારી તરીકે કરેલી મુસાફરીની હકીકત

[ ગતાંક પૃ. ૨૧૫ થી ]

મહુવાની કચેરી તપાસતાં કેટલીક સૂચનાઓ આપતાં મરહુમશ્રીએ કહ્યું કે:—

(૧) ગામડીઆ લોકોની સાથેના વ્યવહારમાં લાંબો વિચાર કરવાનો હોય નહીં અને તેમાં ચાણદાર તો એના સતત પરિચયમાં હોય એટલે એને તો વિચાર કરવાપણું ન જ હોય. ચાણદારે લોકોને કહેવું જોઈએ કે તમારે દરબારી જમીનનું આ પ્રમાણે દબાણ ન કરવું જોઈએ. તમારે જોઈએ તો માગણી કરવી. ઓછે દરે દરબાર તમને ભાડે આપશે પણ આવા ધંધા શા માટે કરો છો?

(૨) આજ સુધી આપણે રેલવે બાંધી છે તેમાં કોઈને કોમ્પનસેશન આપવામાં આવ્યું નથી. બારખલી જમીનવાળાને આપતા હતા મૂળ ગરાશીઆઓને તો નહીં જ અને આપણા ખેડૂતની જમીન તો આપણી હતી. એટલે કોમ્પનસેશન આપવાનો રિવાજ ન હતો. ટાઉન પ્લાનીંગમાં વાડીઓમાં જે જમીન જાય છે, તેમાં જોવાનું એ છે કે જમીનની કિંમત આવે તે અને દર સાલ જે ફારમની રકમ આવતી એના પ્રમાણમાં શું તફાવત છે, તે જોવું. જમીન એક માણસે લીધા પછી તેને જો વેચવી હોય તો દરબારને જમીન પાછી આપે અને દરબાર એની રકમ એને પાછી આપે.

(૩) જપ્તી વહીવટમાં જપ્તીની પાસેથી દરબારની રકમ આવી ગઇ હોય છતાં જપ્તીમાંથી ભાગદારોએ લીધેલી રકમ બાકી હોય તો એ ભાગદારો એમ લખી આપે કે અમે અંદરોઅંદર સમજી ગયા છીએ તો જપ્તી ઉઠાડી મૂકવામાં અડચણ નથી. નહીં તો જપ્તી ચાલુ રાખવી જોઈએ.

(૪) આપણા આળસનો દંડ બીજા માણસને થાય છે. અને તે માણસ આખો ને આખો મરી જાય છે. માટે જેમ બને તેમ તુરત તુમારોનો નીકાલ લાવવો અને અહીં જે પ્રમાણે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે નિર્ણય તુરતમાં કરી નાંખવો જોઇએ. તજવીજમાં જો તુમારો ચાલ્યા કરે તો રાજ્ય આખું ચાલ્યું જાય. આ બાબતમાં કારણો બતાવવાં નકામાં છે. ઉપરી જ્યારે તપાસે ત્યારે કારણો બતાવવાં નહીં. પણ જો ખરેખર કામ થઇ શકે તેવું ન હોય તો રિપોર્ટ કરી તેનો ઉપાય બતાવવો. તમારે પાંચ તપાનું આટલું કામ છે તો આસિસ્ટંટને કેટલું કામ હશે તેનો કદી વિચાર કર્યો છે?

મહુવામાં બંગલાવાડી જો કે ગામથી સારી પેઠે દૂર છે છતાં ગામમાંથી તેમજ આસપાસનાં ગામોથી અરજદારોની સંખ્યા ઠીક આવ્યા કરતી. અને શિયાળાની રાત્રીની ઠંડીમાં લગભગ ૯–૧૦ વાગ્યા સુધી સતત ચાર ચાર કલાક અરજદારોને મરહુમશ્રી સાંભળતા. અત્યાર સુધીની મુસાફરીમાં બીજે આટલા પ્રમાણમાં અરજદારો આવ્યા જણાતા ન હતા. અરજીઓનો ત્યાં ને ત્યાં હુકમથી નિકાલ કરી દેવામાં આવતો હતો અને આસિસ્ટન્ટ વસુલાતી મિ. હરિલાલ ભાણશંકર પંડ્યા (હાલ નિવૃત્ત) આ હુકમો ટુંકી નોંધથી લખી લેતા હતા. આટલા વિશેષ અરજદારો એ સ્થાનિક વહીવટી અધિકારીઓની કાર્યદક્ષતાની શિથિલતાનું પણ પરિણામ હતું. મહુવાના મુકામ દરમિયાન મરહુમની પ્રકૃતિ સુધારા ઉપર તો ન હતી. વારંવાર હૃદયનો દુખાવો થઈ આવતો અને એમના લાગણીપ્રધાન મન ઉપર અરજદારોની કથનીની અસર થવાને

પરિણામે એ દુખાવો કોઇ વાર અસાધ્ય લાગી જતો. આવી શારીરિક નિર્બળતામાં પણ મરહુમ સર પ્રભાશંકરે ગામડાંઓની મુસાફરી કરવાનું અને ત્યાં જઈ ગ્રામ પંચાયતો સંબંધી કહેવાનું છોડી દીધું નહિ. બીજે દિવસથી પાછી ગામડાંની મુસાફરી શરૂ કરવામાં આવી હતી અને પહેલાં કુંભણ ગયા હતા. કુંભણમાં ખેડૂતોને પૂછતાં જણાયું કે ત્યાં સાત હજાર વીઘાં જમીન છે, તેમાં પાંચ હજાર ખેડવાણ અને બાકીનો ખરાબો છે. આઠ હજાર રૂપીઆ ફારમ છે. અને આખા તપાની ફારમ ૧ લાખ ૪૧ હજાર છે.

કુંભણનાં ખેડૂતોને ખાસ કરીને ગ્રામપંચાયત સંબંધી, ત્યાંની સ્થિતિ અને સંયોગો પ્રમાણે કહેવામાં આવ્યું. ગામમાં મેળ નથી એવું માલમ પડતાં "અધિકારી કરતાં તમારા ગામના પંચો સારા" એ પ્રમાણે ભારપૂર્વક શિખામણ આપવામાં આવી હતી. કોઇ પણ તપાનું ગામ કે ગામડું એવું નહીં હોય કે જ્યાં મરહુમે ગ્રામપંચાયત, કરજ વગેરે સંબંધી સ્થાનિક સંયોગો અને સ્થિતિને ધ્યાનમાં લઇ માર્ગદર્શક વિવેચન નહીં કર્યું હોય! પોતાની આખી મુસાફરી દરમિયાન ખેડૂતોની સ્થિતિ સુધારવાના માર્ગોની અને દરેક ગામને સ્વાશ્રયી બનાવી દેવાની સતત વિચારણા અને સતત ઉપદેશના એમણે ચર્ચા કરી છે. અને આ બાબત એમના હૃદય સાથે કેટલી વણાઈ ગઈ હતી એ કુંભણમાં એકઠા થયેલા ખેડૂતો આગળના એમના વાણી પ્રવાહથી સહજ પ્રતીત થાય છે.

કુંભણની થાણા ઓફીસ તપાસવામાં આવી. આ તપાનું કામ ઘણું ચડી ગયેલું હતું. તેમ તુમારો પણ સારા એકઠા થયા હતા. થાણદાર સાહેબને એ બાબતની પૃચ્છા કરતાં એમણે પણ કામ ચડી ગયું છે એ હકીકત માટે દિલગીરી દર્શાવી હતી. "આટલી બધી બેદરકારીનું શું પરિણામ આવે" એમ તેમણે થાણદારને પૂછ્યું હતું. "નોકરીમાંથી રજા આપવામાં આવે." એમ કહી થાણદારે પોતાની ભૂલ અને બેદરકારી માટે માફી માગી હતી. વસુલાતી આસિસ્ટંટ સાહેબને આંહીના તુમારોનો સત્વર નીકાલ થઈ જાય એવો પ્રબંધ કરવાની તેઓ સાહેબે સૂચના કર્યા પછી, ગામના જે લોકો ત્યાં આવ્યા હતા તેમને ગ્રામપંચાયત સંબંધી વાત કરતાં કહ્યું કે:—

"હું આંહી આવ્યો છું અને મારી ઇચ્છા છે માટે તમારે હું કહું તેની હા ન પાડવી. મહારાજની ઇચ્છા છે કે કોઈની પાસે પરાણે હા ન પડાવવી. તમારી ઇચ્છા હોય તો તમારે કરવું. ગ્રામ-પંચાયત એટલે આખા ગામનો વહીવટ દેવા હું અહીં આવ્યો છું. અંદર અંદરનો તમારો કજીયો કંકાસ મટી જાય, અધિકારીઓ ટેં ટેં કરે નહીં અને મહારાજને પણ જોવા આવવાનું મન થાય. તેઓ રાજી થાય. ગામનું બધું કામ લોકો જ કરે. કોઇ વચ્ચે આવે નહીં. માત્ર થાણદાર ઉઘરાત કરવા જ આવે. સિવાય ઘરભેણી વગેરેનાં કામો પણ ગ્રામપંચાયત કરે. તે એટલે સુધી કે પોલીસ પણ તમે નીમી શકો. માત્ર જેને નીમો તે કામ કરી શકે એવા હોય એટલા માટે પોલીસ ઉપરીને પૂછવું કે આ માણસને અમે નીમીએ છીએ. રેવન્યુ ખાતાના ચોકીદારોને પણ તમે નીમી શકો, એટલે જે કામો થાણામાં થાય છે તે બધાં કામો તમારે કરવાં. કોઈએ બગાડ કર્યો હોય તો તમે તેને શિક્ષા કરી શકો. અને એ તો એવું થયું કે જે સત્તા દરબાર ભોગવે છે તે તમે ભોગવો. બીજી વાત તમને એ કહેવાની છે કે કરજ દરબારશ્રીએ કાઢી નાંખ્યું છે. પણ પાછું થયું છે કે નહીં? જો થયું હોય તો વરસનો પાક આવે ત્યારે આપી દેવું જોઈએ, જે કરજ થયું હોય તે પાકમાંથી નહીં આપી દેવામાં આવે તો ત્રણ વરસે બમણા રૂપિયા થશે. અને દરબારને એથી અફસોસ થશે. જો તમારા ગામમાં ગ્રામપંચાયત હોય તો તેને ખબર પડે કે કયો ખેડૂત કેટલું કરજ કરે છે, શા માટે કરજ કરે છે અને કોનું લે છે? અત્યારે દરબાર તગાવી આપે છે પણ ગ્રામપંચાયત હોય તો થાણદારને બદલે તે ચિઠ્ઠી કરી આપે એટલી તગાવી મળે. ગ્રા. પં. જાણી શકે કે આ ખેડૂતને આટલી રકમની જરૂર છે. અને તે વધારે માગે તો ના પાડે. થાણદાર શું સમજે? કોઇ

ઝાડાઇ કરતો હોય તો તેને પણ તમે પકડી શકો એટલે એને પણ લાભ, એના છોકરાને પણ લાભ અને ગામને પણ લાભ હવે પાછા જો તમે કરજમા પડશો તો દરબાર કાઇ નહીં કરે દરબારે લાખ્ખો રૂપિયા છોડી દઇ તમારૂ કરજ મટાડયુ છે એટલે હવે જો ફરી ખાડામા પડશો–ખાડામા તો ભેંસો પડે માણસ હોય એ ન પડે માણસ થઈને ડોબા થાય તો પછી એનામા અને આપણામા શુ ફેર–તો બચી શકવાના નથી દરબારના બધા હક્કો તમને મળે છે તો શા માટે નથી લેતા? દરબાર બધા હક આપવા માગે છે પણ તમારાથી ઉપડી શકે એટલા લેવા તમને ફાસીએ ચડાવવાની રજા જોઇતી હોય તો આપવા ખુશી છુ પણ તેની તમને હીંમત જોઇએ ગામનો મેળ ન થતો હોય તો બીજી વખતે તમે ગ્રા. પના માણસો બીજા પમદ કરો એટલે એની મેળે મેળ થઇ જાય આખા તળાજા મહાનમાં લગ ભગ બધે ગ્રામપચાયત છે ઉંચડી, દીહોર વગેરે વગેરે ગામોમા છે લોકો આનદ કરે છે અને ફરીઆદ નથી, આહી ખેડૂતો કેળવાયેલા છે એમ કહો છો એટલે વધારે કજીયો અને ફરીઆદો છે માટે કાયદા બાજી છોડી દઇ ખેતરબાજી કરો એટલે સુખી થશો હું તમને પૂછુ છુ કે જેટલાને ગ્રા પ ન લેવી હોય એટલા ના કહો તમને ફાયદો થાય એવુ લાગે તો જ લ્યો ઓથામા હું ગયો ત્યારે મેં એમને સમજાવ્યુ અને પ્રેમ ગઈ કાલ જ મહુવે અરજી લઈ આવ્યા હતા એમ જે માણસ સમજે તેને હુ સમજાવવા માગુ છુ તમારે મહારાજથી ન બીવુ, મારાથી ન બીવુ અને થાણદારથી ન બીવુ આપણે જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ દયા વધારે છે માટે બીવુ નહી હું અહીં આવ્યો છુ વસુલાતીનો અધિકાર લઇને પણ મન પહેલાનું લઇને આવ્યો છુ માટે તમારા મનમા જે હોય તે મને કહીદો ગ્રા. પ મા એકાદ વેપારી પણ લેવો કે જે હિમાબ બરાબર રાખે વેપારીને પણ ગ્રા. પથી ફાયદો છે કેમકે ગ્રા પ થાય તો સહકારી મડળી પણ થાય મડળી જેટલા રૂપિયા ભેગા કરે એટલા દરબાર આપે છે અને વેપારી પણ પોતાની મુડી એમા નાખે તો તેને બીજે કયાઈ વ્યાજ લેવા જવુ ન પડે અને ખેડૂતો કરજમુક્ત થયા હોઇ એના ઘરમા ઘણુ રહેશે એને ગોળ, ઘી, ખાડ, કપડા વગેરે લેવાનુ સહજ મન થશે અને તે વેપારીને ત્યા આવશે એટલે વેપારીની સ્થિતિ પણ સુધરશે જે ગામમા સંપ ન હોય તેની સ્થિતિ ન સુધરે અને પછી અમલદારો લાકડીઓ લઈ આવે આ તમારે શા માટે કરવુ જોઇએ? મહારાજની તો મેં કહ્યુ તેમ ઇચ્છા છે કે ગામનો વહીવટ ગામ કરે મહારાજ તો પોતાની સત્તા ગ્રામપચાયતને આપવા માગે છે આ કરતા વધારે તમારે શુ જોઇએ છીએ? તમે સ્વરાજ્ય માગો છો તો દરબાર તમને સ્વરાજ્ય આપવા માગે છે શા માટે તેની તમે ના પાડો છો?

તમારે તમારા ગામમા દરેક વસ્તુ ઉત્પન્ન કરવી કે જેથી પડખેના ગામે તમારે લેવા જવી ન પડે હવે તમારી કોઠિયોમા તમે અનાજ નાખી શકો એવી તમારી સ્થિતિ થઇ છે ઘઉં, જાર, બાજરો, કઠોળ, શાક વગેરે તમે ઉત્પન્ન કરી શકો છો એટલે અનાજને માટે તો તમારે બહારગામ જવુ ન જ પડે દરબારની તો એવી ઇચ્છા છે કે દરેક ખેડૂત પાસે ઓછામા ઓછી એક વાડી અને તેમા એક કુવો હોવો જોઈએ અને તેની તમે માગણી કરો તો દરબાર મદદ આપવા ખુશી છે દરબારે ભાડ કુવાને બધાવવાનો નિશ્ચય કર્યો છ ગયે વરસે ઢસા, તળાજામા ભાડકુવા કરાવી દેવામા આવ્યા છે આ વરસે આખો ગઢડા મહાલ લેવાનો છે અને પછી ક્રમે ક્રમે આખા રાજ્યમા ભાડકુવા તૈયાર થઈ જશે, એટલે જો વાડીયુ હોય તો ખાવાની વસ્તુઓ તમારે બહારગામથી લાવવી નહીં પડે જે વસ્તુ ન થતી હોય તે બીજે ગામથી લાવવી પડે અહીં કપાસ ન થતો હોય તો તે લાવી પીંજી, કાતી, વણી ગામે કપડા પેદા કરવા હમણા તો તમને આ કામ કઠણ પડશે પણ માટીમાથી રૂપિયા કરવા હોય તો મહેનત

કરવી જોઈએ. ગ્રામપંચાયત થાય તો આ બધું એની મેળે થશે.

ત્યાર પછી વેપારીઓ અને ખેડૂતોના સંબંધ પરત્વે મરહુમે વિવેચન કરતાં એ સંબંધની અગત્ય ઉપર ભાર મૂકયો હતો. ખેડૂતોને કરજમુક્ત કર્યા પછી વેપારીઓ ખેડૂતોને ધીરધાર ઓછી કરે છે. સર પ્રભાશંકરે લગભગ દરેક સ્થળે કહ્યું હતું કે વેપારીઓ વગર કોઈ રાજ્ય ચાલી શકે નહીં કારણકે સારામાઠા વરસે ખેડૂતોને ટકાવી રાખનાર વેપારીઓ જ છે. લાખ્ખો રૂપિયા કોઇ રાજ્ય ખેડૂતોને આપી શકે નહીં. એ કામ તો વેપારીઓનું જ છે. એટલે વ્યાજના માફકસરના દરે જો વેપારીઓ ખેડૂતોને નાણાં ધીરે તો એ જ વરસની આવકમાંથી ખેડૂતો વેપારીની લેણી રકમ ભરી શકે. એમણે કહ્યું કેઃ—

"હું વેપારીઓને કહું છું કે દરબારની તીજોરી ભરી દેનાર ખેડૂતો તમને રૂપિયા નહીં આપે એવી શંકા લાવવાનું કારણ નથી. તમે તેનો કોઈ દિવસ વિચાર કરી જોયો છે? તમે ચોપડે ગમે તેટલું ચડાવો પણ એની શકિત નહીં હોય તો કાંઈ મળવાનું નથી. કોર્ટમાં તમે એને લઈ જાઓ તો પણ તમને કાંઈ ન મળે. માટે તમે વ્યાજનો દર એવો રાખો કે એ પૈસા ભરી શકે અને ફરી પણ તમારી પાસેથી જ લે. પચાસ આપીને પોણોસો ન લખો તો મારી ખાત્રી છે કે તમારા હક્ક પણ ખેડૂતો ભરી દેશે, પણ સવાયા દોઢા માગો તે તો ન મળે. જેના ચોપડામાં આવી રીતે મોટી રકમો છે તે આવવાની નથી. હમણાં તો સરકારમાં એવો ધારો થવાનો છે કે ખેડૂતોને પણ દેવાળું કાઢવાની છૂટ આપવી. પણ અહીં તો એવો વિચાર જ ન થઇ શકે. તમારા સ્વાર્થનો પણ દરબાર વિચાર કરે છે, માટે વ્યાજનો દર ઓછો રાખો તો પરિણામે તમને જ લાભ છે. ખેડૂતોની ખરીદ કરવાની શકિત વધશે એટલે એ તમારે ત્યાંથી માલ ખરીદશે. પણ એની પાસે કાંઇ ન હોય તો શું લેવા આવશે? માટે મારી ઇચ્છા છે કે ખેડૂતો અને વેપારીઓ વચ્ચે સારો સંબંધ બંધાઈ જાય. ખેડૂતોને તગાવી તો દરબાર આપે છે. પણ વિવાહ, દહાડો કે એવા પ્રસંગે એને વેપારીની પાસેથી રૂપિયા લેવા પડે છે. જેમ તગાવી ગ્રા. પં.ની ચિઠ્ઠીથી મળે તેમ આ રકમ પણ ગ્રા. પં. અપાવે અને વરસ પૂરૂં થયે તગાવીની જેમ વેપારીની રકમ પણ ખેડૂત ભરી દે. એટલે એને પૈસા માટે ક્યાંઈ બહાર જવું ન પડે. આથી વેપારી અને ખેડૂત બન્નેનું સુધરે અને ગામનો વહીવટ પણ બરાબર ચાલે. વાણીઆઓને કાઢી મૂકવાની મારી ઇચ્છા નથી. દરેક ગામે વાણીઆની તો જરૂર જ છે. પણ એણે સમજવું જોઇએ. ગામમાં ઢેઢ પણ કામનો છે અને એક સળી પણ ઉપયોગી છે તો પછી માણસ કામ ન લાગે? માટે ગામમાં વાણીઆની પણ જરૂર છે. આમ થાય તો ગામ એક કુટુંબ જેવું થઈ જાય. હું તમને અત્યારે જ ગ્રા. પં. લેવાનું નથી કહેતો પણ જો તમને મારી વાત ગમી હોય તો વહીવટદારને ચિઠ્ઠી લખી મોકલજો તો હું ઘણો ખુશી થઇશ. મહારાજ તો ઘણા જ ખુશી થશે. હું અત્યારે તમને દેવા આવ્યો છું, માટે લેવાનો જ વિચાર કરજો. પાછળથી હાથ જોડી આવવું પડે એમ ન થવું જોઇએ."

ત્યાર પછી કુંભણ ગામના ભાડકુવા સંબંધી વાત નીકળતાં કહ્યું કેઃ—

"તમારા ગામમાં જેટલા ભાડકુવા ખોદવા હોય તેની અરજી કરો. અંદાજ કરીને કુવાવાર અરજી કરવી" આ માટે ખેડૂતોને લીસ્ટ કરવાનું કહેવામાં આવ્યું. ખેડૂતોએ કહ્યું કે અમને જ રૂપિયા અને પહાણા વહેવાને માટે એક ખટારાનો બંદોબસ્ત કરી આપો. એનું પેટ્રોલ વગેરેનું જે ખર્ચ થશે તે અમે આપીશું. ગાડાંથી પહાણા વહેવા માટે પહોંચી શકાય નહીં. ખેડૂતોની આ માગણી સંબંધી આસિ. વસુલાતીને મરહુમે કહ્યું કેઃ "ખેડૂતોની આ માગણી વિચારવા જેવી છે. જો યોગ્ય જણાય તો આખરે આબાદી ખર્ચમાંથી અને તેમ ન બને તો ફેમીન રીલીફમાંથી આ ખર્ચ કરવું. આ એક પ્રકારનું પ્રીવેન્ટીવ મેજર છે."

ફારમના વધારા સંબંધી ચર્ચા થતાં કહેવામાં

આવ્યુ કે "મહુવા અને તળાજામા જ માત્ર વધ્યુ છે, પરંતુ ન ખમી શકે એવી જમીનનું ઘટાડયુ છે. અને દરબારશ્રીને તો એકદર જે રકમ મળે છે તે જ મળે છે જમીનની મગદુર જોઇતે કર્યુ છે અને ધારો કે અત્યારે વધ્યુ છે તો અત્યાર સુધી ઓછા દરે ઉપયોગ કર્યો તેનુ શુ? માટે એમા કાઇ ન થઈ શકે તેમ દરબારશ્રી ફરીવાર ગામની મર્વે પણ ન કરી શકે આમા દરબારે ભૂલ કરી નથી પણ જો ભૂલ કરી હોય તો જ્યા કમતી કર્યુ છે ત્યા પણ ભૂલ કરી હોત! પરંતુ એમ નથી છતા જમીન મૂકી દ્યો અને સુખડી આપીને લેનાર બીજા નીકળે તો સમજવુ કે ફરીઆદ ખોટી છે. છતા ચડી ગયુ લાગતુ હોય તો ભાગબટાઈ કરીએ. પણ હુ તમને કહુ છુ કે જેવી દયાથી મહારાજ તમારી તરફ જુએ છે, એવી ભકિતથી તમે રહેશો તો ભાવનગરની પ્રજા કોઈ દિવસ દુખી થવાની નથી. મને ખોટુ અને સાચ ઉપર રીસ છે એવા માણસોની ભાવનગરમા જરૂર નથી. માટે તમને કહુ છુ કે જે વાત બની શકે તેવી હોય તેની માગણી કરવી. અશકયની નહીં."

ત્યાર પછી ખેડૂતો સાથેની ચર્ચાને પરિણામે એમણે કેટલીક સૂચનાઓ આપી હતી કે.—

(૧) માણસોને ધક્કા ખાવા પડે તે હુ ધક્કા ખાઉ છુ એમ મને થાય છે.

(૨) બધા મહાલોમા ૮૦ વીઘાનુ ખાતું છે તેને બદલે વીઘોટીના દર ઉપર ઠરાવ્યુ હોય તો કેમ? એમ કરવાથી ખેડૂતનુ ગુજરાન થઈ શકે કે નહીં તે જોવાનું છે.

(૩) જમીનના અદલાબદલામા ચોથની રકમ માફ કરવી. જમીનના ટુકડા અને દરની રકમ સરખી હોય અને જમીન એક સાથે થતી હોય ત્યા

(૪) ગ્રા. પ. વાળા ગામે (દા. ત કોજળીમા) અકસ્માત કે એવુ કાઇ થાય તો પચાયત, પચાતનામુ કરી શબને બાળવાની રજા આપી શકે પોલીસને બદલે પચાયતને એ છુટ આપવી જોઇએ આ છુટ જેટલી મુખીને હોય એટલી પચાયતને આપવી.

(૫) ગામડાની નિશાળોમા અંત્યજના છોકરાઓને નિશાળના ટાઈમ બહાર ભણાવવા એટલે ધીમે ધીમે એમ અત્યજ છોકરાઓ દાખલ થઇ જશે આ સંબધમા નાનાભાઇને પણ કહેવુ

કુભણની કાર્યવાહી ઉકેલ્યા પછી બપોરના બે વાગ્યાને શુમારે કોજળી પહોચ્યા હતા ગ. રા હરજીવન કાલિદાસ મહેતા કોજળી ગ્રા પ. ના પ્રમુખ છે અને એમની દેખરેખ નીચે આ ગામની પચાયત સારી ચાલે છે. કોજળી પહોચ્યા પછી ઉતારામાં ખેડૂતો એકત્ર થયા હતા. એમની સાથે વાતો કરી હતી શરૂઆતમા ગ્રામપચાયતને અગે ચુટણીની બાબત વિષે ચર્ચા કરતા સર પ્રભાશકરે કહ્યુ કે "ઇલેકશનના સિદ્ધાતમા તડા પડવાની વાત છે. માટે મારી તો એવી ઇચ્છા છે કે ગામને પસંદ પડે તેવા માણસો ગ્રામપચાયતમા નીમવા, અને ન પસંદ પડે તો કાઢી મૂકવા દરબારશ્રીની ઇચ્છા છે કે દરેક ગામે પચાયત થઈ જાય. પસાયતા તમે રાખો અને દરબાર જેમ હુકમ કરે છે તેમ હુકમ કરો. મારે ગોહું રાજ્ય ચલાવવું તો તમારે એ રીતે તમારા ગામનુ રાજ્ય ચલાવવુ. તમારે તગાવી જોઈતી હોય તો ગ્રામપચાયત તમને ચિઠ્ઠી કરી આપે અને એ સિવાય રૂપિયા જોઇતા હોય તો ગ્રામપચાયતનો સદ્ધર આસામી તમને યોગ્ય દરે અપાવે. એ રીતે ગ્રામપચાયત માર્ફત લ્યો તો તમારે વધારે વ્યાજ પણ ન આપવુ પડે." ત્યાર પછી સહાયકારી મડળી અને વાડી તથા કુવાની ભલામણ કરતાં ઢોરઉછેર સબધી વિચારો દર્શાવતા કહ્યુ કે "મહારાજને ઢોર ઉછેરની બહુ ખત છે. આ ગામે ગાયો બહુ નથી પણ ભેંસના કરતા ગાયો રાખવામા આવે તો તમને આર્થિક રીતે સારો લાભ થાય ગાય ૮-૧૦ શેર દૂધ આપે પણ જો તેને સારૂ ખાણુ આપવામા આવે તો ખુબ દૂધ વધે. દર વરસે આ રાજ્યમા ત્રણ લાખના બળદો લેવા પડે છે એટલા રૂપિયા તમારા બચી જાય. મહારાજની તો એવી ઇચ્છા છે કે પોતે જ્યાં જાય ત્યા લોકોની ફરીયાદ ન થવી જોઇએ. તમે એમને

જોયા છે? પોતે હસતે મોઢે ફરે છે કે મારા જેવા ઉદાસ મોઢે? તેમણે મને કહ્યું છે કે હું જેમ હસતે મોઢે ફરૂં છું તેમ મારા લોકો પણ હસતે મોઢે ફરે એવું કરી દો. અને એટલા માટે તો હું આ ઘરડે ઘડપણ તમારી પાસે આવ્યો છું. એમની એવી પણ ઇચ્છા છે કે ખેડ બરાબર થતી નથી, એટલા માટે એક આખું ગામ ટ્રેકટરથી ખેડી દેવું. અને લોકોને ફાયદો થાય તો પછી બીજે વરસેથી તેઓ પોતાની જાતે ખેડે. અત્યારે એક દિવસના ત્રણ રૂપિયા આપવા પડે છે. પણ મારો વિચાર છે કે એ કે તે કરતાં ઓછા કરવા. અત્યારે એક જ ટ્રેક્ટર છે પણ તેમાં વધારો કરવા વિચાર છે અને ટ્રેકટરથી ખેડાણ કરવાથી ફાયદો થાય તો પછી આખા સ્ટેટની ખેતી એ રીતે કરાવી શકાય. જે ગ્રામપંચાયતને આ વાત કબૂલ હશે ત્યાં જઇને મફત ખેડી દઇશ. ગ્રામપંચાયતવાળા ગામમાં આ પ્રયોગ કરવાનું કારણ એ છે કે જે ગામમાં ગ્રામપંચાયત નહીં હોય ત્યાં એકમત નહીં હોય."

કુંજળીમાં રા. રા. હરજીવનદાસ કાલિદાસ મહેતાને ત્યાં ભોજન અને વિશ્રામ લઈ રસ્તામાં ગામો જોતા રાત્રે મહુવા આવ્યા હતા. રસ્તામાં છગનવાવ આવે છે. ત્યાં મહુવાના નગરશેઠ હરિલાલભાઇ વગેરેના પ્રબંધથી થોડો વખત રોકાવાનો કાર્યક્રમ હતો. આ સ્થાન મનોહર છે. અને મુસાફરોને માટે આશીર્વાદરૂપ છે. જ્યારે રેલવે ન હતી ત્યારે આ જગ્યાનું મહત્વ સવિશેષ હતું. અને મહુવા સાથે વેપાર કરનારા કાઠિયાવાડના વેપારીઓ, ગાડાંઓ, વણઝારાઓ, યાત્રાળુઓ વગેરે અહીં અવશ્ય મુકામ કરતા હતા. મરહુમ છગન શેઠના કુટુંબીજનો, મહુવાના આગેવાન ગૃહસ્થો અને નગરશેઠ તરફથી અહીં પ્રેમપૂર્વક સર પ્રભાશંકરનું સ્વાગત થયું હતું. મહુવા રાતે પહોંચ્યા પછી પણ અરજદારોને સાંભળવામાં આવ્યા હતા અને કેટલીક ઉપયોગી સૂચનાઓ રાજ્યના ખાતાના ઉપરીઓ તરફ લોકોની માગણીઓને અંગે તુરત કરવામાં આવી હતી. મરહુમની આ મુસાફરીમાં એક નિયમ જ હતો કે લોકો તરફથી જે યોગ્ય માગણીઓ કરવામાં આવી હોય તે સબંધી જે જે ખાતાને લગતી હોય તે ખાતાને તરત જ લખવામાં આવતું હતું. અને તેનું શું કરવામાં આવે છે તે હકીકત જાહેર કરવાનું પણ સાથે સાથે કહેવામાં આવતું કે જેથી જે યોગ્ય અને શક્ય માગણી હોય તો તેનો તુરત અમલ કરવામાં આવે. તુમારી કામોમાં પણ આવાજ પ્રકારનું ધોરણ રાખવામાં આવ્યું હતું.

(૧) વાઘનગરની થડોથડ ઓતરાદી બાજુ ભાદરોડી નદીનું નવું નહેરૂં પડયું છે તેથી ગામને નુકસાન છે અને એટલા માટે પાળો બંધાવવાની ગામ લોકોએ માગણી કરી હતી. આ સંબંધમાં એટલે એન્જીનિયર ખાતાને એસ્ટીમેટ વગેરે કરી તે સંબંધમાં શું થઇ શકે એમ છે એમ પૂછવામાં આવ્યું હતું, તેમ મહુવા તપાના માળીઆ ગામે ધોવાણ થાય છે ત્યાં પાણીનો ધક્કો કરવાને માટે પણ એ ખાતાને એસ્ટીમેટ વગેરે તૈયાર કરી જાહેર કરવાનું લખવામાં આવ્યું હતું.

(૨) અમૃતવેલ રોડથી આથમણી બાજુ રેલવેએ નાળાં મૂકવાનું નક્કી કર્યું છે. પણ હજી મૂકાયાં નથી, તો તે સબંધમાં શું હકીકત છે તે જણાવવા માટે રેલવે એન્જીનિયરને પુછવામાં આવ્યું.

(૩) મહુવા પ્લાન્ટેશનનાં ચેઝ-ભુંડ પંખેના વાઘનગરની સીમને રંજાડ કરે છે તે સબંધમાં યોગ્ય બંદોબસ્ત કરવાનું કહેવામાં આવ્યું હતું.

(૪) મીઠું પકવનારા અગરીઆને એનું મહેનતાણું વખતસર મળી જવું જોઇએ. માટે તેઓ જેટલું મીઠું પકવે તેટલા મીઠાનું મહેતાણું તેઓને આપવું જોઇએ અને ઇજારદારને કહી દેવું કે એ શરતે ઇજારો રાખવો હોય તો રાખે નહીં તો ઇજારો છોડી દે.

મહુવાથી તા. ૨૧ મી એ વીકટર જતાં રસ્તામાં ડુંગર થાણું તપાસવામાં આવ્યું હતું. દરબારી ઉતારામાં ગામના ખેડુતો તેમજ વેપારીઓની ઘણી સારી સંખ્યા એકઠી થઇ હતી. થાણા ઓફીસ તપાસતાં મરહુમે કેટલીક સૂચનાઓ આપતાં કહ્યું કેઃ—

(૧) ખોટાં બ્હાનાં કાઢનારાઓને શિક્ષા થાય છે.

માટે ખુલાસો કરવો તે વિચારીને કરવો ખોટો ખુલાસો નાલાયકી સાબીત કરે છે આળસને માફ થઈ શકે છે પણ ખોટાને નહીં

(૨) એક જ બાબતના બે ત્રણ ઠુમારો કરવા, ઠીક છે કે તેમા કાંઈ ફેરફાર કરવાની જરૂર છે દાખલા તરીકે એક ખોરડુ દરબાર દાખલ કરવાનો ઠુમાર હોય અને તે જ ખોરડાનો ગેરધારાસર જેનો કબજો હોય તેટલી મુદ્દતનુ ભાડુ વસુલ કરવાનો ઠુમાર હોય

(૩) હું તો ઘરડો માણસ છુ એટલે આ જોઈ રહુ છુ પણ દીવાન સાહેબ જો અહીં આવશે અને આ બધુ જોશે તો પછી શુ સ્થિતિ થશે એ હું કાઇ કહી શકતો નથી હુ તો વસુલાતી ઉપરી તરીકે આ બધુ સહન કરૂ છુ

થાણા ઓફીસનું કામ તપાસ્યા પછી જે લોકો ત્યા એકત્ર થયા હતા તેઓને ઉદ્દેશીને સર પ્રભાશકરે કેટલીક વાતો કરી આ ગામે ગ્રામપચાયતના વિચારોને બદલે તેમણે વેપારીઓ, ખેડૂતો પાસેથી ભારે વ્યાજ લે છે તેના ઉપર ખાસ ભાર મૂક્યો વેપારીઓને પૂછવામા પણ આવ્યુ કે તમે કેટલું વ્યાજ લ્યો છે એક વેપારીએ ૨૫ ટકા સુધી વ્યાજનો દર લેવાનુ કહેતા સાથે સાથે તે દરની યોગ્યતાનું પણ સમર્થન કર્યું હતું એટલે પછી મરહુમે વેપારીઓ અને ખેડૂતોના સબધની બાબતોને સ્પર્શ કરતા જણાવ્યુ કે —

"આજ જે વાત હુ કહેવા આવ્યો છુ તે વેપારીઓ અને ખેડૂતો બન્ને સમજી લે દરબારના તો બને બાળકો છે પણ એમનો સબધ બરાબર સરખો થવો જોઈએ પણ વેપારી ૨૫ ટકા વ્યાજ લે અને તે પણ એ રીતે કે પહેલા જ સવાયા લખે, જે ત્રણ વરસમાં બમણા થાય એ તો ન જ બની શકે હવે જેને ખાવા રોટલા નથી, પહેરવા લુગડા નથી તે શી રીતે એ રકમ આપી શકે ? મહારાજનો તો વિચાર એવો છે કે વેપારી અને ખેડૂતનો એવો સબધ કરી નાખવો કે બન્નેને રૂપિયા મળે એટલે વેપારીઓએ વ્યાજના દરમા ઘટાડો કરવો પડશે અને ખેડૂતોએ બની શકે એટલા ઓછા રૂપિયા એમની પાસેથી લેવા જોશે તો જ એ સબધ સુધરશે હવે હુ તમને વેપારીઓને પૂછુ છુ કે તમે એમની પાસેથી કેટલુ વ્યાજ લેવા ઇચ્છો છો ? દરબારે પહેલા પોતાના રૂપિયા છોડી દઈને તમારા રૂપિયા પતાવ્યા છે દરબાર જેમ દયા રાખે છે તેમ વેપારીએ પણ સમજીને માણસ થવુ જોઇએ માટે હું તમને ફરી પૂછુ છુ કે કેટલુ વ્યાજ લેશો અને આપશો એટલા જ લખશો કે સવાયા લખશો તે કહો ? તમારે ચોપડામા લખી રાખેલી મોટી રકમો જોઇએ છીએ કે જે બરાબર હોય તે જોઇએ છીએ ? વેપારી પણ દરબારની પ્રજા છે અને જરૂરની પ્રજા છે કારણકે કરજ માફ થયુ છે એટલે ખેડૂતો વીઘોટીના રૂપિયા તો આપી શકે એવી સ્થિતિમા છે પણ દરબારના રૂપિયા આપ્યા પહેલા ખેડૂત બીજે માલ વેચવા જાય તો એ ખેડૂત ચોર છે એમ હુ સમજુ છુ એટલે આટલી દયા છતા જો ખેડૂતો એમ કરે તો હુ સમજુ કે એના ઉપર પરમેશ્વરની કૃપા નથી હવે ખેડૂતો ભરી શકે એવી સ્થિતિમા છે ખેડૂતોના વ્યાજના ૨૦ લાખ માફ થયા છે× હુ કોઈ વેપારીને નુકશાન કરવા નથી માગતો પણ ખેડુત તમને લીધેલા રૂપિયા બરાબર આપી શકે એવો પ્રબધ કરવા માગુ છુ અને તેમાં દરબાર વેપારી અને કણબી ત્રણેને લાભ છે

દરબાર તગાવી તો આપે છે પણ બીજે પ્રસગે વાણિયા પાસેથી રૂપિયા લીધા વગર છુટકો નથી તે વખતે વાણીઓ એમ માની લે કે ઠીક હાથ આવ્યો છે તો એ રૂપિયા વાણીઆના મળે નહિ અને જાય દરબારની વીઘોટી જેટલુ લગભગ વ્યાજ આપવુ પડતુ એ બધ થયુ છે એટલે હવે ખેડૂત દરબારની વીઘોટી ન આપી શકે એવુ હું માનતો નથી પણ વાણિયા ચક્રવૃદ્ધિ વ્યાજનું વ્યાજ ગણે

× આ વખતે ડાઝમેરનો દાખલો મરહુમે આપ્યો હતો ને અભાડ અપાઇ ગયો છ

એટલે બે ત્રણ વરસમાં બમણા થઈ જાય. વળી કેટલાક સવાયાના સવાયા કરે છે એ ખેડૂતની મગદૂર છે કે આપી શકે? તમારા રૂપીઆ આવતા નથી અને તેઓ રોટલા વિનાના રહે છે. જો કે તમારી પાસે ખેડુત બીવારણના રૂપિયા લેવા નહીં આવે પણ બાયડી લાવવી હશે તો લેવા આવશે. કણબી પાસે ધાન ખાવા ન હોય પણ બાયડી લાવવામાં પાંચસો રૂપિયા ખરચશે. એ તેમણે પણ સુધારવું જોશે. હવે આ રૂપિયા જો તમે ખેડૂતને યોગ્ય દરે આપો તો તમને ન મળે એમ હું માનતો નથી. પણ તમે મને કહો કે કેટલું વ્યાજ લેવા માગો છો? તમે બે ટકા એની પાસેથી લેવાની વાત કરો છો પણ લેશો કોની પાસેથી? આપી શકે તેની પાસેથી બાર આના અને ન આપી શકે તેની પાસેથી ત્રણ ગણું વ્યાજ? પણ હું તમને કહું છું કે જો આ ગામમાં વેપારીઓ વેપારી તરીકે નહીં રહેતા હોય તો હું આ ગામમાં દરબારી દુકાન કાઢીને વ્યાજે રૂપિયા આપીશ, પછી તમે શું કરશો? હું કાંઈ ધારો કરવાનો નથી. લાકડીએ મારવાનો નથી પણ મારે તો તમારો અને એમનો સંબંધ સુધારવો છે એટલા માટે આ પ્રયત્ન કરી રહ્યો છું. મારે દરેક ગામે ગ્રામપંચાયત અને સહાયકારી મંડળી કરવી છે. અને સહાયકારી મંડળી દરબાર ધારા પ્રમાણે ધીરશે પછી તમેં ક્યાં જશો? માટે મારી વાતનો વિચાર કરો. સાથે સાથે હું ખેડૂતોને પણ કહું છું કે લીધેલા રૂપિયા જે ખેડૂત આપતો નથી તે કોઇ દિવસ ઉંચો આવતો નથી. દરબારને તો વેપારી અને તમે બન્ને સરખા છો, માત્ર તમારી ઉપર દયા છે કારણ કે તમે વધારે ગરીબ છો. પરંતુ તમારે જોઇએ તે કરતાં એક પાઈ પણ હરામ ગણી વધારે લેવી નહીં. દરબાર તમને તગાવીના રૂપિયા બહોળે હાથે આપે છે અને તે માટે તમારે થાણાદાર પાસે જવું પડે છે. પણ ગ્રામપંચાયત થયો તો તમારે ત્યાં પણ ન જવું પડે. ગ્રામપંચાયત જ તમને પૈસા આપે. વળી એને ખબર પણ હોય કે આ સાચું માગે છે કે ખોટું એટલે તમને યોગ્ય રકમ જ મળે. તમારે ધક્કા મટશે અને બે રૂપિયા ખરચ પણ બચશે. ગ્રામપંચાયતથી લાંચ લેવાય નહીં કારણ કે પાંચ માણસો ભેગા થઇને લાંચ લઈ શકે નહીં. ગ્રામપંચાયત તગાવીની રકમ વરસ આખરે દરબારને પાછી આપે એટલે એમાં દરબાર અને ખેડૂત બન્ને સલામત. હું પૂછું છું કે ગ્રામપંચાયતમાં વેપારી શા માટે ન હોય? જો ભરોસો મેળવ્યો હોય તો લોકો કહે કે આ શેઠને લીધા હોય તો સારૂં. કારણ કે નામું જાણે અને હિસાબ બરાબર રાખે. તેમ કણબી અને શેઠનો સબંધ જળવાઇ રહે. એટલે મારી ઈચ્છા એવી ખરી કે ગામમાં વાણીઓ સારો, જરા ઠીક અને ગમે તેવું કરે તેવો ન હોય તો તેને લેવાથી લાભ થાય. અને તમારાં નાણાંની સલામતી પણ જળવાય."

ત્યાર પછી ઢોરઉછેર સબંધી વિવેચન કરતાં કહ્યું કે "દરબારની ઇચ્છા છે કે રાજ્યમાં સારા વાછડા થાય તો ખેતીના કામમાં લાગે. ભેંસના પાડાનું શું થાય છે? તેનું પાપ કોના ઉપર? એ પાપને લઇને તમારી આ સ્થિતિ છે. માટે ભેંસો જેમ બને તેમ ઓછી કરી ગાયો રાખો. દરબાર પોતે પોતાની ગાયો રાખે છે અને ટકે દસ દસ શેર દૂધ આપે છે. દરબાર બે ત્રણ ગામ વચ્ચે એક ખૂંટ પણ આપે છે. તમને ધણી એવા મળ્યા છે કે તે કશાની ના પાડી શકે એવા નથી. તમે જોયા તો હશે! કેવા હસતા મોં વાળા છે? એમણે મને કહ્યું છે કે દરેક ગામે દરેક ખેડૂતને એક કોસનો કુવો હોવો જોઈએ. કારણ કે દુષ્કાળ આવે ત્યારે વિધોટી માફ થાય પણ ખવરાવવું શું? કુવાથી ઢોર પણ બચે અને ખેડૂત પણ બચે. દરબારની વીઘોટી જાય તો ભલે જાય પણ ખેડૂત તો બચેને! ભાવનગરનો રાજા કોઈ દિવસ વાણીઓ થાય એવો એ નથી.

તમે કહો છો કે અહીં ખારૂં પાણી નીકળે છે અને પાણીને તથા પાકને મેળ નથી. પણ દરબાર એવું કરશે કે અહીં ક્યા ક્યા પાકો કરવા કે જેથી જમીનને અને પાણીને મેળ થાય. તમે કુવા કરવાનો વિચાર કરશો તો દરબાર આબાદીના રૂપીઆમાંથી તમને મદદ આપશે. જેમની પાસે ભાડકુવા હોય તેમણે બંધાવી લેવા જોઈએ. દરબારે ઘમા તપામાં બધા ભાડકુવા બંધાવી દેવાનો વિચાર કર્યો છે. પણ એને ઘણાં વરસ લાગે. એટલે જ્યાં ખરેખરા ભાડકુવા થઈ ગયા હોય એમણે અરજી કરવી કે તરત તે થઇ જાય. વળી ટ્રેક્ટરથી જો તમે તમારી જમીન ઉંડી ખેડો તો એમાં ઓછા વરસાદે પણ સારો પાક

થાય, એમ કહે છે. દરબારશ્રીની એવી ઇચ્છા છે કે દરેક મહાલમાં એક ગામ મફત બેડી દેવું જેથી એ ગામને માથે વાવવા અને નીંદવાનું જ કરવાનું રહે. દરબાર ચાર પાંચ ટ્રેક્ટરો લેવાના છે. એ અજમાવી જોવું છે તેમાં જો લાભ થશે તો વધારે લેશું. અને તમને પણ જો લાભ લાગશે તો તમે પણ ખર્ચ આપીને લેશો. હવે હું થાકી ગયો છું. પણ દરબારની ખાસ ઇચ્છા છે કે ખેડુત સારી સ્થિતિમાં આવે એટલા માટે એમણે મને અધિકારી બનાવીને મોકલ્યો છે કે તું જા અને તને ફાવે તેમ કર પણ પ્રજાની સ્થિતિ સુધાર. એનો ખરો ઉપાય ગ્રામપંચાયત છે, ગ્રામપંચાયતમાં જે ખેડુત, વેપારી હોય તેને પણ રાખવો. એ તમારૂં અને તમે એનું જાણો અને એમ કરતાં કરતાં બન્નેનો સુખરૂપ સબંધ થઇ જાય.

હવે મારી તમને એક વિનતિ છે કે અહીં જેઓ આવ્યા હોય તે બીજાઓને જઈને કહે કે દરબારની ગ્રામપંચાયત આપવાની ઇચ્છા છે. પોલીસ ઉપર, રેવન્યુના ચોકીદાર ઉપર તમારી સત્તા, કોઇએ ખેતર ચરાવી દીધું હોય તેને વળતર આપવાની પણ તમારી સત્તા, રેઢિયાર માણસોને કાઢી મૂકવાની પણ સત્તા, લેણદેણ પતાવવાની અને દંડ કરવાની પણ સત્તા તમને ગ્રામ પંચાયતમાં મળે છે. પણ તમારાથી સાચવી શકાય એટલું લેવું પણ જો ગ્રામપંચાયતમાં પક્ષો કર્યા કરશો તો તે ચાલશે નહીં. એવા બગડી ગયેલા ગામનો વહીવટ પછી કોણ કરે ? માટે એવા એક જ ગામે હું એક જ થાણાદાર નીમવા માગું છું. ભલે એવા વધારે થાણાદાર રાખવા પડે પણ થાણાદાર નીમાવાની ધાસ્તીને લીધે બીજી ગ્રામ-પંચાયતો તોફાન કરી શકશે નહીં દરબારને જુલમ નથી કરવો પણ સારૂં રાજ્ય કરવું છે. નહીં તો ગામડે ગામડે ફરીને તમારૂં કરજ શા માટે ફીટાડે ? જે કામ સરકાર નથી કરી શકી તે કામ આવા બાળક રાજાએ કર્યું છે. એને તમારાં મગજ નથી જોતાં. એને તો તમારૂં હૃદય જોઈએ છીએ. મગજ તો હજારો રૂપિયાના પગારો આપીને એ મેળવશે. એને તમારી ભક્તિ જોઇએ છીએ અને ભક્તને તો પ્રભુ પણ આધીન છે એમ કહેવાય છે, તો મહારાજ પણ તમને આધીન થશે."

ડુંગરનું ભાષણ પૂરૂં કર્યા પછી નીચેની બાબતોની ચર્ચા પોતે કરી હતી.

(૧) કોઈ ખેડુત પોતાનો ભાગ સહ ભાગીદાર વગર બીજાને વેચી ન શકે એ બાબતમાં ફેરફાર થવાની જરૂર છે અને તેનો ખાસ વિચાર કરવો જોઇએ

(૨) ડુંગરના સધીઓ પાસે રૂ. ૫૫૦) બાકી હતા. તે રકમમાં મૂળ આવી ગયા હોય તો હાલની રકમ માફ કરવા ભલામણ કરવી. આ ગંખણી તુમાર સં. ૧૯૫૬ થી ચાલે છે, તેનું છેવટ કરવું.

ડુંગરથી મોટર રસ્તે તા. ૨૧-૧-૩૮ ને રોજ પોર્ટ વીકટર ગયા હતા. મરહુમના રાગી કવિ દુલા ભાયા કાગનું મજાદર ગામ વીકટરથી આશરે માઈલ દોઢ માઈલ છે. એમનાં કાવ્યોનો અહીં ઠીક રસાસ્વાદ મળ્યો હતો, અને બીજે દિવસે કવિ કાગ મરહુમને "એક વિનતિ કરે," તે પહેલાં જ એમને કહ્યું કે "હું ખુશીથી તમારે ત્યાં જમવા આવીશ." પોતાના મનની ઇચ્છા ફલિત થઈ એ જાણી કવિ કાગને ઘણો આનંદ થયો અને બીજે દિવસે રાત્રે મજાદર જવાનું થયું. મજાદરમાં કવિ કાગને ત્યાં ગામનાં બધાં માણસો આબાલ વૃદ્ધ સર્વ એકઠાં થયાં હતાં અને એ બધાને મરહુમનાં દર્શનથી અતીશય આનંદ થયો હતો. ત્યાર પછી રોટલા, ખીચડી, કઢી, દહીં વગેરે રાત્રી ભોજન લેવામાં આવ્યું હતું અને ગામના દરેક માણસને મરહુમ તરફથી એક એક રૂપિયો આ પ્રસગની યાદગીરી નિમિત્તે કવિ કાગની દ્વારા આપવામા આવેલ હતો. પોતાના અગત્યના કામ પ્રસગે અને વિશેતતઃ તો મરહુમ સર પ્રભાશકરની સાનિધ્યમાં એવા કાર્ય નિમિત્તે રહી શકાય એવા શુભાશયથી ગઢડાવાળા મોહનલાલ શેઠ પણ અત્રે આવ્યા હતા. વીકટરથી પીપાવાવની જગ્યા જોવા સાંજે મરહુમ ગયા હતા અને ત્યાં પણ આસપાસનાં માણસો એકત્ર થયાં હતા. અત્યાર સુધીની મુસાફરીના પ્રમાણમાં પોર્ટ વીકટરમાં અરજદારોની સખ્યા ઓછી હતી વીકટરથી એક દિવસ તા. ૨૨ મીએ રાજપરડા જે ગ્રામપચાયતનું ગામ છે ત્યાં ગયા હતા. આ ગામ આખાનો ઉત્સાહ ઘણો હતો અને લોકોએ, સ્ત્રી પુરૂષ બાળકોએ મરહુમનું પાદર સુધી આવી અતી પ્રેમપૂર્વક સ્વાગત કર્યું હતું.

---

# ગુજરાતનાં કરારનામા

## રેવાકાંઠા એજન્સિ

(પુસ્તક ૧૧, અંક ૪, પૃ. ૨૮૯ થી)

**બ્રિટિશ સરકાર તરફથી રેવાકાંઠા તથા જીલ્લે પાવાગઢના પોલિટિકલ એજન્ટ જે. પી. વીલોબી, સરકાર અલીઝાં બહાદુર દોલતરાવ સીંધીઆ સાથે ઠાકોર કેસરીસીંગ અભેસીંગ તથા તેમના પુત્ર દીપસીંગ, મેવાસી ગામ મોજે કંજરીના,-કંજરી પ્રગણે હાલોલનાએ મહા શુદ ૮ સંવત ૧૮૮૨ તા. ૧૫ મી ફેબ્રુઆરી સને ૧૮૨૬ ને રોજ સારી ચાલનું ફેલજામીન ખત લખી આપેલું તે.**

અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશીયારીથી સરકારને લખી આપીએ છીએ તેમાં નીચે લખેલી કલમોની સરતો છે, તે હંમેશ સુધી અમને અમારા ભાયાતોને અથવા અમારા ઝાંપામાં રહેનારા અથવા તેના પરાં, મોવાડા, વાડા અથવા વાસના નામથી જે કહેવાય છે, તેના રેહેવાસીઓ અથવા હથીઆરબંધ માણસોને કબુલ મજુર છે.

### કલમ ૧

ઉપર લખેલા ગામોમાં અથવા અમારા વહિવટી જમીનમાં હાલ જે અમલ બેઠેલો છે તેનો આદર કરી તથા તેના હુકમને એકદમ માન્ય કરી અમે સલાહ સંપથી ચાલીશુ. એજન્ટ સાહેબ, જમાબંધી બાબત, ઘાસ દાણા વગેરે હકો આજસુધી સરકારને ભરેલા છે તે બાબત જે બંદોબસ્ત ઠરાવશે તે અમારે કબુલ છે અને તે પ્રમાણે વર્ષો વર્ષ અમે રકમ ભર્યા કરીશુ. ઉપરવાડની જમીન અમે ખેડીએ છીએ તેની ઉપર અસલ રિવાજ પ્રમાણે જે દાણ લેવાતું હશે તે તથા વાંટા વગેરેની જમીન ઉપર જે સલામી ચડતી હશે તે વર્ષો વર્ષ આપ્યા જઇશુ. અસલ વહિવટ પ્રમાણે હકદારોના હક પણ અમે આપીશુ.

### કલમ ૨

સરકારના રાજ્યમાં રૈયત પ્રમાણે અમે રહીશું અને અમારા ધંધા રોજગાર તથા ખેતી પોતપોતાની ચલાવીશું. અમે દુશ્મનાવટ કરીશું નહી અથવા ટંટામાં સામેલ થઈશું નહી, અથવા સરકાર, તાલુકદાર કે જમીનદારના કોઈ માણસ જોડે સલાહનો ભંગ કરીશું નહી તેમજ અમે માંહોમાંહે પણ લડીશું વઢીશું નહી. હાલ જે સરકારનાં થાણા છે તે તથા હવે પછી કરવામા આવે તેમાંથી જે હુકમ આવશે તેને માનીશુ.

### કલમ ૩

ગરાસ, વાંટા, દાણ, રખાવા બાબત તથા સરકાર તાલુકદાર કે જમીનદારના ગામોમાં વસનારા માણસો ઉપર જે અમારો દરદાવો હશે તેમાં જે જે ગામમાંથી લ્હેણું નીકળતું હશે તેનો સવિસ્તર હિસાબ એજન્ટ સાહેબને અમે આપીએ અને એજન્ટ સાહેબ તપાસ કરી ઇનસાફ પ્રમાણે તે બાબત જે નક્કી કરશે તે હમેશ સુધી અમે ને અમારા ભાઇઓ કબુલ રાખશું. એ હકોમાંથી સરકાર જેટલો ભાગ અમને આપશે તે અમે ઉપકાર સાથે લઇશું. અમારી અને બીજા કોઈની વચ્ચે કોઇ વખત સીમાડાની તકરાર નીકળશે તો તે વાત એજન્ટને જાહેર કરીશું, અને તે સાહેબ જે વાજબી નજરે ઠરાવશે તે અમારે કબુલ છે.

### કલમ ૪

અંગઉધાર નાણા ધીરી ગરાસ, જમીન, કે ગામ ઉપર અમારો કબજો થએલો હોય તેની તજવીજ કરી કરજનો જેટલો ભાગ વાજબી ઠરે તે આપવા બાબત સરકાર જે ઠરાવ કરશે તે અમે માનીશું, એવી જમીન, ગરાસ અને ગામ ઉપરથી અમારો હાથ ઉઠાવીએ છીએ. તેમના માલિક

અથવા રહેવાસીઓ સાથે રૂબરૂ કંઇ તકરાર અથવા ટટો કરીશું નહી; કોઈ સાથે અમારી લેણદેણમાં વાંધો પડશે તો તે વાત સરકારને કાને નાખીશું અને સરકાર વચ્ચે પડી જે ચુકાદો કરશે તે કબુલ કરીશું. ગામના લોકો જોડે કંઈ તકરાર કરશું નહી અને સરકારના ઠરાવથી વધારે માગીશું નહી અને કોઇ ગામ ઉપર વધારે ખરચ નાખીશું નહી.

કલમ પં

સરકારને જાણ પડે કે કોઇ ગામ અથવા જમીન જોર જુલમથી અથવા વગર હકે અમે લઈ લીધી છે તો તે વાતનો હુકમ આવે ત્યારે તે પાછી આપવી, અને હવે પછી સરકારની આગળથી પરવાનગી મેળવ્યા સિવાય કોઈ ગામ, જમીન, પસાયતું, અથવા ગરાસ, કૃષ્ણાર્પણ, ગીરો, અથવા વેચાણમાં અમને આપવાના દસ્તાવેજો લખાવી લઈ અમારે કબજે લઇશું નહી.

કલમ ૬

અપરાધી અથવા બહારવટીઆ સરકારના તાલુકદાર, કે જમીનદારના ગામોમાંના કોઈ જોડે હમે વ્યવહાર રાખીશું નહી, કોઈ ચોર અથવા લુટારાને આશરો આપીશું નહી તેમ અમારા ગામોના કોઇ માણસો તરફથી મળવા પણ દઇશું નહી. અમે તેમને ઉતરવાને જગા અથવા ખાવાનું આપીશું નહી અથવા અપાવા દઇશું નહી, તથા એવા જ પ્રકારના માણસો અમારા હાથમાં આવશે તો પકડી સરકારને સ્વાધીન કરશું. અમે તેઓ જોડે વ્યવહાર રાખીએ છીએ એવું સાબીત થાય તો તે માણસો અને ગુનાની જવાબદારી અમે આપીએ અને સરકાર જે દંડ બેસાડે તે ભરીએ. ચોરની પગલી અમારા સીમાડામાં અથવા અમારા ગામમાં નીકળે તો તે અમારે બીજે ગામ પહોંચાડી આપવી ને તેના ઉપર ચોરી સાબીત કરી આપવી તથા એમ ન કરીએ તો ચોરને પકડી લાવી ચોરેલો માલ હાજર કરીએ અમે ચોરની સંગતમાં રહીશું નહીં. તેમ અમે જાતે ચોરી કરીશું નહી. અમારી જાણમાં કંઈ ચોરી અથવા અપરાધ બીજા કોઈ ગામના તરફથી થએલો આવશે તો તે વાતની ખબર જલદી સરકારને પહોંચાડીશું અને ન પહોંચાડીએ તો તેની ગુન્હેગારી આપીએ. સરકાર, તાલુકદાર અથવા જમીનદારના તાબાના ગામમાં અમારા ગામનું કોઈ, ચોરી અથવા ગુનો કરવાના ઈરાદાથી જઈ ચડે તો તેના જવાબદાર અમે છીએ અને તે કામ કરતાં પકડાય અને તેમાં માર્યો જાય તો તે ગામ ઉપરથી અમારે રણવટીઆના હક્ક ઉપરથી હાથ ઉઠાવવો; અને અમે તે દાવો કરીએ નહીં, એટલું જ નહી પણ કોઇ બીજાને પણ કરવા દઇએ નહી.

કલમ ૭

ગરાસ, રણવટીઆ, વેચાણ, અથવા અમારા ગામોમાં હાલ રહેતા તથા હવે પછી રહેવા આવેલા કોઇ ગરાસીઆના પસાયતાના હકમાં હરકત થાય અથવા અટકાવે તો તેની દાદ સરકારને જણાવીએ, અને લોકો ઉપર તેના તરફથી સીધો બખેડો થવા દઇએ નહી; એ કામમાં અમે કસુર કરીએ અને તેથી નુકશાન પહોંચે તો તેના જવાબદાર અમે છીએ, અથવા ગુન્હેગાર ગરાસીઆને સરકારના હાથમાં આપી દઇએ. હાલ જે અમારે ત્યાંના રજપૂત અને કોળીઓ છે અથવા હવે પછી રાખીએ તેમનો એવો બંદોબસ્ત કરીશું કે કોઈ જગાએ અમારા ઉપરના દાવા બદલ જ્યાં સુધી તેઓ ચાકરીમાં છે અને રજા મળી નથી ત્યાં સુધી તેઓથી કોઈ જગાએ ફીસાદ થઇ શકે નહી, નહીં તો તેના પરિણામનો જવાબ અમે આપીએ.

કલમ ૮

અમારી વંશપરંપરાની જમીન અથવા મિલકત અથવા ભાઇએ ભાગ, ગીરાસ, વાંટો, પસાયતું, વગેરે રણવટીઆના કરજ બદલ અથવા બક્ષિસથી આપેલું જે હશે તે કરજ બદલ અથવા મોબદલાનો બરોબર બંદોબસ્ત કર્યા વગર તે અમે પાછું લઈશું નહીં. અસલ રીવાજ પ્રમાણે અમારા ભાયઓના અથવા બીજા માણસોના જે ગીરાસ અને ઓઝદા છે તેમાં અમે વાંધો લઇશું નહીં અથવા હરકત કરીશું નહિ.

નહી. એ બાબતમાં અમે કંઇ ફેરફાર કરવાના નથી પણ ઉપલી એક પણ બાબતોમાં ટંટા પડશે તો તે વાતની ફરીઆદ એજન્ટ સાહેબને ત્યાં કરીશું અને એજન્ટ સાહેબ ઇનસાફને અનુસરીને જે કરશે તે અમારે કબુલ રાખવું. અમારા ગામના મોટા શાહુકારો, બ્રાહ્મણો, અથવા ગરીબ લોકો જે રહેતા હશે તેના ઉપર નકામો જુલમ પાડીશું નહી અથવા તેમને હરકત, હિલ્લો કરીશું નહીં.

કલમ ૯.

દેશમાં આવતાં જતાં વેપારી વણજારાઓને કંઇ દુઃખ દઇશું નહી, પણ મોટા રસ્તા ઉપર બરોબર બંદોબસ્ત રાખીશું. અમારી હદમાં તેઓને કંઈ નુકશાન થાય તો નુકશાન કરનાર માણસોને હાજર કરીએ અથવા તેનો જવાબ દઇએ ઘણા દહાડાના જુના વહીવટ પ્રમાણે વેપારીઓ પાસેથી જેટલી ગદાઇ લેવામાં આવે છે તેથી વધારે લઇશું નહી અને એ બાબત હવે પછી કંઈ વાંધો પડનાર નથી.

કલમ ૧૦.

સરકારના નોકરીઆત તથા સરંજામને અમારી હદમાં તેઓ ઉતારો કરે તો આશરો આપીશું; તથા અમારા સીમાડા સુધી ક્ષેમકુશલ તેમને પહોંચતા કરવાને વળાવા આપીશું આ બાબતમાં મુલક સિરસ્તા પ્રમાણે ચાલવામાં અમે કસુર કરનાર નથી.

કલમ ૧૧.

સીધી, આરબ, મકરાણી અથવા પરદેશીઓની સીબંધી અમારે ત્યાં હશે તે કાઢી મુકવી અને હવે પછી તેવી જાતના લોકોને અમારે ત્યાં નોકર રાખીશું નહી; અને કોઈને પણ નોકર રાખવા દઈશું નહી. આજ પછી આ કરારથી અમે ઉલટા ચાલીએ છીએ એવું સાબીત થાય તેની ગુન્હેગારીનો દંડ આપીએ અથવા સરકાર જે સજા ઠરાવે તે ખમીએ.

કલમ ૧૨.

નામદાર કંપની સરકારની મરજી પ્રમાણે પરમીટ અથવા છાપ વગરનું અફીણ ખુલ્લું અથવા છુપુ જવા આવવા અમારે દેવું નહીં. એ બાબત અમારી હદમાં ખરેખરો બંદોબસ્ત રાખીશું અને વગર રંવનું અફીણ માલમ પડશે તો તે પકડી સરકારને રિપોર્ટ કરીશું અફીણના વેપાર બાબત સરકાર જે કંઈ હવે પછી બંદોબસ્ત કરે તે પ્રમાણે અમારે ચાલવું.

કલમ ૧૩.

ઉપલી કલમો સિવાયના જે કાંઇ હુકમો સરકાર તરફથી આવશે તે પ્રમાણે અમારે ચાલવું અને તજવીજના કોઇ કામમાં સાહેદી માટે હાજર થવાનું જરૂર હોય તો તે માણસને અમે હાજર કરીએ.

કલમ ૧૪.

અમારા ગામમાં સરકાર તરફથી મહેતો અને સીપાઈ હાલની કબુલાત બરોબર પળાય છે કે નહી તેની તપાસ રાખી રિપોર્ટ કરવાને રાખવામાં આવશે, તો જે બનશે તે અમે તેને જાહેર કરીશું તથા સરકાર જે બાબતની ખબર મંગાવશે તેનો ખરેખરો હેવાલ આપીશું.

કલમ ૧૫.

આ કબુલાત અમને અમારા વારસોને સૂર્ય, ચંદ્ર તપે ત્યાં સુધી કબુલ છે. તે માટે અમારી કજા રજાએ અમારો છોકરો જીવતો હોય તો સરકારની મંજુરી તથા જાણથી અમારી ગાદીનો વહિવટ તેને મળે. જો કોઈ છોકરો, યા વારસ ન હોય તો, તથા એકાદો દત્તક લેવાની અમારી મરજી હોય તો તે બાબત સરકારને અરજી કરીએ અને સરકારના ઠરાવે ચાલીએ.

આ પ્રમાણે પંદર કલમો કબુલાતની થઇ છે, અને તે પ્રમાણે બરાબર રીતે હંમેશ અમે ચાલીશું અને તેમાંનું કંઈ તોડીએ તો સરકાર સજા કરે તે અમારે કબુલ છે અને તે પ્રમાણે બરોબર ચાલવાની બાંહેધરીમાં અમારી વતનની જમીન, ગીરાસ અને બીજી મીલકત સાનમાં લખી આપીએ છીએ. અમારી સારી ચાલના હાજરીના જામીન અમે વળી આપીએ છીએ અને ઉપર લખ્યા પ્રમાણે અમે ચાલીશું. બ્હારોટ, હમીરસીંગ દેવીભીંધ, મહેતાપસીંગ કાલીદાસ, હાલોલ પ્રગણે ગામ મોજે કંજેરીના રહેનાર જામીન

છે અને અમારા આડ જામીન વાંગદરા પ્રગણાના સુરનેજ ગામના માલેક પગી, નારણભાઈ ઉદેસીંગ તથા વડોદરા પ્રગણાના સાકુરડા ગામના માલેક બ્હારૈયા અવલસીંગ કરયા છે, તેઓ તેમના ઠરાવ પાળશે અને સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી તેમ કરી અમોને ઉપકાર કરશે અને તેને બદલે તેઓની માલ મિલ્કત જવાબદાર છે.

(સહી) ઠાકોર કેસરીસીંગ અભેસીંગ ઉપર લખ્યું સહી.

પોતાના તરફથી પોતાના છોકરા દીપસીંગ, ભાઇઓ અને ચાકર નફર વગેરે પોતાના તાબાના તરફથી.

---

### જામીન થનાર બ્હારોટે કરેલી કબૂલાત.

અમે અમારી રાજી ખુશીથી ઉપલી કબુલાત લખી આપનારા શખશો તરફથી સારી ચાલ તથા હાજરીના જામીન થયા છીએ.

(સહી) બ્હારોટ હમીરસીંગ દેવીસીંગ
(સહી) બ્હારોટ મહેતાબસીંગ કાલીદાસ મોજે કંજેરીના

---

### આડજામીન થનારાઓના એકરાર.

રાજી ખુશીથી તથા અક્કલ હુશીઆરીથી અમે હંમેશાં વર્ષો વર્ષના અને દર પેઢીના ઉપર લખેલા પ્રમાણે ચલાવવાના સરકારને આડ જામીન થયેલા છીએ અને તે પ્રમાણે ચાલીશું; અને તે પ્રમાણે ચલાવવા વિશે અમારા કુળ ઉપર લખ્યા પ્રમાણે નહીં ચાલે તથા સરકારની મરજી પ્રમાણે સરકારને રાજી નહી રાખે તો અમે એકમતે એકજતે તેનો જવાબ આપીએ; અને તે બાબતના અમારી જમીન મિલકત વગેરે જામીન છે. આ કબુલાત ખરી અને સાચી છે.

(સહી) પગી જીતસીંગ પતુભાઈ સુરનેજના
,, નારણભાઈ ઉદેસીંગ બાકરોલના.
,, બ્હારીઆ બાવાભાઈ અવલસીંગ સાકરડાના.

---

## મહીકાંઠા

સને ૧૮૦૭માં હંમેશના બંદોબસ્તનો કાઠીઆવાડમાં જે ચાલ થયો હતો, અને જેથી કરીને મુલકગીરીની વખતે આગળથી ઉધાર આપવું પડતું હતું તેની જરૂરીઆત મટી ગઈ તેથી તે બંદોબસ્ત દેશ અને લોકોને એવો ફાયદાકારક માલમ પડયો કે *મહિકાઠામાંના ગાયકવાડના દાવાની બાબતમાં તેમ* કરવાનો પછી જલદી ઠરાવ થયો; એ જાતનો પ્હેલો બંદોબસ્ત ગોરેસરના રાજાએ પ્રથમ કર્યો. સને ૧૮૧૨ સુધી એવા બંદોબસ્ત થયા નહોતા કે જેથી રાજાઓએ પાછલાં દશ વર્ષની સરાસરી ગણી ગાયકવાડનો હક આપવાનું કબુલ કર્યું. આવા બંદોબસ્તથી ગાયકવાડના દરદાવાનો નીકાલ થયો પણ ઇડરના રાજાઓ જે પેશકશી લેતા હતા તથા કોળી રાજાઓ ચોથાઈ ઉઘરાવતા હતા તે બાબત તો એમની એમ રહી. સને ૧૮૨૦માં જ્યારે કાઠીઆવાડ અને મહિકાંઠાની ઉપજ ગાયકવાડે અંગ્રેજ સરકારને સ્વાધીન કરી ત્યારથી મહિકાંઠાનો અમલ અંગ્રેજ સરકારથી જ થાય છે.

સને ૧૮૩૯માં કાઠીઆવાડની પેઠે મહિકાંઠામાં પણ ફોજદારી ઈન્સાફ માટે એક કોર્ટ કહાડી, તેમાં પોલીટીકલ એજન્ટ, બે અથવા ત્રણ એસેસરોની મદદથી ભયંકર ગુન્હાની તથા જે કામમાં જુદાજુદા રાજ્યની રૈયતનો સંબંધ હોય તે કામની તપાસ કરે. સતી, સમાધ વગેરે દેહશુદ્ધિનાં રૂપો અને તેમના ધગધગતા ગોળા વિગેરે ઝીંચકવાનું અંગ્રેજ સરકારે જાહેરનામું કરી મહિકાંઠામાં બંધ કર્યું છે.

મહિકાંઠાનું ક્ષેત્રફળ ૪૦૦૦ ચોરસ માઈલ છે વસ્તી ૩૧૧૦૪૬ની છે અને તે ઘણા જ ન્હાના રાજાઓના અમલ તળે છે તેમાં મોભાદાર ઇડરનો રાજા કહેવાય છે. કુલ ઉપજ ૫૧૪૦૦૦ની છે તેમાંથી ગાયકવાડને ૧૨૯૪૮૩ રૂપીઆ મળે છે.

ઇડર—મોગલ તરફના નાયક જોધપુરના અભયસીંગ રાજાએ ગુજરાતમાં થોડીવાર કારભાર કરયા પછી તેના બે ન્હાના ભાઇ આનંદસીંગ અને રાય-

સીંગે તેના નામના જોરથી ઇડરનું સંસ્થાન કબજે કરી લીધું. જીત મેળવી ગુજરાતમાં વસનારાઓમાં આ છેલ્લું રાજ્ય છે. ઈડર સંસ્થાનમાં ઈડર અહમદનગર મોડાસા બાયડ, પ્રાંતીજ તથા વીજાપુર પ્રગણા હતાં અને બીજાં પાંચ પ્રગણાં ખંડીયાં હતાં. દેશના માલિક રજપૂત લોકો જોડે ઘણી લડાઇઓ ચાલતી તેમાંની એકમાં આનંદસીંગ માર્યો ગયો, અને તેનો ન્હાનો પુત્ર પોતાના કાકા રાયસીંગને આધારે ગાદીએ બેઠો. એ રાયસીંગ થોડા વખતમાં વગર પ્રજાએ મરણ પામ્યો. શીવસીંગના અમલમાં પેશવાએ પ્રાંતીજ, વિજાપુર, તથા મોડાસા, બાયડ પ્રગણા પાછળથી અંગ્રેજ સરકારને આપ્યાં. ઇડરનો બીજો અડધો ભાગ ગાયકવાડ સરકારને ત્યાં ગયો ને ગાયકવાડ સરકારે વર્ષની ઉપજમાંથી કંઇક ભાગ લેવાનું કબુલ કર્યું અને તે પાંતી સને ૧૮૧૨માં બંદોબસ્ત થયો ત્યારે રૂ. ૨૪૦૦૧ ઇડરની તથા રૂ. ૮૯૫૨ અહમદનગરની નક્કી ઠરી. શીવસીંગ સને ૧૭૯૧માં મરણ પામ્યા ત્યારે તેને પાંચ છોકરા હતા તેમાંનો વડો બાહદુરસીંગ ગાદીએ બેઠો પણ થોડા દીવસમાં તે મરણ પામવાથી તેના દશ વર્ષના દીકરા ગંભીરસીંગને ગાદી મળી.

શીવસીંગના મરણ પછી કુટુંબમાં કલેશ ચાલ્યો તેથી ઇડર છુટું પડયું; શીવસીંગનો બીજો પુત્ર સંગ્રામસીંગને તેના બાપે અહમદનગર જાગીરમાં આપ્યું હતું તે લઇ સ્વતંત્ર થયો અને તેની મદદથી શીવસીંગના બીજા બે પુત્રો જાલમસીંગ તથા અમરસીંગ એઓએ લાંબુ યુદ્ધ કરી ગંભીરસીંગની બાલ્યાવસ્થામાં મોડાસા તથા બાયડ એકેક લઇ લીધું પાંચમો પુત્ર ઇંદ્રસીંગ આંધળો હતો તેને શુર તથા બીજાં ત્રણ ગામો ખરચમાં મળ્યાં.

અહમદનગરના રાજા સંગ્રામસીંગ સન ૧૭૯૮માં મરણ પામ્યા અને તેમનો પુત્ર કરણસીંગ ગાદીએ બેઠો. સને ૧૮૦૬માં મોડાસાવાળા જાલમસીંગ અપુત્ર મરણ પામ્યા ત્યારે મોડાસા પાછું ઈડરમાં દાખલ થવું જોઈતું હતું પણ તેની વિધવાએ ગાયકવાડની સલાહથી કરણસીંગના ભાઇ પ્રતાપસીંગને ખોળે લીધો અને તેના મૃત્યુથી સન ૧૮૨૧માં મોડાસા અહમદનગરમાં દાખલ થયું હતું, તથાપિ ગંભીરસીંગે તે ઉપરનો દાવો કોઇ દિવસ ઉઠાવ્યો નહીં. બાયડના અમરસીંગના અપુત્ર મરવાથી બાયડ ઉપર ઇડર અને અહમદનગર બન્નેએ દાવો કર્યો એ તકરારની તપાસ મહિકાંઠાના પોલીટીકલ એજન્ટે સન ૧૮૨૭માં કરી અને એક કરાર થયો તેમાં અને ઈડર અહમદનગરની તકરાર નક્કી થવાથી ઇડરે મોડાસા અને બાયડના બે ભાગ ઉપરથી હાથ ઉઠાવ્યો અને બાકીનો ત્રીજો ભાગ અહમદનગરને મળ્યો.

ઈડરના ગભીરસીંગ સન ૧૮૩૩માં મરણ પામ્યા અને તેમની પછી તેમનો છોકરો જુવાનસીંગ ગાદીએ આવ્યો. જુવાનસીંગની બાલ્યાવસ્થામાં અંધેર કારભાર ચાલવાથી અને મુખ્ય અમલદારોની લુચ્ચાઇથી ગભીરસીંગની વિધવાએ અંગ્રેજ સરકારને અરજ કરી સંસ્થાનનો કારભાર તેમને સોંપ્યો. તે ઇસવી. ૧૮૩૭ માં થયું. અંગ્રેજ સરકારની હકુમત સન ૧૮૫૨માં નરમ થઇ તથાપિ ખરચ ઉપર અટકાવ સન ૧૮૫૯ સુધી જારી હતો, તે વર્ષમાં સંસ્થાન રાજાને સોપ્યું.

અહમદનગરના રાજા કરણસીંગ સન ૧૮૩૫માં મરણ પામ્યા. તેને બે પુત્ર નામે પૃથ્વીસીંગ તથા તખ્તસીંગ હતા. તેના મુવા પ્રસંગે અંગ્રેજ સરકારના સતી અટકાવવાના આગ્રહ છતાં પણ એક સ્ત્રી સતી થઇ અને સતી થયા પછી પૃથ્વીસીંગ ને તખ્તસીંગ પોતાના માણસો લઈ ડુંગરોમાં ન્હાસી ગયા. તેજ વખતે બીજા કેટલાએક હલકા સરદારો પણ બંડમાં ઉઠયા હતા. ચોગમ ધુમાટો ન થાય માટે માફીનાં જાહેરનામાં ફેરવ્યાં. તેનો પહેલવહેલો જ લાભ પૃથ્વીસીંગ ને તખ્તસીંગે લીધો. પૃથ્વીસીંગે સતીનો ચાલ બંધ કરાવાનું, પરગામી લશ્કર ન રાખવાનુ અને અંગ્રેજ સરકારને બધી તકરાર સોંપવાનું તથા સન ૧૮૧૨ના બંદોબસ્ત પ્રમાણે ચાલવાનું કબુલ કરવાથી તેને અહમદનગરની ગાદીએ બેસાડયા. પૃથ્વીસીંગ સન ૧૮૩૯માં મરણ પામ્યા અને સન ૧૮૪૧માં તેની

પાછળનો પુત્ર મરણ પામ્યાથી ગાદી તખ્તસીંગને મળી આ રાજાને સન ૧૮૪૩મા માનસીંગના મરવાથી જોધપુરની ગાદી ઉપર બોલાવી લીધો તે જોધપુર ગયો ત્યારે અહમદનગર ઉપરનો હક્ક રાખતો ગયો હતો પણ સન ૧૮૪૮મા અગ્રેજ સરકારે એમ ઠરાવ્યુ કે એ દાવો ખોટો છે, માટે અહમદનગર ઇડરને મલવુ જોઇએ તેથી તેની સાથે મોડાસાને બાયડ પણ પાછા આવ્યા

જુવાનસીંગને દત્તક લેવાની સનદ મળી. ઇડરની કુલ ઉપજ સરદારોને મળવાની તે સુધા ૭,૦૦૦૦૦ રૂપીઆ છે તેમાથી ગાયકવાડને રૂ ૩૦૬૮૩ આપવા પડે છે એ સંસ્થાનનું લશ્કર ફક્ત ૨૦૦ માણસનું છે અને તેના હાથ તળેના સરદારોની રૂ. ૧૦૦૦ ની ઉપજે ત્રણ સ્વારો આપવાની કબુલાત છે, ઇડરના રાજાનો પહેલા વર્ગનો અખતીઆર છે અને પોલીટીકલ એજન્ટને પુછ્યા શિવાય ખુનના ગુનાની તપાસ અંગ્રેજી રૈયત શિવાયના માણસની કરવાનો અખતીઆર છે

ઠાકોરો—મહિકાંઠામા ઇડર તથા અહમદનગરના રાજા એજ મ્હોટા છે બીજા સરદારોનો ફક્ત નીચલો અખતીઆર છે તેમાના ઘણા તો કોળી વંશના છે અને અંગ્રેજ સરકારનું રાજ્ય થયુ ત્યારથી અને ત્યાર પહેલા પણ ભારે લુટારા નામથી પ્રસિદ્ધ છે મહિકાંઠાનો સામાન્ય બંદોબસ્ત થયા પછી અને ત્યાર પહેલા દેશનો સુધારો કરી શાંતિ રાખવા માટે અંગ્રેજ સરકારે જુદે જુદે પ્રસગે શુ શુ કર્યુ છે તેનું સવિસ્તર બ્યાન અત્રે આપવાની જરૂર જણાતી નથી પણ તેઓની જોડે થએલા ઠરાવો વાંચવાથી બંદોબસ્તનો પ્રકાર ધ્યાનમા આવશે

---

**લેફ્ટેનન્ટ કર્નલ બાલનટાઇને અંગ્રેજ સરકારની તરફથી સને ૧૮૧૨ માં મહીકાંઠાના રાજાઓ પાસેથી ૧૬ કલમનો લખાવી લીધેલો જામીન દસ્તાવેજ.**

અમે ઠાકોર કુવર ભાઇઓ, ભત્રીજા અને રહેનારાઓ તથા જીલ્લામાના સરકાર ઉપર આધાર રાખનાર અને હથીઆર બાંધનાર સર્વે લોકો–

દેશના રીવાજ પ્રમાણે સરકારનો હુકમ આજ્ઞાંકિત રૈયતની માફક અમે માથે ચડાવ્યો છે અને અમે મલાહ સંપથી અને હુકમમા હમેશા ચાલીશુ એ પ્રમાણે અમારી રાજી ખુશીથી જામીન, ફેલ જામીન, આડજામીન, હાજર જામીન, અને માલ જામીન ખતની કલમો નીચે પ્રમાણે લખી આપીએ છીએ.

**કલમ ૧**

અમે જુલમ ચોરી વીગેરે કઈ ફિસાદ કરીશુ નહી તેમ બીજા કોઇને પણ તેવા કામો દેશના હર કોઇ ભાગમા કરવાને ઉશ્કેરીશુ નહી અને કોળી રજપુત મુસલમાન, કાઠી વગેરે ગુન્હેગાર લોકો જોડે બ્યવહાર રાખીશુ નહી. અને બીજાઓને રાખવા દઇશુ નહી અમે તેઓને આસરો તથા ખાવાનું તથા હુક્કો પાણી આપીશુ નહી તેઓ અમારા ગામમા આવી ચડશે તો તેમને પકડી સરકારને સ્વાધીન કરીશુ અમારા સીમાડામાથી તેઓ જતા હશે તો અમે તેઓનો પીછો પકડી લાવી સ્વાધીન કરીશુ, અને પછી સરકાર જે પ્રમાણે હુકમ કરશે તે પ્રમાણે ચાલીશુ હરકોઇ પ્રકારે અમે ફીસાદખોર લોકોને મદદ કરીશુ નહી તેઓની જોડે અમે કઇ ખટપટ રાખીએ છીએ એવુ માલમ પડે તો તેની ગુન્હેગારી અમે સરકારને આપીએ

ચોરોની પગલી અમારા સીમાડામા નીકળે તો અમારે આગળ તે કહાડી આપી બીજે ગામ પોચાડી આપવી, જો ચોર અમારા ગામનો ઠરે તો અમે તેને તથા ચોરેલા માલને સરકારમા મોકલાવીએ, કંઇ કાયદા વિરૂદ્ધ કામમા પાસેના ગામના લોકો પડેલા છે એવુ અમારી જાણવામા આવે તો અમે તે સરકારને જાહેર કરીશુ; અને ન કરીએ તો સરકારના જવાબદાર થઇશુ કંપની સરકારના રાજ્યમા અથવા બીજા તાલુકામા ચોરી કરવાના ઇરાદાથી હરકોઇ માણસ અમારો જાય તો તેના જવાબદાર અમે છીએ જો તે કામ કરતા ચોર માર્યો જાય તો અમે દગદાવો કરીશુ નહી અને તે બાબત ફીસાદ પણ ઉઠાવીશુ નહી

કલમ ૨

અમારા તાલુકા અને જમીનનો બંદોબસ્ત હાલ માફક સરકારના વિદ્દમાન થશે.

કલમ ૩

ધાસ, દાણુા, જમાબંદી, ખીચડી, વિગેરે બીજા સરકારી હકો બાબત સરકારે જે ઠરાવ કર્યો છે તે અમારે કબુલ છે. સરકારના અને જમીનદારના પૈસા અમારે આપવાના છે અને તે બાબત અમે શાહુકારોને જમીન આપ્યા છે ને તે પ્રમાણે અમે ખીન ચુકથી આપ્યા જઇશું.

કલમ ૪

જમીનદારની અશક્તિથી તેની જમીન કે ગામ અમે લઇ લીધું હશે તો સરકારનો હુકમ આવ્યે વાજબી રીતે અમે આપી દઈશું. પૈસા ધીરી કોઇના ગામ અથવા જમીન અમે લીધી હશે તો અમે કબુલ થઇએ છીએ કે સરકાર જે વાજબી રીતે ઠરાવશે તે રીતે તેઓ છોડવી લે તથા જમીન ઉપર અમારો કંઈ હક રહેશે નહી અને તે બાબત ગામના માલિક જોડે પણ અમે તકરારો કરીશું નહી. લેવડ•દેવડની બાબતમાં હાલ અથવા હવે પછી તકરાર પડશે તો તે સરકારને સોંપીશું ને સરકાર કરશે તે ખરૂં માનવું, પણ તે લોકો જોડે કંઈ તકરાર કરીશું નહી, તથા તેઓ ઉપર ખરચ ચ્હડાવીશું નહી. અથવા સરકારની મરજી શિવાય જમીન ગીરાશ સાનમાં કે બક્ષિસમાં લઇશું અથવા ખરીદશું નહી.

કલમ ૫

અમારા તાલુકામાં માંહે માંહે અથવા અમારા સંબંધીઓ જોડે અમે લડીશું નહી; અને બીજાઓને ઉશ્કેરીશું નહી એ જાતનો કંઈ ફિસાદ ઊઠશે તો તે અમે સરકારને સોંપીશું અને તેમનો ઠરાવ અમે માન્ય કરીશું. કોઇપણ બાબતમાં અમે અમારે માથે લઈ હાથ ઘાલીશુ નહી. કોઇ ગામડાંઓ લડાઈ કરે અથવા ભેળાં એકઠાં થાય તેનું અમારે માથે કંઈ નહી. હવે અથવા હવે પછી સરકારી થાણાં થશે તો તેઓ કહેશે તે પ્રમાણે અમે કરીશું.

કલમ ૬

અમારા હકદાર ગિરાશ વાંટો, મોલ, દાણા, રખાતી વિગેરે લવાજમો જે અમને મળતાં આવેલાં છે અને જે કમ્પની સરકારના રાજ્યમાં તાલુકદારનાં તથા જમીનદારના ગામોમાં છે તેનો અમે સરકારને વિગતવાર હિસાબ આપીશું, અને સરકારને આપવાને ઠરાવ કરશે તે અમે અમારા છોકરા તથા છોકરાના છોકરા પાળીએ. જે સરકાર આપે તે અમે મ્હોટા આભારથી લઇશું. સીમાડાની કંઈ તકરાર પડશે તો તે સરકારને સોંપીશું અને સરકાર જે વાજબી કરશે તે અમારે કબુલ છે.

કલમ ૭

જો કોઈ ગરાશીઆ અમારા તાલુકામાં આવીને રહેશે અને પોતાના ગરાસ રણવટીઆ, અને પસાયતાં નહી લે તો તેની અમે સરકારને ખબર કરીશું. પણ તેને જુલમ કરવા દઈશું નહી. આમાં અમારી કસુર થાય અને તેથી કંઈ થાય તો અમે જવાબ દઇએ અથવા એવા ગરાસીઆને સરકારને આપી દઇએ. અમે તજવીજ રાખીશું કે અમારી નોકરીમાંના કોઇ માણસોને કાહાડી મુકે ત્યારે અમારા ઊપર માગવું કાહાડી તે બાને કંઇ તોફાન કરે નહી. પછી તે રજપુત કોળી, કે ગમે તે હોય. નહી તો અમે તેના જવાબદાર થઇએ.

કલમ ૮

વેપારી અથવા વટેમાર્ગુને જતાં આવતાં અડચણુ કરીશું નહીં. રસ્તા ઉપર અમે ભાળ રાખીશું. અમારા સીમાડાને કંઇ નુકસાન થશે તો અમે તે નુકસાન કરનાર શખ્સને હાંકી કહાડી સરકારને આપી દઇશું અને તેના જવાબદાર થઇશું. કોઇ લોકો પાસેથી રાહદારી જગાત સિરસ્તા કરતાં વધારે લઈશું નહીં.

કલમ ૯

અમારી ચાકરીમાં સીંધી, આરબ, મકરાણી વિગેરે પરદેશી લોકો પાયદળ કે સવારની સીબંધીમાં હશે તો તેમને અમારે કાહાડી મુકવા અને બીજા હવેથી એવા પરદેશીઓ રાખવા નહીં અને બીજા કોઇ

પાસે રખાવા દેવા નહીં. એમ કરતાં અમે પકડાઇએ તો જવાબદાર થઇએ ને સરકાર જે સજા કરે તે અમારે કબુલ છે.

કલમ ૧૦

અમારા બાપની મિલકતમાંથી અથવા અમારા ભાયાતોના હિસ્સામાંથી કોઇને કરજ પેટે અથવા માથા બદલ અથવા ઇનામ આપ્યું હોય તો તે પૈસા આપ્યા શિવાય અથવા તેનો બદલો આપ્યા સિવાય અમે તે પાછું લેનાર નથી.

અમારા ભાઇઓના ઘર ખરચ માટે જે ગીરાશ અથવા જમીન આપેલી હોય અને તેમના ભોગવટામાં હોય તે લઈ લેવામાં આવશે નહીં તે બાબતોમાં કંઈ વાંધો પડે તો સરકારને સોંપીશું અને સરકાર જે વાજબી ઠરાવશે તે પ્રમાણે અમારે પાળવું.

કલમ ૧૧

કમ્પની સરકારનો કોઇ નોકર અથવા કોઈ સવારો આવતા જતા હોય તેઓનું રખવાળું ચોકી અમે કરીશું. અને દેશના ચાલ પ્રમાણે અમારી હદ પાર મુકી આવવાને માટે વળાવા વરતનીઆ આપીશું.

કલમ ૧૨

સીમાડા ઊપરના કોળીઓ પાસે કંઇ ઘોડા હશે તો સરકારને જાણ કરીશું અને સરકારનો હુકમ આવશે તે પ્રમાણે તેઓ તે રાખશે અથવા નહીં રાખે. અમે સરકારને ગુસ્સે કરીએ અને સરકાર અમારી પાસેથી ઘોડાં લઈ લે તો તે બાબત અમે કંઈ દરદાવો કરીએ નહીં.

કલમ ૧૩

સરકારના મ્હોરવાળા પરવાના શિવાય છુપાવીને અફીણ લઇ જવા દઇશું નહીં તેમ કરવાનો પ્રયત્ન થશે તો તેને પકડીશું અને સરકારમાં રીપોર્ટ કરીશું અને સરકાર હુકમ આપશે તેમ કરીશું.

કલમ ૧૪

અમારાં ગામમાં દેખરેખ કરવાને મ્હેતો અથવા સીપાઇ આવશે તો અમો બધાં કાગળીઆં બતાવીશું અને ના કહેનાર નથી.

કલમ ૧૫

પાછલી ચોરી બાબત અમારા ગામમાંથી પગલી નીકળે અને અમારા ગામનો ચોર નીકળે અને અમારા ગામનો ચોરેલો માલ સાબીત થાય તો અમે તે આપીએ તથા તેના જવાબદાર થઇએ.

કલમ ૧૬

ઉપર લખેલી કલમો શિવાય પણ સરકારનો જે હુકમ હશે તે માનીશું અને પૈસાની બાબતમાં અથવા કોઇ કામમાં અથવા સાહેદી પુરાવામાં કોઈ માણસની જરૂર હશે તો અમે તેને હાજર કરીશું.

ઉપર લખ્યા પ્રમાણે અમે સોળ કલમોં લખી છે ને અમોને તથા અમારા વંશને કબુલ છે અને તેમાં કસુર કરીએ તો સરકાર જે સજા ઠરાવે તે અમારે કબુલ છે. આ કલમો પ્રમાણે ચાલવા માટે માટે અમારો દેશ અમારી જમીન, અમારો ગરાસ, અમારી જમાંબંધી, અમારી સારી ચાલના જામીન છે, પ્રગણે ના બ્હારોટ કેલ- જામીન, હાજર જામીન, અને આડજામીન થયા છે અને ઠાકોર ના અમારા તેમના ગામ સુધા આડજામીન છે. ઉપર લખ્યા પ્રમાણે દર વર્ષે અને હંમેશા એ લોકો જવાબદાર થઈ અમને જવાબદાર કરશે.

---

**અહમદનગરના શ્રી મહારાજ કરણસીંગ કુંવર પૃથ્વીસીંગ, અને તખતસીંગના એઓએ ઈડર શ્રી મહારાજ ગંભીરસીંગ સાથે બારૈયા પ્રગણાના દાવા બાબત કબુલાતનો દસ્તાવેજ લખી આપેલો તે.**

કલમ ૧

અહમદનગર, મોડાસા, અને મેઘરાજ તાલુકામાંથી તથા સાબર કાંઠાના ગામોમાંથી તથા સરહદ ત્રણે ગામોમાંના બ્રાહ્મણ ગરાસીઆઓ પાસેથી પરાપૂર્વેથી મળતા આવેલા સલામી અને કચેરી બાબતના દાવા અને કુલ જમા ઉત્પન્ન થાય છે તે અમારા

કબજામાં રહેશે; અને સુચોદર અને પીપલોદર ઉપર અમારો હક કાયમ રહ્યો છે.

કલમ ૨

તમે તમારી રાજી ખુશીથી મોડાસા અને મેઘરાજ તાલુકા અમને આપેલા છે તે અમે ભોગવટામાં રાખીશું.

કલમ ૩

બાયડ પ્રગણું છે તેમાં અમીરસીંગજી રાજ કરે છે તે વિશે નીચે પ્રમાણે સમજુતી થઇ છે. બાયડમાંથી જે ઉત્પન્ન વસુલ થાય તેમાંથી વર્ષોવર્ષ રૂપીઆ ૧૫૦૧ કાકાજી વાઘેલજી અને તેમની બ્હેન દીકરીઓને ખરચ બાબત આપવાના ઠરયા છે અને તેમાંથી જે બાકી રહે તેમાંનો ½ અમારો અને ½ તમારી રકમ પ્રમાણે વહેંચી લેવા. તમને જે ભાગ આપેલો છે તે સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી તમારો છે. વાઘેલા કાકાજી મરી જાય અથવા તેની બે દીકરીઓ ફુલજી અને ફતજી પરણે અથવા મરે ત્યારે તેઓના ખરચના પૈસા આપણે વહેંચી લેવા તેમાં ½ તમારા અને ½ ભાગ અમારો છે.

કલમ ૪

ત્રણે બાઇજીઓ અજુજીલાલ અને ફુલજીલાલ અને ફતજીલાલને તમોને પર્મદ પડે ત્યાં પરણાવો. અમે લગ્ન ખરચના રૂ. ૭૦૦૧ આપીશું અને તે ઉપરાંતનો ખર્ચ તમારે આપવો. અજુજીલાલના પરણ્યાનો અને ઘરનો ખરચ તમારે કાઢવાનો છે. એમાં અમારે કાંઈ લેવુંદેવું નથી, અમારે ફક્ત એક વખત રૂ. ૭૦૦૧ આપવા અને તે પણ તેને પરણાવા કહાડો ત્યારે જ; તેઓ કુંવારી રહે તો કંઇ આપવાનું છે નહીં. અજુજીલાલ, ફુલજીલાલ અને ફતજીલાલના લગ્ન તમે કરશો એટલે ઉપર કહેલા પૈસા તમને આપવામાં આવશે.

કલમ ૫

કટાણુ બાયડ તાલુકાનો દંડ, માલ, જકાત, ખીચડી, વેરા, વિગેરે જે કંઇ તેમાંથી ઉત્પન્ન થાય તે ઘાસદાણા સાથે તમને આપ્યું છે તે ઉપર અમારો દાવો કરીશું નહીં. તે તમારે વંશપરંપરા ભોગવવું. અને સૂર્યચંદ્ર તપે ત્યાં સુધી તે તમારૂં જ છે, અને હું અથવા મારી પાછી જે ગાદીએ આવશે તે તે ઉપર દરદાવો કરશે નહીં.

આ પ્રમાણે અમારી રાજીખુશીથી અને અક્કલ હુશિયારીથી તથા કર્નલ બેલેનટાઇનની મારફતથી આ કરારની શરતો લખી આપી છે. તે પ્રમાણે અમારે ચાલવું. અમે તમારા દેશના હરામખોરોને મદદ આપીશું નહી, તે પ્રમાણે તમારે અમારા તરફનાને આપવી નહીં. દરેક તાલુકાના શત્રુ તે આપણા એક એકના શત્રુ ગણવા. મોડાસા તાબેનું વડાગામ છે તેનો પટો મારે ત્યાં છે, અને હરસોલના તાબાનાં ગામો અને જમીનો, વડાગામ તાબાની જુલમ જબરતીથી લઈ લીધા હોય તે તમારે લેવી, અમારા તરફથી કંઇ હરકત થશે નહી. હરસોલનો પડોશમાં જે દરદાવો હશે તે નક્કી થશે, દાવારી વીરાવળનો ઘાસદાણા ઇડરને ખંડણી આપવાની છે. તેમાં છે તે અમે વર્ષોવર્ષ તમને આપ્યા જઈશું. ઉપર લખ્યા પ્રમાણે ચાલવું, અને શ્રીશામળાજીને બાંહેધરી આપી છે તેથી તેમાં કંઈ વાંધો પડનાર નથી અને તે સતપુરૂષના. વાક્ય માફક તેનું માન્ય રહેશે.

સંવત ૧૮૮૩ વૈશાખ વદ ૧૦ સન ૧૮૨૮ મુકામ ઇડર.

(સહી) માહારાજ કરણસીંગ
„ કુંવર પૃથીસીંગજી
„ તખતસીંગજી

ઉપર લખ્યુ સહી.

લી. દેશાઈ ઊચ્છલકુંવ મહારાજા કરણશીંગની આજ્ઞાથી

સાક્ષીઓ ઊતેકરણરામ જીવણરામ હજુરના હુકમથી
„ બારોટ ઉમેદશીંગ બનીશીંગ
„ કુમ્પાવત પૃથિસીંગ

સાદરા તા. ૪થી મે. મન ૧૮૪૩

## આંક ૧૩૮
### મહારાજા પૃથિસીંગજી કરણસીંગજીએ મહીકાંઠાના એક્ટીંગ પોલીટીકલ એજન્ટ કેપ્ટન આઉટ્રામને લખેલો પત્ર

તમારો તા. ૧૮મી ફેબ્રુઆરી સન ૧૮૩૬નો પત્ર આવ્યો તેમાં તમે એવુ જણાવ્યુ છે કે અંગ્રેજ સરકારની મરજી છે કે તેમાં લખેલી કેટલીએક સરતો ઉપર મહી કરૂં તો મારૂ રાજ્ય અને ગાદી મને આપવાની છે, તે સરતોને હું નીચે પ્રમાણે કબુલ થાઉં છું.

**કલમ ૧**

સને ૧૮૧૨માં અંગ્રેજ સરકાર જોડે સદરહુ ઠરાવ થયેલો છે તે મારે કબુલ છે.

**કલમ ૨**

આ વખત પછી હુ, માગ છોકગ, અને માગ ઘરમાં કોઈ સતી થશે નહી.

**કલમ ૩**

અંગ્રેજ સરકારને પસદ પડતો હુશીઆર, અને આબરૂદાર કારભારી દરબારનુ કામ ચલાવવાને રાખીશ.

**કલમ ૪**

ગાયકવાડ સરકારને ઘાસદાણો અન બાકી નીકળશે તો મારા નીશાદાર ઉમેદસીંગ બારોટ પાટણ-નાની માર્ફત ભરીશ અને હવે પછી આગળ માફક નીશા આપ્યો જઈશ.

**કલમ ૫**

સતી બાબત સાદરામા જે લોકોને કેદ કરેલા છે તેનો ખરચ હું આપું

**કલમ ૬**

આરબ, મકરાણી, પરદેશી વિગેરે લોકોને સ્વારમાં કે પાયદલમાં, જે લોકો મારા ઘરના જુના માણસો છે તે સિવાય બીજા રાખીશ નહી.

**કલમ ૭**

અમારા કોઈ ઠાકોર અને કોઇ ગામ વચ્ચે ટંટો થશે તો તે વાતની જાહેરાત પોલીટીકલ એજન્ટને કરીશું અને તે જેમ સલાહ આપશે તેમ ચાલીશું.

**કલમ ૮**

પોલીટીકલ એજન્ટની રજા સિવાય કોઇ ગામના ઠાકોર ઉપર અમારે હલ્લો કરવો નહી.

**કલમ ૯**

સતીના કામમા અમારા કારભારી માહાધજી શુંભાવટ ગુન્હેગાર છે, તેને અમારા રાજ્યમા આશરો આપીશુ નહી.

ઉપર લખ્યા પ્રમાણે અમારે ચાલવું સહી.

મહારાજા પૃથિસીંગના દસ્કત

ઉપર લખ્યું ખરૂ છે.

(સહી) તખતસીંગ

અહમદનગર તા. ૧૮મી ફેબ્રુઆરી
સન ૧૮૩૬

---

### બારોટ સામળશીંગ ગુમાનસીંગે ગાયકવાડ સરકારને લખી આપેલી કબુલાત

શ્રીમત મહારાજ સેના ખાસખેલ સમશેર બહાદુરને આ કબુલાત લખી આપુ છું કે હું શામળશીંગ ગુમાનસીંગ મારી રાજીખુશીથી, ચુહાણ ભટાજી જાલાજી અસલી આરાનાનો જામીન હમેશનો થયો છું અને હું તેને, તેના લોકોને, ભાઈઓને, ભત્રીજાને, સગાંઓને, ચાકર નફરોને અથવા રૈયતને સરકારના મહાલમાં તથા પત પ્રધાનના તાબાના મહાલમાં અથવા અંગ્રેજ સરકારના મહાલમાં ચોરી કે ફિસાદ થવા દઉ નહીં.

કપડવંજ, દેવગામ, ઇડર, અહમદનગર, માંડવા, મુડેટી, હરસોલ, પરાતીજ વિગેરે બીજા પ્રમાણુમાં ભટાજી કંઈ નુકસાન કરે નહી, અથવા બીજાઓને કરવા દે નહીં, તથા રાજમાર્ગે જતા વેપારીઓને તે નુકસાન કરે નહીં. અથવા પોતાના ઉપાયથી અથવા બીજાઓથી તેઓના જાનમાલને લેવાની કોશીશ કરે નહીં.

સરકારના ગુન્હેગારોને, ભટાજી તરફથી અથવા તેના રાજ્યમા આશરો મલશે નહીં, તેઓને મદદ અને કુમક પણ તેની તરફથી થાય નહીં અને

સરકારની રજા અને જાણ વિના ભટાજી પાસે કોઈ માણસ આવી ચડે તો સરકાર માગે એટલે તેને સ્વાધિન કરશે.

એજ પ્રમાણે ચોરેલો માલ ભટાજીને ત્યાં આપેલો અથવા વેચેલો હોય અથવા તેઓના માણસની પાસે એવો માલ નીકળે તો માગે કે તુરત પાછો આપી દેવામાં આવશે સરકારના તાબાનું માડવાનું પ્રગણું છે તેમાં ભટાજી તરફથી કંઈપણ હરકત હલ્લો થશે નહીં.

નિચે લખેલા પ્રમાણુમાંથી માજી ફતેહસીંગ ગાયકવાડના રાજ્યમાં જેટલો ગરાસ મળતો હતો તેટલો ભટાજીને મળ્યે જાય, એટલે કે માંડવા, ઇડર, અહમદનગર, કપડવંજ, પરાતીજ, હરસોલ વિગેરે.

બિજા ગામ અને જગાઓમાં ગરાસ બાબતના આવા હક્કો આજથી બંધ છે. મહીકાંઠા મુલકગીરીમાં બાબાજી આપાજીએ સરકારમાં ભરવાનો ધામ દાણાનો આંકડો ઠેરવ્યો છે તે હવે પછી વર્ષો વર્ષ ભરવામાં આવશે.

માડવાના થાણામાં સરકારના સિરસ્તા પ્રમાણે ભટાજી અને તેના માણસો ચાકરી બજાવશે. ભટાજી પોતાના રાજની હદમાં લોહરના કાળાને ઉતારો અથવા ખાવાનું. આપશે નહી અથવા પોતાના કોઇ લોકને એને તથા એના માણસોને આપવા દેશે નહીં તથા ભટાજીની રૈયત લોહારના કોળીઓ જોડે સંગતી કરશે નહીં.

હું જામીન થયો છઉં માટે મારી જાતથી જવાબદાર થાઉં છું કે ભટાજી આ સરત પ્રમાણે ચાલશે અને સરકારને મોસલ મુકવાની જરૂર પડશે તો તેનો ખરચ મ્હારે આપવો. હું હંમેશનો જામીન થએલો છઉં, તે માટે મારી નીચે સહી છે.

(સહી) સામળસીંગ ગુમાનસીંગ
મ્હારોટ કપડવંજના

ભટાજીનો આડ જામીન થવાને હું કબુલ છઉં.

(સહી) રામશીંગજી તલકશીંગજી
,, ઠાકોર આગલોડના

(ખાસ તરજુમો.)

(સહી) જે. આર. કાર્નેક
ફર્સ્ટ આસિસટન્ટ.

સંવત ૧૮૦૪ આશ્વિન વદી ૪ તા. ૮ મી. અકટોબર સને ૧૮૦૮

શ્રી માલસા કાંત.

આમલીઆરાના ભટાજીને આનંદરાવ ગાયકવાડ શેના ખાસખેલ સમશેર બહાદુરે આપેલો પરવાનો.

તમારા જુદા લેખ પ્રમાણે તમારે ચાલવું અંગ્રેજ કંપની તમારા બાંહેધરી છે તે માટે તમારે તમારા રાજ્યમાં શાંતીથી રહેવું.

આશ્વન શુદ ૧૫ તા. ૧૨ શાહાબાન સન ૧૮૦૪.

સુરતબ
સુબ.

અંગ્રેજી ઇસ્ટ ઇંડીઆના તરફથી

મેજર વાકર
નો ન્હાનો
સીકકો.

( અપૂર્ણ )

# દેશી રાજ્યોના પ્રશ્નો

## રીયાસતોના પ્રશ્ન.

રીયાસતોનો પ્રશ્ન અનેક કારણોને અંગે ચિંતાજનક છે. દેશી નરેશોને એવો ખ્યાલ છે કે આ આંદોલન કરવાવાળાનો ઉપક્રમ છે જે તેમને કષ્ટદાયક છે. કિંતુ ગાદીભ્રષ્ટ થવાને સમય સદૈવ આંદોલકોના ઉપદ્રવ કારણરૂપ નથી.

રીયાસતોના નરેશ પોતાનાં શાસનોમાં અંધકારના ભેદ પાછળના સાક્ષી છે, તેમાં તેમનો સક્રિય ઉદ્યોગ કારણરૂપ છે, તે કહેવું નથી. કિંતુ એ વિષયમાં તેમની સક્રિયતા, અંધકાર અને ખરાબીઓની રક્ષક હોય છે. એ પર જે દેશી નરેશ, પોતાના રાજ્યમાં સુધારાનું આગમન નહીં સહન કરી શકે તેને તો પોતાને માટે માનવયુગથી નીચેની ઉપાધી સ્વીકારવી જોઇએ.

સત્ય તો એ છે કે કોઈ ભૂગર્ભમાં ક્રાન્તિનાં બીજ વાવવા માટે સુધારાનો ઇન્કાર કરીને અને સુધારાના માર્ગ પર કાંટા નાખવાથી આગળ વધવામાં કોઈ સરલ માર્ગ નથી. કહેવાય છે કે અંગ્રેજી સલ્તનત દેશી નરેશોની સર્વથી મહાન સમર્થક છે! કદાચ એમ હોય. કદાચ અંગ્રેજી રાજ્ય દેશી રાજ્યોમાં સુધારાનું વિરોધી હોય, તો પછી દેશી રાજ્યો જેવું અંધેર અંગ્રેજી રાજ્યની સીમામાં કેમ હોતું નથી? લોકો જે માગે છે કે દેશી રાજ્યોએ અંગ્રેજી હકુમતની માફક પોતાના રાજ્યમાં સુધારા અને નિર્ભયતાને રહેવા દેવાં જોઇએ એ ખોટી વાત કરે છે. અંગ્રેજી હકુમતને તો પોતાનો વેપાર છે, જે પોતાની પ્રજા વચ્ચે અંગ્રેજો બ્યાપાર કરે છે તે તો પરદેશી છે. પોતાના દેશના લોકોને,.આ દેશના શાસનમાં ભિન્ન ભિન્ન સ્થાનો પર રાખીને ઉંચો દરમાયો આપે છે. એ કારણોને લઈ બ્રિટિશ સરકાર "ભારતની પોતાની" સરકાર બની શકતી નથી, પરંતુ દેશી રાજ્યોના તો અધિકારી ભારતીય હોય છે અને દેશી રાજ્યોને પોતાનો વેપાર પણ હોતો નથી, તો પછી પોતાની પ્રજાને અધિકાર આપતા વખતે દેશી નરેશો ચમચાથી દુધ પીવગવવાની કંજુસાઈ શા માટે કરતા હશે? તેઓ પ્રજાને શા માટે ખુલ્લા અધિકાર આપતા નથી? કિંતુ સત્ય તો એ છે કે, આ દેશી નરેશો કાંઈ કરવા ઇચ્છે તો અંગ્રેજી હકુમત તેને ધીરે ધીરે કદમ મુકવામાં પણ અનુરોધ કરે છે. આ ત્યાંજ હોય છે કે જ્યાંના નરેશ શિક્ષણ અને સ્વાભિમાન બન્નેમાં પાછળ રહે છે.

દેશી નરેશ પોતાની પ્રજાથી ડરતા નથી, પ્રજાનો ભય નથી. તે તો અંગ્રેજોની આંખ અને કલમથી ડરે છે કે જેવા વિદ્યાર્થી એક તલ્વારથી પણ ડરતા નથી. તેઓ પોતાની પ્રજાને એક તુચ્છ વસ્તુ સમજે છે અને તેમના અંગ્રેજ ઉપદેશક તેમને એવી તાલીમ આપે છે.

પરંતુ જ્યારે દેશી નરેશ રાજનૈતિક ભ્રમણામાં પડે છે, અને જ્યારે તેમના સામંત એ ભ્રમણાથી બચવા અને પોતાને સંભાળવા લાગી જાય છે, ત્યારે દેશી પ્રજારૂપી નાની નાની અસંતુષ્ટ નૌકા છિદ્રમાં એકાએક જળ ભરી એ નાવને ડુબાવી દે છે.

હમણાં હમણાં સારાં કહેવાતાં ઉંચી ઉપમાને ધારણ કરનારાં રાજ્યોમાં પણ પ્રજા પર અનેક પ્રકારના બોજા લદાવા માંડ્યા છે, જે એ રાજ્યોનાં પગલાં માટે અને તેની પ્રજા માટે એ કરવેરાની વાત શ્રવણ કરતાં અન્ય રાજ્ય અને અન્ય પ્રજાને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે. પ્રજા-ગરીબ પ્રજા આથી પોકાર કરી ઊઠી છે. તેમને તે અસહ્ય થઈ પડતાં ભયભીત થઇ ગઈ છે. આમાં વિચાર કરતાં

સમજાશે કે કોનું દબાણ તેમને હશે? સુંદર ઉપમા મેળવનાર રાજ્યોને આ પ્રજા પરનો ત્રાસ શોભા આપનાર નથી, ઉલટું તેમની કીર્તિને એ કલંકરૂપ જ છે.

આથી લોકોમાં આ સંદેહ ઘર કરી જાય છે કે દેશી રાજ્યોમાં કદી સુધારો નહીં થઇ શકે, કેમકે દેશી રાજ્યોને તો બ્રિટિશ રાજ્યે પોતાના હિત માટે જ નિર્માણ કરેલાં છે. તે તેમના શાસનને સાથ દેશે, અને બ્રિટિશ શાસનને ઉન્નત દેખાડી રાખવા તથા નિરંકુશતાની શક્તિનો ખજાનો અસ્પર્શ્ય રાખવા માટે દેશી રાજ્યોમાં કદી કોઇ પણ સાધનથી સુધારો થશે નહીં.

લોકો એ પણ વિચારે છે કે બ્રિટિશશાસન સાથે દેશી રાજ્યોનો પણ અંત આવી જશે. આ ઘણી ખતરનાક ભાવના છે. અને દેશી રાજ્યોએ સાબીત કરવું જોઇએ કે તે જીવીત વસ્તુ છે, અને તે બ્રિટિશ રાજ્ય પર સર્વથા અવલંબિત નથી. જ્યાં દેશી રાજ્યો એવું કરશે, ત્યાં પ્રજાઓનું નિર્માણ કરી, પ્રજાઓને રાજ્યસંચાલન કરવાનો અધિકાર દેશી રાજ્યો આપશે. જ્યાં એવું નહીં થશે, ત્યાં તેવાં દેશી રાજ્યોનો અંત આવી જવાનો ભય રહે છે. પ્રજાપાલકોને એ જ પ્રાર્થના છે કે ઇશ્વર સર્વને સન્મતિ અર્પે અને રાજ્યધર્મ-પ્રજાધર્મમાં સુદૃઢ રહી લુંટાઇ જવાની અણી પર આવેલી કીર્તિ સાચવી રાખે.

શ્રી. મંગળદાસ પકવાસા

---

**આનાવારી કરવાની રીત.**

આનાવારી શી રીતે કરવામાં આવે છે તે બાબત ખેડુતોએ જાણવી જોઇએ. મહાસભાવાદી સરકારે કર્યા હતા તે ફેરફારો સાથે નવી રીતથી ખેડૂતો માહિતગાર થાય તે માટે આનાવારી કરવાની રીત વિગતવાર અત્રે આપવામાં આવે છે.

પાકનાં વાવેતર થઇ રહ્યા પછી એટલે સપ્ટેમ્બર માસની આખરમાં અથવા ઓકટોબરમાં તલાટી ખેતરે ખેતર ફરીને પાણી પત્રક તૈયાર કરશે અને નજરે જોઇને કયા ખેતરમાં કયું તૂલ વાવ્યું છે તેની નોંધણી કરશે. આ રીતે આખા ગામનું પાણી પત્રક તૈયાર કરી રહ્યા પછી તે આખા ગામમાં દરેક તૂલનું કેટલા એકર વાવેતર થયું છે તેના આંકડા તૈયાર કરશે.

અષાઢી મોલના લેવા પહેલાં આનાવારી સરકાર કરશે અને જે ગામમાં આનાવારી કરવાની હશે, તે ગામમાં આનાવારી કરવાની તારીખ નક્કી કરીને સર્કલ ઇન્સ્પેકટર તે તારીખથી ઓછામાં ઓછા ત્રણ દિવસ પહેલાં ગામને ચોરે ખબર આપશે. એવી રીતે નક્કી કરેલે દિવસે સર્કલ ઇન્સ્પેકટર આવશે; અને આનાવારી કરવા માટે એક કમિટિ મેળવી તેમાં ગામની આનાવારી કરવા માટે એક કમીટી મેળવી તેમાં ગામની આનાવારી તૈયાર કરશે.

કમિટી પાંચ જણની બનશે. સર્કલ ઇન્સ્પેકટર, આનાવારી કરનાર ચેરમેન, તલાટી, પટેલ અને ગામના બે માણસો મળીને પાંચ જણની કમિટી બનશે. ગામના બે માણસો કોણ કોણ હોવા જોઇએ તે નકકી કરવા માટે સરકારે એવો નિયમ કર્યો છે કે જે ગામમાં પંચાયત હશે ત્યાં પંચાયત તેવા બે માણસને ચૂંટીને મોકલશે. ગામ લોકો બે માણસ નકકી કરી શકે નહિ અને તેથી વધુ માણસોનાં નામ જુદા જુદા માણસો તરફથી તે કમિટીમાં મોકલવા માટે માગણી થાય તો વધુમાં વધુ ૧૦ માણસોનું લિસ્ટ કરી સર્કલ ઇન્સ્પેકટરને ગામ લોકો આપશે. સર્કલ ઇન્સ્પેકટરને આ દસમાંથી પોતાને યોગ્ય લાગશે તે બે માણસોને કમિટીમાં સભ્ય તરીકે નીમશે અને તેમનાથી કામ ચલાવશે. ગામ લોકો અગર પંચાયત આવાં માણસો મોકલવામાં બેદરકારી બતાવશે તો પછી સર્કલ ઇન્સ્પેકટર પોતાને યોગ્ય લાગે તે બે માણસોને બોલાવી આનાવારી કરી શકે છે.

આ કમિટી મળશે ત્યારે તલાટીએ પાણી પત્રકના આંકડા તૈયાર કર્યા હશે તે વિગતવાર રજુ કરશે અને પછી તૂલવાર કેટલી આની પાક થશે તેની માહિતી સર્કલ ઇન્સ્પેકટર માગશે. બધાયે એકમત થઇને તે આની નોંધાવશે તો તે પ્રમાણે સર્કલ

ઈન્સ્પેકટર નોંધશે અને કોઈ જુદા જુદા આંકડા નોંધાવશે તો તે પ્રમાણે નોંધી તેમાં તે વ્યક્તિની સર્કલ ઈન્સ્પેકટર સહી લેશે.

એવા આંકડા ઉપરથી આખા ગામની કેટલી આની થઈ એ શોધી કાઢતાં ગામ લોકોને આવડવું જોઈએ. નીચેના એક ગામનો દાખલો આપતાં તે બીના સમજાશે.

ધારો કે તાલુકામાં ક નામે ગામ છે અને ત્યાં ૧૦૦૦ એકર જમીન છે. તેમાં ૧૦૦ એકર સામાન્ય રીતે પડતર રહે છે અને ૯૦૦ એકરનુ વાવેતર થાય છે. એ ૯૦૦ એકરમાં નીચે પ્રમાણે વાવેતર થયું છે અને નીચે કોઠામા બતાવી છે તેટલી આની પાક થવા વકી છે.

| તુલનું નામ | કેટલા એકર વાવેતર | કેટલી આની પાક | કોલમ બે અને ત્રણનો ગુણાકાર |
|---|---|---|---|
| વરસાદ કમી પડવાથી અથવા એવાં કારણોથી વાવેતર લાયક, જમીન પડતર રહી | ૧૫૦ | ૦ | ૦ |
| બાજરી | ૧૦૬ | ૩ | ૩૧૮ |
| આગેતર જુવાર | ૬૪ | ૪ | ૨૫૬ |
| પાછેતર જુવાર | ૧૨૦ | ૫ | ૬૦૦ |
| કપાસ | ૨૮૦ | ૭ | ૧૯૬૦ |
| મગફળી | ૨૦ | ૮ | ૧૬૦ |
| તમાકુ | ૧૦૫ | ૩ | ૩૧૫ |
| ઘઉં | ૫૫ | ૫ | ૨૭૫ |
| કુલ | ૯૦૦ | | ૩૮૮૪ |

એટલે એકંદરે ૯૦૦ એકરમાં ૩૮૮૪ આની પાક થયો. એમાં જેટલી આની કુલ પાક હોય તેને જેટલા એકરનો આંકડો હોય તેનાથી ભાગવો, એટલે ૩૮૮૪÷૯૦૦ આની પાક થયો. ઉપર જણાવેલી રીતે આનાવારી તૈયાર કરવી.

સર્કલ ઈન્સ્પેકટર રૂબરૂ થએલી કમિટી વખતે ગામના સભ્યે પાકના અને નોંધાએલા આંકડા ઉતારી લેવા.

ગામકમિટી જે આંકડા એકમતથી અગર જુદા જુદા મતથી રજુ કરશે તે આંકડા બધા સર્કલ ઈન્સ્પેકટર મામલતદાર આગળ રજુ કરશે. મામલતદાર તે આંકડા જોઈને તે ગામની આનાવારી પોતે કેટલી નક્કી કરવા ધારે છે તે બનતા સુધી એકર અને તુલવાર આનાવારી સાથે રેવન્યુ ગામના અમલદાર મારફત ચોરે પ્રસિદ્ધ કરશે અને કમિટીમાં હાજર રહેલા ગામના સભ્યોને પણ તેની નકલ પહોંચાડશે. ગામના રેવન્યુ અમલદાર ઢોલ પીટીને તે આનાવારી જાહેર કરશે.

મામલતદારે તૈયાર કરેલી આનાવારી બરાબર ન લાગે તો તેમણે આનાવારી પ્રસિદ્ધ કરી હશે તે તારીખથી ૧૫ દિવસની અંદર ગામલોકોએ તેને અંગે કારણો આપી વાંધા બતાવવા જોઈએ.

મામલતદાર આ વાંધાઓ લક્ષમાં લેઈને છેવટે પોતાની આનાવારી નક્કી કરશે. જો પ્રથમ જાહેર કરેલી આનાવારીમાં તેને ફેરફાર કરવાનો નહિ જણાય તો તે છેવટની ગણાશે અને જો વાંધાઓ લક્ષમાં લેઈને તે તેમાં ફેરફાર કરશે તો તે ફેરફારો પ્રથમની માફક જાહેર કરશે. આ આનાવારીના આંકડામાં ફેરફાર કરશે તો તે ફેરફારો પ્રથમની માફક જાહેર કરશે. આ આનાવારીનાઆંકડામાં ફેરફાર કરવાની જરૂર લાગશે તો કલેકટર તે કરી શકશે. અને કલેકટરે કરેલી ફેરફારી પ્રથમની માફક જાહેર કરવામાં આવશે.

ગામની કમિટીએ કરેલી આનાવારી, મામલતદારે સુચવેલી આનાવારી, મામલતદારે છેવટ નક્કી કરેલી આનાવારી અને કલેકટરે મંજુર કરેલી આનાવારી, એ સૌની નકલો મામલતદારની કોર્ટમાં અરજી કરવાથી નકલ ફી આપતાં મળી શકશે આનાવારી કરતી વખતે નીચેની બાબત ઉપર ખાસ ધ્યાન રાખવું.

૧. આનાવારી મૂકવા-મુકાવવામાં કોઈ પણ ભાગ્યેજ સમજે છે, તેથી સાધારણ રિવાજ એવો છે કે ગામની આનાવારી જે જે તુલની મૂકવી હોય તે તુલ સાધારણ વર્ષમાં દર વીઘે કેટલું થાય છે તે પૂછવામાં આવે છે. દાખલા તરીકે ગામમાં બાજરીની આની મૂકવી છે.

ગામમાં સાધારણ વર્ષે (બહુ સારા નહિ તેમજ ખરાબ નહિ તેવે વર્ષે) એક વીઘે ૭ મણ બાજરી થાય છે તો આ ૭ મણ બાજરી એ ૧૨ આની પાક કહેવાય. ચાલુ સાલે ૫ મણ બાજરી થવાની હોય તો ૮$\frac{4}{7}$ આની પાક ગણાય, પરંતુ ખેડુતોને આવી રીતે હિસાબ ગણીને આની મૂકતાં ફાવે નહિ. તેથી તેમણે સાધારણ સાલનો પાક લખાવવો અને ચાલુ સાલનો પાક કેટલો ઉતરશે તે લખાવવું એ વધુ સલાહકાંરક છે, અને તેની નકલ કરી લેવી. જે અનાજના પૂળા થાય છે અને જ્યાં પૂળા વેચવાનો રિવાજ છે, ત્યાં પૂળાનો અંદાજ પણ નોંધવામાં આવે છે.

જ્યાં પૂળા વેચાતા ના હોય, એટલે તેમાંથી ધંધા તરીકે આવક થતી ન હોય. ત્યાં પૂળા ઘાસ તરીકે જ ગણાય; અને ઘાસ સારામાં સારૂં થયું હોય, તો પણ તેની આની ૬ થી વધુ ન મુકાય એવો નિયમ છે.

ઉપર જણાવ્યું તેમ આનાવારી મુકવાનું જ્યાં ગામલોકોને પૂરતું જ્ઞાન હોય ત્યાં તો ગામલોકો આની મુકાવી શકે. સાધારણ વર્ષનો પાક એ ૧૨ આની જેટલો ગણાય છે, એટલુ ખાસ ધ્યાનમાં રાખે.

૧. જે જે ગામે આવી રીતે પંચથી આનાવારી થઇ જાય તે તે ગામની આનાવારીની નકલ ગામ લોકોએ સહીઓ આપતાં પહેલાં કરી લેવી અને તેની એક નકલ પોતપોતાના તાલુકાની સમિતિને મોકલી આપવી.

૨. તાલુકદારી તેમજ ઈનામી ગામોમાં પણ સરકાર બાજુ કારકુન મારફત આનાવારી કરે છે.

આ ગામોમાં ગામલોકોએ ખૂબ સાવધ રહેવાની જરૂર છે. જમીન મહેસુલ અંગે સરકાર આનાવારીના જે પ્રમાણમાં છૂટ કે રાહત આપવાનું નક્કી કરે તે પ્રમાણમાં તાલુકદારે કે ઇનામદારે છૂટ આપવીજ પડે, તેથી તેમની આવક ઓછી થઇ જાય, તે માટે તાલુકદારી કે ઇનામદારી ગામોમાં ભારે આનાવારી ભૂલેચૂકે પણ મૂકાય તો તે ગામના ખેડુતોને ખૂબ સહન કરવું પડે, માટે આનાવારી મુકાય તે બાબતમાં પોતાના પ્રતિનિધિ નીમવામાં સાવધ રહેવું.

૩. સર્કલ ઇન્સ્પેકટર બોલાવે તે કમિટીમાં આનાવારી વિષે સમજી શકતા હોય તેવા માણસોને મોકલવા ગામે પ્રથમથીજ પ્રબંધ કરવો.

૪. મામલતદાર તરફથી કામચલાઉ આનાવારી પ્રસિદ્ધ થાય તેની તપાસ રાખવી, અને જો તેમાં વાંધા હોય તો તે તરતજ (પંદર દિવસની અંદર) મામલતદારને લખી જણાવવા અને તેની નકલોમાંથી એક નકલ પોતપોતાના તાલુકાની તાલુકા સમિતિને મોકલવી અને એક નકલ ગામ ખાતે રાખવી.

૫. સર્કલ ઇન્સ્પેકટર, તળાટી અને બીજા કોઇ પોતાની જુદી આની મૂકવા માગતા હોય તો તે તેમણે કમિટીની રૂબરૂ મૂકવી જોઇએ તે ધ્યાનમાં રાખવું.

૬. આનાવારી કરતાં આગેતર પાકની આની ઓછી હોય અને પાછેતર પાકની આની વધારે હોય તો કલેકટર તે ગામનું મહેસુલ વસુલ કરવાની મુદ્દત પાછી ઠેલી શકશે, પાકમાં નીચે પ્રમાણે આની આવે તો નીચે પ્રમાણે જમીનમહેસુલમાં છૂટ મળે છે:

क. પાક ૪ આની કે તેથી ઓછો થાય તો મહેસુલ મુલતવી રહે છે.

ख. પાક ૪ આનીથી ઉપર ને ૬ આનીથી ઓછો થાય તો અર્ધું મહેસુલ વસુલ લે અને અર્ધું મહેસુલ મુલતવી રાખવાનું હોય છે.

ગ. પાક ૬ આની કે તેથી ઉપર અને ૮ આનીથી ઓછો થાય તો આખુ મહેસુલ વસુલ લેવામા આવે છે

ઘ પાક ૮ આની કે તેથી ઉપર અને ૧૧ આનીથી નીચે થાય તો પાછલી બાકી હોય તો તે પૈકીની અર્ધી અને ચાલુ સાલની આખી મહેસુલ મગનાર લઇ શકે છે

ङ પાક ૧૧ આની કે તેથી ઉપર થાય તો ચાલુ સાલ ઉપરાત પાછલી આખી બાકી હોય તો સગ્નાર તે આખી બાકી ચાલુ સાલના પૂરા મહેસુલ ઉપરાત વસુલ કરી શકે છે

ઉપર પ્રમાણે આનાવારી કરતા કયાય મુશ્કેલી પડે અગર સમજણ ન પડે તો તાલુકા સમિતિ હોય ત્યાથી અને તેમ ન હોય તો જિલ્લા સમિતિમાથી માહિતી મેળવવી

પાટીદાર

---

રાજાઓ—

[મહાત્મા ગાધીજીએ કેટલાક વખત પહેલા રાજાઓ સબધે પોતાના વિચારોની સ્થિતિ સ્પષ્ટ કરી હતી. જો કે ત્યાર પછી પોતે દેશીરાજ્યો અને રાજાઓના સબધમા વારવાર લખ્યુ છે પણ તેમના આ 'રાજાઓ' નામના લખાણમા લેશ પણ સદિગ્ધતા ન રહે એવી રીતે એમના વિચાર માનસનુ દર્શન થાય છે વાચનારને પણ લાગશે]

"મારી વલણ મામે ગમે તે કહેવામા આવતુ હોય તોપણ હુ દેશી રાજાઓનો મિત્ર અને હિતચિંતક છુ એ દાવો મારે કર્યા જ કરવો રહ્યો અને તેથી જ આજે તેમની જે સ્થિતિ છે તેના તકલાદીપણા તરફ હુ તેમનુ વારવાર ધ્યાન ખેંચતો આવ્યો છુ. જે નાના નાના રાજવીઓ છે તેઓ તો જે સત્તાઓ તેમની પાસે કદી જ હોવી જોઇતી નહોતી તે બધી સમજીને જ છોડી દે એમા શ્રેય છે અને જેઓ મોટા છે તેમની સત્તાઓ ઘટતા નિયમન દ્વારા નિયમસન્ની થવી જોઇએ આ દિશામા ઓછામા ઓછુ કેટલુ થવુ જરૂરી છે એ સૂચવવાનું સાહસ પણ મેં કર્યું છે

દેશી રાજ્યોની પ્રજા આજે છે તેની તે સ્થિતિમાં જ સદાકાળ રહેશે એમ તો કોઈ સ્વપ્નામાયે નથી માનતુ તેઓ પોતાના હકો માટે અહિંસાથી કે પછી હિંસાથી લડશે જ લડશે ગમે તેમ થાય તોપણ જેમને પોતાની દૈવી કે દુન્યવી શક્તિનુ ભાન થયુ છે એવી લાખો કરોડો પ્રજા સામે રાજાઓથી ટકવાનું નથી

વળી જો રાજાઓ કાળના લક્ષણો ઓળખવા ના જ પાડે તો પછી સાર્વભૌમ સત્તા કે જેમણે તેમને 'ઉગાર્યા' છે અગર તો 'સરજ્યા' છે તેની શુ રાજ્યોની રૈયત પ્રત્યે કશી જ ફરજ નથી? શ્રી પ્યારેલાલે આ પ્રશ્નને આ અંકમા બીજે (આનો સાર આવતા અકમા અપાશે) છણ્યો છે અને બતાવી આપ્યુ છે કે ગેરઅમલ સામે પ્રજાને રક્ષણ આપવાની ફરજમાથી દેશી રાજ્યો જોડેના ચાહે તેવા કોલકરારો પણ સાર્વભૌમ સત્તાને ફારગ કરી શકે નહિ અગર તો એ કરારોની રૂએ રાજાઓને સાવ નિરંકુશ, સર્વતત્રસ્વતત્ર અને પોતાના બરોબરિયા લેખવાની પણ ફરજ સાર્વભૌમ સત્તા ઉપર પડતી નથી 'સાર્વભૌમ' શબ્દ જ છેવટની સત્તા સાર્વભૌમવાળાની છે એમ બતાવે છે કહેવાતા કોલકરારો બે બરોબરિયા વચ્ચેના કરારો નથી જ, પણ જેમને તે આપવામા આવ્યા છે તે તેમના ઉપર મૂકવામા આવેલી શરતો અને અકુશોના એ કરારો છે મુખ્યત્વે કરીને અથવા તો સપૂર્ણતાએ સાર્વભૌમ સત્તાની મજબૂતી કરવાના હેતુથી અપાયેલી એ બધી બક્ષીસો કે દેણગીઓ છે અનબત્ત, એવા કાયદાબાજો અને ધારાશાસ્ત્રીઓ નીકળશે જેઓ દલીલ કરશે કે આ કોલકરારો તો સાર્વભૌમ સત્તાને પક્ષે અપાયેલા પવિત્ર વચનોરૂપ છે જેનો અમલ કરાવવાને રાજાઓ હકદાર છે જે રૈતિયો છે તે વિરાટ પુરુષ સામે પોતાના હકોની બજાવણી કરાવી શકે?

જેઓ એવો આક્ષેપ કરી રહ્યા છે કે જ્યારે ઇંગ્લડ જીવમરણની લડાઇમા ગૂંથવાયુ છે ત્યારે કોગ્રેસ તેની જોડે સ્વાર્થનો સોદો કરવા નીકળી છે,

તેમને પોતે શું કહી રહ્યા છે તેની સમજ નથી. ગમે તેમ હો પણ હું તો કશી સોદાગીરીમાં ભાગીદારી કરું એમ નથી. મારા સ્વભાવ વિરુદ્ધની એ વસ્તુ છે. હિંદનો જન્મસિદ્ધ હક આજે કદાચ ન કબૂલાય; વખત આવ્યે કબૂલાશે. પણ તકરારના મુદ્દાની ચોખવટ થવી જરૂરી છે.

મારા અભિપ્રાય મુજબ તો સ્થિતિ જ એવી છે કે કોંગ્રેસથી રાજાઓ જોડે કશી સીધી વાટાઘાટ થવી અશક્ય છે. એવો વખત આવશે ત્યારે જણાઇ રહેશે કે કોંગ્રેસ જોડે અગર તો તેની જગાએ જે કોઈ હિસાબ દેનારલેનાર હશે તેની જોડે અંતે સાર્વભૌમ સત્તાને જ રાજાઓની વતીની વાટાઘાટ કરવી પડશે. જેમ હિંદમાંની સિવિલ સર્વિસ—જે બ્રિટિશોની ઉભી કરેલી સૃષ્ટિ છે—ને હિંદના સ્વાતંત્ર્ય પ્રાપ્તિની દિશાની કૂચમાં માર્ગ રૂંધીને બેસવા દઇ શકાય નહિ, તેમ રાજાઓને પણ તેમ કરવા દઈ શકાય નહિ અગર તો એ દિશાએ તેમને ઓઠા તરીકે વાપરી શકાય નહિ. સિવિલિયનો તેમજ રાજાઓ બેઉ જમાતો સામ્રાજ્યના સ્તંભરૂપ છે. તેથી અંતે બેઉએ કાં તો આઝાદ હિંદને રાજીખુશીની મદદ આપતા થવું જોઇશે અથવા તો એમને ફારગ કરીને વીખેરવા પડશે. આ તેમને હીણવવા ખાતર નથી કહેતો. એ તો ઉઘાડી વાત છે. જ્યારે બ્રિટન સામ્રાજ્યવાદ અંએરી નાંખશે ત્યારે હિંદને લાગેવળગે છે ત્યાંસુધી સૌ જોશે કે સામ્રાજ્યશાહીની આ બે ભુજાઓને ઇંગ્લંડને સાચું પગલું લેવાના કામમાં અંતરાયરૂપ થઈ પડવા નહિ જ દેવામાં આવે.

યુરોપની લડાઇને અત્યારે જે રૂપમાં હું નિહાળી રહ્યો છું તે રીતે હું માનું છું કે એ દાવાનળ હજુ એની કારમી ભીષણતામાં ભભૂકી ઊઠયો નથી. બેઉ પક્ષો હજુ નવીનવી સંહાર રીતો શોધવામાં ગૂંથાયા છે. પણ ખરું જોતાં બેઉ, હું આશા રાખું છું કે, બેઉ પક્ષના ખરેખરા આખડવાથી નિશ્ચે થનારી ભયાનક કતલ ટાળવા મથી રહ્યા છે. વગર જોયે વિચાર્યે હાથ આવે તે જહાજોને ડુબાવવાની નીતિ અને તેમાંથી નીપજતી પ્રાણહાનિ ભયાનક છે જ. પણ બેઉ પક્ષે ખરી મરણિયા લડાઈની શરૂઆત થયે જ ભીષણ હત્યાકાંડ વ્યાપે એની સરખામણીમાં આ પ્રાણહાનિને નજીવી જ ગણવી જોઇએ: દરમ્યાન અત્યારે બેઉ પક્ષોની વતી ઇચ્છાએ, કે પછી અનિચ્છાએ પણ, નૈતિક મુદ્દાઓની છણાવટ ચાલી રહી છે. આમાં હું જોઉં છું કે બ્રિટિશ મુત્સદ્દીઓ હવે યુદ્ધના હેતુઓને યુરોપી પ્રજાઓની સ્વતંત્રતા પૂરતા મર્યાદિત કરવા લાગ્યા છે. પણ જો લડાઇ એકાએક બંધ નહિ પડે તો આખી દુનિયાભરની પ્રજાઓની અને લોકશાસનની રક્ષા કરવાના મૂળ યુદ્ધહેતુ પર તેમને ફરી પાછા ઊભવું જ પડશે. જે રાક્ષસી તૈયારીઓ આ લડાઈને અંગે થઇ છે તે જોતાં એમાં જીતનારા પક્ષોને કદાચ તેમણે ધાર્યું હશે તે કરતા ઘણાં વધુ વિશાળ નૈતિક કારણો અને હેતુઓ અપનાવવાની ફરજ પડશે. તેથી અંતે કદાચ નૈતિક મુદ્દાઓના પડ ઉપર જ લડાઇનો આખરી નિર્ણય થાય એમ બને. ગમે તેમ થાઓ પણ કોંગ્રેસ કે જેણે સ્વેચ્છાપૂર્વક શસ્ત્રસન્યાસ કર્યો છે અને શાંતિ તેમજ અહિંસાનો માર્ગ ગ્રહણ કર્યો છે તે આ નૈતિક મુદ્દાને જ મોખરે આણવામાં રોકાયેલી છે અને જો ને ધીરજ રાખી શકશે તો સંભવ છે કે આ નૈતિક મુદ્દાની ચોખવટ કરાવવાનો એનો એવો એકધારો આગ્રહ જ ઝઝૂમી રહેલા માનવસંહારને અટકાવવામાં મહત્વનો ભાગ ભજવે. રાજાઓના પ્રશ્નની સ્પષ્ટ સમજ એ આ નૈતિક મુદ્દાની ચોખવટનો એક મોટો અંશ છે. રાજાઓને અને તેમના સલાહકારોને તેમજ અલબત્ત બ્રિટિશ મુત્સદ્દીઓને પણ જૂના મનોગ્રહ છોડીને અને નિષ્પક્ષપણે આ પ્રશ્ન તપાસવા અને વિચારવાને હું નોતરું છું.

---

### હળવદના રાજમહેલનો એક શીલાલેખ.

ધ્રાંગધ્રા રાજ્યની પ્રાચીન રાજધાની હળવદ હતું. તેના રાજમહેલનો એક લેખ રાણા જોરાવરસિંહજીએ રાષ્ટ્રશક્તિમાં પ્રકટ કર્યો છે. કાઠીઆવાડનો ઇતિહાસ

એટલો બધો અપૂર્ણ છે, કે જો આવા જુના લેખોનો સંગ્રહ કરવામાં આવે તો એથી પ્રાંતની ઉપયોગી સ્થાયી સેવા થઈ શકે એમ અમને લાગે છે. રાજાઓનાં જુનાં દફતરોમાંથી પણ ઘણી સામગ્રી ઉપલબ્ધ થાય. સાચી સેવાની ઇચ્છા રાખનાર માટે આ દીશામાં વિશાળ ક્ષેત્ર છે, પહેલાંના કાળમાં કેવો કૌટુંબીક ભાવ અને એકતા હતાં તેઓ લેખ ઉપરથી જણાય છે.

### લેખ.

ઓમ: ૦ા ૧ શ્રી ગણેશાય નમ: ૦ા સંવત ૧૭૬૫ વર્ષે વૈસાક સુદ ૨ દને મહારાણા શ્રી અમરસંઘજી સુત મહારાણા શ્રી મેઘરાજજી સુત મહારાણા શ્રી ગજસંઘજી સુત મહારાણા શ્રી જશવંતસંઘજી કુ. પદ. શ્રી પ્રતાપસંઘજી તથા કુંઅર શ્રી માનસંઘજી તથા કુંઅર શ્રી અમરસંઘજી તથા કુંઅર શ્રી મેઘરાજજી વગેરે રાણા દિના-દિન-અધિકું પ્રતાપ શ્રી દરબારગઢ કરાવો છે અને પોતે શ્રી મુખે ફરમાવુ છે જે અમારા કુંઅર તથા કુઅર પ્રતાપસંઘજીના કુંઅરો ને જે અમારા વંસ માંહેજે થાઓતે રજપુતોને રાખજો. પોતાના રજપુતોને ઝાઝાવાના કરજો દલ હાથ રાખજો. અને રજપુત સાગઈ તેજે પોતાના ધણીની ચાકરી એક મન સુધ કરે રાજા રજપુતના એક દલ હસતો એક દલના ગઢ જગદીશ રાખસે. અમારા હોઅતે અમારા સીધામણે ચાલજો શ્રી. જી. સાહ. કરસે ગઢના કારીગર સલાટ કમાજી સુત સલાટ ધર્મસી તથા સલાટ રણછોડ તથા દેવજી સારાહો આકારીગરે ગઢ ચણ્યો છે. ૦ા શ્રી અસ્તુ કલ્યાણ મસ્તુ સદાજય જય ધનધાન્ય અસ્તુ ૦ શ્રીશ્રી૦।૦।

---

## ભાવનગર રાજ્યની કેળવણી પ્રગતિ.

( છેલ્લા ૨૦ વર્ષ દરમીયાન ભાવનગર રાજ્યમાં કેળવણીના ક્ષેત્રમાં કેટલી પ્રગતિ થઈ તે દર્શાવનારા આંકડાઓ આ નીચે આપ્યા છે. )

| શાળાઓ અને કોલેજની સંખ્યા | સંવત ૧૯૭૬ ઈ. સ. ૧૯૧૯-૧૯૨૦ | સંવત ૧૯૯૪ ઈ. સ. ૧૯૩૭-૧૯૩૮ |
|---|---|---|
| (૧) કોલેજ | ૧ | ૧ |
| (૨) દરબારી અંગ્રેજી શાળાઓ | | |
| હાઈસ્કૂલ | ૧ | ૬ |
| મિડલ સ્કૂલ | ૭ | ૪ |
| અંગ્રેજી વર્ગ | ૫ | ૧૦ |
| પ્રાથમિક શાળાઓ | ૧૭૧ | ૩૩૨ |
| (૩) ખાનગી ગ્રાન્ટ શાળાઓ | | |
| હાઈસ્કૂલ | ૧ | ૨ (મહીલાવિદ્યાલય સહિત) |
| મિડલ સ્કૂલ | ... | ૨* |
| પ્રાથમિક શાળા | ૧૦ | ૧૮ |
| **ફીની ઉપજ** | | |
| કોલેજ | ૫૫૨૦ | ૨૪૫૯૮ |
| અંગ્રેજી શાળાઓ | ૧૭૪૦૪ | ૩૩૪૭૩ |
| પ્રાથમિક શાળાઓ | ૮૨૬૯ | ...... |
| | ૩૧૧૯૩ | ૫૮૦૭૭ |

પ્રાથમિક શાળાઓમાં હવે ફી લેવાતી નથી. ઘણા વર્ષો અગાઉ તે માફ કરવામાં આવી છે.

| ખર્ચ | | |
|---|---|---|
| કોલેજ | ૩૩૪૧૦ | ૧૦૪૩૮૪ |
| અંગ્રેજી શાળાઓ, પ્રાથમિક શાળાઓ | ૧૯૭૧૫૯ | ૫૦૯૧૯૮ |
| | ૨૩૦૫૬૯ | ૬૧૩૫૮૨ |
| **વિદ્યાર્થીઓની સંખ્યા** | | |
| કોલેજ | ૧૨૬ | ૫૧૭ |
| દરબારી અંગ્રેજી શાળાઓ | ૧૯૭૪ | ૩૭૩૭ |
| અંગ્રેજી ગ્રાન્ટ શાળાઓ | ૫૩૮ | ૧૧૮૨ |
| દરબારી પ્રાથમિક શાળાઓ | ૧૪૬૫૭ | ૨૫૧૯૮ |
| પ્રાથમિક ગ્રાન્ટ શાળાઓ | ૧૪૯૩ | ૨૩૪૦ |
| | ૧૮૭૮૮ | ૩૨૯૭૪ |

---

* ચાલુ વર્ષે બે નવી ગ્રાન્ટ લેનારી મિડલ સ્કૂલો શરૂ થઈ છે, એટલે હાલ કુલ ૪ ગ્રાન્ટ લેનારી મિડલ સ્કૂલો છે. એ ઉપરાંત Home school નીકળી છે જે મિડલ સ્કૂલ છે, અને બાઢોડમાં અંગ્રેજી વર્ગ નીકળ્યો છે. Home school અને બાઢોડ અંગ્રેજી વર્ગ બન્ને recognised સંસ્થાઓ છે.

**શિક્ષકોની સખ્યા**

| | | |
|---|---|---|
| દરબારી અગ્રેજી શાળાઓ | ૯૩ | ૧૭૮ |
| | (તે પૈકી ૭૮ ગ્રેજ્યુએટો) | |
| દરબારી ગુજરાતી શાળાઓ | ૫૧૪ | ૮૦૫ |

નોટ-પ્રાથમિક શાળાઓ અને અગ્રેજી કન્યા-શાળાઓમા ફી લેવાતી નથી, તેમજ છોકરાઓની અગ્રેજી શાળાઓમા છોકરીઓ ભણતી હોય તો ત્યા પણ છોકરીઓની ફી લેવાતી નથી

માફીના ટકા ૨૦ છે એ ઉપરાત ખેડુ અને હરિજન વિદ્યાર્થીઓને માફી રાખવામા આવે છે તે લગભગ ૩ ટકા થવા જાય છે

ગરાશીયા વિદ્યાર્થીઓને ૨૦ સ્કોલરશીપ દરેક રૂા. ૬-૦-૦, ખેડુ વિદ્યાર્થીઓને ૧૫ સ્કોલરશીપ દરેક રૂા ૬-૦-૦ તથા હરિજન વિદ્યાર્થીઓને માસિક રૂા ૨૫-૦-૦ની એકદર સ્કોલરશીપો અપાય છે

---

**ના વાઈસરોયનો વડોદરાનો પ્રવાસ**

નામદાર વાઈસરોય લોર્ડ લીનલિથગો તથા તેમના પત્ની અને બે પુત્રીઓની પધરામણી સોમવાર તારીખ ૧૫ જાન્યુઆરીના રોજ વડોદરા સ્ટેશને થઈ હતી તેઓના માનમા સ્ટેશનને સુદર રીતે શણગારવામા આવ્યુ હતું તેમનું સ્વાગત કરવા નેક નામદાર દીવાન સાહેબ, રાજ્યના અમલદારો, તથા રેસીડેન્ટ લે. કર્નલ સી. કે ડેલી હાજર હતા શ્રીમંત મહારાજા સાહેબ પણ સમયસર પધાર્યા હતા

માનવતા મહેમાનો આવી પહોચતા શ્રીમત મહારાજા સાહેબ તથા રેસીડેન્ટે તેમનુ સ્વાગત કર્યું હતુ અને પરસ્પર પરિચય વિધિ થયો હતો રાજલશ્કરની સલામી લઈને મહેમાનોની સવારી મકરપુરા મહેલમા તેમને આપવામા આવેલા ઉતારા તરફ નીકળી હતી નામદાર નામદાર વાઇસરોય તથા મહારાજા સાહેબ સુવર્ણની બગીમા બીરાજ્યા હતા અન્ય મડળી જુદી ગાડીમા ગોઠવાઈ ગઈ અને લશ્કર સહીત તેમની સવારી રાવપુરાની સડકે થઈને કોઠી કચેરીને રસ્તે વિશ્રામ બાગ ગઈ હતી. ત્યાંથી મડળી મોટરોમા મકરપુરા મહેલ તરફ રવાના થઈ આખે રસ્તે ધ્વજ પતાકાની સજાવટ હતી બે તરફ પોલીસ તથા લશ્કરના સીપાઇઓની કતારો ખડી હતી, અને ફુટપાથ ઉપર તેમજ બારીઓ, છજા અને અગાશીઓમા સર્વત્ર લોક મેદની ઉભરાતી હતી રસ્તે મનોહર સુશોભીત કમાનો અને દરવાજા ઉભા કરવામા આવ્યા હતા. મહેમાનોનુ ભવ્ય સ્વાગત કરવામા આવ્યુ હતુ મકરપુરે જતને ના વાઇસરોયે લશ્કરી સલામી લીધી હતી મહેલના સિહદ્વારે રેસીડેન્ટના પત્ની મીસીસ ડેલી તથા ઉતારા અધિકારી કર્નલ કુમાર શિવરાજસિંહ એમણે મહેમાનોને આવકાર આપ્યો હતો મહેમાનોને તેમનો પરિચય શ્રી મહારાજા સાહેબે કરાવ્યો હતો

બપોરના સમયે શ્રીમત મહારાણી સાહેબ લેડી લીનલિથગોની તથા શ્રીમત મહારાજા સાહેબ ના વાઈસરોયની વિધિસરની મુલાકાતે મકરપુરા પધાર્યા હતા સમારના ભોજનનો બદોબસ્ત મકરપુરેજ હતો સાજના સાડાચારને સુમારે ના વાઈસરોય તથા તેમના પત્નીએ અનુક્રમે શ્રીમત મહારાજા સાહેબ તથા શ્રીમત મહારાણી સાહેબની વળતી મુલાકાત લીધી હતી સાજના ચા પાણી પછી મડળી સહિત છબીઓ લેવાઇ હતી સાજના ૭ વાગે મોતીબાગમા ઉપવને ઉપહાર અને રાતના ૮-૧૫ વાગે મકરપુરામાં ખાણુ એ, ના વાઈસરોયની વડોદરાની મુલાકાતના પ્રથમ દિવસની અતીમ કાર્યો હતા

બીજે દિવસે એટલે મગળવાર તા ૧૬ મીના પ્રાતઃકાળે ના વાઈસરોય અને મડળી શિકારે ટીંબી સીધાવી હતી દરમ્યાન લેડી લિનલીથગો તથા તેમની પુત્રીઓ સ્ત્રીશિક્ષણાનુભવ શાળામા ભરવામા આવેલુ સ્ત્રીઓની કામગીરીનુ પ્રદર્શન તથા બાળસરક્ષણ કાર્ય જોવા ૧૧ વાગે પધાર્યા હતા ત્યા શ્રીમત મહારાણી સાહેબ લેડી કૃષ્ણમાચારી તથા આરોગ્ય રક્ષણ અધિકારી ડોક્ટર પડિતે તેમનુ સ્વાગત કર્યું હતુ મહેમાનને લેડી કૃષ્ણમાચારીએ પ્રદર્શનના સ્ટોલ્સ

બતાવ્યા હતા. મનોરંજનના કાર્યક્રમ પછી લેડી લિનલીથગોએ ઉચ્ચ શ્રેણીમાં આવેલાં બાળકોને ઈનામો વહેંચ્યા હતાં. ડૉક્ટર પંડિતે નિવેદન વાંચ્યા પછી લેડી કૃષ્ણમાચારીએ લેડી લિનલીથગોને હાર તોરા અર્પણ કર્યા હતા. તે પછી તેઓશ્રીએ વિદાય લીધી હતી. આ પ્રદર્શનમાં ભરતગુંથણ શીવણ, ચિત્રકામ, રંગોળી સાથીયા, કીડીયાં કામ ઈત્યાદી અનેક સુંદર લલિત કલાઓમાં વડોદરાની મહીલાઓની દક્ષતા પ્રતીત થતી હતી, શિશુ પ્રદર્શનમાં ૧૧૦૦ બાલકોનો સમુદાય એકત્ર થયો હતો. તેમાંના ૨૫ ટકા જેટલા બાળકોના વજન અને વિકાસનું પ્રમાણ એકંદર હિંદુસ્થાનના સરેરાશ કરતાં વધારે ઉચું હતું. તેમાના ૧૫ બાળકો ઈનામ જીતી ગયા હતા. બપોર પછી મંડળી હિરક મહોત્સવ ગ્રામોદ્યોગ સંસ્થા જોવા ગઇ હતી. ત્યાં તેમને વેપાર ઉદ્યોગ ખાતાના અધિકારી ડૉક્ટર સી. એ. મહેતાએ આવકાર આપ્યો હતો. નાના મોટા અનેક હુન્નર ઉદ્યોગોના નમુનાનું મહેમાનોએ રસપૂર્વક નિરીક્ષણ કર્યું હતું. ખાસ કરીને પટોળાના વણાટ, કાઠિયાવાડી ભરતકામ, ધાતુનું કોતરકામ ઇત્યાદીના નમુના ના. વાઇસરોયની વિશેષ પસંદગી પામ્યા હતા. સાંજના ચાર વાગે શહેરથી ચારેક માઈલના અંતરે આવેલા સુયોગ્ય સ્થળે રૂગ્ણાલય તથા નિવાસસ્થાનની સંસ્થાનો પાયો નાંખવાની ક્રિયા માર્શાયોનેસ ઓફ લિનલીથગોના શુભ હસ્તે થઇ હતી. એ પ્રસંગે રાજ્યના અધિકારીઓ ઉપરાંત અગ્રગણ્ય શહેરી વર્ગની સારી હાજરી હતી. આ મનોહર સ્થળે ના. લેડી લિનલીથગોનાં શ્રીમંત મહારાજા સાહેબ તથા ને. ના. દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીએ સ્વાગત કર્યા હતા.

પાયો નાખવાની ક્રિયા કરવાની લેડી લિનલીથગોને વિનતી કરતાં ને. ના. દીવાન સાહેબે ક્ષયરોગ નિવારણના પુણ્ય કાર્યમા તેઓશ્રીએ આપેલા સક્રિય ફાળાનો ઉલ્લેખ કર્યો હતો. પ્રસંગોચિત વિવેચન પછી લેડી લિનલીથગોએ આવશ્યક વિધિ કર્યો હતો. સંસ્થાની યોજનાની મિ. વી. આર. તળવળકર તથા એ. એસ. દિક્ષીતે સમજુતી આપી હતી. આ સંસ્થાને જાહેર તરફથી રૂ. ૯૦,૦૦૦નો ફાળો મળ્યો છે, જેમાં શેઠ ઝવેરચંદ તથા શેઠ પેસ્તનજી ફરામજી કન્ટ્રાકટર એમનો દરેકનો રૂ. ૧૫,૦૦૦નો ફાળો ખાસ નોંધને પાત્ર છે. આ ઉપરાંત દોઢ લાખનો ફાળો મળવાની આશા રાખવામાં આવે છે. હારતોરા થયા પછી મહેમાનો તથા શ્રીમંત મહારાજા સાહેબે વીદાય લીધી હતી. તે પછી ના. વાઈસરોય મોતીબાગના મનોહર ક્રિડાંગણમાં ટેનીસ રમ્યા હતા. રાતના લક્ષ્મી વિલાસ મહેલમાં ખાણું લઇને મહેમાનોએ તે દિવસનો કાર્યક્રમ સમાપ્ત કર્યો હતો.

ત્રીજે દિવસે બુધવાર તારીખ ૧૭ મીની સવારે ૯ વાગે કામાઠીબાગમાં મહેમાનોએ બાલચમુ સંઘના સંમેલનમાં હાજરી આપી હતી. આ પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબ, દીવાન સર. વી. ટી. કૃષ્ણમાચારી વિદ્યાધિકારી ડૉક્ટર જ્યોતિંદ્ર મહેતા તથા બાલચમુ અધિકારી મા. બા. એસ. દવેએ તેઓને આવકાર આપ્યો હતો. વાજતે ગાજતે બાલવીરોની ટુકડીઓએ નામદાર વાઇસરોય તથા શ્રીમંત મહારાજા સાહેબને સલામી આપી હતી.

લગભગ ૫૦૦ બાલવીરો તથા કન્યાઓએ મહેમાનો સમક્ષ નાનાવિધ સમારંભો કરી બતાવ્યા હતા. તેમની કવાયત, સંગીત, સરઘસ, સંજ્ઞાદર્શક છાવણી નાખવાની ક્રીયાઓ, રમતો ઇત્યાદીમાં સારી કુશળતા અને પ્રશસાપાત્ર તાલીમ દેખાઈ આવતી હતી, અને નામદાર વાઈસરોયે તેનાં ભારોભાર વખાણ કર્યા હતા.

આ સમારંભ પછી મહેમાનો અને મંડળીની કામાઠીબાગમાં કલામંદિર તથા સંગ્રહસ્થાન જોવા પધરામણી થઈ હતી અને તે પછી શ્રી. સયાજી મુખ્ય રૂગ્ણાલય જોવા મહેમાનો ગયા હતા. ત્યાં નામદાર વાઇસરોયે લગભગ અર્ધો કલાક ફરીને ડૉક્ટર ચંદ્રચૂડ તથા અન્ય તબીબી અધિકારીઓ સાથે પુછપરછ કરી હતી. ત્યાંથી તેઓ સયાજી જ્યુબીલી સાયન્સ ઇન્સ્ટીટયુટ, મધ્યવર્તી પુસ્તકાલય અને રાજ્યનું ઝવેરાત જોવા ગયા હતા. સાંજના

સાડા ચાર વાગે સરકારી કૃષીક્ષેત્ર તથા આગોદારની પ્રવૃત્તિને લગતું પ્રદર્શન જોવા મંડલી ગઈ હતી. ત્યાં તેમને આ વિષયમાં વડોદરા રાજ્યે કરેલી સુંદર પ્રગતિનો પરિચય થયો હતો. એકંદર ત્રણ દિવસના કાર્યક્રમ દરમ્યાન નામદાર વાઇસરોયને ખ્યાલ આવ્યો હશે કે વડોદરા રાજ્ય પ્રત્યેક ક્ષેત્રમાં કેટલું પ્રગતિમાન છે અને કેવાં કેવાં લોકોપયોગી કાર્ય પાછળ ધન અને મહેનતનો ઉમંગથી વ્યય કરે છે.

વાઇસરોય યુગલના માનમાં રાતના સવા આઠ વાગે લક્ષ્મી વિલાસ મહેલમાં ભોજન સમારમ્ભ થયો હતો. એ પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબના વક્તવ્યના ઉત્તરમાં ના. વાઇસરોયે વડોદરાની રાજનીતિની તથા રાજ્ય વહીવટની ઉચિત પ્રશંસા કરી હતી અને ઉભયનો ઉત્કર્ષ ઇચ્છ્યો હતો.

આ ખાણા પ્રસંગે મહેલના બાગમાં રોશનીનો અપૂર્વ ઠાઠ હતો. તેમાં મુખ્ય દરવાજાની સજાવટ, પ્રકાશનો, પોપટ, પતંગીયા ઇત્યાદીની ખુબીદાર યોજના ખાસ ધ્યાન ખેંચતી હતી. આ શોભા જોવા લોકોનાં ટોળાં ઉતર્યા હતાં. રાતના સાડા દસ વાગે નામદાર વાઇસરોયે કુટુંબ તથા રસાલા સહ વડોદરા સ્ટેશનથી વિદાય લીધી હતી.

ના. વાઇસરોયની વડોદરાની મુસાફરી દરમિયાન બેંક્વેટ વખતે ના. મહારાજાએ જે ભાષણ કર્યું હતું હતું તેમાંથી તેમજ વાઇસરોય સાહેબે તેનો જે પ્રતિઉત્તર આપ્યો હતો તેમાંથી મહત્વનો ભાગ અમે આ નીચે આપીએ છીએ—

ના૦ મહારાજાશ્રીએ કહ્યું કેઃ—

"નામદાર સમ્રાટના હિંદના પ્રતિનિધિને આવકાર આપવાનો પ્રસંગ આવે એ રાજ્યકર્તાને અને તેની પ્રજાને સદા માન ભર્યું છે. આપણને સંયુક્ત કરનારી ગ્રન્થીઓ તુટે નહિ એવી છે. સ્વતંત્ર અને નિયમબદ્ધ શાસન એ સામાન્ય આદર્શોમાંથી આપણે સ્ફુરણા મેળવીએ છીએ. જે આદર્શો અને જીવન વ્યવહાર સામાન્ય વ્યક્ત કરે છે તેના રક્ષણ અર્થે ચાલુ યુદ્ધ ઉપાડેલું છે, વળી જે નૈતિક સિદ્ધાંતો વડે દુનિયા મંગળીત રહે છે તેમાં પૂર્ણ શ્રદ્ધા હોવાથી જ આ યુદ્ધમાં આપણે જોડાયા છીએ. માત્ર સંધીઓની જવાબદારી ઉપર જ નહિ પરન્તુ સત્ય અને ન્યાય અંતે સફલ થશે જ એવી અડગ શ્રદ્ધા રાખી ફતેમંદીથી યુદ્ધ પૂર્ણ થાય એ અર્થે મારા રાજ્યનાં સાધનો નામદાર સમ્રાટના વપરાશ માટે યુદ્ધ થતાં બરોબર મુકવાની મને પ્રેરણા થઇ.

ગયા વર્ષની અમારી આર્થિક પદ્ધતિ અને ઉપજ ખર્ચનો તાળો મેળવવાની નીતિમાં અમે નોંધવા જેવો વિકાસ કર્યો છે. ૧૯૨૯–૩૦ માં જ્યારે ખેતીની પેદાશના ભાવ પડવા માંડયા ત્યારે બધી જ પુનરઆકારણી બંધ કરી અને દેવાં ઘટાડવાની ખેડુતોને રક્ષણ આપવાના અને જમાનગીરો પેઢીઓ ઉઘાડવા પગલાં લેવા માંડયા હતાં ભાવની નરમાશ ચાલુ રહી એટલે સદ્‌ગત મહારાજા સાહેબે સને ૧૯૩૮ના નવેમ્બરમાં તાત્કાલિક ઉપાય તરીકે જમીન મહેસુલ ઘટાડયું. મે એ ઘટાડાને કાયમનો બનાવ્યો છે. આ કાયમનો ઘટાડો રાજ્યના જમીન મહેસુલના માગણાના ૨૨ ટકા જેટલો થાય છે. આ ઉપરાંત સ્થાનિક સંસ્થાઓના ઉત્પન્ન પણ વધાર્યાં, એટલે આર્થિક પરિસ્થિતિની વિસ્તૃત સમીક્ષા કરી કેટલાંક વર્ષો, માટે એક ધોરણ પણ નક્કી કર્યું. આ ધોરણની મુખ્ય વિગત તો એ છે કે મેં મારા અંગત ખર્ચમાં તેમજ બીજા ખર્ચમાં ઘટાડો કર્યો કે જેથી લોકશિક્ષણ, વૈદ્યકીય સારવાર, શહેર અને ગામડાના પાણીના "પુરવઠા ખેતી સુધારણા", સહકાર્ય પ્રવૃત્તિ, નાના મોટા ઉદ્યોગ, વિદ્યુત શક્તિનો વિસ્તાર, રેલવે અને રસ્તાઓના સુધારા અને ખેતીને પાણી મળે એવી યોજનાઓ વિગેરે વિકાસ પામેલી મારી રાજપ્રવૃત્તિઓને વધારે વેગ આપી શકાય. વળી સદ્‌ગત શ્રીમંત મહારાજા સાહેબની સ્મૃતિ જળવાઈ રહે એ માટે મેં એક કરોડ રૂપિયાની રકમ પણ જુદી કાઢી છે. બંધારણીય સુધારણાનો પ્રશ્ન પણ ધ્યાન ઉપર લીધેલો છે. અમારી જાહેર નીતિ એ છે કે લોકોને રાજ્યવહીવટ સાથે સંપર્કમાં રાખવા અને સદ્‌ગત

મહારાજા સાહેબની ઉજ્વલ રાજનીતિના સીધા પરિણામ તરીકે પ્રજાની અભિલાષાઓને બની શકે શકે એટલી પુરેપુરી સંતુષ્ટ કરવી. તેને અનુસરીને પ્રગતિનું આગળ પગલું હાલમાં લીધુ છે તેની મુખ્ય વિગતોથી ધારાસભાનો વિસ્તાર, ધારાસભામાં સગીન લોક નિયુકત પ્રતિનિધિત્વ, કાર્યપ્રદેશનો વિસ્તાર અને મંત્રી મડળમાં ધારાસભામાંથી એક સભ્યની નિમણુંક એનો સમાવેશ થાય છે. રાજકર્તા, પ્રજા અને પ્રજાના બધા જ વિભાગો વચ્ચે હિતસંબંધની સંપૂર્ણ એક વાકયતા છે એ ઉપર આ નવું બધારણ ખાસ ભાર મુકે છે."

નામદાર વાઇસરોય સાહેબે સલામતીનો જવાબ આપતાં સદ્‌ગત શ્રીમત મહારાજા સાહેબ સયાજીરાવના સ્વર્ગવાસ બદલ દિલગીરી બતાવી, પરન્તુ તે સાથે તેમણે સદ્‌ગતની દીર્ઘદષ્ટિનાં વખાણ કરતાં કહ્યું કે તેમણે પોતાના ગાદીવારસ તરીકે રાજ્યકારભારની મુંઝવણોને સમજનારા, ડહાપણ ભર્યા અને માયાળુ રાજ્ય અમલના પાયાઓ ઉપર વિશેષ ચણતર કરનારા શ્રીમત પ્રતાપસિંહ સરખા રાજ્યકર્તાને મેળવ્યા હતા. પોતાને માટે તેમજ નામદાર લેડી લીનલીથગો માટે વપરાયેલા શબ્દો બદલ તેમજ પોતાની થયેલી ભવ્ય પરોણાગત બદલ તેમનો આભાર માન્યો હતો.

શ્રીમંત મહારાજા સાહેબ યુદ્ધના સમયમાં રાજ્યનાં સઘળા સાધનો નામદાર સમ્રાટને પ્રથમ અર્પણ કરનારામાંના છે, એ બદલ તેઓશ્રીએ નામદાર સમ્રાટનો સંતોષ જાહેર કર્યો હતો.

હિંદના સમવાયતંત્ર બદલ શ્રીમંત મહારાજા સાહેબના વિચારનો સદ્‌ગત મહારાજા સયાજીરાવ સરખા અનુભવી, ડાહ્યા, દીર્ઘદષ્ટિવાળી રાજનીતિજ્ઞને અનુસરતા હતા તે માટે નામદાર વાઇસરોયે સંતોષ જાહેર કર્યો હતો. સમવાયતંત્ર મુલતવી રાખ્યા છતાં હિંદુસ્થાનનું ઐકય પ્રાપ્ત કરવા માટેની જરૂરીયાત સંબંધમાં નામદાર શહેનશાહની સરકારના વિચારો જરા પણ ફર્યા નથી, અને ભવિષ્યની જે કાંઈ રાજદ્વારી વ્યવસ્થા થશે તેમાં ઐતિહાસિક હિંદી રાજ્યો તેમની મહાન અને વિશિષ્ટ સંસ્કૃતિઓ સાથે સ્થાન લેશે જ એવી તેમણે આશા રાખી હતી. વડોદરાના બંધારણીય તેમજ આર્થિક સુધારાઓ, તેમજ કેળવણી, તંદુરસ્તી, ખેતીવાડી, સ્ત્રીઓના હક્ક, બાળસૌખ્ય, ગૃહઉદ્યોગ અને બીજી અનેક પ્રજા ઉપકારક પ્રવૃત્તિઓ સંબંધી વડોદરાએ ધારણ કરેલી ઉદાર રાજનીતિની પોતાના ઉપર ઘણી સારી છાપ પડયાનું તેમજ પોતાની મુલાકત દરમ્યાન તેનાં દષ્ટાંતો જોયાનું પણ નામદારે વાઇસરોયે જણાવ્યું હતું. તેમના શબ્દોમાં કહીએ તો, "વડોદરા રાજ્યમાં પચીસો ઉપરાંત શાળાઓ અને એકસો નેવું દવાખાના, સુવિખ્યાત પુસ્તકાલય પ્રવૃત્તિ, સંગ્રહસ્થાન અને કલામંદિર છે. આ સેવાઓ સૌને મફત મળે છે, અને કરમા થયેલા ઘટાડા છતા તે ચાલુ રહે છે," લોકોના સુખ અને આબાદી માટે શ્રીમંત મહારાજ સાહેબે પોતાના ખાનગી ખર્ચમાં બચાવ કરી જે અંગત ફાળો બેસાડયો હતો તે માટે નામદાર વાઇસરોય સાહેબે તેઓશ્રીને અભિનંદન આપ્યા હતા.

---

# 'દેશી રાજ્ય' સંબંધી અભિપ્રાયો

I need hardly say that any magazine which deals with the topics and interests of the Indian States in a reasonable and temperate manner will always command my sympathy.

*  *  *

I have, no suggestions to make but have altered 2 words to make the facts correct.
**Late Hon. Sir C. C. Watson**

Such a magazine, so long as the tone is irreproachable should contribute to a long felt want—I hope your paper is prospering.
**Major D. M. Fraser, P. A. E. K. Agency.**

The style he has adopted appears appropriate for rendering the magazine useful and interesting. The undersigned has, this day issued circular to all Jurisdictional Chiefs and Talukdars in this Agency, drawing their attention to the magazine. **Major L. Golden P. A. Mahikantha Agency.**

Hoping your journal is popular and paying concern. **W. T. Owan**

......you are doing really good service to the whole order of Indian Princes, and your magazine has always dealt with the most important questions pertaining to the Indian States in a really responsible manner. His Highness regularly reads your paper and cherishes a very high opinion of your work...... **T. J. Raja**

" The book is interesting and worth having in a Thana.
**Deputy Political Agent E. K. Agency.**

I think the magazine will be appreciated by those connected with the Indian States. **Major L. E. Lang**

I have found a very favourable impression of the general tone and get up of the Magazine. **J. E. C. Jakes**

I should at once say that the scheme is based absolutely on right lines and deserves encouragement from the rulers and ruled. **Rao Bahadur H. B. Kotak**

"તમારા જેવા ગાત્માન અને દેશની દાઝ જાણનારા વિચારશીલ તંત્રીના અધિકાર નીચે 'દેશી રાજ્ય" ફતેહમંદ નીવડશે એવી હું આશા રાખું છું." **મર્હુમ દી. બા. કેશવલાલ ધ્રુવ**

"દેશી રાજ્યમાં જે લેખો આવે છે તે ઊંચી કોટિના હોય છે અને તેના ઘણા અભ્યાસીઓને ઉપયોગી હોય છે." **મર્હુમ સી. ન. અમીન**